બરૂ આયદ બબખ્તે તો ઈન્ કારૂ ઝૂદ
સુખુનહા કે બહ્રામ બાયદ શેનૂદ
ચુ બેશનીદ ખાકાન્ દેલશ તાઝહ્ ગશ્ત
બેખન્દીદો બરૂ દીગરૂ અન્દાઝહ્ ગશ્ત
બશાન્ બરૂ નેહાદન્દ યકુસરૂ ગવાન્
કે બુગ્ઝીદ બાયદ દો મર્દે જવાન્
કે ઝીબદ બદાન્ હરૂદો તન્ મેહ્તરી
હમાન્ રન્જ કશ બાશદો લશ્કરી
બચીન્ મેહ્તરી બૂદ ચીનૂય નામ
દેગરૂ સરૂકશી બૂદ જન્ગૂય નામ
ફેરેસ્તાદ ખાકાન્ યલાન્રા બેખાન્દ
બદીવાને દીનારૂ દાદન્ નેશાન્દ
૫૨ ચુનીન્ ગોફ્ત મેહ્તરૂ બદીન હરૂદો મરૂદ
કે હુશ્યારૂ બાશીદ રૂઝે નબરૂદ
હમીશહ્ બબહ્રામ દારીદ ચશ્મ
ચે હન્ગામે શાદી ચે હન્ગામે ખશ્મ
ગુઝરૂહાએ જયહૂન બગીરીદ પાક
કે જયહૂન્ બગરૂદૂન્ બરૂ આરીદ ખાક
સેપાહી દેલાવરૂ બઇશાન્ સેપોરૂદ
હમહ્ નામદારાનો શીરાને ગોરૂદ
બરૂ આમદ કે દરૂગાહે બહ્રામ કૂસ
રોખે શીદ અઝ ગરૂદ શુદ આબ્નૂસ
કે ચીન્ કૂચ યકુસરૂ બઇશાન્ નેહાદ
બરૂઝે સેફન્દારૂમુઝ બામદાદ

અને તારાં નસીબની મદદથી એ કામ જલ્દીથી સરંજામ ઉતરશે-માટે તારે બેહરામ જે કહે તે સાંભળવું જોઇયે."

જ્યારે ખાકાને એવું સાંભળ્યું ત્યારે તેનું દિલ ખીલ્યું-તે હસ્યો અને અને જુદોજ વિચાર કરવા લાગ્યો.

પછી સઘળા પેહલવાનો એ વાત ઉપર આવ્યા-કે "આ કામ માટે બે જવાન શખ્સો ચુંટી કાઢવા જોઇયે.

કે જેઓ બન્ને જણા સરદારી કરવાને લાયક હોય-તેમજ તેઓ ખડતલ અને લડાયક હોય."

હવે ચીનમાં એક ચીનૂય નામનો સરદાર હતો-તેમજ બીજો એક બહાદુર શખ્સ જંગૂય નામનો હતો.

ખાકાને કોઇને મોકલી તે બન્ને પેહલવાનોને બોલાવ્યા-અને પગાર કરવાની કચેરીમાં બેસાડયા.

પાદશાહે તે બન્ને બહાદુર મર્દોને કહ્યું-કે "તમો લડાઇને વખતે હુશયાર રહેજો.

તમો હમેશાં શું ખુશહાલીને વખતે કે શું લડાઇને વખતે બેહરામ ઉપર નજર રાખતા રહેજો.

જયહૂન નદી આગળના માર્ગો બંદ કરી લેજો-અને તે નદી આગળથી આસ્માન સૂધી ધૂળ ઉડાવજો."

પછી સઘળા નામદારો અને બહાદુર સિંહોનું એક દિલાવર લશ્કર તેઓને સોંપી આપ્યું.

હવે બેહરામની દરગાહમાંથી નગારાંના આવાજ નીકળ્યા-અને લશ્કરની ધૂળથી ખુરશીદનો ચેહરો કાળો પડી ગયો.

સફંદારમદ રોઝને દિવસે બામદાદને વખતે-ચીનથી સઘળાઓ ઇરાન તરફ ચાલ્યા.

## ફેરેસ્તાદને ખુસ્રવ્ ખર્રાદે બર્ઝીન્રા નઝ્દે ખાકાને ચીન્ વ ચારએ ઊ દર્ કોશતને બહ્રામ્ ચૂબીનહ્.

ચુ આગાહી આમદ બશાહે બુઝોરૂગ્
કે અઝ બીશહ્ બીરૂન ખરામીદ ગોરૂગ્
સેપાહી બેયાવરૂદ બહ્રામે ગોરૂદ
કે અઝ આસમાન રઉશનાઈ બેબોરૂદ
બખરૂરાદે બર્ઝીન્ ચુનીન્ ગોફ્ત શાહ્
કે બુગ્ઝીન્ બરીન્ કારૂ બરૂ ખાન્ રાહ્
બઈરાનો તૂરાન્ તો દાના તરી
હમાન્ બરૂ ઝબાન્હા તવાના તરી
૫૩ દરે ગન્જ બુકુશાદો ચન્દાન્ ગોહરૂ
બેયાવરૂદ શમ્શીરો ઝરૂરીન્ કમરૂ
કે ખરૂરાદે બર્ઝીન્ દરાન્ ખીરહ્ માન્દ
હમી દરૂ નેહાન્ નામે યઝદાન્ બેખાન્દ
ચુ બા હદયહા રાહે ચીન્ બરૂ ગેરેફ્ત
કે જયહૂન્ ચપી રાહે દીગરૂ ગેરેફ્ત

## ખુસરૂએ ખાકાને ચીન આગળ ખરરાદે બર્ઝીનને મોકલવો અને તેણે બેહરામ ચોબીનેહને મારવાનો ચારો કરવો.

જ્યારે મોટા પાદશાહ ખુસરૂને ખબર મળી કે "પેલું વરૂ જંગલમાંથી બાહેર નીકળી ચૂક્યું છે,

પેહલવાન બેહરામ એક ભારી લશ્કર લાવ્યો છે-કે જેણે આસ્માન ઉપરથી સઘળી રોશની ખેંચી લીધી છે,"

ત્યારે પાદશાહે ખરરાદે બર્ઝીનને કહ્યું-કે "એ કામ માટે તું મુસાફેર બની જા.

ઈરાનમાં તેમજ તુરાનમાં તુંજ વધારે દાના છે-વળી બોલવાની શક્તિ પણ તારામાં ઘણી છે"

પછી તેણે ખજાનાનો દરવાજો ખુલ્લો કીધો અને એટલાં બધાં ગોહર-તલવાર અને સોનેરી કમરબંદ ભેગા કીધાં,

કે ખરરાદે બર્ઝીન તે જોઇ ડંગ થઇ ગયો-અને પોતાનાં મનમાં ખોદાને યાદ કરવા લાગ્યો.

જ્યારે તેણે પેલા હદયા સાથ ચીનનો માર્ગ પકડયો-ત્યારે તેણે જયહૂન નદી આગળથી બીજોજ રસ્તો લીધો.

ચુ નઝદીકે દરગાહે ખાકાન્ રસીદ
નેગહ્ કર્દ ગૂયન્દઇ બરૂ ગુઝીદ
બદાન્ તા બેગૂયદ્ કે અઝ નઝદે શાહ્
ફેરેસ્તાદહ્ આમદ્ બદીન્ બારૂગાહ્
ચુ બેશ્નીદ્ ખાકાન્ બેયારાસ્ત ગાહ્
બેફરમૂદ્ તા બરૂ કુશાદન્દ્ રાહ્
ફેરેસ્તાદહ્ ચૂન્ શુદ બતન્ગી ફરાઝ
ઝબાન્ કરૂદ્ ગૂયાઓ બોર્દશ નમાઝ
બદૂ ગોફ્‌ત હરગહ્ કે ફર્માન્ દેહી
બગોફ્‌તન્ ઝબાન્ બરૂ કુશાયદ્ રેહી
બદૂ ગોફ્‌ત ખાકાન્ બશીરીન્ ઝબાન્
દેહો મરદુમે પીર ગર્દદ્ જવાન્
બેગૂય આન્ સુખુનહા કે સૂદ્ અન્દરૂસ્ત
સખુન્ ગોફ્‌તહ્ મગ્ઝસ્તો નાગોફ્‌તહ્ પૂસ્ત
ચુ ખરરાદે બર્ઝીન્ શનીદ્ ઇન્ સોખન્
બયાદ્ આમદશ ગોફ્‌તહાએ કોહન્
નુખોસ્ત આફરીન્ કરૂદ્ બરૂ કેર્દેગારૂ
તવાનાઓ દારન્દએ રૂઝગારૂ
કે ચર્ખો ઝમીનો ઝમાન્ આફરીદ્
તવાનાઇઓ નાતવાન્ આફરીદ્
ચકી ચર્ખે ગર્દન્દહ્ શુદ્ બી સોતૂન્
ચેરા નહ્ બફર્માનશ અન્દર્ ન ચૂન્
બરાન્ આફરીન્ કૂ ચુનીન્ આફરીદ્
બલન્દ્ આસમાનો ઝમીન્ આફરીદ્
તવાનાઓ દાનાઓ દારન્દહ્ ઊસ્ત
સેપહ્‌રો ઝમીનરા નેગારન્દહ્ ઊસ્ત
બચરૂખ અન્દરૂન્ આફ્‌તાબ્ આફરીદ્
શબો રૂઝો આરામો ખાબ્ આફરીદ્
તવાનાઈ ઊરાસ્ત મા બન્દઈમ
હમ અઝ રાસ્તીહાશ ગૂયન્દઈમ
યકીરા દેહદ્ તાજો તખ્તે બલન્દ્
યકીરા કુનદ્ ખારો ઝારો નેઝન્દ્
ન બા આનશ મેહ્‌રો ન બા ઈનશ કીન્
નમી દાનદ્ ઈન્ જોઝ જહાન્ આફરીન્
કેહાનો મેહાન્ ખાકરા ઝાદઈમ
બનાકામ તન્ મરગ્‌રા દાદઈમ
નુખોસ્તીન્ બરૂ આયમ ઝે જમ્મે બરીન્
જહાન્દારૂ તહ્‌મૂરસે બાફરીન્
ચુનીન્ હમ બેરવ તા સરે કયકોબાદ્
હમાન્ નામદારાન્ કે દારીમ યાદ્
ચુ કયખુસ્રવો રોસ્તમે નામદારૂ
બરીન્ હમ નેશાન્ તા બએસ્ફન્દેયારૂ
ઝે ગીતી યકી દખ્મહ્ શાન્ બૂદ્ બહરૂ
ચશીદન્દ્ બરૂ જાએ તર્યાક્ ઝહરૂ
કુનૂન્ શાહે ઇરાન્ બતન્ પીશે તોસ્ત
હમાન્ શાદો ધરગીન્ બકમ બીશે તોસ્ત
બહન્ગામે શાહાને બા આફરીન્
પેદરૂ માદરશ બૂદ્ ખાકાને ચીન્
બદીન્ રૂઝ પયવન્દ્ મા તાઝહ્ ગશ્ત
હમહ્ કારૂ બરૂ દીગરૂ અન્દાઝહ્ ગશ્ત

જ્યારે તે ખાકાનની દરગાહની નઝદીક જઈ પહોંચ્યો-ત્યારે તેણે તપાસ કરી એક સારા જેવા બોલનારાને ચુંટી કાઢયો.

કે જે ત્યાં જઈ કહે કે "પાદશાહની નઝદીકથી-એક એલચી આ આવ્યો છે."

જ્યારે ખાકાને એવું સાંભળ્યું ત્યારે તેણે પોતાનું તખ્ત સણગાર્યું-અને પછી ફર્માવ્યું જેથી તેને દાખેલ કીધો.

જ્યારે તે એલચી છેક તેની નઝદીક ગયો-ત્યારે તેણે પોતાની ઝબાન બોલતી કીધી અને તેને નમન કીધું.

તે બોલ્યો કે "જ્યારે તું હુકમ આપશે-ત્યારે આ નોકર બોલવા માટે ઝબાન ખોલશે."

ખાકાને તેને કહ્યું કે "શીરીન ઝબાને કરીને-બુઢ્ઢા મર્દનું દિલ પણ જવાન બને છે.

તું તેવાજ સખુનો બોલ કે જેમાં ફાયદો હોય-બોલેલા સખુનો મગઝ જેવા છે અને નહીં બોલાયલા સખુનો ખાલી કોટલાં સમાન છે."

જ્યારે ખરરાદે બર્ઝીને આવા સખુનો સાંભળ્યા-ત્યારે તેને આગળી ૫૪
વાતો યાદ આવી.

તેણે પહેલાં સર્વ શક્તિમાન સાહેબ અને ઝમાનાને પાયદાર રાખનાર ખોદાતાલા ઉપર દુઆ કીધી,

કે "જે સાહેબે આસ્માન, ઝમીન અને ઝમાનો પયદા કીધો-શક્તિ અને નબળાઇ પણ તેજ સાહેબે પયદા કીધી.

તે સાહેબથીજ એક વગર ટેકાએ ફરતો આસ્માન ઉભો થયો-તેના હોકમમાં કાંઈ પણ ચૂનોચેરા છેજ નહીં.

જે સાહેબે આવું આવું પયદા કીધું, જે સાહેબે બુલંદ આસ્માન અને ઝમીન પયદા કીધી, તે સાહેબ ઉપર આફ્રીન હોજો!

તેજ સાહેબ દરેક રીતે શક્તિવાન, સઘળું જાણનારો અને સર્વની સંભાળનો લેનારો છે-તેજ સાહેબ આસ્માન અને ઝમીનને સણગારનો આપનારો છે.

તેજ સાહેબે આસ્માન ઉપર આફતાબ પયદા કીધો-રાત, દિવસ, આરામ અને ઊંઘ પણ તેજ સાહેબે પયદા કીધી.

સઘળી શક્તિ તેજ સાહેબને છે આપણુ તો તેના બંદા છિયે-તેનીજ રાસ્તીના વખાણનારા છિયે.

તે એક જણને તાજ અને બુલંદ તખ્ત આપે છે-ત્યારે બીજાને ખુવાર, રડતો અને ગમગીન બનાવે છે.

તેને એકની સાથ મોહબ્બત કે બીજાની સાથ કીનો પણ નથી-આ સઘળો ભેદ ખોદાતાલા સિવાય કોઇ જાણતું નથી.

આપણે નાના અને મોટા ખાક થવા માટેજ પયદા થયા છિયે-અને ૫૫
આપણી મરજી ઉપરાંત આપણાં શરીર મોતને હવાલે કર્યાં છે.

પહેલાં હું મોટા પાદશાહ જમશીદ અને તારીફ લાયકના પાદશાહ તેહમૂરસ ઉપર આઉં છું.

એવીજ રીતે તું કયકોબાદ સુધી તેમજ બીજા નામદાર પાદશાહો કે જેઓની યાદ રાખ્યે છિયે, ત્યાં સુધી તું ચાલ.

પછી કયખુસરૂ અને નામદાર રૂસ્તમ જેવાઓ સુધી-તેમજ એ પ્રમાણે અસ્ફંદિયાર સુધી તું જા,

તો એ સઘળાઓને હિસ્સે આ દુન્યામાંથી એક દખ્મુજ આવ્યું છે-તેઓએ તર્યાકની જગ્યાએ ઝેહર ચાખ્યું છે.

હમણા તો ઇરાનનો પાદશાહ પોતાનાં દિલ સાથ તારીજ સગાઈ ધરાવે છે-અને તારી ચઢતી તેમજ પડતીમાં તે ખુશી અને દિલગીરી માને છે.

ઈરાનના વખાણ પામેલા પાદશાહોના વખતમાં-તેઓનો મમાવો ખાકાને ચીનજ ગણાતો હતો.

હાલ આપણુનો સંબંધ નવોજ થયો છે-અને સઘળી વાતજ ફેરવાઇ ગઇ છે.

કે પીરૂઝગરૂ આફરીને તો બાદ
સરે તાજદારાન્ ઝમીને તો બાદ
હમી ગોફ્તો ખાકાન્ બદૂ દાદ ગૂશ
બદૂ ગોફ્ત કય મર્દે દાનેશ ફરૂશ
૫૬ બઈરાન્ અગરૂ નીઝ જોઝ તૂ કસસ્ત
શેનાસન્દએ આસમાન્ ઊ બસસ્ત
દરાન્ કાખ્ જાઇ બેપર્દાખ્તશ
બનઝદીકીએ ખીશ બેન્શાખ્તશ
બફર્માને ઊ હદયહા પીશ બોરૂદ
ચકાયકૂ બગન્જૂરે ઊ બરૂ શુમોરૂદ
બદૂ ગોફ્ત ખાકાન્ કે બી ખાસ્તહ્
મબાદી તો અન્દરૂ જહાન્ કાસ્તહ્
ગરૂ અઝ મન્ તો ખાહી પઝીરોફ્ત ચીઝ
બેગૂ તા પઝીરમ મન્ ઈન્ ચીઝ નીઝ
બગરૂનહ્ તો અઝ હદયહ્ રઉશન્ તરી
બદાનન્દગાન્ બરૂ સરાન્ અફ્સરી
ચકી જાએ ખોરૂરમ બેપરૂદાખ્તન્દ
કે હરૂ ગૂનએ જામહા સાખ્તન્દ
બખાનો શેકારો બબઝ્મો બમય
બનઝદીકે ખાકાન્ બુદી નીકુપય
હમી જોસ્તો ફ્રઝીશ ખાલ્લી નેયાફ્ત
બમર્દી બગોફ્તારૂ અન્દરૂ શેતાફ્ત
બદૂ ગોફ્ત બહ્રામ બદ ગઉહરસ્ત
કે અહ્રીમને બદ કુનેશ બદ તરસ્ત
૫૭ ફ્રેરૂશદ જહાનદીદગાન્રા બચીઝ
કે આન્ ચીઝ ગોફ્તન્ નેયર્ઝદ પેશીઝ
વરા હોરૂમુઝે તાજવરૂ બરૂ કશીદ
બઅર્ઝેશ કે ખુરૂશીદ બરૂતરૂ કશીદ
નદાનેસ્ત કસ દરૂ જહાન્ નામે ઊય
બગીતી બરૂ આમદ હમહ્ કામે ઊય
ચુ ફર્માન્ રવા શુદ કે ફર્માને ઊય
બેરૂન આમદ અઝ અહ્દો પયમાને ઊય
બશાહન્શાહી સરૂ બરૂ આવરૂદ રાસ્ત
કે ઈરાનો તૂરાન્ સરાસરૂ મરાસ્ત
અગરૂ બા તો બેસ્યારૂ ખૂબી કનદ
બફર્જામ પયમાને તૂ બેશ્કનદ
ચુનાન્ હમ કે બા શાહે ઈરાન્ શેકસ્ત
ન ખુસ્રવ પરસ્તો ન યઝદાન્ પરસ્ત
ગરૂ ઊરા ફ્રેરેસ્તી બનઝદીકે શાહ્
સરે શાહે ઈરાન્ બરૂ આરી બમાહ્
વઝાન્ પસ હમહ્ ચીનો ઈરાન્ તોરાસ્ત
નેશાસ્તનગહ્ આન્ જા કુની કત હવાસ્ત
ચુ ખાકાન્ શનીદ ઈન્ સખુન્ ખીરહ્ ગશ્ત
દો ચશ્મશ કે દીદારે ઊ તીરહ્ ગશ્ત
૫૮ બદૂ ગોફ્ત ઝીન્ સાન્ સુખુનહા મગૂય
કે તીરહ્ કુની નઝદે મા આબ્રૂય
નયમ્ મન્ બદઅન્દીશો પયમાન્ શેકન્
કે પયમાન્ શેકન્ ખાક યાંબદ કફન્
ચુ બેશ્નીદ ખરૂરાદે બર્ઝીન સોખુન્
બેદાનેસ્ત કાન્ તાઝગી શુદ કોહન્

ફતેહમંદી આપનારા સાહેબ તરફથી તારા ઉપર દુઆ હોજો-અને બીજા પાદશાહોનાં સર તારા પગ નીચે હોજો!"

તે એ પ્રમાણે બોલતો હતો અને ખાકાન સાંભળતો હતો-પછી ખાકાને તેને કહ્યુ કે "ઓ દાનાઈ આપનારા મર્દ!

જો ઈરાનમાં તારા સિવાય કોઇ બીજો હોય-તો આસ્માનની ચાલને જાણવા માટે તે એકલોજ બસ છે."

પછી તેને માટે મેહલમાં એક જગ્યા તેયાર કીધી-અને તેને પોતાની નઝદીક બેસાડયો.

તેના હુકમ પ્રમાણે પેલો હદયો ખાકાનની નઝદીક લઇ જઇ-તે રુપળો તેના ખઝાન્ચીને ગણી આપ્યો.

ખાકાને તેને કહ્યું કે "ખઝાના વગર-દુન્યામાં તું દુઃખી ના રહેતો.

અગરજો તું મારી તરફથી કોઈ પણ ચીઝ કબૂલ કરશે-અને તે તું માગશે, તોજ હું આ સઘળું કબૂલ કરીશ

નહીં તો એ હદયા કરતાં તો તું પોતેજ વધારે કીમતી છે-અને અકલમંદોનાં સર ઉપરનાં તાજ જેવો છે."

તેને માટે એક સુંદર જગ્યા ખાલી કીધી-અને ત્યાં જાતજાતનાં કપડાંઓ પાંથર્યાં.

શું ખાણાં ઉપર કે શું શિકારમાં કે ખુશીની મજલેસમાં અને મયનોશીમાં-તે નેક કદમનો ખરરાદે બર્ઝીન ખાકાનની નઝદીકજ રહેવા લાગ્યો.

તે તક શોધતો હતો પણ એકુ દિવસ ખાકાનને એકલો મેળવી શકયો નહીં-પણ શેવટે તેણે હિમ્મતથી બોલવા માટે શિતાબી કીધી.

તેણે ખાકાનને કહ્યું કે "બેહરામ બૂરી બુન્યાદનો છે-તે બૂરાં કામ કરનાર એહરેમન કરતાં પણ વધારે બૂરો છે.

જે ચીઝનું બેયાન કરું તો તે ચીઝ દમડીને કામની નહીં જણાય-તે ચીઝને માટે દુન્યાના અનુભવી માણસોને તે વેચવા નીકળ્યો છે

તેને તાજવર પાદશાહ હોરમઝદે દરજ્જા ઉપર ચઢાવ્યો-તેનો દરજ્જો ખુરશીદ કરતાં પણ વધારે ઊંચે ચઢાવ્યો.

દુન્યામાં કોઈ તેને જાણતું હતું નહીં-હોરમઝદની મદદથીજ દુન્યામાં તેની તમામ મુરાદ બર આવી.

અને જ્યારે તે પાદશાહનાજ હોકમથી તેને હકૂમત મળી-ત્યારે તેનાંજ ફર્માન અને કોલથી ફરી બેઠો.

અને એકદમ પાદશાહી કરવા માટે સર ઉઠાવ્યું-અને બોલ્યો કે 'ઇરાન અને તુરાન સઘળું મારુંજ છે.'

તારી સાથે પણ તે ગમે એટલી ખૂબી કરશે તોપણ શેવટે તારું વચન તોડશે,

જેમકે તેણે ઇરાનના પાદશાહનું વચન તોડયું છે, તેમજ તે તારું તોડશે તે નથી પાદશાહનો તાબેદાર કે નથી યઝદાનનો તાબેદાર,

તેને જો તું પાદશાહની નઝદીક મોકલે-તો તું ઈરાનના પાદશાહનું સર માહતાબ સુધી ઊંચુ ચઢાવે.

અને પછી તમામ ચીન અને ઈરાન તારુંજ છે-જ્યાં તું ચાહે ત્યાં રહી શકે."

જ્યારે ખાકાને આ સખુનો સાંભળ્યા ત્યારે અજબ થયો-તેનાં મોં ઉપરની બન્ને આંખો સીઆહ થઈ.

તે બોલ્યો કે "તું એવી વાતો કરતોજ ના-કે જેથી તું મારી નઝદીક આબરૂ ખોઈ બેસે

હું બૂરું વિચારનારો કે વચન તોડનારો નથી-કારણકે વચન તોડનાર ખાકનું કફન મેળવે છે."

જ્યારે ખરરાદે બર્ઝીને એવા સખુન સાંભળ્યા-ત્યારે તે સમજી ગયો કે કામ બગડી ગયું છે.

બખાકાને ચીન્ ગોફૂત કય શહ્ નેઝાદ
બદીન્સાન્ સુખુનહા ચે આરી બયાદ
તોરા શાહ્ બેહતરૂ ઝે ચૂબીનહસ્ત
કે શાહ્ત યકી ખીશે દીરીનહસ્ત
બખરૂરાદ ખાકાન્ દેગરૂ બારૂ ગોફૂત
કે ઈન્ રાઝ બીરૂન કુનમ અઝ નેહોફૂત
અગરૂ કયસરે રૂમ પયમાન્ શેકસ્ત
અબા ખુસ્રવ આનગહ કે પયમાન્ બેબસ્ત
મરા નીઝ્ શાયદ કે ચૂનાન્ કુનમ
અબા ગોર્દે બહ્રામ દસ્તાન્ કુનમ
મરા હમચુ ખુસ્રવ હઝારાન્ રેહીસ્ત
હમમ ગઉહરૂ અઝ માયએ ફરૂરેહીસ્ત
નેયાઝોરૂદ શાહે તોરા શાહે રૂમ
સેપોર્દશ વરા લશ્કરો ગન્જો બૂમ
ચુ બહ્રામે જન્ગી કે અઝ્ જન્ગે ઊય
બદફૂતરૂ નવીસન્દ ફર્હન્ગે ઊય
મરા હસ્ત દામાદો આઝરૂમ જૂય
ચે ગૂનહ કશમ સરૂ ઝે પયમાને ઊય
દેગરૂ બારહ ખરૂરાદ દેલ તન્ગ્ શુદ
બચારહ દરૂન્ સૂએ નયરન્ગ્ શુદ
બઅન્દીશહ બા ખીશતન્ ગોફૂત મરૂદ
કે ખાકાન્ નખાહદ ઝમાન્ યાદ કરૂદ
કે બહ્રામ દાદશ બઈરાન્ નુવીદ
સખુન્ ગોફૂતને મન્ શવદ બારે બીદ

ચુ ઉમ્મીદે ખાકાન્ બરૂ તીરહ ગશ્ત
બબીચારગી સૂએ ખાતૂન્ ગુઝશ્ત
હમી જુસ્ત તા કીસ્ત નઝ્દીકે ઊય
કે રઉશન્ કુનદ જાને તારીકે ઊય
યકી કદખોદાઈ બદસ્ત આમદશ
હમાન્ નીઝ્ બા ઊ નેશસ્ત આમદશ
સુખુનહાએ ખુસ્રવ બદૂ યાદ કરૂદ
દેલે મર્દે બી બરૂ બરાન્ શાદ કરૂદ
કે નઝ્દીકે ખાતૂન્ મરા દસ્તગીરૂ
બદાન્ તા શવમ્ બરૂ દરશ બરૂ દબીરૂ
બદૂ ગોફૂત આન્ ચારહગરૂ કદખોદાય
કઝ્ આરૂઝૂહા નેયાયદ બજાય
કે બહ્રામ ચૂબીનહ દામાદે ઊસ્ત
વઝૂયસ્ત બહ્રામરા મગ્ઝો પૂસ્ત
તો મર્દે દબીરી યકી ચારહ સાઝ
વઝીન્ નીઝ્ બા બાદ ગુફ્તશાય રાઝ
ચુ ખરૂરાદે બર્ઝીન્ શનીદ ઈન્ સખુન્
ન સરૂ દીદ તીમારે ઊરા ન બુન્
યકી તુરૂક બુદ પીરૂ નામશ કલૂન્
કે તુર્કાન્ વરા દાશતન્દી ઝબૂન્
હમી પૂસ્તીન્ બૂદ પૂશીદનશ
ઝે અર્ઝન્ બુદી નીઝ્ નૂશીદનશ
બતન્ બૂદ ખીશે મકાતૂરહ યઊ
સરશ બુદ ઝે બહ્રામ દરૂ ગોફૂતગૂય

તેણે ફરી ખાકાને ચીનને કહ્યું કે "એ પાદશાહી બુન્યાદના શખ્સ!-તું એવી રીતના સખુનો શા માટે બોલે છે?

તારા બાબમાં તો ચોબીનેના કરતાં તે પાદશાહજ ભલો છે કે જે પાદશાહ તારો એક જૂનો ખેશી છે."

ખાકાને ખરરાદે બર્ઝીનને બીજી મરતબે કહ્યું-કે "હું મારાં દિલનો ભેદ ઝાહેર કરી કહું છું,

કે જે કયસરે રૂમે જે વખતે કે ખુસરૂ સાથ કોલકરાર કીધા તે વખતે તેની સાથનો કોલ તોડી નાખ્યો,

તો શું મને પણ લાયક છે કે તેમજ કરૂં-અને પેહલવાન બેહરામ સાથ ફરેબ રમું?

ખુસરૂ જેવા તો મારા હઝારો નોકરો છે-તેમજ મારૂં ખાન્દાન દબદબાભરી બુન્યાદથી ઉતરી આવેલું છે.

તારા શાહને રૂમના પાદશાહે કશું દુઃખ દીધું હતું નહીં-તેને લશ્કર, મુલક તથા ખઝાનાની મદદ આપી હતી,

તો લડાયક બેહરામ જેવો કે જેની લડાઇ માટેની-અને જેની વિદ્વત્તા માટે દફતરોમાં નોંધ લેવાય છે,

અને જે મારો જમાઈ અને સુલેહનો ફેલાવનારો છે-તેના વચનથી હું કેવી રીતે સર ફેરવું?"

ખરરાદ બીજી મરતબે પણ દિલગીર થઈ ગયો-હવે તે કાંઈ પણ ઉપાય કરવામાં ફરેબ દેવા તરફ ઢળ્યો.

તે વિચાર કરતાં પોતાનાં મનસે બોલ્યો-કે "ખાકાન ગયલા વખતની વાતો કરવાનો નથી.

કારણકે બેહરામે તેને ઇરાન આપવા માટેની આશા આપેલી છે-તેથી મારે તેની સાથ વાત કરવી એ બેદનાં ઝાડને ફળ લાગવા જેવું થશે (યાને ફોકટ જશે)."

જ્યારે ખાકાન તરફથી કાંઇ પણ આશા તેને નહીં મળી-ત્યારે લાચારીએ તેના વિચાર રાણી તરફ ફર્યા.

તે શોધ કરવા લાગ્યો કે "તેણીની નઝદીક કોણ કોણ રહે છે-કે જેનાથી રાણીનો જીવ ખુશહાલ બને છે?"

એમ કરતાં એક કારભારી તેને મળી આવ્યો તેમજ તેની સાથ તેને ઉઠવું બેસવું પણ થવા લાગ્યું.

તે તેની આગળ ખુસરૂની વાતો કરવા લાગ્યો-અને તેમ કરી તે ફાયદા વગરના શખ્સનું દિલ ખુશહાલ કરવા લાગ્યો.

તે બોલ્યો કે "રાણીને તું મારી ભલામણ કર-કે જેથી હું તેણીના મેહલમાંનો મુન્શી બનું."

ત્યારે પેલા યુક્તિબાઝ કારભારીએ જવાબ દીધો-કે "તે રાણીથી તારી આવી રીતની મતલબ પાર પડશે નહીં.

કારણકે બેહરામ ચોબીનેહ તેનો જમાઇ થાય છે-અને તે રાણીથીજ બેહરામને મઝબૂતી છે.

તું શીખેલો ભણેલો છે તો કાંઇ બીજીજ યુક્તિ કર-અને આ વાતની ખબર પવનને પણ પડવા દેતો ના."

જ્યારે ખરરાદે બર્ઝીને એવું સાંભળ્યું-ત્યારે પેલાની દિલસોઝીનું ધડ કે પૂછડું તેને દેખાયું નહીં.

હવે એક કલૂન નામનો બુઢ્ઢો તુર્કી હતો-કે જેને સઘળા તુર્કીઓ ઘણોજ હલકો ગણતા હતા.

તેનો સઘળો પોશાક ચામડાંનો હતો-અને તેનો ખોરાક પણ બાજરીનો હતો.

તે મકાતૂરેહનો સગો થતો હતો-જેથી તેનું સર બેહરામને માટેનાજ વિચારથી ભરેલું હતું.

હમીશહ્ બહેલ્ કીને ઊ દાશ્તી
ઝબાન્ પુરૂ ગ્રે નફ્રીને ઊ દાશ્તી
મકાતૂરહ્ ચૂન્ ગશ્ત કોશ્તહ્ બઝારૂ
અબરૂ દસ્તે બહ્‌રામ આન્ ફ્રૂગારૂ
કલૂનરા દેલ અઝ દરૂદ જૂશાન્ બુદી
શબો રૂઝ અઝ ઘમ ખોરૂશાન્ બુદી
૬૧ કસીરા ફેરેસ્તાદો ઊરા બખાન્દ
બદાન્ નામવરૂ જાયગાહશ નેશાન્દ
મરૂરા દેરમ દાદો દીનારૂ દાદ
હમાન્ પૂશેશો ખુર્દે બેસ્યારૂ દાદ
ચુ બરૂ ખાન્ નેશસ્તી વરા ખાન્દી
બરે નામદારાનશ બેન્શાન્દી
પુરૂ અન્દીશહ્ બુદ મર્દે બેસ્યારૂ દાન્
શોકીબા દેલો ઝીરકો કારૂદાન્
વઝાન્ રૂય બા કદખોદાએ સરાય
ઝે ખાતૂને ચીની હમી ગોફ્‌ત રાય
હમાન્ પીશે ખાકાન્ બરૂઝો બશબ્
ચુ રફ્‌તી હમી દાશ્તી બસ્તહ્ લબ
ચુનીન્ ગોફ્‌ત બા મેહતરૂ આન્ મર્દે પીરૂ
કે ચૂન તૂ સરફ્રાઝ મર્દે દબીરૂ
અગરૂ દરૂ પેઝેશ્કીત બહ્‌રહ્ બુદી
વગરૂ નામત અઝ દૂરૂ શહ્‌રહ્ બુદી
યકી તાજ બૂદી અઝાન્ બરૂ સરશ
બવીઝહ્ કે બીમારૂ શુદ દુખ્તરશ
બદૂ ગોફ્‌ત કાન્ દાનેશમ નીઝ હસ્ત
ચુ ગૂઈ બેસાયમ બરીન્ કારૂ દસ્ત
૬૨ બેશુદ પીશે ખાતૂન્ દવાન્ કદખોદાય
કે દાના પેઝેશ્કી નવ્ આમદ બજાય
બદૂ ગોફ્‌ત શાદાન્ ઝીઓ નૂશ ખરૂ
બેયારશ મખારૂ અન્દરીન્ કારૂ સરૂ
બેયામદ બખરૂરાદે બર્ઝીન્ બેગોફ્‌ત
કે ઇન્ રાઝ બાયદ કે દારી નેહોફ્‌ત
બેરવ્ પીશે ઊ નામે ખુદરા મગૂય
પેઝેશ્કી કુન્ અઝ ખીશતન્ તાઝહ્ રૂય
બનઝ્દીકે ખાતૂન્ શુદ આન્ ચારહ્‌ગરૂ
તબહ્ દીદ બીમારે ઊરા જેગરૂ
બેફરૂમૂદ તા આબે નારૂ આવરન્દ
હમાન્ તરૂરએ જૂયબારૂ આવરન્દ
કુજા તરૂરહ્‌ગરૂ કાસ્ની ખાનદશ
તપશ ખારેત કઝ કલબ્ બેન્શાનદશ
બફર્માને યઝદાન્ ચુ શુદ હફ્‌ત રૂઝ
શુદ આન્ દુખ્ત ચૂન માહે ગીતી ફ્રોરૂઝ
બેયાવરૂદ દીનારૂ ખાતૂન ઝે ગન્જ
યકી બદરહો જામહ્ ઝરૂબફ્‌ત પન્જ
બદૂ ગોફ્‌ત કીન્ નાસઝાવારૂ ચીઝ
બેગીરો બેખાહ્ આન્ચે બાયદત નીઝ
૬૩ ચુનીન્ દાદ પાસોખ કે ઇનરા બેદારૂ
બેખાહમ હરાનગહ્ કે આયદ બકારૂ
વઝાન્ રૂય બહ્‌રામ શુદ તા બમરૂવ
બેયારાસ્ત લશ્કરૂ ચુ પરૂરે તઝરૂવ

તે હમેશ પોતાનાં દિલમાં તેનોજ કીનો રાખતો હતો-અને તેની ઝબાન તેને માટેની લઅનતથીજ ભરેલી હતી.

જે દાહડેથી કે મકાતૂરેહ બેહરામના હાથ ઉપર ખુવારીથી મારો ગયો હતો,

તે દહાડેથી કલૂનનું દિલ દુઃખથી ઉસ્કેરાયલું હતું-અને રાત દિવસ તે ગમથી ગોકારતો હતો.

આથી ખરરાદે એક જણને મોકલી તેને તેડાવી મંગાવ્યો-અને સારી જગ્યાએ તેને બેસાડયો.

તેને દિરમ અને દીનાર બક્ષેશ કીધા-તેમજ ઘણાંક કપડાં અને ખોરાક પણ પુરો પાડયો.

જ્યારે પોતે ખાણા ઉપર બેસતો ત્યારે તેને બોલાવતો અને તેને પોતાના નામદારોની પાસે બેસાડતો.

તોપણ તે હુશ્યાર, સબુરીવાળો, દાના અને અનુભવી મર્દ અંદેશા ભરેલોજ રહેતો હતો.

પેલી તરફ પેલા મેહલના કારભારી સાથ ચીનની રાણી માટેની વાતચિત રાખતો હતો.

તેમજ જ્યારે તે રાત દહાડો ખાકાનની નઝદીક જતો ત્યારે તે એ બાબતની કશી વાત કાઢતો ન હતો.

એક દહાડે પેલા બુઢ્ઢા મર્દે ખરરાદને કહ્યું કે "તારા જેવો એક નામદાર વિદ્વાન શખ્સ,

જો દવાદારૂમાં કંઈ સમજતો હતે અને તારૂં નામ દૂર દેશથી વખણાયલું હતે,

તો તેને લીધે તું તેણીનાં સર ઉપરનું એક તાજ બનતે-કારણકે રાણીની બેટી બીમાર પડી છે"

ખરરાદ બોલ્યો કે "તે વિદ્યા પણ હું ધરાઉં છું-જો તું કહે તો હું એ કામ ઉપર હાથ નાખું."

તે કારભારી દોડતો કે રાણીની આગળ ગયો-અને કહ્યું કે "એક નવો દાનાઈ ભરેલો વૈદ આવ્યો છે."

રાણી બોલી કે "તું ખુશહાલ જીવતો રહેજે અને સારી રોઝી મેળવજે-આ કામમાં જરા પણ ઢીલ કર્યા વગર તેને લઇ આવ."

પેલા શખ્સે આવીને ખરરાદે બર્ઝીનને કહ્યું કે "તને ઘટે છે કે આ ભેદ છુપોજ રાખે.

તું તેણીની નઝદીક જા પણ પોતાનું નામ ના કહેતો ત્યાં તું ખુશહાલ પોતાનું વૈદુ ચલાવ"

તે યુક્તિબાઝ શખ્સ રાણીની નઝદીક ગયો-તેણે તે બીમારનું કલેજું ખરાબ થયલું જોયું.

તેણે દાડમનો રસ કાઢી લાવવાનો તેમજ નદીને કિનારે થતી ભાજી લાવવાનો હોકમ કીધો.

કે જે ભાજીને બાગવાળો "કાસ્ની" કરીને કહે છે-અને જે દિલની ગર્મીને નરમ પાડી દીયે છે.

ખુદાના હુકમથી જ્યારે આઠ દહાડા વીત્યા-ત્યારે તે બેટી દુન્યાને રોશન કરનાર માહતાબ જેવી પાછી બની.

આથી પેલી રાણી પોતાના ખઝાનામાંથી દીનારની એક થેલી અને પાંચ કસબી પોશાક લઇ આવી.

અને બોલી કે "આ નજીવી જેવી ચીઝો-તું લે અને બીજું જે જોઇયે તે માગ."

ત્યારે ખરરાદે એવો જવાબ આપ્યો કે "એ ચીઝોને તારીજ પાસે રહેવા દે-જ્યારે મને કામ પડશે ત્યારે હું માગીશ."

હવે પેલી તરફ બેહરામ રાની મરઘાની પાંખ માફક લશ્કર સંગારી મર્વ સૂધી ગયો.

**કસ આમદ બખાકાન્ કે અઝ તુર્કો ચીન્**
**મમાન્ તા કસ આયદ બઈરાન્ ઝમીન્**
**કે આગાહીએ મા બખુસ્રવ્ બરદ**
**વરા ઝાન્ સખુન્ હદયએ નવ્ બરદ**
**મનાદીગરી કરૂદ ખાકાને ચીન્**
**કે બી મોહુરે મા કસ બઇરાન્ ઝમીન્**
**શવદ મન્ મેયાનશ કુનમ બરૂ દુનીમ**
**બયઝદાન્ કે નકૂશમ ઊરા બસીમ**
**હમી બૂદ ખરૂરાદે બર્ઝીન્ દો માહુ**
**હમી દાશ્ત આન્ રાઝહારા નેગાહુ**
**બતન્ગી દેલ્ અન્દરૂ કલૂનરા બેખાન્દ**
**બદાન્ નામવરૂ પીશગાહશ નેશાન્દ**
**બદૂ ગોફ્ત કૂઝી કસ અન્દરૂ જેહાન્**
**નદારદ દેલી બી ધમ અન્દરૂ નેહાન્**
**તો નાને જવો અર્ઝનો પૂસ્તીન્**
**ફેશાવાન્ બેજોસ્તી ઝે હરૂ કસ બચીન્**
**કુનૂન્ ખુર્દનીહાત નાનો બરહૂ**
**હમાન્ પૂશેશત જામહાએ સરહૂ**
**ચુનાન્ બૂદ યકચન્દો અકૂનૂન્ ચુનીન્**
**ચે નફ્રીન્ શનીદીઓ ચેહુ આફરીન્**
**કુનૂન્ રૂઝગારે તો બરૂ સદ ગુઝશ્ત**
**હમાના કે સાલે તો બેસ્યારૂ ગશ્ત**
**યકી કારૂ દારમ તોરા બીમનાકૂ**
**અગરૂ તખ્ત યાબી અગરૂ તીરહુ ખાકૂ**
**સેતાનમ યકી મોહુરે ખાકાને ચીન્**
**ચુનાન્ રવ્ કે અન્દરૂ નવર્દી ઝમીન્**
**બનઝદીકે બહુરામ બાયદ શુદન્**
**બમર્વત ફેશાવાન્ બેબાયદ બુદન્**
**બેપૂશી હમાન્ પૂસ્તીને સેયાહુ**
**યકી કારૂદ બેસ્તાનો બેન્વરૂદ રાહુ**
**નેગહુ દારૂ અઝ માહુ બહુરામ રૂઝ**
**બેરવ્ તા દરે મર્દે ગીતી ફેરૂઝ**
**વય ઇન્ રૂઝરા શૂમ દાનદ બફાલ્**
**નેગહુ દાશ્તસ્તીમ બેસ્યારૂ સાલ્**
**નખાહદ કે અન્બૂહુ બાશદ બરશ**
**બદીબાએ રૂમી બેપૂશદ બરશ**
**ચુનીન્ ગૂય કઝ દુખ્તે ખાકાન્ પયામ**
**રસાનમ બરીન્ મેહુતરે શાદકામ**
**હમાન્ કારૂદ દરૂ આસ્તીન્ બરૂહનહુ**
**હમી દારૂ તા ખાનદત યકૂ તનહુ**
**ચુ આઈ બનઝદીકે ચૂબીન્ ફરાઝ**
**ચુનીન્ ગૂય કાન્ દુખ્તરે સરૂફરાઝ**
**મરા ગોફ્ત ચૂન્ રાઝ ગૂઈ બગૂશ**
**સુખુનહા ઝે બીગાનહુ મરૂદુમ બેપૂશ**
**ચુ ગૂયદ ચે રાઝસ્ત બા મન્ બેગૂય**
**તો બેશ્તાબો નઝદીકે બહુરામ પૂય**
**બેઝન્ કાર્દો નાફશ સરાસરૂ બેદરૂ**
**વઝાન્ પસ બેજહુ ગરૂ બેયાબી ગુઝરૂ**
**હરાન્ કસ કે આવાઝે ઊ બેશનવદ**
**ઝે પીશે સેપહુબુદ બઆખુરૂ દવદ**

એક માણસે આવી ખાકાનને ખબર કીધી કે "તું તુરકેસ્તાન અને ચીનમાંથી કોઇને પણ ઇરાન તરફ જવા દેતો ના.

નહીં તો કે તે આપણની સઘળી ખબર ખુસરૂની આગળ લઈ જશે-અને તેને આપણી વાતોનો નવો હદયો આપશે."

આથી ખાકાને ચીને દાંડી પીટાવી-કે "મારી પરવાનગી વગર કોઈ ઈરાન ઝમીનમાં,

દાખેલ થશે તો હું તેની કમરના બે ટૂકડા કરીશ-પાક યઝદાનના કસમ કે હું તેને ગમે એટલીબી દંડની રકમથી જતો મૂકીશ નહીં."

ખરરાદે બર્ઝીન ત્યાં બે મહિના થોભી ગયો-તે સઘળી વાતો છૂપીજ રાખતો હતો.

હવે તેણે આવી મુશ્કેલીના વખતમાં કલૂનને બોલાવ્યો-અને તેને ઊંચી બેઠક ઉપર બેસાડયો.

અને બોલ્યો કે "આ દુન્યામાં કોઇ શખ્સ એક દહાડોબી ગમથી નિરાળો રહેતો નથી.

તેં જવની અને બાજરીની રોટલી તેમજ પેહેરવા માટે ચામડાં-ચીનમાં દરેક પાસથી ઘણાં માંગ્યાં હતા,

હવે તારો ખોરાક રોટલી અને હલવાનનો બન્યો છે-તેમજ તારો ૬૪
પોશાક સારાં સારાં કપડાંનો થયો છે.

થોડોક વખત તેમ હતું અને હવે એમ બન્યું છે-તેં કેવી કેવી લઅનતો સાંભળી હતી અને હવે કેવી તારીફ સાંભળે છે?

હાલ તારી ઉમર સો ઉપરની થઇ છે-અને બેશક કે તને ઘણાં વર્ષ ભરાઇ ગયાં છે.

હમણા મને તારે માટેનું એક ધાસ્તી ભરેલું કામ આવી પડયું છે-જેમાં અગર તું તખ્ત મેળવે કે યાતો સીઆહ ખાક મેળવે.

હું ખાકાને ચીનની પરવાનગી મેળવું-અને પછી તું એવી ઝડપે જા કે જાણે સઘળો રસ્તો પુરોજ કીધો.

તને બેહરામ આગળ જવું જોઇયે-અને મર્વમાં ઘણો વખત થોભવું જોઇયે.

પેલુંજ કાળું ચામડું પેહેરજે-સાથે એક છરી લેજે અને તારો રસ્તો કાપજે.

અને મહિનાનો બેહરામ રોઝ આવે તે વખતે ધ્યાન રાખજે-તે દહાડે તે દુન્યાને રોશન કરનારા મર્દની દરગાહમાં જજે.

તે એ દહાડાને ઘણોજ નેહસ્તી ગણે છે-એમ હું ઘણાં વર્ષો તલક જોતો આવ્યો છું.

એ દહાડે લોકો તેની આગળ જાય એવું એ ચાહતોજ નથી-તે વખતે તે રૂમી રેશમી કપડાંનો પોશાક પેહેરે છે.

તે દહાડે તું જઈ તેને એમ કહેજે કે 'ખાકાનની બેટાનો પયગામ- ૬૫
તું મુરાદમંદ સરદારને પુગાડવા માગું છું.'

તું પેલી છરીને તે તને પોતાની આગળ એકલો બોલાવે ત્યાં સુધી તારી બાંયમાં ખુલ્લીજ રહેવા દેજે.

અને જ્યારે તું ચોબીનની છેક પાસે જાય-ત્યારે તું એમ કહેજે કે તે સરફરાઝ બેટીએ,

મને કહ્યું છે કે જ્યારે તું આ ભેદની વાત તેના કાનમાં કહે-ત્યારે તે વાત પારકા માણસથી છૂપી રીતે કહેજે.'

જ્યારે તે તને પૂછે કે 'તે ભેદ શું છે તે મને કહે?'-ત્યારે તું શેતાબી કરજે અને બેહરામની નઝદીક દોડજે.

અને તેને છરી મારજે અને તેની દુંતી સઘળી ચીરી નાખજે-અને પછી જો લાગ ફાવે તો કૂદીને નાસી જજે.

જે કોઇ કે તેનો છેલ્લોજ આવાઝ સાંભળશે-તે સરદાર બેહરામ આગળથી તબેલામાં દોડી જશે.

ચહી સૂએ અસ્પો ચહી સૂએ ગન્જ
નેયાયદ્ ઝે કોશતન્ બજુએ તો રન્જ
વગર્ ખુદ કોશન્દત જહાન્ દીદઈ
હમહ્ નીકો બદ્હા પસન્દીદઈ
વહીગર્ કે બર્દાશ્તી ફીને ખીશ
બજાય આવરીદી તો આઈને ખીશ
૬૬ હમાના બતૂ કસ નપર્દાઝદી
કે બા તૂ બદાનગહ્ બદી સાઝદી
ગર્ અયદૂન્ કે યાબી ઝે કોશતન્ રહા
જહાન્રા ખરીદીઓ દાદી બહા
તોરા શાહ્ પર્વીઝ શહ્રી દેહદ
હમાન્ અઝ્ જહાન્ નીઝ બહ્રી દેહદ

એકુ જણુ તેનો ઘોડો લેવા દોડશે ત્યારે બીજો કોઇ તેનો ખઝાનો હાથ કરવા દોડી જશે-જેથી તેને મારી નાખવા પછી તારી ઉપર કસી સખ્તી આવશે નહીં.

તેમ કરતાં જો તેઓ તને મારી નાખશે તો તેં દુન્યા તો સઘળી જોઈ લીધી છે-અને તેનું સારૂં ગાહું સઘળું તું ચાખી ચૂકયો છે.

વળી તેને મારવાથી તેં પોતાનો કીનો લીધેલો ગણાશે-અને તેં પોતાની ફર્ઝ બજાવેલી કહેવાશે.

ઘણું કરીને તો કોઇ તારી સાથ લડવા મશ્ગુલ થશેજ નહીં-કે તે વખતે તને કશી ઈઝા પુગાડે.

તેને મારી નાખી જો તું જીવતો બચી આવશે-તો તેં દુન્યા ખરીદ કીધેલી અને તેની કીમત આપેલી ગણાશે.

તને પાદશાહ ખુસરૂ પર્વીઝ એકુ શેહર બક્ષેશ આપશે-તેમજ પોતાના દેશમાંથી એકુ હિસ્સો પણ આપશે."

## કોશતહ્ શુદને બહ્રામ્ ચૂબીનહ્ બદસ્તે કલૂન્ બચારએ ખર્રાદે બર્ઝીન્.

——:೦:——

ચુનીન્ ગોફ્ત બા મર્દે દાના કલૂન્
કે અફ્નૂન્ બેબાયદ ચહી રહ્નમૂન્
હમાના મરા સાલ્ બર્ સદ રસીદ
બબીચારગી ચન્દ ખાહમ કશીદ
ફેદાએ તો બાદા તનો જાને મન્
હમીન્ નઝ્દે તૂ બાદ પયમાને મન્
ચુ બેશનીદ ખર્રાદે બર્ઝીન્ દવીદ
અઝાન્ ખાનહ્ તા પીશે ખાતૂન્ રસીદ
બદૂ ગોફ્ત આમદ ગહે આરૂઝૂય
બેગૂયમ તોરા અય ઝને નીકૂખૂય
બેબન્દન્દ અઝાન્ સૂય કસહાએ મન્
સઝદ ગર્ કુશાદહ્ કુની પાએ મન્
ચહી મોહ્ર્ બેસ્તાન્ ઝે ખાકાન્ મરા
ચુનાન દાન્ કે બખ્શીદઇ જાન્ મરા
૬૭ બદૂ ગોફ્ત ખાતૂન કે ખોફ્તસ્ત મસ્ત
મગર્ ગેલ્ નેહમ્ બર્ નેગીનશ્ બદસ્ત
ઝે ખર્રાદે બર્ઝીન ગેલે મોહ્ર્ ખાસ્ત
બબાલીને મસ્ત આમદ અઝ્ હુજ્રહ્ રાસ્ત

ગેલ્ અન્દર્ ઝમાન્ બર્ નેગીનશ્ નેહાદ
બેયામદ બદાન્ મર્દ જૂયન્દહ્ દાદ
બર્ આફરીન્ કર્દ મર્દે દબીર્
બેયામદ સેપોર્દ આન્ બદાન્ મર્દે પીર્
કલૂન બેસ્તદ આન્ મોહ્રો હમચુ તઝરૂવ
બેયામદ ઝે શહ્રે કશાન્ તા બમર્વ
હમી બૂદ તા રૂઝે બહ્રામ્ બૂદ
કે બહ્રામરા આન્ ન પદ્રામ્ બૂદ
બખાનહ્ દરૂન્ બૂદ બા યક્ રેહી
નેહાદહ્ બરશ સીબો નારો બેહી

## ખરરાદે બર્ઝીનના ચારાથી બેહરામ ચોબીનેહનું કલૂનના હાથ ઉપર માર્યું જવું.

——:೦:——

તે દાના મર્દને કલૂને એવો જવાબ દીધો-કે "હાલ મને એકુ રેહનુમાની અગતજ છે.

તું જાણ કે મારી ઉમર સો ઉપર વર્ષની થઇ છે-અને કોણ જાણે છે કે એવી લાચાર હાલતમાં બીજી કેટલી ઉમર કાઢીશ?

મારૂં તન અને મારો જીવ તારીજ ઉપર ફિદા હોજો!-તેમજ આ મારૂં વચન તારી નઝદીક કાયમ રહેજો!"

જ્યારે ખરરાદે બર્ઝીને એવું સાંભળ્યું ત્યારે તે ત્યાંથી દોડયો અને ખાતૂનની નઝદીક જઇ પહોંચ્યો.

અને તેણીને કહ્યું કે "ઓ નેક ખસ્લતની બાનૂ!-તારી પાસ મારો માગવાનો વખત આવ્યો છે અને તે હું માગું છું.

મારાં માણસોને પેલી તરફ બેડી પેહેરાવશે-માટે મારા પગને બેડીથી છુટા કરે તો સારૂં.

મારે માટે તું ખાકાન પાસેથી મોહર સાથનો પર્વાનો લે-તું એમ જાણ કે તેં મને જીવતદાન બક્ષેશ કર્યું"

ખાતૂને તેને કહ્યું કે "તે મસ્ત થઇ સૂતેલો છે-તેટલાં હું તેના હાથમાંની મોહર ઉપર લાખ લગાડી લઈશ."

તેણીએ ખરરાદે બર્ઝીન પાસેથી સીલ કરવાની લાખ માગી લીધી-અને પોતાના ઓરડામાંથી પરભારી પેલો મસ્ત થઈ પડેલો હતો તેનાં બિછાના આગળ આવી.

અને તુરતજ પેલી લાખ તેનાં સીલ ઉપર દાબી-અને પાછો આવી પેલા ખાહેશમંદ શખ્સને હવાલે કીધી.

મુન્શી ખરરાદે તેની ઉપર દુઆ કીધી-અને તે લઇ આવી પેલા બુઢ્ઢા મર્દને સોંપી આપી.

કલૂને તે મોહર સાથનો પર્વાનો લીધો અને તીતરની માફક-ઝડપ કરતો કશાન શેહરથી મર્વ સૂધી આવી લાગ્યો.

તે બેહરામ રોઝ આવ્યો ત્યાં સૂધી થોભી ગયો-કે જે દહાડો બેહરામને માટે ખુશહાલી ભરેલો નહીં હતો.

બેહરામ પોતાના ઓરડામાં એક નોકર સાથે બેઠેલો હતો-તેની આગળ સેબ, દાડમ અને બેહીનાં ફળો મૂકેલાં હતાં.

કલ્લૂન રફૂત તનહા બદરૂઆહે ઊય
બદરૂબાન્ ગુનીન્ ગોફૂત કય નામજૂય
મન્ અઝ્ દુખ્તે ખાકાન્ ફેરેસ્તાદહ્ અમ્
ન જન્ગી કસી અમ્ ન આઝાદહ્ અમ્
યકી રાઝ્ ગોફૂત આન્ ઝને પારૂસા
બદાન્ તા બેગૂયમ્ બદીન્ પાદ્શા
કે અઝ્ બહ્રે ઊ અઝ્ દરે બસ્તનસ્ત
હમાન્ નીઝ્ બીમારો આબસ્તનસ્ત
ગરૂ આગહ્ કુની તા રસાનમ્ પયામ
બદાન્ તાજવરૂ મેહ્તરે નીકુનામ
બેશુદ પર્દહ્દારે ગેરામી દવાન્
ચુનીન્ તા દરે ખાનએ પહ્લવાન્
ચુનીન્ ગોફૂત કામદ યકી બદ નશાન્
ફેરેસ્તાદઈ પૂસ્તીની કશાન્
હમી ગૂયદ અઝ્ દુખ્તે ખાકાન્ પયામ
રસાનમ્ બદીન્ મેહ્તરે શાદકામ
ચુનીન્ ગોફૂત બહ્રામ્ ફ્રરા બેગૂય
કે હમ ઝાન્ દરે ખાનહ્ બેન્માય રૂય
બેયામદ કલ્લૂન્ તા બનઝ્દીકે દરૂ
ઝે ગાફે દરે ખાનહ્ બેન્મૂદ સરૂ
ચુ દીદશ યકી પીરૂ બુદ ગુસ્તો ઝારૂ
બદ્ ગોફૂત અગરૂ નામહ્ દારી બેયારૂ
કલ્લૂન્ ગોફૂત શાહા પયામસ્તો બસ
નખાહમ્ કે ગૂયમ્ સખુન્ પીશે કસ
વરા ગોફૂત ઝૂદ અન્દરૂ આઈ બેગૂય
બગૂશમ્ નેહાની બહાનહ્ મજૂય
કલ્લૂન્ રફૂત બા કારૂદ દરૂ આસ્તી
પદીદારૂ શુદ કઝ્ઝીઓ કાસ્તી
હમી શુદ કે તા રાઝ્ ગૂયદ બગૂશ
બેઝદ દશનહ્ દરૂ ખાનહ્ બરૂ શુદ ખોરૂશ
ચુ બહ્રામ્ ગોફૂત આહ્ મરૂ દુમ ઝે રાહ્
બેરફૂતન્દ પૂયાન્ બનઝ્દીકે શાહ્
ચુનીન્ ગોફૂત કીન્રા બેગીરીદ ઝૂદ
બેપુર્સીદ ઝૂ તા કે રાહશ નમૂદ
બેરફૂતન્દ હરૂ કસ કે બુદ દરૂ સરાય
મરાન્ પીરૂ સરૂરા કશીદન્દ પાય
હમહ્ કેહ્તરાન્ ઝૂ બરૂ આશૂફૂતન્દ
બસીલીઓ મુશ્તશ હમી કૂફૂતન્દ
હમી ખુરૂદ સીલીઓ નુફ્શાદ લબ્
હમ અઝ્ નીમએ રૂઝ્ તા નીમ્ શબ્
ચુનીન્ તા શેકસ્તહ્ શુદશ દસ્તો પાય
ફેગન્દન્દશ અન્દરૂ મેયાને સરાય
બનઝ્દીકે બહ્રામ્ બાઝ્ આમદન્દ
જેગરૂ ખસ્તહો પુરૂ ગોદાઝ્ આમદન્દ
હમી રફૂત ખૂન્ અઝ્ તને ખસ્તહ્ મરૂદ
લબાન્ પુરૂ ઝે બાદો રોખાન્ લાજવરૂદ
બેયામદ હમ અન્દરૂઝમાન્ ખાહરશ
હમહ્ પાકૂ બરૂ કન્દ મૂએ સરશ
નેહાદ આન્ સરે ખસ્તહ્રા દરૂ કેનારૂ
હમી કરૂદ પસ મૂયએ ઝારૂ ઝારૂ

કલ્લૂન એકલો તેની દરગાહમાં ગયો-અને દરબાનને કહ્યું કે "ઓ નામદારી શોધનારા શખ્સ!

હું કોઈ લડાયક શખ્સ નથી તેમજ કોઇ અમીરઝાદો પણ નથી-હું તો ખાકાનની બેટીનો મોકલેલો એક માણુસ છું.

તે પરહેઝગાર સ્ત્રીએ કાંઇ છૂપી વાત કહી છે-જે-હું આ પાદશાહ બેહરામને કહેવા માગું છું.

બાહેર આવાઝ નહીં જાય માટે બંધ બારણે કહેવું છે-વળી તેણી ૬૮
બીમાર છે અને હમેલદાર છે.

માટે જો તું તેને ખબર કરે, તો હું તે નેકનામ તાજવર સરદારને પયગામ પહોંચાડું."

પેલો બુઝુર્ગ ચોકીબાન પેહલવાન બેહરામના ખાનગી મકાન સૂધી દોડતો કે ગયો.

અને બોલ્યો કે "કોઇ એક ચીથરેહાલ ચામડાંના પોશાકવાળો કાસેદ આવ્યો છે.

તે કહે છે કે 'ખાકાનની બેટીનો પયગામ-તે મુરાદ પામેલા સરદારને પહોંચાડવા માગું છું.'"

બેહરામે કહ્યું કે "તું તેને કહે-કે આ ઓરડાનાં બારણામાંથી પોતાનું મોઢું દેખાડે"

કલ્લૂન દરવાઝા સૂધી આવ્યો-અને બારણાના ખાંચામાંથી પોતાનું મોઢું દેખાડયું.

જ્યારે તેને જોયો તો તે એક મુરદાલ બુઢ્ઢો હતો-બેહરામે તેને કહ્યું કે "કાંઇ કાગઝ લાવ્યો હોય તો આપ."

કલ્લૂન બોલ્યો કે "ઓ પાદશાહ! ફકટ મોઢેનો પયગામજ છે બીજું કાંઇ નથી-અને તે પયગામ હું કોઇના દેખતાં કહી શકતો નથી."

બેહરામે તેને કહ્યું કે "શેતાન અંદર આવ અને મારા કાનમાં કહે, કાંઈ આનાકાની ના કર."

કલ્લૂન બાંયમાં છરી લઇને ગયો-તેનું સઘળું ખોટારૂં અને જૂઠાણું ૬૯
ખુલ્લું થઈ ગયું.

જેવો તે કાન આગળ છૂપી વાત કહેવા ગયો તેવીજ તેને છરી ભોકી દીધી અને તે ઓરડામાં પોકાર ઉઠયો.

જ્યારે બેહરામે દુઃખની હાય મારી ત્યારે બાહેરના માણુસો-દોડતાં કે પાદશાહ આગળ ગયાં.

બેહરામે કહ્યું કે "તમો એને તુરત પકડો-અને તેને પૂછો કે તને એવો રસ્તો કોણે બતાવ્યો?"

તે મકાનમાં જે લોકો હતા તેઓ ગયા-અને તે બુઢ્ઢાને ખેંચી લાવ્યા.

સઘળા નોકરો તેની ઉપર છેડાઈ પડયા-અને તેને તમાચા અને મુક્કીથી ખોખરો કરવા લાગ્યા.

તેણે બપોરથી અરધી રાત સૂધી તમાચા ખાધા પણ જરા બોલ્યો નહીં.

એમ કરતાં તેના હાથ પગ ભાગી ગયા-અને તેઓએ તેને તે મકાનના વચલા ભાગમાં નાખી મૂકયો.

તેઓ ઝખ્મી જીગરે અને રડમસ થયલા-બેહરામની નઝદીક પાછા આવ્યા.

તે ઝખ્મી થયલા શખ્સનાં શરીરમાંથી લોહી જતું હતું-તેના હોઠો હાયથી ભરેલા અને ગાલો ફિક્કા પડી ગયા હતા.

તેવામાં તેની બેહેન આવી લાગી-તેણીએ પોતાનાં માથાંનાં સઘળા ૭૦
બાલ પીખી નાખ્યા.

તે ઝખ્મી થયલા ભાઇનાં માથાંને પોતાના ખોળામાં લીધું-અને પછી ઝાર ઝાર રડવા લાગી.

હમી ગોફ્‌ત ઝારૂ અય સવારે દેલીરૂ
કે તૂ બીશહ્ ખુગઝાશ્તી નરૂશહ્ શીરૂ
કે બોરૂદ ઈન્ સોતૂને જહાનશ કે જાય
કે અફ્‌ગન્દ પીલે ઝેયાનશ કે પાય
અલા યા સવારા સેપહ્‌બુદ તના
જહાન્‌ગીરે બી બાકુ શીરૂ અફ્‌ગના
ન ખુઅવ પરસ્તી ન યઝ્‌દાન્ પરસ્ત
તને પીલવારે સેપહ્‌બુદ બેખસ્ત
આલા યા બરૂ આવર્દેહ્ ફૂહે બલન્દ
કે દર્યાએ ખૂશાબ્ બીખત કે કન્દ
કે કન્દ ઈન ચુનીન્ સબ્ઝ સર્વે સેહી
કે અફ્‌ગન્દ ખારૂ ઈન્ કોલાહે મેહી
કે આગન્દ નાગાહ દર્યા બખાકુ
કે અફ્‌ગન્દ ફૂહે રવાન્ દરૂ મધાકુ
ઘરીબીમો તનહાઓ બી દસ્તો યારૂ
બશહ્રે કસાન્ દરૂ બેમાનીમ ખારૂ
૭૧ હમી ગોફ્‌તમ અય મેહ્‌તરે અન્જુમન્
કે શાખે વફારા કે બુન્ બરૂ મકન્
કે અઝ્ તોખ્મે સાસાન્ અગરૂ દુખ્તરી
બેમાનદ બસરૂ બરૂ નેહદ અફ્‌સરી
હમહ્ ફએ કેશ્વરૂ શવદ બન્દહ્ અશ
બગરૂદુન્ રસદ તાજે ફર્ખન્દહ્ અશ
સેપહ્‌દારૂ નશ્નીદ પન્દે મરા
સંખુન્ ગોફ્‌તને સૂદમન્દે મરા
બરીન્ કરૂદહા બરૂ પશેમાન્ તરી
ગુનહ્‌ગારૂ જાન્ પીશે યઝ્‌દાન્ બરી
બદ આમદ બદીન્ ખાન્દાને બુઝોરૂગ્
હમહ્ મીશ ગશ્તીમો દુશ્મન્ ચુ ગોરૂગ્
ચુ આન્ ખસ્તહ્ બેશ્નીદ ગોફ્‌તારે ઊય
બેદીદ આન્ દેલો રાયે હુશ્યારે ઊય
બનાખુન્ શેખાન્ ખસ્તહો કન્દહ્ મૂય
પુરૂ અઝ્ ખૂન્ દેલો દીદહ્ પુરૂ ખાકુ રૂય
બઝારીઓ સુસ્તી ઝબાન્ બરૂ કુશાદ
ચુનીન્ ગોફ્‌ત કય ખાહરે પાકુ ઝાદ
કે પન્દત નબુદ હીચ માનન્દે ચીઝ
વલીકેન મરા બુદ પુરૂ આમદ કફીઝ
૭૨ હમાન્ પન્દ બરૂ મન્ નબુદ કારૂગરૂ
કે હરૂ ગૂનહ્ ચૂન્ દીવ બુદ રાહ્‌બરૂ
નબુદ મેહ્‌તરી બરૂતરૂ અઝ્ જમ્મશીદ
કઝુ બૂદ ગીતી બબીમો ઉમીદ
બેગશ્ત ઊ કે ગોફ્‌તારે દીવાન્ કે રાહ્
જહાન્ કરૂદ બરૂ ખીશ્તન્ બરૂ સેયાહ્
હમાન્ નીઝ બીદારૂ કાઊસે કય
જહાન્‌દારે નીકુ અખ્તરો નીકુ પય
તબહ્ શુદ બગોફ્‌તારે દીવે પલીદ
શનીદી બદીહા કે ઊરા રસીદ
હમી બાસમાન્ શુદ કે ગર્દાન સેપેહ્‌રૂ
બબીનદ પરાગન્દને માહો મેહ્‌રૂ
બેયોફ્‌તાદ ઊ અઝ્ હવા સરૂ નેગૂન
અઝાન્ સૂએ સારી બઆબ્ અન્દરૂન

તેણી રડતી રડતી બોલવા લાગી કે "ઓ બહાદુર સવાર!-તારી ધાકથી નર સિંહો જંગલ છોડી જતા હતા.

આ દેશના સ્થંભને કોણે તોડી પાડયો-અને આ મસ્ત હાથીને કોણે પાડી નાખ્યો?

અરે ઓ વગર ધાસ્તીએ દેશ જીતનાર, સિંહોને પછાડનાર અને સરદાર જેવું શરીર ધરાવનારા બહાદુર સવાર!

તેં નહીં પાદશાહની સેવા બજાવી કે નહીં ખોદાતાલાની સેવા બજાવી-અને હાથી જેવું પોતાનું સરદારીને લાયકનું શરીર ઝખ્મી કરાવ્યું.

ઓ બુલંદ પહાડ જેવા ઊંચે ચઢેલા શખ્સ!-મીઠાં પાણીની નદીમાંથી તારી જડ કોણે ઉખેડી નાખી?

આવું લીલું તાઝું સરોવર કોણે ખોદી નાખ્યું!-કોણે આ બુઝોર્ગીની કોલાહ ખુવાર ફેકી દીધી?

આ દર્યા અચબુચ કોણે ધૂળથી ભર્યો-આ ચાલતા પહાડને ખાડામાં કોણે નાખ્યો?

અમો પરદેશી, એકલાં, દોસ્તો અને મદદગારો વગરનાં-પારકાઓનાં શેહરમાં ખુવાર થઈ પડયાં છિયે.

ઓ અન્જુમનના સરદાર! હું તો કહેતીજ હતી-કે આ વફાદારી ભરી ડાળીને થડમાંથી ઉખેડી ના નાખ,

કારણકે જો સાસાનનાં તોખ્મમાંથી એક બેટી પણ-જીવતી રહેશે અને જો તે સર ઉપર તાજ મેલશે,

તો તમામ મુલક તેનો તાબેદાર થશે-અને આસ્માન સૂધી તેનું મુબારક તાજ પહોંચશે.

પણ તું સરદારે આ મારી શીખામણ અને ફાયદા ભરેલી વાતો સાંભળીજ નહીં.

હવેજ તું પોતાનાં કીધેલાં ઉપર વધુ પસ્તાતો હશે-અને ગુનાહ ભરેલો જીવ યઝદાન પાસે લઇ જશે.

આ બુઝોર્ગી ભરેલાં ખાન્દાન ઉપર આફત આવી પડી છે-આપણ સઘળાં મેઢાં બન્યા છિયે અને દુશ્મન વરૂ બન્યું છે."

જ્યારે તે ઝખ્મી થયલા બેહરામે તેની વાતો સાંભળી-અને તેણીનું હુશ્યારી ભરેલું દિલ અને અકલ જોઈ,

અને પોતાના નખે કરી બન્ને ગાલો ઝખ્મી કીધેલા અને બાલો પીખેલા જોયા-તેમજ દિલ અને આંખો લોહીથી ભરેલી અને ચેહરો ખાક ભરેલો જોયો,

ત્યારે રડવા સાથ અને નબળાઇ સાથ પોતાની ઝબાન ખોલી-અને બોલ્યો કે "ઓ પાકઝાદ બેહેન!

તારી શીખામણમાંથી કાંઇ પણ ચીઝ જેવું કોઈ બાકી રહ્યું હતુંજ નહીં-પણ મારો પોતાનો વખત ભરાઈ ગયો હતો.

અને દરેક વાતમાં જ્યારે એહરેમનજ મારો રાહબર બન્યો હતો-ત્યારે તેથીજ તે શીખામણે મારી ઉપર અસર કીધી નહીં.

પાદશાહ જમશીદ કરતાં તો કોઈ બીજો મોટો પાદશાહ થયોજ નથી-કે જેનાથી સઘળો દેશ ધાસ્તીમાં તેમજ આશા ઉમીદમાં રહેતો હતો.

તે પણ દેવોનીજ વાતોથી ગુમરાહ થયો-અને પોતાની ઉપર જેહાન સીઆહ બનાવી.

તેમજ નેક સેતારેનો અને નેક કદમનો બાહોશ પાદશાહ કયકાઊસ પણ,

પલીદ એહરેમનનીજ વાતોથી ખુવાર થયો-તેની ઉપર શું શું આફતો પડી તે તેં સાંભળ્યું તો હશે.

તે ફરતાં આસ્માનને જોવા અને માહતાબ તેમજ આફતાબને પરાગન્દે થયલા જોવા માટે આકાશ ઉપર ચઢવા લાગ્યો.

પણ તે પોતેજ હવામાંથી સારી નામનાં શેહરની પેલી ગમની નદીમાં ઊંધે મસ્તક પડયો.

મરા નીઝ હમ દીવ બી રાહુ કરૂદ
કે ખૂબી હમી દસ્ત કુતાહુ કરૂદ
મરા ગોફૂત દીહીમે શાહી તોરાસ્ત
કે ખુર્જે બરહુ તા બમાહી તોરાસ્ત
પશીમાનમ્ અઝ્ હરૂચે કર્દમ કે બદ
કુનૂન્ ગરૂ બેબખ્શદ્ કે યઝદાન્ સઝદ
નબેશ્તહુ બદીન્ ચૂનહુ બુદ બરૂ સરમ
ઘમે કરૂદહાએ કોહન્ ચૂન ખરમ
કે તારકુ મરા આબ્ બરૂતરૂ ગુઝશ્ત
ઘમો શાદમાની હમહુ બાદ ગશ્ત
નબેશ્તહુ ચુનીન્ બૂદો બૂદ આન્ચે બૂદ
કે બદહા નકાહદ નખાહદ ફેઝૂદ
હમહુ પન્દે તૂ યાદગારે મનસ્ત
સુખુનહાએ તૂ ગૂશવારે મનસ્ત
સરૂ આમદ કુનૂન્ કારે બીદાદો દાદ
સુખુનહાએ બી બરૂ મકુન્ હીચ યાદ
શુમા ફ્યહા સૂએ યઝદાન્ કુનીદ
હમહુ પોશ્ત બા બખ્તે ખન્દાન્ કુનીદ
કે બદહા જહાનદારૂ તાન્ યારૂ બસ
મગૂઈદ ઝન્દૂહો શાદી બકસ
નબૂદમ બગીતી જોઝીન્ નીઝ બહરૂ
સરૂ આમદ કુનૂન્ રફૂતની અમ્ કે દહરૂ
યલાન્ સીનહુરા ગોફૂત યકુસરૂ સેપાહુ
સેપોરૂદમ તોરા તખ્તે શાહીઓ ગાહુ
નેગહુ કુન્ બદીન્ ખાહરે નીકુ ઝન્
બગીતી બસ ઊ મરૂ તોરા રાયઝન્
મબાશીદ યકુ તન્ કે દીગરૂ જુદા
જુદાઈ મબાદા મેયાને શુમા
બરીન્ બૂમે દુશમન્ મમાનીદ દીરૂ
કે મન્ રફૂતમો ગશતમ્ અઝ્ ગાહુ સીરૂ
હમહુ યકુસરહુ પીશે ખુસ્રવ શવીદ
બેગૂઇદો ગોફૂતારે ઊ બેશનવીદ
કે ખુશનૂદ શુદ અઝ્ તો બહુરામ ગવ
ચુ ખુશનૂદ શુદ અઝ્ તો ખુશનૂદ શવ
ગરૂ આમોર્ઝશ આયદ શુમારા કે શાહુ
જોઝ્ ઊરા મખાનીદ ખુરૂશીદો માહુ
બગોરૂદૂય અઝ્ મન્ ફેરાવાન્ દોરૂદ
રસાનીદો ગૂઈદ ઝીનસાન્ કે બૂદ
શનીદમ કે ખરૂરાદ અઝ્ ઈરાન્ ઝમીન્
બેયામદ બપયઘમબરી સૂએ ચીન્
બગોરૂદૂય ગૂઇદ ખૂનમ અઝૂય
બેખાહો મગર્દાન્ અઝીન્ કારૂ રૂય
મરા દખ્મહુ દરૂ શહુરે ઈરાન્ કુનીદ
મરૂ ઈન્ કાખે બહુરામ વીરાન્ કુનીદ
બસી રન્જ દીદમ કે ખાકાને ચીન્
નદીદમ કે યક્ રૂઝ કરૂદ આફરીન્
ન ઇન્ બૂદ અઝીન્ રન્જ પાદાશે મન્
કે દીવી ફેરેસ્તદ બપયખાશે મન્
વલીકેન્ હમાના કે ઊ ઝીન્ સખુન્
બગરૂ બેશનવદ સરૂ નહાનદ બે બુન

મને પણ તે એહરેમનેજ ગુમરાહ કીધો—અને મારે હાથે ભલાઈ થવા દીધી નહીં.

તેણે મને કહ્યું કે 'આસ્માનથી તે પાતાળ સૂધીનું પાદશાહી તાજ તારેજ માટે છે.'

જે કાંઇ મેં બૂરાઈ કીધી છે તે માટે હું હવે પશેમાન થાઉં છું—હવે જો ખોદાતાલા તરફથી મને માફી મળશે તોજ લાયક ગણાશે.

મારા નસીબમાં એવીજ રીતનું લખેલું હતું—મારાં આગળાં કીધેલાં ૭૩
કામોનો ગમ હવે હું કેમ ખાઉં ?

હવે તો મારાં માથાંની ઉપરવારીથી પાણી ભરાઇ ગયું—ગમગીની અને ખુશહાલી સઘળું હવા ઉપર ઉડી ગયું.

મારા કરમમાં એમજ લખેલું હતું અને જે થવાનું હતું તેજ થયું છે—તે મારી બૂરાઈમાંથી કાંઇ પણ ઘટાડો કે વધારો થશે નહીં.

તારી સઘળી શીખામણ મને યાદ છે—તારા સઘળા સખુનો મારા કાનની બાલી માફક કાનમાં રાખેલા છે.

પણ હવે સઘળાં ગયર ઈન્સાફી કે ઇન્સાફી કામો પુરાં થયાં છે—હવે કાંઇ પણ ફાયદો નહીં કરનારા સખુનો યાદ ના કર.

તમો પાક યઝદાનની તરફજ હવે મોં કરો—અને સઘળાંઓ ભાગ્યશાળી નસીબની મદદ માંગો.

સઘળી બદીઓમાંથી તમોને બચાવનાર ખોદાતાલા હોજો અને બસ—તમારી ગમગીની કે ખુશહાલી માટે ખોદા સિવાય કોઈને કહેતાં ના.

મારે માટે દુન્યામાં એ સિવાય બીજો કશો પણ હિસ્સો હતોજ નહીં—સઘળું થઈ ચૂકયું હવે દુન્યામાંથી મારો જવાનો વખત આવ્યો છે."

પછી તેણે યલાન સીનેહને કહ્યું કે "હું તને તમામ લશકર, પાદશાહી તખ્ત અને તાજ સોંપી જાઉં છું.

તું આ મારી ભલી બેહેનને સંભાળજે—દુન્યામાં તે તારી સલાહકાર બસ છે.

તમો એક બીજાથી જુદાં પડતાં ના—તમો બન્ને વચ્ચે જુદાઇ ૭૪
હોતીજ ના.

તમો આ દુશ્મનના મુલકમાં ઘણોક વખત થોભતાં ના—કારણકે હું તખ્તથી ધરાયો છું અને ચાલી જાઉં છું.

તમો સઘળા ખુસરૂની આગળ જજો—અને સઘળી હકીકત તેને કહેજો અને તે જે વાત કહે તે તમો સાંભળજો.

તેને કહેજો કે 'પેહલવાન બેહરામ છેલ્લે તારે માટે ખુશીજ થયો હતો—અને જ્યારે તે તારે માટે ખુશી થયો ત્યારે તું પણ તેને માટે ખુશીજ થા.'

જો તમોને પાદશાહથી માફી મળે—તો તેના સિવાય કોઇ બીજાને તમારા ખુરશીદ અને માહતાબ સમજતા ના.

ગોરદુયને મારી તરફથી ઘણી દુઆ—કહેજો અને જે કાંઇ બન્યું છે તે તેને કહેજો.

મેં સાંભળ્યું છે કે ખરરાદ ઇરાન ઝમીનથી—કાસેદ તરીકે ચીન તરફ આવ્યો છે.

તમો ગોરદુયને કહેજો કે 'તેની પાસેથી મારાં ખૂનનો બદલો—તું લેજે અને આ કામથી મોહું ફેરવતો ના.'

મારૂં દખ્મુ તમો ઈરાન શેહરમાંજ બનાવજો—અને આ બેહરામના મેહલને વયરાન કરજો.

મેં ખાકાને ચીનથી ઘણી રંજ જોઇ છે—એક દહાડો પણ મેં તેને મારી વખાણ કરતાં જોયો નથી.

મારી કીધેલી મેહનતનો આવી રીતનો બદલો નહીં હતો—કે તે એક ૭૫
એહરેમન જેવાને મારી સાથે લડવા મોકલે.

તોપણ તમો જાણજો કે તે આ વાત જો સાંભળશે તો તે ઘભરાટમાં પડશે.

નબૂદ ઈન્ જોઝ અઝ કારે ઇશનેયાન્
હમાન્ દીવ બૂદ રહનમૂન દર્ મેયાન્
બેફરમૂદ પસ તા બેયાયદ દબીર્
નવીસદ યકી નામએ ના ગુઝીર્
બેગૂયદ બખાકાન્ કે બહરામ રફ્ત
બઝારીઓ ખારીઓ બી કામ રફ્ત
તો ઈન્ માન્દગાને મરા શાદ દાર્
ઝે રન્જો બદે દુશ્મન્ આઝાદ દાર્
કે મન્ બા તો હરગેઝ નકર્દમ બદી
હમહ્ રાસ્તી જુસ્તમો બેખ્રદી
બસી પન્દહા ખાન્દ બર્ ખાહરશ
બબર્ દર્ ગેરેફ્ત આન્ ગેરામી સરશ
દહાન્ બર્ બેનાગૂશે ખાહર્ નેહાદ
દો ચશ્મશ પુર્ અઝ ખૂન શુદો જાન્ બેદાદ
બર્ ઉ બર્ કસી ઝાર્ બેગ્રીસ્તન્દ
બદર્દે દેલ અન્દર્ હમી ઝીસ્તન્દ
૭૬ હમી બર્ ખોરૂશીદ ખાહર્ બદર્દ
સુખુનહાએ ઊ યક્ બયક્ યાદ કર્દ
ઝે તીમારે ઊ ખુદ દેલશ બર્ દો નીમ
યકી તન્ગ્ તાબૂત કર્દશ ઝે સીમ
બદીબા બેયારાસ્ત જન્ગી તનશ
કસબ્ બૂદ દર્ ઝીરે પીરાહનશ
હમી રીખ્ત કાફૂર્ ગેર્દ અન્દરશ
બશીન્ ગૂનહ્ બર્ તા નેહાન્ શુદ સરશ
ચુનીનસ્ત કારે સરાએ સેપન્જ
ચુ દાની કે ઈદર્ નમાની મરન્જ
મખુર્ અન્દુહો બાદહ્ ખુર્ રૂઝો શબ્
દેલત પુર્ ઝે રામેશ પુર્ અઝ ખન્દહ્ લબ્

ઈરાનીઓ સિવાય બીજા કોઇનું એ કામ નથી-તેઓ વચ્ચે તેજ એહરેમન રેહનુમા હતો."

પછી તેણે ફરમાવ્યું કે "મુન્શી આવે-અને એક અગત્યનું નામુ લખે.

ખાકાન ઉપર લખે કે બેહરામ ગુઝરી ગયો છે-તે રડતો, ખુવાર અને કાંઇ પણ મુરાદ વગર ચાલી ગયો છે.

હવે તું આ મારાં બાકી રહેલાંઓને ખુશહાલ રાખજે-તેઓને દુશ્મનની આફત અને બદીથી મોકળાં રાખજે,

કારણકે મેં તારી સાથે કદી પણ બૂરાઇ કીધી નથી-પણ તમામ રાસ્તી અને દાનાઈજ શોધી છે."

પછી પોતાની બેહેનને ઘણી શીખામણ દીધી-અને તેણીનાં વહાલાં સરને બગલમાં લીધું.

તે બેહેનના કાન ઉપર પોતાનું મોઢું મૂક્યું-તેની બન્ને આંખો આંસુથી ભરાઈ આવી અને પ્રાણ છોડી દીધો.

દરેક જણ તેની ઉપર ઝાર ઝાર રડવા લાગ્યાં-અને દુઃખી દિલેજ જીવવા લાગ્યાં.

તેની બેહેન દુઃખથી પોકાર કરવા લાગી-અને તેની સઘળી વાતો એકેક પછી યાદ કરવા લાગી.

તેના ગમથી તેનું દિલ બે ટૂકડા થતું હતું-તેને માટે તેણીએ એક રૂપાંની સાંકડી શબપેટી તૈયાર કરાવી.

તેનું લડાયક તન રેશમી કપડાંથી સણગાર્યું-તેનાં પેહેરણ હેઠળ કસબી કપડું પાંથરેલું હતું.

પછી તે લાશની આસપાસ તેનું માથું ઢંકાઇ ગયું ત્યાં સુધી તેણીએ કપૂર રેડયા કીધો.

આ મુસાફરખાનારૂપી દુન્યાનું કામ એવુંજ છે-જ્યારે તું જાણે છે કે અહીં ઘણો વખત રહેશે નહીં ત્યારે તું રંજ ના ખેંચ.

તું ગમ ના ખા પણ રાત દહાડો શરાબ પી-તારૂં દિલ ખુશહાલીથી ભરેલું અને હોઠ હસ્તાજ રાખ.

## આગાહીએ ખાકાન્ અઝ્ મર્ગે બહ્રામ્ ચૂબીનહ્ વ તબાહ્ કર્દને ઊ ખાનો માને કલૂન્.

## ખાકાનને બેહરામ ચોબીનેહનાં મોતની ખબર થવી અને તેણે કલૂનનું કુટુંબ અને ઘરબાર તારાજ કરાવવું.

ચુ બેશ્નીદ ખાકાન્ કે બહરામરા
ચે આમદ બરૂય અઝ પયે નામરા
હમાન્ નામહ્ નઝદીકે ખાકાન્ રસીદ
ફેરેસ્તાદહ્ ગોફ્તો સેપહ્બુદ શનીદ
અઝાન્ આગહી શુદ દેલશ પુર્ ઝે દર્દ
દો દીદહ્ પુર્ અઝ ખૂનો રોખ લાજવર્દ
અઝીન્ કાર્ ઊ દર્ શેગેફ્તી બેમાન્દ
જહાનદીદગાનરા હમહ્ પીશ ખાન્દ
૭૭ બેગોફ્ત આન્ચે બહરામે યલરા રસીદ
શુદ અઝ દર્દ ગેર્યાન્ કસી કાન્ શનીદ
હમહ્ ચીન બર્ ઝારો ગેર્યાન શુદન્દ
બબી આતેશ અઝ દર્દ બેર્યાન શુદન્દ

જ્યારે ખાકાને સાંભળ્યું કે "બેહરામના કીર્તિ મેળવવા જતાં કેવા હાલ થયા?"

તેમજ પેલું નામુ પણ ખાકાનને પહોંચ્યું-તે કાસેદે સઘળું કહ્યું અને સરદાર ખાકાને તે સાંભળ્યું,

ત્યારે તે ખબરથી તેનું દિલ દર્દ ભરેલું થયું-બન્ને આંખો આંસુ ભરેલી અને ચેહરો ફિક્કો થયો.

તે આ કામથી ઘણોજ અજબ રહ્યો-તેણે સઘળા અનુભવીઓને પોતાની નઝદીક બોલાવ્યા.

અને પેહલવાન બેહરામ ઉપર જે વીત્યું હતું તે કહ્યું-જે કોઇયે તે સાંભળ્યું તેઓ દુઃખથી રડતા થયા.

સઘળું ચીન તેની ઉપર રડતું અને ઝારી કરતું થયું-તેઓ વગર આતશે દુઃખથી બળવા લાગ્યા.

યકાયક હમહ કારે ઊ બાઝ જોસ્ત
બહાન્ તા ગુનહ બરૂ કે ગર્દદ દુરોસ્ત
બેહાનેસ્ત કાન્ કારે ખરૂરાદ બૂદ
કે કારશ હમહ બન્દો બીદાદ બૂદ
હમી ગોફ્ત કાન્ સગ્ ચેગૂનહ ગુરીખ્ત
કઝાન્ ગૂનહ આતેશ બમા બરૂ બેબીખ્ત
કલૂનરા બતૂરાન્ દુ ફર્ઝન્દ બૂદ
ઝે હરૂ ગૂનએ ખીશો પયવન્દ બૂદ
ચુ દાનેસ્તહ શુદ આતેશી બરૂ ફેરૂખ્ત
સરાયો હમહ બર્ઝને ઊ બેસૂખ્ત
દુ ફર્ઝન્દે ઊરા બરૂ આતેશ નેહાદ
હમહ ચીઝે ઇશાન્ બતારાજ દાદ
વઝાન્ પસ ચુ નઉબત બખાતૂન રસીદ
ઝે પર્દહ બયક્ સૂશ બીરૂન્ કશીદ
બઅયવાન્ કશીદ આન્ હમહ ગન્જે ઊય
નકરૂદ ઈચ યાદ અઝ બુનહ રન્જે ઊય
ફેરેસ્તાદ હરૂ સૂ હયૂનાને મસ્ત
નેયામદશ ખરૂરાદે બર્ઝીન બદસ્ત
હમહ હરૂચે દરૂ ચીન્ વરા બન્દહ બૂદ
બેપૂશીદ શાન્ જામહાએ કબૂદ
બયક્ચન્દ બા સૂગે બહરામ બૂદ
કે અઝ કારે બહરામ પેદરામ બૂદ

પછી તેણે તે માટેની સઘળી તપાસ કરવા માંડી-કે કોણના ઉપર ગુનાહ સાબેત થાય છે?

તેને માલૂમ પડયું કે તે ખરરાદનું કામ હતું-કારણકે તેનાં સઘળાં કામો ફરેબ અને ઝુલ્માત ભરેલાં હતાં.

તે બોલ્યો કે "તે કુતરો કેવી રીતે નાસી ગયો-કે જેણે આપણી ઉપર આવી રીતની આગ લગાડી?"

કલૂનના તૂરાનમાં બે છોકરાઓ હતા-તેમજ બીજાં સગાં વહાલાં પણ હતાં-

જ્યારે તેની વાત માલૂમ પડી ત્યારે તેનાં ઘરમાં તેમજ તેના મોહલ્લામાં આગ સળગાવી દીધી.

તેના બન્ને બેટાઓને બાળી નાખ્યા અને તેઓનો તમામ માલ અસ્બાબ લૂટાવી દીધો.

ત્યાર બાદ જ્યારે પેલી પોતાની ખાતૂનની વારી આવી-ત્યારે તેણીને ઝનાનખાનામાંથી બાહેર કાઢી મૂકી.

તેણીનો સઘળો ખઝાનો પોતાના મેહલમાં મોકલ્યો-તેણીની આગળી સેવાની કાંઇ પણ દરકાર કીધી નહીં.

પછી તેણે ચો તરફ મસ્ત સાંઢણી સવારો-મોકલ્યા પણ ખરરાદે ૭૮
બર્ઝીન તેના હાથમાં આવ્યો નહીં.

ચીનમાં જે કોઇ બેહરામના નોકરો હતા-તેઓએ સોગનાં કાળાં કપડાં પેહેર્યાં.

ખાકાન પોતે પણ થોડોક વખત બેહરામના સોગમાં બેઠા-કારણકે તે બેહરામના કામથી ખુશી થયો હતો.

## આગાહીએ ખુસ્રવ્ અઝ્ કોશતહ્ શુદને બહ્રામ્ ચૂબીનહ્ વ નવાઝને ઊ ખર્રાદે બર્ઝીનરા.

ચુ ખરૂરાદે બર્ઝીન્ બખુસ્રવ રસીદ
બેગોફ્ત આન્ કુજા કર્દો દીદો શનીદ
દેલે શાહ પર્વીઝ અઝાન્ શાદ ગશ્ત
કઝાન્ પુરૂ હોનરૂ દુશ્મન્ આઝાદ ગશ્ત
બદર્વીશ બખશીદ ચન્દી દેરમ
ઝે પૂશીદનીહાઓ અઝ બીશો કમ
બહરૂ પાદશાહીઓ ખદકામઈ
નબેશ્તન્દ બરૂ પહલવી નામઈ
કે દાદારે દારન્દહ યઝદાન ચે કરૂદ
ઝે દુશ્મન ચેગૂનહ બરૂઆવરૂદ ગરૂદ
બકયસરૂ યકી નામહ બેન્વેશ્ત શાહ
ચુનાન્ ચૂન બુવદ દરૂખરે પીશગાહ
બયક્ હફ્તહ મજલેસ બેયારાસ્તન્દ
બહરૂ બરૂઝની રૂદો મય ખાસ્તન્દ
બઆતેશકદહા ફેરેસ્તાદ ચીઝ
બશાન્ મૂબેદાન્ ખેલઅત અફ્ગન્દ નીઝ
બખરૂરાદે બર્ઝીન્ ચુનીન્ ગોફ્ત શાહ
કે ઝીબદ તોરા ગરૂ દેહમ તાજો ગાહ

## ખુસરૂનું બેહરામ ચોબીનેહના માર્યા જવાથી વાકેફ થવું અને તેણે ખરરાદે બર્ઝીનને નવાઝેશ કરવી.

જ્યારે ખરરાદે બર્ઝીન ખુસરૂ આગળ ગયો-અને જે કાંઈ તેણે કીધું, જોયું અને સાંભળ્યું હતું તે કહ્યું,

ત્યારે પાદશાહ ખુસરૂ પર્વીઝનું દિલ તેથી ખુશહાલ થયું-કારણકે તે એક હુનરમંદ દુશ્મનની ધાસ્તીથી મોકળો થયો હતો.

તેણે ગરીબ માણસોને કેટલાક પૈસા અને વધતાં ઓછાં કપડાં બક્ષેશ આપ્યાં.

પછી બીજા દરેક પાદશાહ અને સ્વતંત્ર હાકેમો ઉપર પહલવી ભાષામાં નામા લખ્યાં,

કે "જેહાનની સંભાળ કરનાર યઝદાન સાહેબે શું કીધું-અને દુશ્મનની ગર્દ કેવી રીતે કાઢી નાખી?"

પાદશાહે કયસર ઉપર પણ પાદશાહોને લાયકનું એક નામુ લખ્યું.

તેઓએ એક અઠવાડિયું ખુશીની મજલેસ ભરી-દરેક મોહલ્લે મોહલ્લે મયનોશી અને ગાનતાન ચાલ્યાં.

આતશકદેહોમાં ભેટો મોકલી-અને તેના મોબેદોને સરપાવ પણ ૭૯
આપ્યા.

પાદશાહે ખરરાદે બર્ઝીનને કહ્યું-કે "અગર તને તાજ અને તખ્ત પણ આપું તો તે લાયકજ છે."

બગન્જૂર ફરમૂદ શાહે જેહાન્
કે બર્ આવરદ દર્ મેયાને મેહાન્
દહાનશ પુર અઝ ગઉહરે શાહુવાર્
બેયાગન્દો દીનાર્ ચૂન્ સદ હઝાર્
હમી રીખ્ત ગન્જૂર્ બર્ પાએ ઊય
બરીન્ ગૂનહ તા તન્ગ્ શુદ જાએ ઊય
બદૂ ગોફ્ત હર્ કસ કે પીચદ ઝે શાહ
શવદ રૂઝે રઉશન્ બરૂ બર્ સેયાહ
ચુ બહ્રામે યલ્ બાશદ અન્દર્ નબર્દ
કઝૂ પીર તુર્કી બર્ આવર્દ ગર્દ
હમહ મેહ્તરાન્ ખાન્દન્દ આફરીન્
કે બી તો મબાદા કોલાહો નેગીન્
ચુ બહ્રામ બાદ આન્ કે બા મેહરે તૂ
નખાહદ કે રખ્શાન્ શવદ ચેહરે તૂ

પછી દેશના પાદશાહે ખઝાન્ચીને ફર્માવ્યું-કે "આ સઘળા સરદારોની વચ્ચે સોનાના દીનાર હાઝેર કરે"

તેનું મોઢું પાદશાહોને લાયકનાં ગોહરથી ભર્યું અને એક લાખ જેટલા દીનાર,

ખઝાન્ચીએ તેના પગ આગળ તે ઘેરાઈ ગયો ત્યાં સુધી એ પ્રમાણે રેડયા કીધા.

પાદશાહ બોલ્યો કે "જે કોઇ શખ્સ પાદશાહથી સર ફેરવે છે-તેની ઉપરનો રોશન રોઝ એવીજ રીતે સીઆહ થાય છે,

કે જેમ લડાઈમાં પેહલવાન બેહરામનો થયો-કે જેને એક બુઢ્ઢા તુર્કીએ મારી નાખ્યો."

સઘળા સરદારોએ પાદશાહ ઉપર દુઆ કીધી-કે "તારા વગર પાદશાહી કોલાહ અને મોહર હોતીજ ના!

જે કોઇ કે તારી મોહબ્બત સાથ તારો ચેહરો રોશન થાય એવાં કામો નહીં કરે તેના બેહરામના જેવાજ હાલ થજો!"

## ફેરેસ્તાદને ખાકાન્ બેરાદરે ખુદ્રા પીશે ગોર્દૈયહ્ ખાહરે બહ્રામ્ બા નામએ પુર્સેશે મર્ગે બેરાદર્ વ ખાસ્તગારીએ કદ્બાનૂએ ખુદ્રા અઝૂ વ પાસોખે નામહ્.

## ખાકાને પોતાના ભાઇને બેહરામની બેહેન ગોર્દિયહ નઝદીક તેણીના ભાઇનાં મોતની ખબર પૂછાવનારાં નામા સાથે મોકલવો અને તેની સાથે પોતાની શાદીની ખાહેશ દેખાડવી અને તે નામાનો જવાબ મેળવવો.

વઝાન્ પસ ચુ ખાકાન્ બેપર્દાખ્ત દેલ
ઝે ખૂન્ શુદ હમહ્ કેશવરે ચીન્ ચુ ગેલ
ચુનીન્ ગોફ્ત ચૂ રૂઝ કઝ મર્દે સોસ્ત
નેયાયદ મગર્ કારે ના તન્દુરોસ્ત
બદાન્ નામદારી કે બહ્રામ બૂદ
મરા ઝૂ હમહ્ રામેશો કામ બૂદ
કુનૂન મન્ ઝે કસહાએ આન્ નામદાર્
ચેરા બાઝ માન્દમ ચુનીન્ સુસ્તો ખાર્
નેકૂહેશ કુનદ હર્કે ઈન્ બેશનવદ
વઝાન્ પસ બસઉગન્દે મન્ નેગ્રવદ
નખુર્દમ ગમે ખુર્દે ફર્ઝન્દે ઊય
ન અન્દીશહ્ કર્દમ ઝે પયવન્દે ઊય
ચુ બા મા બફર્ઝન્દ પયવસ્તહ્ બૂદ
બચેહ્રો ખેરદ જાનો દેલ બસ્તહ્ બૂદ
બફરમૂદ તા શુદ બેરાદરશ પીશ
સખુન્ ગોફ્ત બા ઊ ઝે અન્દાઝહ્ બીશ
બદૂ ગોફ્ત અઝ ઈદર્ બેરવ તા બમર્વ
બદાન્ સાન્ કે દર્ બાઘ પર્રદ તઝર્વ
તો કસહાએ બહ્રામે ચલ્રા બેબીન્
ફેરાવાન્ બરીશાન્ બેખાન્ આફરીન્
બેગૂ શાન્ બયઝદાનો તખ્તે મેહી
કે મારા અઝીન્ બદ નબુદ આગેહી

તમામ ચીનનો મુલક બેહરામના કીનામાં લોહીથી કાદવની મિસાલ બન્યો-અને પછી જ્યારે ખાકાને તે કીનાથી પોતાનું દિલ ખાલી કીધું,

ત્યારે તે એક દહાડે એ પ્રમાણે બોલ્યો કે "હીચકારા માણસોથી-હલકાં કામો સિવાય બીજું કશું થતું નથી.

જે નામદારી કે બેહરામ ધરાવતો હતો-અને તેનાથી હમેશ મને ખુશહાલી અને મુરાદો મળતી હતી,

તો હવે હું તે નામદારનાં સગાં વહાલાંથી-એટલો બધો બેદરકાર કેમ રહ્યો છું?

જે કોઈ એ વાત સાંભળશે તે મને ઠપકો દેશે-અને હવે પછી કોઈ મારા સઉગન્દનો એતેબાર કરશે નહીં.

મેં તેનાં નાનાં ફર્ઝંદો માટે કશી ફિક્ર કીધી નથી-તેમજ તેનાં સગાંઓનો પણ કશો વિચાર કીધો નથી.

તે મારી સાથે ફર્ઝંદ તરીકે જોડાયલો હતો-અને પોતાની મોહબ્બત અને ડહાપણ સાથ પોતાનું દિલ અને જાન પણ મારીજ સાથ લગાડેલો હતો."

એવું વિચારી તેણે ફર્માવ્યું જેથી તેનો ભાઇ તેની આગળ આવ્યો-તેની સાથ તેણે ઘણીક વાતો કીધી.

તેને કહ્યું કે "તું અહીંથી જેમ બાગમાં તીતર પક્ષી ઉડતું ફરે છે તેમ ઝડપથી મર્વ સૂધી જઇ પહોંચ.

તું પેહલવાન બેહરામનાં માણસોની મુલાકાત લે-અને તેઓને ઘણોક દિલાસો દે.

તેઓને કહેજે કે 'યઝદાનના અને પાદશાહી તખ્તના કસમથી કહું છું કે મને આ બૂરાઈ-માટેની કશી ખબર હતી નહીં.

હમાન્ નીઝ મન્ ખુદ જેગરૂ ખસ્તહુ અમ
બદીન્ સૂગ્ તા મેન્દહુ અમ બસ્તહુ અમ
બખૂન્ રૂએ કેશ્વરૂ બેશોસ્તમ ક્રે કીન્
હમહુ શહરૂ નફ્રીન્ બરૂ આફરીન્
બદીન્ દરૂદ હરૂચન્દ કીન્ આવરમ
વગરૂ આસમાન્ બરૂ ઝમીન્ આવરમ
બખૂને ચુનાન્ ગોરૂદે જૂયાએ નામ
ક્રે સદ ચકુ નબાશદ બકીન્ રાન્દહુ કામ
ક્રે ફર્માને યઝદાન્ કસી નુગ્ઝરદ
ચુનીન્ દાનદ આન્ કસ કે દારદ ખરદ
કે ઊરા ઝમાનહુ બરાન્ ગૂનહુ બૂદ
હમહુ તમ્બુહે દીવે વાજૂનહુ બૂદ
બરાન્ ઝીન્હારમ કે ગોફ્તમ નુખોસ્ત
બરાન્ અહુદો પયમાનહાએ દુરોસ્ત
સુએ ગોરૂદેયહુ નામઈ બરૂ જુદા
કે અય પાકુ દામન્ ઝને પારૂસા
હમહુ રાસ્તીઓ હમહુ મર્દમી
સેરેશતત ફેઝૂનીઓ દૂરૂ અઝ કમી
ક્રે કારે તો અન્દીશહુ કર્દમ દરાઝ
નેશસ્તહુ ખેરદ બા દેલે મન્ બરાઝ
બેહુ અઝ મન્ નદીદમ તોરા કદખોદાય
બેયારાએ ઇન્ પર્દએ મા દરૂ આય
બેદારમ તોરા હમચુ જાનો તનમ
બેફ્રૂશમ કે પયમાને તૂ નેશ્કનમ
વઝાન્ પસ બરીન્ શહરૂ ફર્માન તોરાસ્ત
ગેરઉગાન્ કુનમ દેલ બરાન્ ચત હવાસ્ત
કુનૂન્ હરૂચે દારી હમહુ ગેરૂદ કુન્
બપીશે ખેરદમન્દ ગૂ ઈન્ સખુન્
વઝાન્ પસ બેબીન્ તા ચે આયદ્દત રાય
બરઉશન્ રવાનત ખેરદ બરૂ ગેરાય
ખેરદરા બરીન્ ગોફ્તહા શાહુ કુન્
મરા ઝાન્ સેગાલીદહુ આગાહુ કુન્
ચુ બેશનીદ બરૂ સાને કુમ્રી ક્રે સરૂવ
બેયામદ બેરાદરૂશ તાઝાન્ બમરૂવ
જહાનજૂય બા નામહો કામ શુદ
બનઝદીકે કસહાએ બહ્‌રામ શુદ
બેગોફ્ત આન્ ચે ખાકાન્ બદ્દ ગોફ્તહુ બૂદ
કે અઝ કીને આન્ કોશ્તહુ આશોફ્તહુ બૂદ
વઝાન્ પસ ચુનીન્ ગોફ્ત કય બેખ્રદાન્
પસન્દીદહુ બીદારૂ દેલ મૂબદાન્
શુમારા બદીન્ મોઅ્‌દહુ બેસ્યારૂ બાદ
વરા દાવરે દાદગરૂ યારૂ બાદ
ચકી નાગહાન્ મરૂગ્ ખુદ ઇન્ નબોરૂદ
કે કસ દરૂ જહાન્ ઇન્ ગુમાની નબોરૂદ
પસ આન્ નામહુ પેન્હાન્ બખાહરૂશ દાદ
સુખુનહાએ ખાકાન હમહુ કરૂદ યાદ
ક્રે પયવન્દો અઝ પન્દો નીકૂ સોખુન
ચે અઝ નવ ચે અઝ રૂઝગારે કોહુન
ક્રે પાકીઓ અઝ પારૂસાઇએ ઝન
કે હમ ઘમ ગોસારસ્તો હમ રાએઝન

માર્ં પોતાનું જીગર પણ એ વાતથી ઝખ્મી થયું છે-અને હું જીવતો ૮૧
રહીશ ત્યાં સુધી એના સોગમાં બંધાયલો રહીશ.

તેના કીનામાં મેં મારો તમામ મુલક લોહીથીજ ધોયો છે-શેહરનાં સઘળાં લોકો કલૂન ઉપર લઅનત વરસાવે છે અને બેહરામ ઉપર આફ્રીન કરે છે.

એ દુઃખ માટેનો હું ગમે એટલો કીનો લઉં-અગર આસ્માનને ઝમીન ઉપર પછાડું,

તોપણ એવા કીર્ત્તિવંત પેહલવાનના ખૂનના બદલામાં-તે સોમાંથી એક પણ હિસ્સે મુરાદ માફક કીનો લીધેલો કહેવાય નહીં.

જે કોઇ કે ડહાપણ ધરાવે છે તે એમજ જાણે છે-કે યઝદાનના હોક-મથી કોઇ છૂટી શકતું નથી.

કારણકે તેનું મોત એવીજ રીતે હતું-એ સઘળું ઊંધી રાહના એહરે-મનનાં કરતુકનું પરિણામ હતું.

જે વાજબી રીતના કોલકરાર અને વચન કે પહેલાં મેં તેની સાથ કર્યા હતા, તે ઉપરજ હજી પણ હું સાબેત રહેલો છું.'

ગોરદિયહ માટે એક જુદું નામુ લઈ જા-કે 'એ પાક દામનની પરહેજગાર અઉરત!

તું સઘળી સચ્ચાઇ અને ઇન્સાનિયતપણું ધરાવનારીજ અઉરત છે-તારૂં ખમીર ઘણુંજ ઊંચું છે અને કોઈ પણ જાતનાં નુકસાનથી તું દૂરજ છે.

તારે માટે મેં ઘણોજ લામ્બો વિચાર કીધો છે-અને મારાં ડહાપણે મારાં અંતઃકરણ સાથ મસ્લહત ચલાવી છે.

અને શેવટે મારા પોતાના કરતાં તારે માટેનો સારો ખાવંદ મારા ૮૨
ધ્યાનમાં આવ્યો નથી-માટે તું આવી મારૂં ઝનાનખાનું શોભાવ.

હું તને મારા જીવ અને તનની માફક રાખીશ-અને તને આપેલું વચન નહીં તોડવાનીજ કોશેશ કરીશ.

ત્યાર પછી આ મારાં શેહર ઉપર તારૂંજ ફર્માન ચાલશે-જે તારી ખાહેશ હશે તે ઉપરજ મારૂં દિલ ગિરવી મૂકીશ.

હવે જે કોઈ તારા સલાહકારો હોય તે સઘળાને ભેગા કરજે-અને અકલમંદ શખ્સો આગળ આ મારી સૂચના કહેજે.

ત્યાર બાદ જોજે કે તારો શો વિચાર થાય છે?-તારા રોશન જીવ ઉપર અકલને સરસાઇ આપજે.

ડહાપણને આ વાત ઉપર પાદશાહ બનાવજે-અને તે વિચાર કર્યા બાદ મને વાકેફ કરજે.'"

જ્યારે તેના ભાઇએ એવી રીતનો પયગામ સાંભળ્યો ત્યારે જેમ સરોવરનાં ઝાડ ઉપરથી કબૂતર ઉડે તેમ દોડતો કે મર્વ શેહરમાં આવ્યો.

તે દેશ જીતનારો શખ્સ ખાકાનનાં નામા અને તેની ધારેલી મુરાદ સાથ-બેહરામનાં સગાંઓની નઝદીક ગયો.

ખાકાને જે કાંઇ તેને કહ્યું હતું તે તેણે કહી સંભળાવ્યું-કે "તે માર્યા ગયલા બેહરામના કીના માટે તે બહુજ ગુસ્સે થયો હતો."

ત્યાર પછી તે બોલ્યો કે "એ અકલમંદો!-હુશ્યાર દિલના પસંદ કીધેલા દાનાઓ!

તમોને એ બાબતમાં પુષ્કળ વધાઈ હોજો!-અને તેનો દાદગર દાવર ૮૩
મદદગાર થજો!

આ બેહરામનું અચિન્તું મોત કાંઈ જેવું તેવું થયું નથી-કે જેનાં મોતનો ખેયાલ દુન્યામાં કોઇને હતો નહીં."

પછી પેલું નામુ છૂપી રીતે તેની બેહેનને આપ્યું-અને ખાકાનની સઘળી વાતો કહી સંભળાવી.

જેવી કે તેણીનાં જોડાણ માટેની કે શું હાલની અને આગળા વખતની નસીહત અને સારી સારી વાતો માટેની હકીકત કહી સંભળાવી.

તેમજ સ્રીની પાક દામની અને પતિવ્રત્તા માટે-કે સ્રી પોતાના પતિનો ગમ વીસરાવનારી તેમજ તેની સલાહકાર હોય છે,

જવાન્ ગોફ્તો આન્ પાકુ દામન્ શનીદ<br>
કે ગોફ્તારે ઊ ખામોશી બરૂ ગુઝીદ<br>
વઝાન્ પસ ચુ બરૂખાન્દ આન્ નામહરા<br>
સુખુનહાએ ખાકાને ખુદ કામહરા<br>
ખેરદરા ચુ બા દાનેશ અમ્બાઝ કરૂદ<br>
બદેલ પાસોખે નામહરા સાઝ કરૂદ<br>
ચુનીન્ ગોફ્ત ઈન્ નામહ બરૂ ખાન્દમ<br>
ખેરદરા બરે ખીશ બેન્શાન્દમ<br>
ચુનાન્ કરૂદ ખાકાન્ કે શાહાન્ કુનન્દ<br>
જહાન્દીદહો પીશગાહાન્ કુનન્દ<br>
૮૪ બદુ બાદ રઉશન્ જહાન્બીને મા<br>
કે ચૂનીન્ બેજૂયદ હમી કીને મા<br>
મમાનાદ ગીતી ઝે ખાકાન્ તેહી<br>
બદુ શાદ બાદા કોલાહે મેહી<br>
દેલે વય ઝે તીમારૂ ખસ્તહ મબાદ<br>
ઉમીદે જહાન્ ઝૂ ગુસસ્તહ મબાદ<br>
કુનૂન ચૂન નેશીનીમ બા યકુ દેગરૂ<br>
બખાનીમ નામહ હમહ સરૂબસરૂ<br>
હરાન્ કુ બુઝોર્ગસ્તો દારદ ખરદ<br>
યકાયકુ બદીન આરૂઝૂ બેન્ગરદ<br>
કુનૂન દુદહરા સરૂબસરૂ શીવનસ્ત<br>
ન હન્ગામએ ઈન્ સખુન ગોફ્તનસ્ત<br>
ચુ સૂગે ચુનાન્ મેહતરૂ આયદ બસરૂ<br>
ઝે ફર્માને ખાકાન્ નબાશદ ગુઝરૂ<br>
મરા ખુદ બઇરાન્ શુદન્ રૂય નીસ્ત<br>
ઝને પાકરા બેહતરૂ અઝ શૂય નીસ્ત<br>
અગરૂ મન બઝૂદી બેયાયમ બરાહ<br>
ચેગૂયદ મરૂ આન્રા ખેરદમન્દ શાહ<br>
બસૂગ્ અન્દરૂ આહન્ગે શાદી કુનમ<br>
ન અઝ પારૂસાઇઓ રાદી કુનમ<br>
૮૫ ખેરદમન્દ બી શરૂમ ખાનદ મરા<br>
ચુ ખાકાન બી આઝરૂમ દાનદ મરા<br>
બરીન્ સૂગ્ ચૂન બુગ્ઝરદ ચારૂ માહ<br>
સવારી ફેરેસ્તમ બનઝદીકે શાહ<br>
હમહ બેશનવમ હરૂચે બાયદ શનીદ<br>
ઝે ગૂયન્દગાન્ તા ચે આયદ પદીદ<br>
બેગૂયમ બનામહ યકાયકુ દરૂન<br>
ચુ આયદ બનઝદીકે ઊ રહનમૂન<br>
તો અકૂનૂન અઝ ઈદરૂ બશાદી ખરામ<br>
બખાકાન બેગૂય આન્ચે દાદમ પયામ<br>
ફેરાવાન્ ફેરેસ્તાદહરા હદયહ દાદ<br>
જહાન્દીદહ અઝ મરૂવ બરૂગશ્ત શાદ

તે માટે તે જવાને સઘળું કહ્યું અને તે પાક દામન અઉરતે સાંભળ્યું-તે વાત સાંભળી તેણીએ ખામોશી એખ્તયાર કીધી.

ત્યાર પછી જ્યારે તેણીએ તે નામુ વાંચ્યું-અને તે આપએખ્તયાર પાદશાહના સખુનો જાણ્યા,

અને જ્યારે તેણીએ અકલને દાનાઇ સાથ જોડી-ત્યારે પોતાનાં દિલમાં તે નામાનો જવાબ તૈયાર કીધો.

પછી તેણી એ પ્રમાણે બોલી કે "આ નામુ મેં મારી અકલ ઠેકાણે રાખીને સઘળું વાંચ્યું છે.

ખાકાને જેમ પાદશાહો, અનુભવી શખ્સો અને મોટા લોકો કરે, તેમજ કર્યું છે.

અમારી આંખો તેનાથી રોશન રહેજો!-કારણકે તે એવી રીતે અમારો કીનો લે છે.

આ દુન્યા ખાકાનથી ખાલી રહેતી ના-મોટાઇનું તાજ તેનાથી ખુશ હાલ રહેજો!

તેનું દિલ ગમથી ઝખ્મી ના બનતું-દેશના લોકોની ઉમેદ તેનાથી તુટેલી ના રહેતી!

હવે જ્યારે અમો સઘળાં સાથે બેસીશુ-અને આ સઘળું નામુ પહેલેથી છેલ્લે સૂધી વાંચીશું,

ત્યારે જે કોઈ કે બુઝોર્ગ અને દાનાઇ ધરાવનારા શખ્સો છે તેઓ સઘળા એ માગણી ઉપર વિચાર ચલાવશે.

હાલ તો અમારાં કુટુંબને સઘળી માહેતમજ છે-અને આવી વાત કાઢવાનો વખતજ નથી

જ્યારે એક એવી રીતના સરદારનો સોગ પુરો થશે-ત્યારે ખાકાનનાં ફર્માનથી કોઇ બાહેર જશે નહીં.

મને ઈરાન જવું ઘટારત નથી-એક પાક દામન અઉરત માટે ધણી મેળવવા કરતાં બેહતર બીજું કાંઈજ નથી.

અગર હું ઉતાવળથી આવવા નીકળી પડું-તો તે માટે અકલમંદ પાદશાહ શું કહેશે?

જો હું સોગની અંદર શાદીનો વિચાર કરૂં-તો તે પરહેઝગારી અને ભલાઇથી કરતી કહેવાઉં નહીં.

અકલમંદ માણસ મને લાજ વગરની અઉરત ગણે તેમજ ખાકાન જેવો પાદશાહ પણ મને બેહયા સમજે.

જ્યારે આ સોગ ઉપર ચાર મહિના પસાર થશે-ત્યારે હું પાદશાહની નઝદીક એક સવાર મોકલીશ.

મારા સલાહકારો તરફથી જે કાંઈ સાંભળવા ઘટતું હશે તે હું સઘળું સાંભળી લઈશ કે જોઇયે તેઓ શું કહે છે?

અને જ્યારે કાસેદ તે મારી રેહનુમાઇ કરનાર ખાકાનની નઝદીક આવશે-ત્યારે હું તે સઘળું તેનાં નામાની અંદર દર્શાવીશ.

હમણાં તો તું અહીંથી ખુશી સાથ પાછો ફર-મેં જે કાંઈ પયગામ તને આપ્યો તે ખાકાનને કહેજે."

તેણીએ પેલા એલચીને ઘણોક હદયો આપ્યો-તે અનુભવી શખ્સ મર્વથી ખુશહાલ પાછો ફર્યો.

## રાએ ઝદને ગોર્દૈયહ્ બા નામ્દારાને ખીશ્ વ ગુરીખ્તને ઊ અઝ્ મર્વ્.

વઝાન્ પસ જવાનો ખેરદ્મન્દ ઝન્ બઆરામ બેન્શસ્ત બા રાએ ઝન્ ચુનીન્ ગોફ્ત કામદ્ યકી નવ્ સોખન્ કે જાવીદ્ બર્ દેલ્ નગર્દદ્ કોહન્ જહાન્દાર્ ખાકાન્ મરા ખાસ્તસ્ત સુખુનહા ઝે હર્ગૂનહ્ પીરાસ્તસ્ત બર્ નીસ્ત આહૂ બુઝોર્ગસ્તો શાહ્ દેલીરો ખોદાવન્દે તૂરાન્ સેપાહ્ નેયારસ્ત તા ઝેન્દહ્ બુદ્ શીરે મન્ કસી યાદે મન્ કરદ્ અઝ્ અન્જુમન્ મરા બી પેદર્ દાશ્ત બહ્રામે ગોરૂદ દો દહ્ સાલ્ ઝાન્ ગહ્ કે બાબમ્ બેમોરદ્ ચુ અઝ્ વય કસી ખાસ્તી મર્ મરા બેજૂશીદી અઝ્ કીનહ્ મગ્ઝે સરા કુનૂન્ શાહ્ ખાકાન્ ન મર્દીસ્ત ખોરદ્ હમશ્ દસ્તગાહસ્ત હમ્ દસ્તબોરદ્ વલીકેન્ ચુ બા તુર્કાં ઇરાનેયાન્ બેકૂશદ્ કે ખીશી બુવદ્ દર્ મેયાન્ ઝે પયવન્દો વઝ્ બન્દે આન્ રૂઝગાર્ ઘમો રન્જ બીનદ્ બફર્જામે કાર્ નેગર્ તા સેયાવુશ ઝે અફ્રાસેયાબ્ ચે બર્ ખુરદ્ જોઝ્ તાબેશે આફ્તાબ્ સરે ખીશ દાદ્ અઝ્ નુખોસ્તીન્ બબાદ્ જવાની કે ચૂન ઊ ઝે માદર્ નઝાદ્ હમાન્ નીઝ્ પૂરે સેપહ્બુદ્ ચે કરદ્ અઝ્ ઈરાનો તૂરાન્ બર્આવરદ્ ગરદ્ બેસાઝીદ્ તા મા ઝે તુર્કાન્ નેહાન્ બઈરાન્ બરીમ ઈન્ સખુન્ નાગેહાન્ બગોર્દૂય મન્ નામઈ કર્દહ્ અમ હમ્ અઝ્ પીશ તીમારે ઈન્ ખર્દહ્ અમ કે બર્ શાહ્ પયદા કુનદ્ કારે મા બેગૂયદ્ બદ્ રન્જો તીમારે મા બનીરૂએ યઝ્દાન્ ચુ ઈન્ બેશનવદ્ બદીન્ ચરબ્ ગોફ્તારે મન્ બેગ્રવદ્ બદ્ ગોફ્ત હર્ કસ કે તા તૂ બુવી બઇરાનો ચીન્ બાનુએ નવ્ તુવી ન જુમ્બાનદત્ કૂહે આહન્ ઝે જાય યલાન્રા બમર્દી તોઈ રહ્નુમાય ઝે મર્દે ખેરદ્મન્દ બીદાર્ તર્ ઝે દસ્તૂરે દાનન્દહ્ હોશ્યાર્ તર્ હમહ્ કેહ્તરાનીમો ફર્માન્ તોરાસ્ત બદીન્ આરઝૂ રાયો પયમાન્ તોરાસ્ત ચુ બેશનીદ્ અઝીશાન્ અરઝ્રા બેખાન્દ્ બદીવાનો દીનાર્ દાદન્ નેશાન્દ્

## ગોર્દિયહે પોતાના નામદારો સાથ મસ્લહત કરવી અને મર્વથી તેણીનું નાસી જવું.

ત્યાર પછી તે જવાન અને અક્કલમંદ અઉરત-પોતાના સલાહકારો સાથ શાન્ત મને મસ્લહત કરવા બેઠી.

તેણી બોલી કે "હાલ એક એવી નવી બાબત આવી છે-કે જે કદીબી મારાં મનમાંથી વીસરાશે નહીં.

દેશની સંભાળ કરનાર ખાકાને મારી માગણી કરી છે-તેણે દરેક રીતની વાતો કહેવડાવી છે.

તેનામાં કશી અયબ નથી તે મોટો છે અને પાદશાહ છે-વળી તે બહાદુર છે અને તુરાની લશ્કરનો માલેક છે.

જ્યાં સુધી કે મારો સિંહની હિમ્મતનો ભાઇ જીવતો હતો-ત્યાં સુધી ૮૬
કોઇ પણ અન્જુમનમાંથી કોઈ મારી માગણી કરી શક્યું હતું નહીં.

મારો બાપ મરણ પામ્યો ત્યારથી આજ બાર વર્ષ લગી-હું બાપ વગરનીને પેહલવાન બેહરામે પાળી.

જ્યારે કોઇ તેની પાસેથી મારી માગણી કરતું-ત્યારે તેનાં સરનું મગઝ ગુસ્સાથી ઉકળી આવતું હતું.

આ ખાકાન પાદશાહ કાંઇ નાનો માણસ નથી-તેને સઘળી શક્તિ છે અને વળી બહાદુર પણ છે.

પણ જ્યારે તુર્કી અને ઈરાનીઓ સાથ-તેઓ વચ્ચે સગાઇ થાય એવી કોશેશ થાય,

ત્યારે તે વખતનાં સગપણ અને સંબંધથી આખેરે તો ગમ અને રંજજ માલૂમ પડે છે.

તમો જુઓ કે સિયાવક્ષે અફ્રાસિયાબથી-સૂર્યના તડકા સિવાય બીજાં શું ફળ ચાખ્યાં?

તે જવાને શુરૂઆતમાંજ પોતાનું માથું ફોકટનું ગુમાવ્યું કે જેના જેવો કોઈ માતાએ જણ્યો નથી.

તેમજ વળી તે સરદારના બેટા કયખુસરૂએ શું કીધું?-તેણે ઇરાન એને તૂરાનની ગર્દ કાઢી નાખી.

માટે તમો સઘળા તૈયારી કરો તો આપણે તુર્કીઓથી છૂપી રીતે આ પંચાતી એકદમ ઈરાન લઈ જઇયે.

મેં ગોરદૂય ઉપર એક નામુ લખ્યું છે-અને આગમચથીજ આ બાબ- ૮૭
તનો ગમ મેં ખાધો છે,

કે તે પાદશાહની આગળ આપણુની વાતોનો ખુલાસો કરે-અને આપણુની મુસીબતો અને મુશ્કેલીઓ તેને દર્શાવે.

યઝદાનની મદદથી જ્યારે તે આ સઘળું સાંભળશે-ત્યારે આ મારી નર્માસભરી વાતનો ઝરૂર વિચાર કરશે."

સઘળાઓ બોલ્યા કે "તું જીવતી રહે ત્યાં સુધી-ઈરાન અને તૂરાનમાં જવાન બાનૂ તુંજ છે.

લોઢાંનો પહાડ પણ તને હિલવી શકતો નથી-મર્દાનગીમાં પેહલવાનોને માર્ગ દેખાડનારી તુંજ છે.

તું દાનેશમંદ મર્દ કરતાં પણ વધારે ખબરદાર છે-અને દાના વઝીર કરતાંબી તું વધારે હુશ્યાર છે.

અમો સઘળા નોકર છિયે અને હોકમ તારોજ છે-આ બાબતમાં તારાજ વિચાર અને વચન પ્રબળ છે."

જ્યારે તેણીએ તેઓની એવી વાત સાંભળી ત્યારે લશ્કરની હાઝેરી રાખનારને તેનાં દફતર સાથ બોલાવી મંગાવી પગાર આપવા બેસાડયો.

બેયામદ સેપહ્ સરૂબસરૂ બેન્ગરીદ
હજારો સદો શસ્ત યલ્ બરૂ ગુઝીદ
કેઝાન્ હરૂ સવારી બહન્ગામે કારૂ
ન બરૂ કાશતન્દી સરૂ અઝ દહ્ સવારૂ
૪૮ દેરમ્ દાદો આમદ સુએ ખાનહ્ બાઝ
ચુનીન્ ગોફ્ત બા લશ્કરે રઝમસાઝ
કે હરૂ કસ કે દીદ આન્ દુવાલો રેકીબ્
ન પીચદ દેલ્ અન્દરૂ ફરાઝો નેશીબ્
નતર્સદ ઝે અબ્રૂહે મરૂદુમ કશાન્
ગરૂ અઝ અબ્રૂ બારદ બરૂ સરૂ ફેશાન્
ન પીચદ અઝીન્ રફ્તન્ અઝ મન્ એનાન
નતર્સદ અગરૂ દુશ્મન્ આયદ દમાન્
બેબાયદ કે તા સૂએ ઇરાન્ શવીમ
બનઝદીકે શાહે દેલીરાન્ શવીમ
બતૂરાન્ ધરીબીમો બી પોશ્તો યારૂ
મેયાને બુઝોર્ગાન્ ચુનીન્ સુસ્તો ખારૂ
હમી રફ્ત બાયદ ચુ તીરહ્ શવદ
સરે દુશ્મન્ અઝ ખાબ્ ખીરહ્ શવદ
શુમા દેલ્ બરફ્તન્ મદારીદ તન્ગ્
ગરૂ અઝ ચીનેયાન્ લશ્કરૂ આયદ બજન્ગ્
કે હમ બી ગુમાન્ અઝ પસે મા સરાન્
બેયાયન્દ બા ગોરૂઝહાએ ગરાન્
હમહ્ જાન્ ચકાયકૂ બકફ બરૂ નેહીદ
અગરૂ લશ્કરૂ આયદ ખુરીદો દેહીદ
૪૯ વગરૂ બરૂ ચુનીન્ રૂએ તાન્ નીસ્ત રાય
અઝ ઈદરૂ મજુમ્બીદ યકૂ તન ઝે જાય
બઆવાઝ ગોફ્તન્દ મા કેહ્તરીમ
ઝે રાયો ઝે ફર્માને તૂ નુગ્ઝરીમ
બરીન્ બરૂ નેહાદન્દો બરૂ ખાસ્તન્દ
હમહ્ જન્ગે ચીનરા બેયારાસ્તન્દ
યલાન્ સીનહો મેહ્તરૂ યઝદ ગોશસ્પ્
નેશાસ્તન્દ બા નામદારાન્ બરૂ અસ્પ્
હમી ગોફ્ત હરૂકસ કે મોર્દન્ બનામ
બેહ્ અઝ ઝેન્દહો ચીનેયાન્ શાદકામ

હમાનગહ્ સુએ કારૂવાન્ શુદ બદશ્ત
શુતોરૂ ખાસ્ત તા પીશે ઊ દરૂ ગુઝશ્ત
ગુઝીન્ કરૂદ અઝાન્ ઉશ્તુરાન્ સેહ્ હઝારૂ
બદાન્ તા બુનહ્ બરૂ નેહાદન્દ બારૂ
ચુ શબ્ તીરહ્ શુદ ગોર્દેયહ્ બરૂ નેશાસ્ત
ચુ ગોર્દી સરફ્રાઝ ગોર્ઝી બદસ્ત
બરૂ અફ્ગન્દ પુરૂમાયહ્ બરૂગુસ્તવાન્
અબા જઉશનો તીધો તર્ગે ગવાન્
હમી રાન્દ ચૂન બાદ લશ્કરૂ બરાહ્
બરખ્શન્દ રૂઝો શબાને સેયાહ્

તમામ લશ્કર આવ્યું અને તેણીએ તે જોયું-તેમાંથી તેણે એક હઝાર એકસો અને સાઠ પેહલવાનો ચુંટી કાઢયા,

કે જેઓમાંનો દરેક સવાર લડાઇને વખતે-દશ સવારો સામેથી પોતાનું સર ફેરવતો નહીં હતો.

તેઓને પગાર ચૂકવીને તેણી પાછી પોતાનાં મથક તરફ આવી-તે લડાયક લશ્કરને એ પ્રમાણે કહેવા લાગી,

કે "જે કોઇયે કે આ કમરબંદ અને રેકાબ જોઈ છે-તે ચઢતીમાં કે પડતીમાં હિમ્મત હારશે નહીં.

અગરજો તેની ઉપર આસ્માન ઉપરથી માથાંનો છટકાવ થાય-તોપણ તે માણસો મારનારાં લશ્કરથી બીશે નહીં

મારી સાથ ચાલવાથી તે લગામ ફેરવશે નહીં-અને અગરજો દુશ્મન જોશ કરતો આવી લાગે તોપણ તે બીશે નહીં.

એવું કરવું જોઇયે કે આપણે ઇરાન તરફ બહાદુરોના પાદશાહની નઝદીક જઇયે.

આપણે તૂરાનમાં તો મુસાફર જેવા અને કાંઈ પણ મદદ કે દોસ્ત આશના વગરનાં અહીંના બુઝોર્ગોની વચ્ચે આવા નબળા અને ખુવા પડયાર છિયે.

જ્યારે અંધારૂં થાય અને દુશ્મનનું સર ખાબથી મસ્ત થાય ત્યારે અહીંથી નીકળી જવું જોઇયે.

અગરજો ચીનાઓનું લશ્કર આપણી સામે લડવા આવે-તોપણ તમો નીકળી જવા માટે ના હિમ્મત થતા ના.

કારણકે જરૂર આપણી પછાડી ભારી ગુર્ઝો સાથ સરદારો આવી લાગશે.

માટે તમો સઘળાઓ જીવ હડેલી ઉપરજ ધરજો-અને જો લશ્કર આવી લાગે તો મારજો યા મરજો.

હવે જો તમારો એમ કરવાનો વિચાર નહીં હોય તો તમો અહીંથી એક પણ શખ્સ આગળ વધતો ના."

સઘળાઓએ પોકારીને કહ્યું કે "અમો તારા નોકર છિયે-તારા વિચાર અને ફર્માનથી જરાબી ફરીશું નહીં."

પછી તેઓ એ વાત ઉપર એકમત થયા અને વીખરાઈ ગયા-સઘળાઓએ ચીનની લડાઇની તૈયારી કીધી.

યલાન સીનેહ અને સરદાર યઝદ ગોશસ્પ-બીજા નામદારો સાથે ઘોડા ઉપર સવાર થયા.

દરેક જણ બોલવા લાગ્યું કે "ચીનાઓ પોતાની મુરાદ માફક ખુશહાલ રહે અને આપણે જીવતા રહે તેનાં કરતાં તો આપણને નામદારી સાથ મરવું વધારે સારૂં છે"

પછી તુરત તેણી ઊંટોના કાફલા તરફ મયદાનમાં ગઈ-અને તેણીએ ઊંટોની માગણી કીધી જેથી તેણીની આગળથી સઘળાં પસાર થયાં.

તે ઊંટોમાંથી ત્રણ હઝાર ચુંટી કાઢયાં-અને તે ઊંટો ઉપર સઘળો માલ અસ્બાબ લાધવામાં આવ્યો.

જ્યારે રાત અંધારી થઇ ત્યારે ગોરદિયહ સવાર થઇ-તેણીએ એક સરફરાઝ પેહલવાનની માફક હાથમાં ગુર્ઝ લીધો.

અને ઘોડા ઉપર એક દમામદાર પાખર નાખી-અને પોતે બખ્તર, તલવાર અને પેહલવાનોની ટોપ સાથ તૈયાર થઈ.

એ પ્રમાણે તેણી દિવસની રોશનીમાં તેમજ રાતની અંધારીમાં લશ્કરને પવનની મિસાલ આગળ ચલાવવા લાગી.

## આગાહી યાફ્તને ખાકાન્ અઝ્ ગુરીખ્તને ગોર્દૈયહ્ વ ફેરેસ્તાદને ઊ તુબોર્ગ્રા બા લશ્કર્ પસે ઊ વ કોશતને ગોર્દૈયહ્ તુબોર્ગ્રા.

———:૦:———

ઝે લશ્કર્ બસી ઝીન્હારી શુદન્દ
બનઝ્દીકે ખાકાન્ બઝારી શુદન્દ
બેરાદર્ બેયામદ બનઝ્દીકે ઊય
કે અય નામવર્ મેહ્તરે જન્ગજૂય
સેપાહી દેલાવર્ બઈરાન્ કશીદ
બસી ઝીન્હારી બરે મન્ રસીદ
વઝીન્ નન્ગ્ તા જાવેદાન્ બર્ દરત્
બેખન્દદ હમી લશ્કરો કેશ્વરત્
સેપહ્દારે ચીન્ કાન્ સુખુનહા શનીદ
શુદ અઝ્ ખેશ્મ્ રન્ગે રોખશ્ નાપદીદ
બદૂ ગોફ્ત બેશ્તાબો બર્ કશ્ સેપાહ્
નેગહ્ કુન્ કે લશ્કર્ કુજા શુદ ઝે રાહ્
બઈશાન્ રસી હીચ્ તુન્દી મકુન્
નુખોસ્તીન્ ફરાઝ્ આર્ શીરીન્ સખુન્
અઝીશાન્ નદાનદ કસી રાહે મા
મગર્ બીમ્ શાન્ કર્દ બદ્ખાહે મા
બનર્મી સખુન્ ગૂયો બેન્વાઝ્ શાન્
બમર્દાનગી સર્ બર્ અફ્રાઝ્ શાન્
વગર્ હીચ્ સાઝદ કસી બા તો જન્ગ્
તો મર્દી કુનો દૂર્ બાશ્ અઝ્ દેરન્ગ્
અઝીશાન્ યકી ગૂરસાન્ કુન્ બમર્વ
કે ગર્દદ ઝમીન્ હમચુ પર્રે તઝર્વ
બેયામદ સેપહ્દાર્ બા શશ્ હઝાર્
ગુઝીદહ્ ઝે તુર્કાને જન્ગી સવાર્
બરૂઝે ચહારોમ બઈશાન્ રસીદ
ઝને શીર્ દેલ ચૂન્ સેપહ્ બેન્ગરીદ
અઝીશાન્ બહેલ દર્ નકર્દ ઈચ્ યાદ
ઝે લશ્કર્ સુએ સાર્વાન્ શુદ ચુ બાદ
યકાયક્ બુનહ્ દર્ પસે પોશ્ત કર્દ
બેયામદ નેગહ્ કર્દ જાએ નબર્દ
સેલીહે બેરાદર્ બેપૂશીદ ઝન્
નેશસ્ત અઝ્ બરે બારએ ગામઝન્
દુ લશ્કર્ બરાબર્ કશીદન્દ સફ્
હમહ્ જાનહા બર્ નેહાદહ્ બકફ્
બપીશે સેપાહ્ અન્દર્ આમદ તુબોર્ગ્
કે ખાકાન્ વરા ખાન્દી પીર્ ગોર્ગ્
બઈરાનેયાન્ ગોફ્ત કાન્ પાક્ ઝન્
મગર્ નીસ્ત બા ઈન્ બુઝોર્ગ્ અન્જુમન્
ચુ શુદ ગોર્દેયહ્ બા સેલીહે ગરાન્
મેયાન્ બસ્તહ્ બર્સાને જન્ગ્આવરાન્

## ખાકાનને ગોર્દિયહના નાસવાની ખબર થવી અને તેણે તુબોર્ગને લશ્કર સાથ તેની પછાડી મોકલવો અને ગોર્દિયહે તુબોર્ગને મારી નાખવો.

———:૦:———

તે લશ્કરમાંના ઘણાકો ખાકાનની નઝદીક મદદ મેળવવા માટે તેની ૯૦
પનાહમાં ગયા.

તેનો ભાઇ તેની નઝદીક આવ્યો—અને બોલ્યો કે "એ લડાયક નામવર સરદાર!

એક દિલાવર લશ્કર ઈરાન તરફ નીકળી ગયું છે-તેમાંના ઘણાકો પનાહને માટે મારી નઝદીક આવ્યા છે.

આ નામોસીથી હમેશે સુધી તારૂં લશ્કર અને તારો મુલક તારી દરબાર ઉપર હસવા લાગશે."

જ્યારે ચીનના સરદારે આ સખુનો સાંભળ્યા—ત્યારે ગુસ્સાથી તેના ચેહરાનો રંગ ઉડી ગયો.

તેને કહ્યું કે "તું શેતાબી કર અને લશ્કર લઈ જા-તું તપાસ કર કે તે લશ્કર તે રાહમાંથી ક્યાં ગયું?

જ્યારે તું તેઓની નઝદીક પહોંચે ત્યારે કાંઈ પણ તુંદી ના કરતો—પેહલાં તો મીઠી મીઠી વાતો કરજે.

તેઓમાંથી કોઈ પણ આપણી રાહ રીતી જાણતું નથી—કદાચ આપણના દુશ્મને તેઓને ભડકાવી મૂકયા છે.

નર્માસથી સખુન બોલજે અને તેઓને નવાઝેશ કરજે—તેમજ તેઓની બહાદુરી માટે તારીફ કરજે.

પણ જો કોઈ તારી સાથ લડાઈ કરે-તો તું પણ ઢીલ કરવાથી દૂર રહી મર્દાનગી દેખાડજે.

મર્વમાંજ તેઓનું એક ગોરેસ્તાન બનાવજે—કે જેથી ત્યાંની ઝમીન ૯૧
મરઘાની પાંખ મિસાલ થાય."

આથી તે સરદાર તુર્કીઓમાંથી ચુટી કાઢેલા છ હઝાર લડાયક સવારો સાથ નીકળ્યો.

તે ચોથે દહાડે તેઓ આગળ જઈ પહોંચ્યો—જ્યારે તે સિંહની હિમ્મતની અઉરતે લશ્કર જોયું,

ત્યારે તેણીએ તેઓની કશી પણ દરકાર કીધી નહીં—અને લશ્કરમાંથી શેતાબી કરતી સારવાન તરફ ગઇ.

તેણીએ સઘળો અસ્બાબ લશ્કરની પીઠ પછાડી રાખ્યો—પછી આવી અને લડાઈની જગ્યા નક્કી કીધી.

તે અઉરતે પોતાના ભાઇનાં હથિયાર બાંધ્યાં—અને એક તેઝ ચાલના ઘોડા ઉપર સવાર થઈ.

બન્ને લશ્કરે સામા સામી સફ સમારી—સઘળાઓએ પોતાના જીવ હથેલી ઉપરજ ધર્યા.

પેલો તુબોર્ગ સરદાર કે જેને ખાકાન બુઢ્ઢું વરૂ કહેતો હતો, તે લશ્કરની હરોલમાં આવ્યો.

તેણે ઈરાનીઓને કહ્યું કે "શું તે પાક અઉરત—આ મોટાં લશ્કર સાથ નથી?"

જ્યારે ગોરદિયહ તો ભારી હથિયાર બાંધી લડાયકોની મિસાલ કમર બાંધી ઉભેલીજ હતી,

૯૨ દેલાવરૂ તુઓર્ગંશ નદાનેસ્ત બાઝ
બેઝદ પાશનહ રૂકૂત પીશશ ફરાઝ
બદૂ ગોફ્ત આન્ ખાહરે કોશ્તહ શાહ
કુજા જૂયમશ દર મેયાને સેપાહ
કે બા ઊ મરા હસ્ત ચન્દાન્ સોખુન્
ઝે અઝ નવ ઝે અઝ રૂઝગારે કોહુન્
બદૂ ગોરૂદેયહ ગોફ્ત ફીનક મનમ
કે બર શીરે દરરન્દહ અસ્પ અફગનમ
ચુ બશનીદ આવાઝે ઊરા તુઓરૂગ્
બશાન્ અસ્પે જંગી ચુ શીરે સુતોરૂગ્
શેગેફ્ત આમદશ ગોફ્ત ખાકાને ચીન્
તોરા કરૂદ અઝીન્ પાદશાહી ગુઝીન્
બદાન્ તા તો બાશી વરા યાદગારૂ
ઝે બહ્રામે શીરૂ આન્ ગુઝીદહ સવારૂ
હમી ગોફ્ત પાદાશે ઈન્ નીકોઈ
બજાય આવરમ ચૂન સખુન બેશ્નોઈ
મરા ગોફ્ત બેશતાબો બા ઊ બેગૂય
કે ગરૂ ઝાન્ કે ગોફ્તમ નદીદી તો રૂય
ચુનાન્ દાન કે ઈન્ ખુદ નગોફ્તમ ઝે બુન
કે મન્ નીઝ બાઝ આમદમ ઝીન્ સખુન
૯૩ અઝીન્ મરૂઝ રફ્તન્ તોરા રૂય નીસ્ત
મકુન્ ગરૂ તોરા આરૂઝૂ શૂય નીસ્ત
સુખુનહા બરીન ગૂનહ પયવન્દ કુન્
વગરૂ પન્દ નપઝીરદશ બન્દ કુન્
હમ આન્ કસ કે ઊરા બરૂ આન્ દાશતસ્ત
સુખુનહા ઝે અન્દાઝહ બુગ્ઝાશતસ્ત
બદૂ ગોર્દેયહ ગોફ્ત કઝ રઝમગાહ
બયકસૂ શવીમ અઝ મેયાને સેપાહ
સખુન હરૂચે ગૂઈ તો પાસોખ દેહમ
તોરા અન્દરીન્ રાએ ફરૂરોખ નેહમ
ઝે પીશે સેપાહ અન્દરૂ આમદ તુઓરૂગ્
બેયામદ બરે નામદારે સુતોરૂગ્
ચુ તનહા બેદીદશ ઝને ચારહ જૂય
અઝાન્ મેગ્ફરે તીરહ બુકુશાદ રૂય
બદૂ ગોફ્ત બહરામરા દીદઈ
સવારીઓ રઝમશ પસન્દીદઈ
મરા બૂદ હમ માદરો હમ પેદરૂ
કુનૂન્ રૂઝગારે વય આમદ બસરૂ
કુનૂન્ મન્ તોરા આઝમાયેશ કુનમ
યકી સૂએ રઝમત ગેરાયેશ કુનમ
૯૪ ગરમ અઝ દરે શૂય યાબી બેગૂય
હમાના મરા ખુદ પસન્દી તો શૂય
બેગોફ્ત ઇન્ વઝાન્ પસ બરૂ અન્ગીખ્ત અસ્પ
પસે ઊ હમી તાખ્ત યઝદ ગોશસ્પ
સેપહદારે ચીની હમાન્ હમ્લહ કરૂદ
બરૂ આવીખ્તન્દ આન દો શીરે નબરૂદ
હમાન્ ખાહરે પહ્લૂએ નામદારૂ
બનીઝહ દરૂ આમદ બનઝ્દે સવારૂ
યકી નીઝહ ઝદ બરૂ કમરૂબન્દે ઊય
કે બુગ્ઝાશ્ત ખફ્તાનો પયવન્દે ઊય

પણ દિલાવર તુઓર્ગે તેણીને પિછાની નહીં-અને ઘોડાને એડ મારી તેણીની નઝદીક આવ્યો.

અને બોલ્યો કે "પેલા માર્યા ગયલા પાદશાહ બેહરામની બેહેન-મને આ લશ્કરની વચ્ચે કયાં મલશે?

કારણ મારે તેણીની સાથે કાંઇક નવી જૂની કેટલીક વાતો કરવી છે."

ગોરદિયહે તેને કહ્યું કે "તે આ હુંજ છું-હુંજ ફાડીખાનારા સિંહ ઉપર ઘોડા ઝોકાઉં છું."

જ્યારે તુઓર્ગે તે લડાયક ઘોડા ઉપર મસ્ત સિંહની મિસાલનો તેણીનો આવાઝ સાંભળ્યો,

ત્યારે તે અજબ થઇને બોલ્યો કે "આ સલ્તનતમાંથી ખાકાને ચીને તનેજ પસંદ કીધી છે,

કે જેથી તું તે પસંદ કીધેલા સવાર સિંહ જેવા બેહરામની યાદગારી તરીકે રહે.

તેણે કહેવાડિયું છે કે 'જો તું મારી વાત સાંભળે તો હું તેની ભલાઇઓનો બદલો વાળું.'

તેણે મને કહ્યું છે કે 'તું દોડ અને તેણીને કહે-કે જે કાંઇ મેં તને કહેવાડિયું તે તને જો રૂચ્યું નહીં હોય,

તો તું એમજ જાણ કે મેં પણ કંઈ ખરેખરી મતલબથી કહેવાડિયું નહીં હતું-કારણકે હું પણ હવે તે વાતથી ધરાઇ ચૂકયો છું.

જો તારી ઇચ્છા ખાવંદ કરવાની નથી તો ના કરતી-પણ તારે આ મુલક છોડી જવું ઘટારત નથી.'

એવી રીતની વાતો તું તેણીને સમજાવીને કહેજે-અને જો તારી નસીહત નહીંજ સાંભળે તો તેણીને કયદ કરજે.

તેમજ તે શખ્સને પણ પકડજે કે જેણે તેણીને એ વાત ઉપર ઉસકેરી મૂકી-અને એમ કરી સઘળી વાતો અંદાઝાથી વધારી નાખી છે."

ગોરદિયહે તેને કહ્યું કે "આ લડાઇગાહમાંથી-લશ્કર વચ્ચેથી આપણે એક તરફ જઇયે.

અને ત્યાં તું જે કાંઈ પૂછશે તેનો જવાબ આપીશ-અને તને એ કામમાં સારીજ સલાહ આપીશ."

તઓર્ગ લશ્કર આગળથી દૂર થઇ-પેલી બહાદુર નામદાર આગળ આવ્યો.

જ્યારે તે યુક્તિબાઝ અઉરતે તેને એકલો જોયો-ત્યારે કાળી ટોપમાંથી પોતાનું મોં બાહેર કાઢયું.

અને બોલી કે "તેં બેહરામને તો જોયો હતો-અને તેની સવારી અને લડાઇ તને પસંદ પડી હતી.

તે મારાંજ માબાપનો જણેલો મારો ભાઈ હતો-જે હાલમાં મરણ પામ્યો છે.

હમણાં હું તારી આઝમાયેશ કરૂં છું-અને તારી સાથે લડવાની ખાહેશ રાખું છું.

જો તું મને ખાવંદ કરવા લાયકની સમજે તો તે કહેજે-બલ્કે તું પોતેજ મારે માટેનો ધણી પસંદ કરજે."

તેણી એટલું બોલ્યા બાદ પોતાનો ઘોડો દપતાવ્યો-ઇઝદ ગોશસ્પ તેની પૂઠેજ પોતાનો ઘોડો હાંકતો હતો.

પેલા ચીની સરદારે પણ હમ્લો કીધો-તે બન્ને લડાયક સિંહો વળગી પડયા.

પેલી નામદાર પેહલવાનની બેહેન-નેઝા સાથ તે સવારની નઝદીક આવી.

અને એક નેઝો તેના કમરબંદ ઉપર માર્યો-કે જેથી તેનું બખ્તર તેમજ તેનાં બદન ઉપરનું વળગણ છૂટું થઈ ગયું.

ચે ઝીન્ અન્દર્ ઓફ્તાદો શુદ સર્ નેગૂન
શુદ આન્ રીગે ઝીર્ અન્દરશ્ જૂએ ખૂન
ચલાન્ ચીનહ્ બા આન્ ગુઝીદહ્ સેપાહ્
બર્અન્ગીખ્ત્અસ્પ્અન્દર્આન્રઝ્મગાહ્
હમહ્ લશ્કરે ચીન્ બહમ બર્ શેકસ્ત
બસી કોશ્તો અફ્ગન્દો ચન્દી બેખસ્ત
દો ફરૂસન્ગ્ બા ઊ હમી શુદ ઝે પસ
બર્ અસ્પાન્ નમાન્દન્દ બેસ્યાર્ કસ
સરાસર્ હમહ્ દશ્ત શુદ રૂદે ખૂન
યકી બી સરો દીગરી સર્ નેગૂન

તે ઝીન ઉપરથી ઊંધે મસ્તક નીચે પડયો-અને તેની નીચેની રેતી લોહીની નદી બની ગઈ.

પછી ચલાન સીનેહે તે પસંદ કીધેલા સવારો સાથ-લડાઈગાહમાં ઘોડો દપતાવ્યો.

તેણે ચીનનાં તમામ લશ્કરને શેકસ્ત આપી-ઘણાક માર્યાં ગયા, નીચે પડયા અને કેટલાક ઝખ્મી થયા.

બે ફર્સંગ સુધી તેઓની પૂઠ પકડી-જેથી ઘણાક સેપાહો પોતાના ઘોડા ઉપર કાયમ રહ્યા નહીં.

તમામ મયદાન લોહીની નદી બન્યું-કોઈ માથાં વગરનો તો કોઈ ઊંધે મસ્તક પડેલો જણાયો.

## નામએ ગોર્દીયહ્ બગોરદૂય.

ચુ ફીરૂઝ શુદ સૂએ ઈરાન્ કશીદ
બરે શાહ્રયારે દેલીરાન્ કશીદ
બઆમૂય બેન્શસ્તો યક્ ચન્દ બૂદ
બદેલશ અન્દરૂન્ દાવરીહા ફેઝૂદ
યકી નામહ્ સૂએ બેરાદર્ બદર્દ
નેવેશ્તો ઝે હર્ કારશ આગાહ્ કર્દ
ચુનીન્ ગોફ્ત આન્ગહ્ કે બહ્રામ ગોર્દ
બતીમારો દર્દે બેરાદર્ બેમોર્દ
તોરાઓ મરા મોજ્દ બેસ્યાર્ દાદ
રવાને વય અઝ મા બી આઝાર્ બાદ
દેગર્ ગોફ્ત બા શાહ્રયારે બલન્દ
બગૂય આન્ચે અઝ મન્ શનીદી ઝે પન્દ
પસે મા સેપાહી બેયામદ ગરાન્
હમહ્ નામદારાને જન્ગ્ આવરાન્
બરાન્ ગૂનહ્ બર્ દાશ્તમ શાન્ ઝે રઝ્મ
કે નહ્ રઝ્મ બીનન્દ અઝીન્પસ ન બઝ્મ
બસી નામવર્ મેહ્તરાન્ બા મનન્દ
નબાયદ કે આયદ બરીશાન્ ગઝન્દ
નેશસ્તમ બઆમૂય તા પાસોખમ
બેયારદ મગર્ અખ્તરે ફરૂખમ

## ગોર્દીયહનું ગોરદૂય ઉપર નામુ.

જ્યારે તેણી ફતેહમંદ થઇ ત્યારે ઇરાન તરફ દેલાવર લોકોના પાદ- ૯૫
શાહની નઝદીક લશ્કર લઈ ચાલી.

તેણીએ આમૂયમાં આસાયેશ લીધી અને થોડોક વખત ત્યાંજ થોભી-તેણીનાં દિલમાં ગૂચવાડા વધતા ગયા.

તેણીએ પોતાના ભાઈ ગોરદૂય ઉપર દુઃખ સાથેનું એક નામુ-લખ્યું અને તેને દરેક કામથી વાકેફ કીધો.

તેણીએ એમ લખ્યું કે "જ્યારે પેહલવાન બેહરામ ભાઈનાં દુઃખ અને ગમમાં મરણ પામ્યો,

ત્યારે તને અને મને ઘણીક વધાઇ આપી ગયો છે-તેનું રવાન આપણાંથી દુઃખ વગરનુંજ હોજો!"

બીજું લખ્યું કે "તેં જે કાંઇ મારી તરફથી શીખામણો સાંભળી છે તે મોટા પાદશાહને કહેજે.

અમારી પછાડી તમામ લડાયક નામદારોનું એક ભારી લશ્કર આવ્યું હતું,

જેને મેં લડાઈમાં એવું વીખેરી નાખ્યું-કે તેઓ હવે પછી નહીં લડાઇ જોશે કે નહીં ખુશીની મજલેસ જોઇ શકશે.

ઘણાક નામવર સરદારો મારી સાથે છે-માટે અને એવું નહીં બનવું જોઇયે તેઓને કશું નુકસાન પહોંચે.

હું આમૂયમાં થોભી છું જ્યાં કદાચ મારો ભાગ્યશાળી સેતારો કાંઇક સારોજ જવાબ લાવશે."

## કોશતને ખુસ્રવ્ બન્દૂયરા.

વઝાન્ પસ્ બઆરામ બેન્શસ્ત શાહ્
ચુ બર્ખાસ્ત બહ્રામે જન્ગી ઝે રાહ્
નદીદ્ અઝ બુઝોર્ગાન્ કસી કીનહ્જૂય
કે બા ઊ બરૂય અન્દર્ આવર્દ રૂય
બદસ્તૂરે પાકીઝહ્ યક્ રૂઝ ગોફ્ત
કે અન્દીશહ્ તા કય બુવદ દર્ નેહોફ્ત
કોશન્દહ્ પેદર્ હર્ ઝમાન્ પીશે મન્
હમી બુગ્ઝરદ ઊ બુવદ ખીશે મન્

## ખુસરૂએ બંદૂયને મારી નાખવો.

જ્યારે લડાયક બેહરામ તેના રસ્તા વચ્ચેથી દૂર થયો-ત્યારે તે પછી ૯૬
પાદશાહ આરામથી બેસવા લાગ્યો.

મોટાઓમાંથી એવો કોઈ લાયક રહ્યો નહીં-કે જે તેની સામે થાય.

તેણે એક દિવસે પોતાના નેક વઝીરને કહ્યું-કે "મારા દિલમાંનો વિચાર કયાં સુધી છૂપો રહી શકશે?

મારા બાપને મારનારો દરેક વખત મારી નઝદીકથી પસાર થાય છે અને તે મારો ખેશી છે.

ચુ રઉશન્ રવાનમ પુર્ અઝ્ ખૂન્ બુવદ
હમી પાદ્શાહી કુનમ ચૂન્ બુવદ
નેહાદન્દ ખાનો મયે ચન્દ ખર્દ
હમાન્ રૂઝ બન્દૂયરા બન્દ કર્દ
વઝાન્ પસ્ ચુનીન્ ગોફ્ત બા રહ્નુમાય
કે ઊરા હમ અકનૂન્ ઝે તન્ દસ્તો પાય
બબુરીદ તા ઊ બખૂને કેયાન્
ચુ બી દસ્ત બાશદ ન બન્દદ મેયાન્
બુરીદન્દો હમ દર્ ઝમાન્ ઊ બમોર્દ
પુર્ અઝ્ ખુન્ રવાનશ બખુસ્રવ્ સેપોર્દ
વઝાન્ પસ્ બસૂએ ખોરાસાન્ કસી
ફેરેસ્તાદો અન્દરૂઝ કર્દશ બસી
૯૭ બદૂ ગોફ્ત બા કસ મગુફ્તાન્ ઝબાન્
અઝ્ ઈદર્ બેરવ્ તા દરે મર્ઝબાન્
બગોસ્તહ્મ ગૂય ઈચ્ ગૂનહ્ મપાય
ચુ ઈન્ નામએ મન્ બખાની બેયાય
ફેરેસ્તાદહ્ અન્દર્ ખોરાસાન્ રસીદ
બદર્ગાહે મર્દે તન્આસાન્ રસીદ
બગોફ્ત આન્ચે ફર્માને પર્વીઝ્ બૂદ
કે શાહી જવાન્ બૂદો ખૂનરીઝ્ બૂદ

જ્યારે મારો રોશન જીવ દુઃખી રહે–ત્યારે હું પાદશાહી તે કેવી રીતે કરી શકું ?"

હવે ખાણું પરીસાયું અને થોડોક શરાબ પીધા પછી–તેજ દિવસે બંદૂયને કયદ કીધો.

ત્યાર પછી તેની રેહનુમાઈ કરનારાઓને કહ્યું-કે "હમણાંજ તેનાં તન ઉપરથી હાથ અને પગ,

કાપી કાઢો કે જેથી જ્યારે તે હાથ વગરનો થશે ત્યારે પાદશાહોનાં ખૂન માટે કમર બાંધશે નહીં."

આથી તેઓએ તે કાપ્યા અને તુરત તે મરણ પામ્યો-તેણે પોતાનો લોહીથી ભરેલો જાન ખુસરૂને સોંપ્યો.

ત્યાર પછી પાદશાહે એક જણને ખુરાસાન તરફ-મોકલ્યો અને તેને ઘણીક શીખામણ દીધી.

તેને કહ્યું કે "તું કોઈ સાથ કશું પણ બોલતો ના-તું અહીંથી તે હાકેમની દરબાર સૂધી જા.

અને ગોસ્તહમને કહેજે કે 'તું જરા પણ થોભતો ના-જેવું આ મારૂં નામુ વાંચે તેવોજ તુરત આવી લાગજે.'"

પેલો કાસેદ ખુરાસાન પહોંચ્યો–અને તે સુખવાસી શખ્સની દરગાહમાં ગયો.

અને પર્વીઝ કે જે એક જવાન અને ખૂન રેડનારો પાદશાહ હતો, તેનો જે કાંઇ હોકમ હતો, તે તેને કહી સંભળાવ્યો.

## સર્ પીચીદને ગોસ્તહમ્ અઝ્ ખુસ્રવ્ વ બઝની ગેરેફ્તને ઊ ગોર્દેયહ્રા.

—:o:—

ચુ ગોસ્તહ્મ બેશનીદ લશ્કર્ બેરાન્દ
પરાગન્દહ્ લશ્કર્ હમહ્ બાઝ્ ખાન્દ
ચુનીન્ તા બશહ્રે બુઝોર્ગાન્ રસીદ
ઝે સારીઓ આમુલ્ બગોર્ગાન્ રસીદ
શનીદ આન્ કે શુદ શાહે ઇરાન્ દુરોશ્ત
બેરાદર્શ બન્દૂય નાગહ્ બેકોશ્ત
ચુ બેશનીદ દસ્તશ બદન્દાન્ બેકન્દ
ફેરૂદ આમદ અઝ્ પોશ્તે ઝીને સમન્દ
હમહ્ જામએ પહ્લવી કર્દ ચાક્
ખોરૂશાન્ બસર્ બર્ હમી રીખ્ત ખાક્
બેદાનેસ્ત કૂરા જહાન્દાર્ શાહ્
બકીને પેદર્ કર્દ ખાહદ તબાહ્
૯૮ ખોરૂશાન્ અઝાન્ જાયગહ્ બાઝ્ ગશ્ત
તો ગોફ્તી કે બા બાદ અમ્બાઝ્ ગશ્ત
સેપાહે પરાગન્દહ્ કર્દ અન્જુમન્
હમી તાખ્ત તા બીશએ નારવન્
ચુ નઝદીકીએ કૂહે આમુલ્ રસીદ
સેપહ્રા બદાન્ બીશહ્ અન્દર્ કશીદ
હમી બોર્દ બર્ હર્ સુઇ તાખ્તન્
બદાન્ તાખ્તન્ બૂદ કીન્ આખ્તન્

## ગોસ્તહમે ખુસરૂથી સર ફેરવવું અને તેનું ગોર્દિયહ સાથ પરણવું.

—:o:—

જ્યારે ગોસ્તહમે એવું સાંભળ્યું ત્યારે તેણે વીખરાયલું તમામ લશ્કર પાછું ભેગું કરી આગળ ચલાવ્યું.

એમ કરતો તે બુઝોર્ગોનાં શેહરમાં આવી પહોંચ્યો–સારી અને આમુલ થઇને ગોરગાનમાં આવ્યો.

ત્યાં તેણે એવું સાંભળ્યું કે "ઈરાનનો પાદશાહ સખ્ત બન્યો છે-અને તેના ભાઈ બદૂયને એકાએક કાપી નાખ્યો છે."

જ્યારે એવું સાંભળ્યું ત્યારે તેણે પોતાના હાથ દાંતમાં કરડયો–તે ઘોડાની પીઠ ઉપરથી નીચે ઉતર્યો.

તેણે તમામ પેહલવાની પોશાક ફાડી નાખ્યો–તે રડતો રડતો સર ઉપર ખાક છાંટવા લાગ્યો

તે સમજી ગયો કે "તેને દેશની સંભાળ કરનાર પાદશાહ–પોતાના બાપના કીનામાં મારી નાખવા માંગે છે"

આથી તે પોકાર કરતો ત્યાંથી પાછો ફર્યો–તું કહે ગોયા તે પવનનોજ સાથી બની ગયો.

તેણે વીખરાયલું લશ્કર પાછું એકઠું કીધું અને નારવનના જંગલ સૂધી તે દોડતો ગયો.

જ્યારે આમુલના પહાડની નઝદીક જઇ પહોંચ્યો–ત્યારે લશ્કરને તે જંગલમાં ભેગું કીધું.

તે ચો તરફ હુમ્લા કરવા લાગ્યો–તે હુમ્લો કરવાની મતલબ કીનો લેવાની હતી.

બહર સૂ કે બી કાર મરૂદુમ બુદન્દ
બનાની હમહ બન્દએ ઊ શુદન્દ
બજાઈ કે લશ્કરૂગહે શાહ બૂદ
કે ગોસ્તહુમ અઝાન્ લશ્કરૂ આગાહ બૂદ
હમી બરૂ સરાન્ શાન્ ફેરૂદ આમદી
સેપહુરા ચકાચકૂ બહમ બરૂઝદી
વઝાન્ પસ ચુ ગોરૂદુય શુદ નઝદે શાહ
બેગોફ્ત આન્ કુજા ખાહરશ બા સેપાહ
બદાન્ મરૂઝબાનાને ખાકાન્ ચે કરૂદ
કે દરૂ મરૂવ્ અઝીશાન્ બરૂ આવરૂદ ગરૂદ
વઝાન્ સૂચ ગોસ્તહુમ બેશનીદ નીઝ
કે બહુરામે ચલ્હરા પુરૂ આમદ કફીઝ
હમાન્ ગોર્દેયહ બા સેપાહે બુઝોરૂગ્
બેરફ્ત અઝ બરે નામદારી સુતોરૂગ્
પસે ઊ સેપાહી બેયામદ બકીન્
ચે કરૂદ ઊ બદાન્ નામદારાને ચીન્
પઝીરહ શુદનરા સેપહ બરૂ નેશાન્દ
વઝાન્ બીશહ ચૂન્ બાદ લશ્કરૂ બેરાન્દ
ચુ આગાહ શુદ ગોરૂદેયહ રફ્ત પીશ
અબા સરૂવરો નામદારાને ખીશ
ચુ ગોસ્તહુમ દીદ આન્ સેપહુરા બરાહ
બરૂ અન્ગીખ્ત અસ્પ અઝ મેયાને સેપાહ
બેયામદ બરે ગોરૂદેયહ પુરૂ ઝે દરૂદ
ફેરાવાન્ ઝે બહુરામ તીમારૂ ખરૂદ
હમાન્ દર્દે બન્દુય બા ઊ બેગોફ્ત
હમી બાસ્તીન્ ખૂન્ ઝે મેઝ્ગાન્ બેરોફ્ત
ચલાન્ સીનહુરા દીદો ઈઝદ ગોશસ્પ
ફેરૂદ આમદ અઝ દૂરૂ ગેર્યાન્ ઝે અસ્પ
બેગોફ્ત આન્ કે બન્દૂયરા શહરૂયારૂ
તબહ કર્દો બદ શુદ મરા રૂઝગારૂ
તો ગોફ્તી ન અઝ ખાહરશ ઝાદહ બૂદ
ન અઝ બહરે ઊ તન્ બખૂન્ દાદહ બૂદ
રવાન્ પીશે પાયશ બરૂ અફ્શાન્દી
ચુ ઝૂ દૂરૂ ગશ્તી દેઝમ માન્દી
નુખોસ્તીન્ ઝે તન્ દસ્તો પાયશ બુરીદ
બદાન્ સાન્ કે અઝ ગઉહરે ઊ સઝીદ
શુમારા બદૂ ચીસ્ત અફ્નૂન્ ઊમીદ
કે બરૂ નાવરદ હરૂગેઝ અઝ શાખે બીદ
અબા હમ ગેનાન્ તાન્ બતરૂ ઝાન્ કુનદ
બશહરૂ અન્દરૂન્ ગોશ્ત અર્ઝાન્ કુનદ
ચુ અઝ દૂરૂ બીનદ ચલાન્ સીનહુરા
બરૂ આશૂબદો નવ્ કુનદ કીનહુરા
કે સાલારૂ બૂદી તો બહુરામરા
અઝૂ યાફ્તી દરૂ જહાન્ કામરા
વઝૂ હરૂકે દાનદશ પરૂહીઝ બેહ
ગુલૂએ વરા દશ્નએ તીઝ બેહ
ગરૂ ઇદરૂ બેબાશીદ બા મા બહમ
ઝનીમ અન્દરીન્ રાય બરૂ બીશો કમ
પઝીરોફ્ત અઝ હરૂ કે બેશનીદ પન્દ
હમી જસ્ત હરૂ યકૂ ઝે રાહે ગઝન્દ

જ્યાં કેથે કે બેકાર માણુસો હતાં-તેઓ સઘળાં ખાવાની લાલચે તેના નોકર બન્યાં.

જે જગ્યાએ કે પાદશાહની છાવણી હતી-અને જે લશ્કરથી ગોસ્તહમ વાકેફગાર હતો,

ત્યાં હલ્લા કરી તેઓનાં સર નીચે નાખવા લાગ્યો-અને અચાનક તે લશ્કરને બરહમ મારવા લાગ્યો.

એની તરફ જ્યારે ગોરદુય પાદશાહની આગળ ગયો-ત્યારે તેણે તેની બેહેને પોતાનાં લશ્કર સાથ શું કીધું તે કહ્યું.

તેણીએ તે ખાકાનના હાકેમો સાથે શું કીધું હતું તે કહ્યું-કે મર્વમાં તેઓની ગર્દ કાઢી નાખી હતી.

પેલી તરફ ગોસ્તહમે પણ સાંભળ્યું-કે "પેહલવાન બેહરામનો વખત ભરાઇ ચૂકયો છે,

તેમજ ગોરદિયહ મોટાં લશ્કર સાથ-મોટા નામદાર પાદશાહ આગળ ૯૯
ગઇ છે.

તેણીની પછાડી કીનાથી ભરેલું એક લશ્કર આવ્યું હતું-અને તેણીએ તે ચીનના નામદારો સાથ શું કીધું હતું?"

ત્યારે ગોસ્તહમે લશ્કરને તેણીને એસ્તેકબાલ જવા માટે તૈયાર કીધું-અને તે જંગલમાંથી પવનની મિસાલ લશ્કર આગળ ચલાવ્યું.

જ્યારે ગોરદિયહને ખબર પડી ત્યારે પોતાના સરદારો અને નામદારો સાથ આગળ ગઇ.

જ્યારે ગોરતહમે તે લશ્કરને રસ્તામાં જોયું-ત્યારે તેણે લશ્કરની વચ્ચેથી પોતાનો ઘોડો આગળ દપતાવ્યો.

તે દુઃખ ભરેલો ગોરદિયહની નઝદીક આવ્યો-તેણે 'બેહરામ માટે ઘણોક ગમ ખાધો.

તેમજ બંદૂયનું દુઃખ પણ તેણીને કહ્યું-તે પોતાની બાંયે કરી આંખમાંનાં આંસુ નુછવા લાગ્યો.

તેણે ચલાન સીને અને ઈઝદ ગોશસ્પને જોયા-ત્યારે દૂરથી રડતો ઘોડા ઉપરથી નીચે ઉતર્યો.

તે બોલ્યો કે "પાદશાહે બંદૂયને-મારી નાખ્યો અને મારો વખત બૂરો થયો.

તું કહે ગોયા પાદશાહ તેની બેહેનનો દીકરો હતોજ નહીં-અને તેને માટે બંદૂએ પોતાનાં શરીરને મરવા માટે આપેલુંજ નહીં હતું.

તે તો પોતાનો જીવ એના પગ આગળજ પછાડતો હતો-અને જો ૧૦૦
તેનાથી એ ખુસરૂ દૂર થતો તો તે ગમગીન રહેતો હતો.

પહેલાં તો જેવી રીતે કે તેનાં ખાન્દાનથી થતું આવ્યું છે તેમ-તેનાં શરીર ઉપરથી હાથ અને પગ કાપ્યા.

હવે તમો લોકો તેનાથી શું આશા રાખો છો?-બેદનાં ઝાડની ડાળને કદીબી ફળ લાગતાં નથી.

તમો સઘળાઓ સાથ તો એ એના કરતાં પણ વધારે ભૂંડાઈ કરશે-અને શેહરમાં સઘળે ગોશ્ત સસ્તું કરી મૂકશે.

જ્યારે તે ચલાન સીનેહને દૂરથી જોશે-ત્યારે તે ગુસ્સે થશે અને કીનો તાઝો કરશે.

કારણકે તું બેહરામનો સરદાર હતો-અને તેનાથીજ તું દુન્યામાં મુરાદ પામ્યો હતો.

જે કોઇ કે તેને ઓળખે છે તેઓએ તો તેનાથી દૂર રહેવુંજ સારૂં છે-તેનાં ગળાં માટે તો તિક્ષ્ણ છરોજ ભલો છે.

જો તમો અહીંજ થોભો તો આપણે સાથે-એ બાબદમાં વધતો ઓછો વિચાર કર્યે."

જે કોઇએ તેની નસીહત સાંભળી તેઓએ તે કબૂલ કીધી-દરેક જણ આ આફતની રાહથી છૂટવાના ફાંફાં મારવા લાગ્યો.

ઝબાન્ તીઝ બરૂ ગોરૂદેયહ્ બરૂ કુશાદ
હમી કરૂદ કેરદારે બહ્રામ યાદ
૧૦૧ કે ગોફ્તારે ઊ ગોરૂદેયહ્ ગશ્ત સોસ્ત
શુદ અન્દીશહા બરૂ દેલશ બરૂ દુરોસ્ત
બેબૂદન્દ યકસરૂ બનઝદીકે ઊય
દુરોખ્શાન્ શુદ આન્ જાને તારીકે ઊય
યલાન્ સીનહ્રા ગોફ્ત ઇન્ ઝન્ બશૂય
નગૂયદ નજૂયદ બરીન્ આબ્રૂય
ચુનીન્ દાદ પાસોખ કે તા ગૂયમશ
બગોફ્તારે બેસ્યારૂ દેલ જૂયમશ
યલાન્ સીનહ્ બા ગોર્દેયહ્ ગોફ્ત ઝન્
બગીતી તોરા દીદહ્ અમ્ રાએઝન્
કે ખાકાન્ કરાનહ્ ગુઝીદી સઝીદ
કે રાએ તો આઝાદગાન્રા ગઝીદ
ચે ગૂઇ કે ગોસ્તહ્મે યલ ખાલે શાહ્
તવાન્ગરૂ સેપહ્બુદ સરી બા સેપાહ્
બદૂ ગોફ્ત શૂઈ કઝ ઇરાન્ બુવદ
અઝૂ તોખ્મએ મા ન વયરાન્ બુવદ
યલાન્ સીનહ્ ઊરા બગોસ્તહ્મ દાદ
દેલાવરૂ ગવી બૂદો ખુસ્રવ નેઝાદ
હમી દાશ્તશ ચૂન્ યકી તાઝહ્ સીબ્
કે અન્દરૂ બલન્દી નદીદી નેશીબ્
૧૦૨ સેપાહી કે અઝ નઝ્દે ખુસ્રવ શુદી
બરૂ રૂઝગારે કોહુન્ નવ શુદી
હરાનગહ્ કે દીદી શેકસ્તે સેપાહ્
ગવાન્રા હમી દાશ્તી દરૂ પનાહ્

પછી ગોસ્તહમે ગોરદિયહ સાથ ઉલટભરી વાતો કરવા માંડી-અને બેહરામનાં કામોની યાદ કરવા લાગ્યો.

ગોરદિયહ તેની વાતથી નાહિમ્મત થઇ ગઇ-તેણીનાં મનમાં તેના વિચારો ઠીક લાગ્યા.

તેઓ સઘળા તેની નઝદીક થોભ્યા-જેથી તેનો સીઆહ જીવ પાછો ઝળકતો થયો.

ગોસ્તહમે યલાન સીનેહને કહ્યું કે "આ અઉરત પરણવા માટે કશું બોલતીજ નથી અને એમાં આબરૂ સમજતીજ નથી."

તેણે એવો જવાબ દીધો કે "હું તેને કહીશ-અને ઘણીક વાતોથી તેનો વિચાર તપાસીશ."

પછી યલાન સીનેહે ગોરદિયહને કહ્યુ કે "ઓ અઉરત!-દુન્યામાં મેં તનેજ સલાહકાર અઉરત જોઈ છે.

તેં ખાકાનથી દૂરી એખત્યાર કીધી તે વાજબીજ કીધું-કારણ તારા વિચારે ઈરાનના મોટાઓનેજ પસંદ કર્યા હતા.

તું પાદશાહના મામા પેહલવાન ગોસ્તહમ માટે શું કહે છે?-તે લશ્કર સાથનો એક તવંગર સરદાર છે."

તેણી બોલી કે "જો એક ધણી ઈરાની હોય-તો તેનાથી આપણુનું તોખ્મ બરબાદ થતું નથી."

આથી યલાન સીનેહે તેણીને ગોસ્તહમને નેકાહમાં આપી-જે એક દિલાવર પેહલવાન અને પાદશાહી બુન્યાદનો હતો.

તે તેણીને એક તાઝાં સેબફળની માફક રાખતો હતો-કારણકે તેણી ચઢતીના વખતમાં પડતી જોતી હતીજ નહીં.

જે લશ્કર કે ખુસરૂ આગળથી ત્યાં જતું-તેના ઉપર જૂનો ઝમાનો પાછો નવો થતો હતો.

જે વખતે કે તે લશ્કરની શેકસ્ત જોતો-તે વખતે પેહલવાનોને પોતાની પનાહમાં રાખતો હતો.

## રાએ ઝદને ખુસ્રવ્ બા ગોરૂદૂય દર્ કારે ગોસ્તહમ્ વ કોશ્તહ્ શુદને ગોસ્તહમ્ બદસ્તે ગોર્દેયહ્ બચારએ ગોરૂદૂય.

## ખુસરૂએ ગોરદૂય સાથ ગોસ્તહમનાં કામમાં મસ્લહત કરવી અને ગોસ્તહમનું ગોરદૂયના ચારાથી ગોર્દિયહના હાથ ઉપર માર્યું જવું.

ચુનીન્ તા બરૂ આમદ બરીન્ ચન્દ ગાહ્
કે ગોસ્તહ્મ પુરૂ દરૂદ શુદ જાને શાહ્
બરૂ આશોફ્ત રૂઝી બગોરૂદૂય ગોફ્ત
કે ગોસ્તહ્મ બા ગોર્દેયહ્ ગશ્ત જોફ્ત
સુએ ઊ શુદન્દ આન્ બુઝોરુગ્ અન્જુમન
બરૂઆનમ કે ઊ બૂદ શાન્ રાએઝન્
કે આગુલ કસ આમદ કે કારૂઆગેહાન્
હમહ્ ફાશ ગશ્ત આનચે બૂદી નેહાન્
હમી ગોફ્ત અઝીન્ગૂનહ્ તા તીરહ્ ગશ્ત
કે દીદારૂ ચશ્મે યલાન્ ખીરહ્ ગશ્ત
ચુ સાઝન્દગાન્ શમઓ મય સાખ્તન્દ
કે બીગાનહ્ અયવાન્ બેપર્દાખ્તન્દ

એ ઉપર પણ કેટલોક વખત નીકળી ગયો-પાદશાહનો જીવ ગોસ્તહમ તરફથી દર્દ ભરેલો થયો.

તેણે એક દહાડો ગુસ્સે થઇ ગોરદૂયને કહ્યું કે "ગોસ્તહમ ગોરદિયહનો ધણી થયો છે.

પેલું મોટું લશ્કર પણ તેની તરફ થઇ ગયું છે-હું ધારૂં છું કે તેજ તેઓનો એ બાબતનો સલાહકાર થયો હશે.

જાસુસોમાંનો એક આમુલથી આવ્યો છે-તેનાથી તેઓની સઘળી વાતો કે જે કાંઈ છૂપી હતી, તે ઝાહેર થઈ છે."

એ પ્રમાણે રાત અંધારી થઇ ત્યાં સુધી પાદશાહ બોલવા લાગ્યો-અંધારે જોવાથી પેહલવાનોની આંખ પણ હયરાન રહી.

જ્યારે ખિદમતગારોએ બત્તી સળગાવી અને મય હાઝેર કર્યો-ત્યારે પારકાઓથી તે અયવાન ખાલી કરવામાં આવ્યો.

નેશસ્તન્દ ગોરૂદૂયો ખુશાલ બહમ
હમી ગોફ્‌ત ખુશાલ કે હરૂ બીશો કમ
બદ્દ ગોફ્‌ત અઝ ઇદરૂ ફેરાવાન્ સેપાહ્
બઆમુલ ફેરેસ્તાદમ્ અમ ફીનહ્‌ખાહ્
હમહ્ બસ્તાહ્ દેલ બસ્તાહ્ બાઝ આમદન્દ
પુરૂ અઝ નાલહો પુરૂ ગોદાઝ આમદન્દ
કુનૂન અન્દરીન્ રાએ મારા યકીસ્ત
કે આન્ રાય બા તાજો તખ્ત અન્દકીસ્ત
ચુ બહ્‌રામ ચૂબીનહ્ ગુમ કરદ રાહ્
હમીશહ્ બુદી ગોર્દેયહ્ નીકૂખાહ્
કુનૂન ચારઈ હસ્ત નઝદીકે મન્
મકુન ઇન્ સખુન્ બરૂ સરે અન્જુમન
સુએ ગોર્દેયહ્ નામહ્ બાયદ નેવેશ્ત
ચુ જૂએ પુરૂ અઝ મય બબાઘે બેહેશ્ત
કે તા તૂ હમી દુસ્તદારી કુની
બહરૂ જાયો હરૂ કારૂ યારી કુની
બરૂ આમદ બરીન્ રૂઝગારે દરાઝ
ઝબાન્ બરૂ હેલમ હીચ તુકૂશાદ રાઝ
કુનૂન રૂઝગારે સખુન ગોફ્‌તનસ્ત
કે ગોરૂદૂય મારા બજાએ તનસ્ત
નેગરૂ તા ચેગૂનહ્ કુની ચારઈ
કઝાન્ ગુમ શવદ ઝેશ્ત પત્યારઇ
કે ગોસ્તહ્‌મરા ઝીરે સન્ગ્ આવરી
દેલો ખાનએ મા બચન્ગ્ આવરી
ચુ ઇન્ કર્દહ્ બાશી સેપાહે તોરા
હમાન્ દરૂ જહાન્ નીકુખાહે તોરા
બનઝદીકે મન્ શાન્ બુવદ ઝીન્હારૂ
બહરૂ જાય હરૂગેઝ નબાશન્દ ખારૂ
કસીરા કે ખાહી દેહમ કેશ્વરી
કે ગર્દદ બદાન્ કેશ્વરૂ અન્દરૂ સરી
તો આઈ બમુશ્કૂએ ઝરૂરીને મા
સરૂ આવર્દહ્ બાશી હમહ્ કીને મા
બદીન્ બરૂ ખુરમ ચન્દ સઉગન્દ નીઝ
ફેઝાયમ બરીન્ બન્દહા બન્દ નીઝ
અગરૂ સરૂ બેપીચમ ઝે સઉગન્દે મન્
મબાદા ઝે મન્ શાદ પયવન્દે મન્
બદ્દ ગોફ્‌ત ગોરૂદૂય અનૂશહ્ બુદી
ચુ નાહીદ દરૂ બોરૂજ ખૂશહ્ બુદી
તો દાની કે મન્ જાનો ફર્ઝન્દે ખીશ
બરો બૂમે આબાદો પયવન્દે ખીશ
બજાએ સરે તૂ નદારમ બચીઝ
ગરૂ ઇન્ ચીઝહા અરૂજમન્દસ્ત નીઝ
બદીન્ કસ ફેરેસ્તમ બનઝદીકે ઊય
દુરોફ્‌શાન્ કુનમ જાને તારીકે ઊય
યકી નામહ્ ખાહમ બરૂ ઊ મોહ્‌રે શાહ્
હમાન્ બત્તે ઊ ચૂન્ દુરોફ્‌શાન્દહ્ માહ્
બખાહરૂ ફેરેસ્તમ ઝને ખીશરા
કુનમ દૂરૂ અઝીન્ દરૂ બદ્દઅન્દીશરા
કે ચૂનાન્ સખુન્ નીસ્ત ઝોઝ કારે ઝન્
બવીઝહ્ ઝની કૂ બુવદ રાએઝન્

ખુસરૂ અને ગોરદૂય સાથે બેઠા-ખુસરૂએ કમઝેયાદા વાતો કરવા માંડી.

તે બોલ્યો કે "અહીંથી મેં આમુલ તરફ ઘણુંક લડાયક લશ્કર મોકલેલું હતું.

તે સઘળું ઝખ્મી દિલે, બંધાઇને પાછું આવ્યું-તે રૂદનના પોકારથી ૧૦૩
ભરેલું અને નાતવાનં બનેલું પાછું આવ્યું છે.

હવે એ બાબતમાં મને એક વિચાર આવે છે-જો કે જે વિચાર તાજ અને તખ્ત સાથે સરખાવતાં ઘણો હલકો છે.

જ્યારે બેહરામ ચોબીનેહ ગુમરાહ થયો હતો-ત્યારે ગોરદિયહ હંમેશે આપણુની નેકખાહજ હતી.

મેં એક યુક્તિ શોધી કાઢી છે-આ વાત તું લોકો આગળ ના કહેતો.

ગોરદિયહ ઉપર બેહેશ્તમાં મયની નદી વેહેતી હોય તેવું સુંદર એક નામુ લખવું જોઇયે.

કે 'તું હંમેશે અમારી વફાદાર રહી છે-અને દરેક જગ્યા ઉપર દરેક કામમાં અમોને મદદ કરતી રહે છે.

એ વાતને ઘણોક વખત થઇ ગયો છે-તોપણ એ વાત અમોએ છુપીજ રાખી છે.

હવે તે વાત ખુલ્લી કરવાનો વખત આવ્યો છે-કે તારો ભાઈ ગોરદૂય તો અમારાં શરીરનીજ જગ્યાએ છે.

માટે ધ્યાન પુગાડ. તું કેવી રીતનો એક ચારો કરશે-કે જેથી આ બૂરી આફત દૂર થાય?

તે એ કે તું ગોસ્તહમને પત્થર નીચે કચડી નાખ-અને મારૂં પોતાનુ દિલ તેમજ મારા મેહલો તારા હાથમાં લાવ.

જ્યારે તું એ કરી રહેશે ત્યારે તારૂં લશ્કર-તેમજ દેશમાંના તારા ૧૦૪
નેકખાહો,

મારી નઝદીક પનાહ મેળવી શકશે-તેઓ કોઈબી જગ્યાએ કદી પણ ખુવાર થશે નહીં.

તું જે કોઇએ માટે માગણી કરશે તેને હું એકુ મુલક પણ આપીશ-કે જેથી તે મુલકમાં તે સરદાર બનશે.

તું પણ મારાં સોનેરી ઝનાનખાનામાં આવશે-અને અમારા સઘળા કીનાનો છેડો તુંજ લાવી મૂકશે.

એ વાત ઉપર કેટલાક સઉગન્દ પણ લઉં છું-અને આ સઘળાં વચનો ઉપર એ વચનનો પણ વધારો કરૂં છું.

અગરજો હું આ મારા સઉગન્દથી સર ફેરવું-તો મારાથી કોઇ પણ મારૂં સગું વહાલું ખુશહાલ રહેતુંજ ના!"

ગોરદૂએ તેને કહ્યું કે "તું ખુશહાલ જીવતો રહેજે-અને કન્યા રાશિ માંના શુક્ર સેતારાની માફક ઝળકતો રહેજે!

તુ તો જાણે છે કે હું પોતાનો જીવ તેમજ પોતાનાં ફર્ઝંદ-અને પોતાનાં સગાં વહાલાં અને પોતાની આબાદ સર ઝમીન,

એ સઘળી અગર ગમે એટલી કીમતી ચીઝો છે-તોપણુ તે તારાં કીમતી માથાંની જગ્યાએ હું કાંઈ પણ બિસાત ધરાવતો નથી.

એટલાજ માટે હું એક જણને તેણીની નઝદીક મોકલીશ-અને તેણીનો સીઆહ જીવ આવી રીતનાં નામાથી પાછો રોશન કરીશ.

હું એક નામુ જેની ઉપર પાદશાહની મોહર હોય તેમજ તેની ઉપર ૧૦૫
ઝળકતા માહતાબની મિસાલના હુરૂફો લખેલા હોય, તે માગું છું.

હું મારી અઉરતને મારી બેહેનની નઝદીક મોકલીશ-અને એ પ્રમાણે આ દરબારમાંથી દુશ્મનને દૂર કરીશ.

કારણકે એવી વાત કરવા એક અઉરત તેમાં ખાસ કરી તે અઉરત કે જે સલાહકાર હોય, તે સિવાય બીજાંનું કામ નથી.

બરીન્ નીઝ હરૂચન્દ મીબેન્ગરમ
પયામે તો બાયદ બરે ખાહરમ
બરૂ આયદ બકામે તો ઈન્ કારૂ વ્રુદ
બરીન્ બાશો કમતરૂ નબાયદ ફઝુદ
ચુ બેશનીદ ખુસ્રવ બદાન્ શાદ ગશ્ત
હમહ રન્જહા બરૂ હેલથ બાદ ગશ્ત
હમ આન્ગહ કે ગન્જૂરૂ કેર્તાસ ખાસ્ત
ઝે મુશ્કે સેયહ સૂદહ અન્કાસ ખાસ્ત
યકી નામહ બેન્વેશ્ત ચૂન્ બુસ્તાન્
પુરૂ અઝ ગુલ બસાને રોખે દુસ્તાન્
પુરૂ અઝ અહુદો પયમાનો સઉગન્દહા
ઝે હરગૂનએ લાબહો પન્દહા
ચુ બરૂ ગશ્ત અન્વાને આન્ નામહ ખુશ્ક
નેહાદન્દ મોહરી બરૂ બરૂ ઝે મુશ્ક
૧૦૬ યકી નામહ બેન્વેશ્ત ગોરૂદ્દય નીઝ
બેગોફ્ત અન્દરૂ પન્દો બેસ્યારૂ ચીઝ
સરે નામહ ગોફ્ત આન્ચે બહરામ કરદ
હમહ દુદહો બુમ બદ નામ કરદ
કે બખ્શાયેશ આરાદ યઝદાન્ બરૂ ઊય
મબાદા પશીમાન્ અઝાન્ ગોફ્તગૂય
હરાન્ કસ કે જાનશ નદારદ ખરદ
કમો બીશીએ કારૂહા નન્ગરદ
ગરૂ ઊ રફ્ત મા અઝ પસે ઊ રવીમ
બદાદે ખોદાએ જહાન્ બેગ્રવીમ
ચુ જોફ્તે મન્ આયદ બનઝદીકે તૂ
દુરોખ્શાન્ કુનદ રાએ તારીકે તૂ
ઝે ગોફ્તારે ઊ હીચગૂનહ મગરદ
ચુ ગરદી શવદ બખ્તે તૂ રૂએ ઝરદ
નેહાદ આન્ ખતે ખુસ્રવ અન્દરૂ મેયાન્
બેપીચીદ બરૂ નામહ બરૂ પર્નેયાન્
ઝને ચારહગરૂ બેસ્તદ આન્ નામહરા
શનીદ આન્ સુખુનહાએ ખુદ કામહરા
હમી તાખ્ત તા બીશએ નારવન્
ફેરેસ્તાદહ ઝન્ બૂદ નઝદીકે ઝન્
૧૦૭ અઝૂ ગોરૂહેયહ શુદ ચુ ખુરૂરમ બહારૂ
હમહ રોખ પુરૂ અઝ બૂયો રન્ગો નેગારૂ
ઝે બહરામ ચન્દી સખુન રાન્દન્દ
હમી આએ મેઝ્ગાન્ બરૂ અફ્શાન્દન્દ
પસ આન્ નામએ શૂય બા ખત્તે શાહ
નેહાની બદૂ દાદો બેન્મૂદ રાહ
ચુ આન્ શીરૂ ઝન્ નામએ શાહ દીદ
તો ગોફ્તી બરૂએ ઝમીન્ માહ દીદ
બેખન્દીદો ગોફ્ત ઈન્ સખુનરા બરન્જ
નદારદ કસી કશ બુવદ યારૂ પન્જ
હમાન્ પન્જ તનરા બરે ખીશ ખાન્દ
બનઝદીકીએ ખાબ્ગહ બરૂ નેશાન્દ
બેખાન્દ આન્ ખતે શાહ બરૂ પન્જ તન્
નેહાન્ દાશ્ત અઝ નામદારૂ અન્જુમન્
ચુ બુફ્રુશાદ લબ્ ઝૂદ પયમાન્ બબસ્ત
ગેરેફ્ત આન્ ઝમાન્ દસ્તે ઈશાન્ બદસ્ત

એ બાબ્ત જેમ હું વધારે વિચાર કરૂં છું-તેમ મને લાગે છે કે તે મારી બેહેન ઉપર તારોજ પયગામ જવો જોઇયે.

એ કામ તારી ઈચ્છા પ્રમાણે જલ્દીથી સરનજામ ઉતરશે-આ ગોઠવણ ઉપર કમઝેયાદ કરવાની અગત નથી."

જ્યારે ખુસરૂએ એવું સાંભળ્યું ત્યારે તે ખુશહાલ થયો-અને તેના દિલ ઉપરનાં સઘળાં દુઃખો દફે થઈ ગયાં.

તેજ વખત ખઝાન્ચી પાસેથી કાગઝ માંગ્યું-અને કાળી કસ્તુરીની ઘસેલી સીઆહી માંગી.

અને દોસ્તોના ચેહરા મિસાલના ગોલાબથી ભરેલા બાગ જેવું એક કાગઝ લખ્યું.

જે વચન, કોલ અને સઉગંદથી તેમજ દરેક રીતની ચાપલૂસી અને શીખામણોથી ભરેલું હતું.

જ્યારે તે નામાનું સરનામું સૂકાઇ રહ્યું-ત્યારે તેની ઉપર કસ્તુરીની મોહર કરવામાં આવી.

ગોરદૂએ પણ એક નામુ જુદુંજ લખ્યું-તેમાં ઘણીક શીખામણો અને બીજી બાબતો લખી.

નામાની શુરૂઆતમાંજ બેહરામે જે કાંઈ કીધું હતું અને જેનાથી તમામ કુટુંબ અને મુલક બદનામ થયા તે વિષે લખ્યું,

કે "ખોદાતાલા તેનો ગુનાહ માફ કરે-અને આ બનાવોથી તેને પસ્તાવો થયા કરે તેવું ના બનતું.

જે કોઇનો જીવ કે અકલ નથી ધરાવતો-તે પોતાના કામોનો ચઢતો ઉતરતો અંદાઝો જોઇ શકતો નથી.

તે ચાલી ગયો છે અને આપણે પણ તેની પછવાડે જઇશું-અને જેહાનના સાહેબના ઇન્સાફની ખાહેશ કરીશું.

જ્યારે મારી અઉરત તારી નઝદીક આવે-અને તારા સીઆહ બનેલા વિચારો પાછા ઝળકતા કરે,

ત્યારે તેની વાતથી જરાબી ફરતી ના-જો ફરશે તો તારૂં નસીબ કરમાઇ જશે."

પછી ખુસરૂનું પેલું કાગઝ પણ અંદર મૂકયું-અને નામા ઉપર રેશમી કપડું લપેટિયું.

પેલી ચારો કરનારી અઉરતે તે નામુ લીધું-અને પોતાના આપએખ્તયાર ધણીની વાતો સાંભળી.

તેણી નારવનનાં જંગલ સૂધી ઘોડો હાંકવા લાગી-એક અઉરતની નઝદીક અઉરતજ કાસેદ તરીકે ગઇ હતી.

તેણીથી ગોરદિયહ ખુશી ભરેલા બહારની મિસાલની બની-તેણીનો ચહેરો ખુશી ખુરરમી ભરેલો થયો.

તેણીઓએ બેહરામ માટે કેટલીક વાતો કીધી-અને આંખમાંથી આંસુ પાડવા લાગ્યાં.

પછી પેલું પોતાના ખાવંદનું નામુ પાદશાહના કાગઝ સાથ છૂપી રીતે તેને આપીને માર્ગ બતાવ્યો.

જ્યારે તે બહાદુર અઉરતે પાદશાહનું નામુ જોયું-ત્યારે ગોયા તેણીએ ઝમીનની સપાટી ઉપર માહતાબનેજ જોયો.

તેણી હસીને બોલી કે "જેના પાંચ મદદગાર હોય, તે આ વાતને મુશ્કેલ ગણે નહીં."

તેણે પેલા પાંચ જણાને પોતાની નઝદીક બોલાવ્યા-અને ખાબગાહની જગા આગળ બેસાડયા.

અને તે પાંચે જણા આગળ પેલું પાદશાહનું લખેલું કાગઝ વાંચ્યું-પણ સઘળી નામદારીભરી અંજુમનનાં લોકોથી તે છુપૂજ રાખ્યું.

જ્યારે તેણીએ તે વાંચવા માડિયુ ત્યારે શેતાબ તેઓ પાસેથી વચન લીધું-અને તેજ વખત તેઓના હાથ પોતાના હાથમાં પકડી તે છૂપું રાખવા કોલ લીધો.

ચુ શબ તીરહ્ શુદ્ રઉશનાઇ બેકાસ્ત
લબે શૂય બેગેરેફ્ત નામહુ બબોસ્ત
અઝાન્ મરૂદુમાન્ નીઝ યારૂ આમદન્દ
બબાલીને આન્ નામદારૂ આમદન્દ
બેફૂશીદ બેસ્યારૂ બા મર્દે મસ્ત
સરન્જામ ગૂયા ઝબાનશ બેબસ્ત
સેપહ્બુદ બતારીકી અન્દરૂ બેમોરૂદ
શબો રૂઝે રઉશન્ કસાન્રા સેપોરૂદ
બશહ્રૂ અન્દરૂન બાન્ગો ફર્યાદ ખાસ્ત
બહરૂ બરૂઝની આતેશો બાદ ખાસ્ત
ચુ આવાઝ્ બેશ્નીદ નાપાક્ ઝન્
બખફ્તાને રૂમી બેપૂશીદ તન્
શબે તીરહ્ ઇરાનેયાન્રા બેખાન્દ
સુખુનહા અઝાન્ કોશ્તહ્ ચન્દી બેરાન્દ
પસ આન્ નામએ શાહ્ બેન્મૂદ શાન્
દેલીરીઓ તુન્દી બેયફૂઝૂદ શાન્
હમહ્ સરૂકશાન્ આફ્રીન્ ખાન્દન્દ
બરાન્ નામહ્ બરૂ ગઉહરૂ અફૂશાન્દન્દ

જ્યારે રાત અંધારી થઇ અને ઉજાસને કાપી નાખ્યો-ત્યારે તેણીએ એકાયક પોતાના ખાવંદના હોઠ મુઠ્ઠીમાં પકડી તેને ગુંગળાવી માર્યો.

પેલાં તેણીના માણસોમાંથી પણ તે નામદારના બિછાના આગળ તેણીને મદદ કરવા માટે આવી લાગ્યાં.

તે શુદ્ધિ વગરના શખ્સની સાથે ઘણીક કોશેશ કરીને-શેવટે તેની ૧૦૮
બોલની ઝબાન બંદ કરી મૂકી.

તે સરદાર અંધારાની અંદરજ મરણ પામ્યો-રોશન રોઝ અને રાત બીજાઓને સોંપી આપી.

આખાં શેહરમાં પોકાર અને ફર્યાદ ઉઠી રહી-દરેક મોહલ્લામાં આગ સળગી અને તોફાન જાગ્યું.

જ્યારે પેલી નાપાક અઉરતે તે ગડબડ સાંભળી-ત્યારે રૂમી બખ્તરથી પોતાનું શરીર ઢાંકયું.

તેણીએ તે અંધારી રાતેજ ઇરાનીઓને બોલાવ્યા-અને તે માર્યા ગયલા ગોરતહમ માટે કેટલીક વાતો કીધી.

પછી તે લોકોને પેલું પાદશાહનું નામુ બતાવ્યું-અને તેમ કરી તેઓની બહાદુરી અને મગરૂરીનો વધારો કર્યો.

સઘળા સરદારોએ પાદશાહ ઉપર દુઆ કીધી-અને તે નામા ઉપર ગોહરો વધાવ્યાં.

## નામએ ગોર્દીયહ્ બખુસ્રવ્ બખાનદને ખુસ્રવ્ ઊરા બનઝદે ખુદ્ વ બઝની ગેરેફ્તન્.

## ગોર્દીયહનું ખુસરૂ ઉપર નામુ અને ખુસરૂએ તેણીને પોતાની નઝદીક બોલાવવી અને તેણીની સાથ શાદી કરવી.

દવાતો કલમ ખાસ્ત નાપાક્ ઝન્
બઆરામ્ બેન્શસ્ત બા રાએઝન્
યકી નામહ્ બેન્વેશ્ત નઝદીકે શાહ્
ઝે બદખાહો અઝ્ મરૂદુમે નીકખાહ્
સરે નામહ્ કરૂદ આફ્રીન્ અઝ્ નુખોસ્ત
બરાન્ કસ કે ઊ કીનહ્ અઝ્ દેલ બેશોસ્ત
દેગરૂ ગોફ્ત કારી કે ફરૂમૂદ શાહ્
બરૂ આમદ બકામે દેલે નીકખાહ્
પરાગન્દહ્ ગશ્ત આન્ સેપાહે બુઝોરૂગ્
બબખ્તે જહાન્દારૂ શાહે સુતોરૂગ્
અઝીન્ પસ કુનૂન્ તા ચે ફર્માન્ દેહી
ચે આવીઝી અઝ્ ગૂશવારે રેહી
ચુ આન્ નામહ્ નઝદીકે ખુસ્રવ્ રસીદ
અઝાન્ ઝન્ વરા શાદીએ નવ્ રસીદ
ફેરેસ્તાદઈ ખાસ્ત શીરે ઝેયાન્
બુલન્દ અખ્તરો પાકો રઉશન્ રવાન્
યકી નામહ્ બરૂ સાને અર્ઝન્ગે ચીન્
નબેશ્તન્દો કર્દન્દ ચન્દ આફ્રીન્
ગેરાન્માયહ્ ઝન્રા બદરૂગાહ્ ખાન્દ
બનામહ્ વરા અફૂસરે માહ્ ખાન્દ
ફેરેસ્તાદહ્ આમદ બરે ઝન્ ચુ ગરૂદ
સુખુનહાએ ખુસ્રવ્ હમહ્ યાદ કરૂદ

પછી તે નાપાક અઉરતે ખડિયો અને કલમ માગી-પોતાના સલાહકારો સાથ ખાનગીમાં બેઠી.

તેણીએ પાદશાહની નઝદીક બદખાહ તેમજ નેકખાહ શખ્સો માટેનું એક નામુ લખ્યું.

તે નામાની શુરૂઆતમાં જે શખ્સે કે પોતાનાં દિલમાંથી કીનો દૂર કીધો તેની ઉપર દુઆ કીધી.

પછી લખ્યું કે "જે કામ કે પાદશાહે ફર્માવ્યું હતું-તે કામ તે ૧૦૯
નેકખાહ શખ્સની મુરાદ માફક બર આવ્યું છે.

દેશની સંભાળ રાખનાર બુઝોર્ગ પાદશાહના નસીબને ઝોરે-તે મોટું લશ્કર વીખરાઇ ગયું છે.

એ પછી હવે તું શું ફર્માન આપે છે-અને મને ગોલામોના કાનની કડીમાંની કઇ કડી પેહેરાવે છે?"

જ્યારે એ નમુ ખુસરૂની નઝદીક જઈ પહોંચ્યું-ત્યારે તે અઉરતથી તેને નવીજ ખુશહાલી ઉપજી.

તેણે મસ્ત સિંહની મિસાલનો બુલંદ સેતારેનો, પાક અને રોશન જીવનો એક એલચી બોલાવ્યો.

અને એક નામુ માની ચીતારાનાં ચીતારખાનાની માફકનું-તેણીની ઉપર લખ્યું અને તેણીની ઘણીક તારીફ કીધી.

તે ઊંચી બુન્યાદની અઉરતને પોતાની દરબારમાં બોલાવી-અને તે નામામાં તેણીને "માહતાબનાં તાજ"નો એલ્કાબ આપ્યો.

પેલો એલચી ઝડપથી પેલી અઉરતની નઝદીક આવ્યો-અને તેણે ખુસરૂની તમામ વાતો કહી સંભળાવી.

ઝને શીરૂ અઝાન્ નામએ શાહરૂયારૂ
ચુ દરખશાન્દહ્ ગુલ્ શુદ બવકુતે બહારૂ
સેપહ્‌રા બદરૂ ખાન્દો ફુઝી બેદાદ
ચુ શુદ રૂઝે રઉશન્ બુનહ્ બરૂ નેહાદ
૧૧૦ ચુ આમદ બનઝદીકીએ શહરે શાહ્
સેપાહી પઝીરહ્ શુદન્દશ બરાહ્
કે રહ્ ચૂન બદરૂગાહ્ શુદ બારૂ યાફૂત
હેબે તાજવરૂશ બીઆઝારૂ યાફૂત

બેયાવરૂદ અઝાન્ પસ નેસારે ગરાન્
હમ આન્ કસ કે બૂદન્દ બા ઊ સરાન્
હમહ્ ગન્જો આન્ ખાસ્તહ્ પીશ બોરૂદ
ચકાયક્ બગન્જૂરે ઊ બરૂ શુમોરૂદ
કે દીનારો અઝ ગઉહરે શાહ્‌વારૂ
કસ આન્‌રા નદાનેસ્ત કર્દન્ શુમારૂ
કે દીબાએ ઝરૂબફ્તો તાજો કમરૂ
હમાન્ તખ્તે ઝરૂરીનો ઝરૂરીન સેપરૂ
નેગહ્ કરૂદ ખુસ્રવ બદાન્ ઝાદ સરૂવ
બરોખ ચૂન્ બહારો બરફ્તન્ તઝરૂવ
બરોખસારહ્ ચૂન્ રૂઝો ગીસૂ ચુ શબ્
હમી દુરૂ બેબારીદ ગોફ્તન્ ઝે લબ્

વરા દરૂ શબેસ્તાન્ ફેરેસ્તાદ શાહ્
કે હરૂ કસ ફેઝૂન શુદ વરા પાયગાહ્
ફેરેસ્તાદ નઝદે બેરાદરૂશ કસ
હમાન્ નઝદે દસ્તૂરે ફર્યાદરસ
૧૧૧ બરૂ આઇને આન્ દીન્ મરૂરા બેખાસ્ત
બેઝીરોફ્તો બા જાન્ હમી દાશ્ત રાસ્ત
બયારાન્‌શ બરૂ ખેલ્અત અફ્ગન્દ નીઝ
દેરમ દાદો દીનારો હરૂગૂનહ્ ચીઝ

તે બહાદુર અઉરત તે પાદશાહનાં નામાથી-બહારની મોસમના ખીલેલા ગુલાબ માફક ખીલી.

પછી તેણીએ લશ્કરને દરવાઝા ઉપર બોલાવી તેઓનો પગાર ચૂકવ્યો-અને જ્યારે દિવસ ઉગ્યો ત્યારે પોતાનો સરસામાન લાધ્યો.

જ્યારે તેણી પાદશાહનાં શેહરની નઝદીક આવી પહોંચી-ત્યારે કેટલુંક લશ્કર તેને રાહમાં એસ્તેકબાલ ગયું.

રાહમાંથી જ્યારે તેણી પાદશાહની દરગાહમાં ગઇ ત્યારે અંદર દાખેલ થવાનો હોકમ મળ્યો-તેણીએ પાદશાહનું દિલ કાંઇ પણ ઇઝા વગરનું ખાલેસ જોયું.

ત્યાર પછી તેણી અને તેની સાથ જે સરદારો હતા તેઓ ભારી કીમતનો નેસાર લાવ્યા

તમામ ખઝાનો અને પેલો હદયો પાદશાહની નઝદીક લઇ ગયા-અને તે સઘળો પાદશાહના ખઝાન્ચીને ગણી આપ્યો.

તેમાંના દીનાર અને પાદશાહીને લાયકનાં ગોહરો એવાં હતાં-કે જેની કોઈ ગણત્રી પણ કરી શક્યું નહીં.

સુનેરી ભરતનાં ચીનાઈ કપડાં, તાજ અને કમરબંદ-તેમજ સોનેરી તખ્ત અને સોનેરી ઢાલની કોઇ કીમત કરી શક્યું નહીં.

ખુસરૂએ તે સીધાં સરોવરનાં ઝાડ ઉપર નેગાહ કીધી-તો તેણી ચેહરામાં બહારની મિસાલની અને ચાલમાં તીતરની મિસાલ દેખાઈ

ચેહરામાં તેણી રોશન રોઝની માફકની હતી અને તેણીનાં ઝુલ્ફાં રાતની માફક કાળાં હતાં-બોલતી વખતે તેણી ગોયા પોતાના હોઠમાંથી મોતીજ વરસાવતી હતી.

તેણીને પાદશાહે પોતાનાં ઝનાનખાનામાં મોકલી આપી-અને બીજી અઉરતો કરતાં તેણીનો મરતબો વધારે થયો.

પછી એક જણને તેણીના ભાઈની નઝદીક તેમજ પોતાના મદદગાર વઝીરની નઝદીક મોકલી તેઓને તેડાવ્યા.

પોતાના દીનધર્મના રેવાજ મૂજબ તેણીના હાથની માગણી કીધી-અને તે કબૂલ કીધા બાદ તેણીને પોતાના જીવની માફક સારી રીતે રાખવા લાગ્યો.

તેણીના મદદગારો ઉપર પણ સરપાવની નવાઝેશ કીધી-અને તેઓને દિરમની તેમજ દીનારની થેલીઓ અને બીજી દરેક ચીઝની બક્ષેશ આપી.

## હોનર્ નમૂદને ગોર્દેયહ્ નઝદે ખુસવ્.

દો હફ્તહ્ બરૂ આમદ બદૂ ગોફ્ત શાહ્
બખુરૂશીદો માહો બતખ્તો કોલાહ્
કે બરૂ ગૂય આન્ રઝમે ખાકાનેયાન્
બેબન્દી ચુનાન્ હમ કમરૂ બરૂ મેયાન્
બદૂ ગોફ્ત શાહા અનૂશહ્ બુદી
રવાનરા બદીદારૂ તૂશહ્ બુદી
બેફર્માય તા અસ્પો ઝીન્ આવરન્દ
કમાનો કમન્દે ગુઝીન્ આવરન્દ
હમાન્ વીઝહો ખૂદો ખફ્તાને જન્ગ્
યકી તરૂકશ આગન્દહ્ તીરે ખદન્ગ્
પરસ્તન્દઈરા બેફરૂમૂદ શાહ્
કે દરૂ બાઘે ગુલ્શન્ બેયારાય ગાહ્

## ગોર્દિયહે ખુસરૂ આગળ પોતાના હોનરો દેખાડવા.

બે અથવાડિયાં વીત્યા બાદ પાદશાહે તેણીને કહ્યું-કે "હું તને ખુરશીદ, માહતાબ, તખ્ત અને તાજના કસમથી કહું છું,

કે ખાકાનીઓ સાથની તારી લડાઇનું બરાબર વર્ણન કર-અને તેજ પ્રમાણે હવડાં પણ તું તારી કમર ઉપર લડાઇનો કમરબંદ બાંધ."

તેણી બોલી કે "ઓ પાદશાહ! તુ ખુશહાલ જીવતો રહેંજે-અને તારા દીદારથીજ મારા જાનનો ખોરાક હોજો!

તું હોકમ કર કે એક ઘોડો અને ઝીન લાવે-તેમજ એક નામીચી કમાન અને કમંદ લાવે.

વળી એક નેઝો, લોઢાંની કોલાહ અને લડાઈનું બખ્તર લાવે-તેમજ ખદંગી તીરથી ભરેલો તીરનો ભાથરો લાવે."

પાદશાહે પોતાના એક નોકરને હોકમ કીધો-કે "ફૂલોથી ભરેલા બાગમાં મારૂં તખ્ત ગોઠવ."

બેરફૂતન્દ બીદારૂ દેલ બન્દગાન્
ઝે રૂમીઓ તુર્કી પરસ્તન્દગાન્
ઝે ખૂબાને ખુસ્રવ હઝારો હોવીસ્ત
તો ગોફ્તી બબાગ્ અન્દરૂન્ જાય નીસ્ત
ચુ ખુર્શીદ્ શીરીન્ બપીશ અન્દરૂન્
ખરામાન્ બબાલાએ સીમીન્ સોતૂન્
બેશુદ ગોર્દેયહ્ તા બનઝદીકે શાહ્
ઝેરેહ્ ખાસ્ત અઝ્ તર્ગે રૂમી કોલાહ્
બેયામદ્ ખરામાન્ ઝે જાએ નેશસ્ત
કમરૂ બરૂ બેયાન્ બસ્તો નીઝહ્ બદસ્ત
બશાહે જહાન્ ગોફ્ત ગન્જૂરૂ બાશ
યકી ચશ્મ બેન્માયો દસ્તૂરૂ બાશ
બદાન્ પુરૂ હોનરૂ ઝન્ બેફ્રૂમૂદ્ શાહ્
ઝન્ આમદ્ બનઝદીકે અસ્પે સેયાહ્
બુને નીઝહ્રા બરૂ ઝમીન્ બરૂ નેહાદ્
બબાલાએ ઝીન્ અન્દરૂ આમદ્ ચુ બાદ્
બબાગ્ અન્દરૂ આવર્દગાહી ગેરેફ્ત
ચપો રાસ્ત હરૂ ગૂનહ્ રાહી ગેરેફ્ત
હમી હરૂ ઝમાન્ અસ્પ બરૂ કાશ્તી
વઝ્ અબ્રે સેયહ્ નઅરહ્ બુગ્ઝાશ્તી
બદ્ગો ગોફ્ત હન્ગામે રઝ્મે તુબોરૂગ્
બદીન્ ગૂનહ્ બૂદમ ચુ અર્ઘન્દહ્ ગોરૂગ્
ચુનીન્ ગોફ્ત શીરીન્ કે અય શહ્રૂયારૂ
બદુશ્મન્ દેહી આલતે કાર્ઝારૂ
કે ખૂને બેરાદરૂ બયાદ્ આવરદ્
બેતર્સમ કે કારત બબાદ્ આવરદ્
તો બા જામએ પાકૂ બરૂ તખ્તે ઝરૂ
વરા હરૂ ઝમાન્ બરૂ તો બાશદ્ ગુઝરૂ
બખન્દહ્ બશીરીન્ ચુનીન્ ગોફ્ત શાહ્
કઝીન્ ઝન્ જોઝ્ અઝ્ દુસ્તદારી મખાહ્
હમી તાખ્ત ગેર્દ્ અન્દરૂન્ માહ્ ચેહ્રૂ
બસાને યલાન્ બૂદ્ બા કીનો મેહ્રૂ
હમી ગોફ્ત બારી બદ્અન્દીશે શાહ્
બપીશે મનસ્તી બઆવર્દગાહ્
હમ અકૂનૂન્ ઝે ઝીનશ બસાને તબોરૂગ્
જુદા કર્દમી પીશે શાહે બુઝોરૂગ્
બદ્ માન્દહ્ બુદ્ ખુસ્રવ અન્દરૂ શેગેફ્ત
ચુનાન્ બુર્ઝો બાલાઓ બાઝૂઓ કેફ્ત
ચુનીન્ ગોફ્ત બા ગોર્દેયહ્ શહ્રૂયારૂ
કે બી અયબી અઝ્ ગર્દેશે રૂઝગારૂ
કૂનૂન તા બેબીનમ્ કે બા જામે મય
હમી સોસ્ત બાશીઓ ગરૂ સખ્ત પય
યકી જામે પુરૂ બાદએ ખુસ્રવાન્
બકફ્ બરૂ નેહાદ્ આન્ ઝમાન્ પહ્લવાન્
કે ગશ્તી ગુરીઝાન્ અઝાન્ અહ્રમન્
નેહાદહ્ બદ્ દીદહા અન્જુમન્
બયાદે સેપહ્બુદ્ બયકૂદમ બેખરૂદ્
બરૂ આવરૂદ્ અઝાન્ ચશ્મએ ઝરૂદ્ ગરૂદ્
સેપહ્બુદ્ શેગેફ્તી બેમાન્દ્ અન્દરૂય
બદ્ ગોફ્ત કય માહે પયકારૂ જૂય

આથી રૂમી તેમજ તુર્કી ગોલામોમાંથી-હોશ્યાર દિલના ગોલામો ત્યાં ગયા.

ખુસરૂની બારસો ખૂબસૂરત બાંદીઓ પણ ગઈ-જેથી તું કહે ગોયા તે બાગમાં બિલ્કુલ જગ્યાજ રહી નહીં.

ખુરશેદની મિસાલ શીરીન તેઓની હરોળમાં હતી-તેણી રૂપેરી સ્થંભ ૧૧૨
જેવા ઘોડા ઉપર સવાર થઇ નાઝથી ચાલતી હતી.

ગોરદિયહ પાદશાહની નઝદીક ગઈ-તેણીએ બખ્તર, લોઢાંની ટોપ અને રૂમી કોલાહ માંગી.

તેણી કમર ઉપર કમરબંદ બાંધી હાથમાં નેઝો પકડીને-પોતાની બેઠકની જગ્યાથી લાડથી ચાલતી આવી,

દેશના પાદશાહને કહ્યું કે "તું માલ ખઝાનાથી ભરપુર રહેજે-તું મારી તરફ નઝર કરી મને રજા આપ."

પાદશાહે તે હુનરમંદ અઉરતને પર્વાનગી આપી-આથી તેણી પોતાના કાળા ઘોડા આગળ આવી.

અને નેઝાની નોક ઝમીન ઉપર ટેકવીને-ઝડપથી ઘોડાનાં ઝીન ઉપર સવાર થઈ.

તે બાગમાં તેણીએ એક લડાઇગાહ હાથ કીધી-અને ડાબા જમણી ફરવા લાગી.

વારમ્વાર તેણી ઘોડો ફેરવતી-અને સીઆહ વાદળ કરતાં પણ મોટા પોકાર મારતી.

તેણી બોલી કે "તુબોર્ગની લડાઈ વખતે-હું એવીજ રીતે ગુસ્સા ભરેલાં વરૂ જેવી બની હતી."

એ જોઈ શીરીન બોલી કે "ઓ પાદશાહ! તું હાથે કરી દુશ્મનને લડાઈનાં હથિયાર આપે છે.

તેણી જ્યારે પોતાના ભાઇનાં ખૂનની વાત યાદ કરશે-ત્યારે મને ડર ૧૧૩
લાગે છે કે તારૂં કામ સઘળું બરબાદ કરશે.

તું તો સફાઇદાર સાદાં કપડાં પેહેરી સોનેરી તખ્ત ઉપર બેસશે-અને તેણી દરેક વખત તારી પાસે આવતી જતી રહેશે (માટે સંભાળજે)."

પાદશાહે હસીને શીરીનને કહ્યું-કે "તું આ અઉરતથી દોસ્તી સિવાય બીજાં કશાની આશા રાખતી ના."

તે માહતાબને ચેહરેની અઉરત પેહલવાનોની માફક કીના સાથ કે કબી મોહબ્બત સાથ અહીં તહીં હમ્લા કરતી હતી.

અને બોલતી કે "જો પાદશાહનો દુશ્મન આ લડાઇગાહમાં મારી સામે હતે,

તો હમણા તેને તુબોર્ગની માફક આ મોટા પાદશાહની હુઝૂરમાં ઝીન ઉપરથી ઊંચકી નાખતે"

ખુસરૂ તેણીની એવી બુલંદી, એવું કદ, બાઝૂ અને ખભાં જોઈ અજબ થયો.

પાદશાહે ગોરદિયહને એ પ્રમાણે કહ્યું કે "ઝમાનાની ગર્દેશથી તું ખામી વગરનીજ માલૂમ પડે છે.

હવે હું જોવા માગું છું, કે તું મયની જામ પીવામાં નબળી રહે છે કે સાબેત કદમ રહે છે?

એક પાદશાહી શરાબથી ભરેલી જામ-તે પેહલવાન અઉરતના હાથમાં મૂકવામાં આવી,

કે જે જામથી એહરેમન પણ નાસતો ફરે-સઘળાં લોકોની નઝર ૧૧૪
તેણીની ઉપર ઠરેલી હતી.

તેણી તે જામ પાદશાહની યાદમાં એકદમ પી ગઇ-અને તે શરાબના સોનેરી ચશ્માની ગર્દ કાઢી નાખી (યાને સઘળો પી ગઈ).

પાદશાહ તે જોઇ અજબ રહ્યો-અને બોલ્યો કે ઓ લડાયક માહતાબ!

બગેર્દે જહાન્ ચારૂ સાલારે મન્
કે હસ્તન્દ બરૂ જાન્ નેગહ્બદારે મન્
અબા હરૂ યકી જાન્ દહો દૂ હઝારૂ
અઝ ઈરાનેયાનન્દ જન્ગી સવારૂ
ચુનાન્ હમ બઝુશ્કૂએ ઝરૂરીને મન્
બે દરૂ ખાનએ ગઉહરૂ આગીને મન્
પરસ્તારૂ બાશદ દહો દૂ હઝારૂ
હમહ્ પાકૂ બા તઉકો બા ગૂશવારૂ
અઝીન્ પસ નેગહ્બાને ઈશાન્ તોઈ
કે બા રન્જો તીમારે ખીશાન્ તોઈ
નખાહમ કે ગૂયન્દ અઝીશાન્ સોખુન્
કસી જોઝ તો ગરૂ નવ્ બુવદ યા કોહુન્
શનીદ ઈન્ સખુન્ ગોર્દેયહ્ શાદ્ ગશ્ત
ઝે બયધારએ દુશ્મન્ આઝાદ ગશ્ત
૧૧૫ હમી રેફ્ત રૂએ ઝમીનરા બરૂય
હમી આફરીન્ ખાન્દ બરૂ ફરૂરે ઊય

આ દેશની અત્રાફમાં મારા જાનની નેગેહબાની કરનારા ચાર સરદારો છે.

તે દરેક જણુ સાથ બાર બાર હઝાર-ઇરાની લડવૈયા સવારો રહે છે.

એવીજ રીતે મારા ઝનાનખાનામાં-તેમજ મારા ગોહર જડિત મેહલમાં,

બાર હઝાર બાંદીઓ છે-જેણીઓ સઘળી સાંકળી અને કાનમાં બાલી સાથની છે.

હવે પછી તેણીની નેગેહબાન તુંજ છે-કારણકે તેણીઓનાં ખેશી માફક રંજ અને ગમ ખાનાર તુંજ છે.

હું નથી ચાહતો કે તારા સિવાય તેણીઓમાંથી કોઈ પણ પછી તે જવાન હોય કે બુઢ્ઢી હોય, તે મારી સાથ વાત કરે."

ગોરદિયહ આ સખુન સાંભળી ખુશહાલ થઇ-અને દુશ્મનોની તાનાઝનીથી મોકળી થઈ.

તેણી તુરત પાદશાહને નમન કરવા લાગી-અને તેનાં ખોરેહ ઉપર દોઆ કરવા લાગી.

## ફેરેસ્તાદને ખુસરવ્ મર્ઝબાને બદ્ સેરેશ્તરા બરય વ તન્ગ્ નમૂદને ઊ મર્દુમાને રયરા.

બરૂ આમદ બરીન્ નીઝ રૂઝી દરાઝ
નજોસ્ત અખ્તરે નામવરૂ જોઝ ફરાઝ
શબી મય હમી ખુરદ બા બેઝ્રદાન્
બુઝોર્ગાનો કારૂ આઝમૂદહ્ રદાન્
બદાન્ મજલેસ અન્દરૂ યકી જામ બૂદ
નબેશ્તહ્ બરૂ નામે બહ્રામ બૂદ
બેફરૂમૂદ તા જામ અન્દાખ્તન્દ
બરાન્ હરૂ કસી દેલ બેપર્દાખ્તન્દ
ગેરેફ્તન્દ નફ્રીન્ બબહ્રામ બરૂ
બદાન્ જામો આરન્દએ જામ બરૂ
ચુનીન્ ગોફ્ત અફ્નૂન્ બરો બૂમે રય
બેકૂબન્દ પીલાને જન્ગી બપય
હમહ્ મરૂદુમ અઝ શહ્રૂ બીરૂન્ કુનદ
હમહ્ રય બપય દશ્તો હામૂન્ કુનદ
ગેરાન્માય દસ્તૂરૂ બા શહ્રૂયારૂ
ચુનીન્ ગોફ્ત કય અઝ કયાન્ યાદગારૂ
નેગહ્ કુન્ કે શહ્રે બુઝોર્ગસ્ત રય
નશાયદ કે કૂબન્દ પીલાન્ બપય
૧૧૬ કે યઝદાન્ બદાન્ કારૂ હમદાસ્તાન્
નબાશદ ન હમ બરૂ ઝમીન્ રાસ્તાન્
બદસ્તૂરૂ ગોફ્ત આન્ ઝમાન્ શહ્રૂયારૂ
કે બદ ગઉહરી બાયદમ બી તબારૂ
કે યફ્ચન્દ બાશદ બરય મરૂઝબાન્
યકી મર્દ બીદાનેશો બદ ઝબાન્

## ખુસરૂએ એક બૂરી ખાસીયતના હાકેમને રયમાં મોકલી આપવો અને તેણે રયના લોકો ઉપર ઝુલ્મ ગુઝારવો.

એ વાત ઉપર પણ લામ્બો વખત નીકળી ગયો-અને તે નામવરનો સેતારો ઊંચોજ ચઢતો ગયો.

એક રાતે તે અકલમદો, મોટાઓ અને લડાઈ અઝમાવેલા સરદારો સાથ મયનોશી કરતો હતો.

તે મજલેસમાં એક જામ હતી-જેની ઉપર બેહરામનું નામ લખેલું હતું.

તેણે ફર્માવ્યું જેથી તે જામ ફેંકી દેવામાં આવી-અને તેની ઉપર દરેક જણે પોતાનાં દિલનો ઉભરો ખાલી કીધો.

તેઓ બેહરામ ઉપર તેમજ તે જામ ઉપર અને તે જામ લાવનાર શખ્સ ઉપર લઅનત નાખવા લાગ્યા.

ખુસરૂ બોલ્યો કે "હવે રયની સર ઝમીન-મસ્ત હાથીઓના પગ હેઠળ નાખે.

તે શેહરમાંથી સઘળાં માણસોને બાહેર કાઢે-અને સઘળું રય ખોદી ખણીને મયદાન અને જંગલ બનાવે"

ઊંચી બુન્યાદના વઝીરે પાદશાહને-કહ્યું કે "ઓ કયાનીઓથી યાદગાર રહેલા શાહ!

તું જોકે રય ઘણું નામીચું શેહર છે-માટે તે હાથીઓના પગથી ખુંદાવું નહીં જોઇયે.

કારણકે એ કામમાં યઝદાન તેમજ આ ઝમીન ઉપર વસતા નેક માણસો એકમળતા થશે નહીં."

પાદશાહે તુરત વઝીરને કહ્યું-કે "મને કોઈ બૂરી બુન્યાદનો અને અઉલાદ વગરનો શખ્સ જોઇયે છે,

કે જે થોડોક વખત રયનો હાકેમ બને-તે એક બેવકૂફ અને બૂરી ઝબાનનો હોવો જોઇયે."

બદૂ ગોફ્તૂ દસ્તૂરૂ ગરૂ શહ્રૂયારૂ
બેજૂયદ્ નેશાને ચુનીન્ નાબકારૂ
બેજૂઇમો ઇન્શ બજાય આવરીમ
નશાયદ્ કે બી રહ્નુમાય આવરીમ
ચુનીન્ ગોફ્તૂ ખુસ્રવ કે બેસ્યારૂ ગૂય
નેશન્દ્ અખ્તરી બાયદમ્ સુરૂખ મૂય
તનશ્ ગેશ્તો બીની કજો રૂએ ઝરૂદ્
બદ્અન્દીશો ફુતાહો દેલ્ પુરૂ ઝે દરૂદ
હમાન્ બદ્દેલો સેફૂલહો બી ફોરૂધ
સરશ પુરૂ ઝે કીનો ઝબાન્ પુરૂ દોરૂધ
દો ચશ્મશ કજો સબ્ઝો દન્દાન્ બુઝોરૂગ્
બરાહ્ અન્દરૂન્ કજૂ રવદ્ હમચુ ગોરૂગ્
હમહ્ મૂબદાન્ માન્દહ્ ઝૂ દરૂ શેગેફ્ત
કે તા યાદ્દે ખુસ્રવ ચુનીન્ ચૂન્ ગેરેફ્ત
હમી જોસ્તંદ્ હરૂ કસ બગેર્દે જેહાન્
ઝે શહ્રે કસાન્ અઝ કેહાનો મેહાન્
ચુનાન્ બુદ કે રૂઝી કસી નઝદે શાહ્
બેયામદ્ કઝીનગૂનહ્ મર્દી બરાહ્
બેદીદમ બેયારમ બફ્ર્માને કય
બદાન્ તા ફેરેસ્તદ્શ મૂબેદ્ બરય
બેફ્રૂમૂદ્ તા પીશે ઊય આવરન્દ્
વઝીનગૂનહ્ બાઝી ઝે કૂય આવરન્દ્
બેબોર્દન્દ્ અઝીન્ ગૂનહ્ મર્દી બરશ
બેખન્દીદ્ અઝૂ કેશ્વરો લશ્કરશ
બદૂ ગોફ્તૂ ખુસ્રવ ઝે કેર્દારે બદ્
ચે દારી બેયાવરૂ ઝે ગોફ્તારે બદ્
ચુનીન્ દાદ્ પાસોખ કે અઝ કારે બદ્
નેયાસાયમો નીસ્ત બા મન્ ખેરદ્
સખુન હરૂચે ગૂયમ્ દેગરૂ ગૂન્ કુનમ
તનો જાન્ પરસ્તન્દહ્ પુરૂ ખૂન્ કુનમ
સરે માયએ મન્ દોરૂધસ્તો બસ
સુએ રાસ્તી નીસ્તમ્ દસ્તરસ
અબા હરૂકે પયમાન્ કુનમ બેશ્કનમ
પયો બીખે રાદ્દી બખાકુ અફ્ગનમ
બદૂ ગોફ્તૂ ખુસ્રવ કે બદ્ અખ્તરત
નબેશ્તહ્ મબાદા જોઝ ઇન્ બરૂ સરત
બદીવાન્ નબેશ્તન્દ્ મન્શૂરે રય
બઝેશ્તી બુઝોર્ગી શુદ્ આન્ શૂમ પય
સેપાહી પરાગન્દહ્ ઊરા સેપોરૂદ્
બેરફ્ત અઝ દરો નામે ઝેશ્તી બેબોરૂદ્
ચુ આમદ્ બરય મર્દે નાતન્દુરોસ્ત
દેલો દીદહ્ અઝ શર્મે યઝ્દાન્ બેશોસ્ત
બેફ્રૂમૂદ્ તા નાવદાનહા ઝે બામ
બેકન્દન્દો શુદ્ ઊ બદૂ શાદ્કામ
વઝાન્ પસ હમહ્ ગોર્બગાનરા બેકોશ્ત
દેલે કદ્ખોદાયાન્ અઝૂ શુદ્ દુરોશ્ત
બહ્રૂ સૂ હમી રફ્ત બા રહ્નુમાય
મનાદીગરી પીશે ઊ દરૂ બપાય
હમી ગોફ્ત અગરૂ નાવદાની બજાય
બેબીનમ વગરૂ ગોર્બઈ દરૂ સરાય

વઝીર બોલ્યો કે "જો પાદશાહ એવા નાપેકાર શખ્સની કાંઈ ઈંઢાણી આપે,

તો તે શખ્સને અમો શોધી કાઢીને હાઝેર કરીશું કોઈ ભોમિયા વગર એવું માણસ મેળવી શકાશે નહીં.

ખુસરૂ બોલ્યો કે "તે ઘણું બોલનારો-ઊંઘા નસીબનો અને રાતા બાલવાળો શખ્સ મને જોઇયે.

તે બેડોળ, વાંકાં નાખનો ફિક્કા ચેહરાનો-બૂરા વિચારનો, ઠિંગણો અને દુઃખી દિલનો,

તેમજ હીચકારો, કમીનો અને દબદબા વગરનો હોય-તેનું સર કીનાથી ભરેલું અને ઝબાન જૂઠાઈ ભરેલી હોય.

તેની બન્ને આંખો બારી અને માંજરી હોય તથા દાંત લામ્બા હોય-અને રાહમાં તે ચાલે તે વરૂની માફક આડો ચાલે, તેવો હોવો જોઇયે."

સઘળા વઝીરો એ સાંભળી અજબ રહ્યા-કે "એવી રીતનું બોલતાં ખુસરૂ કયાંથી શીખ્યો?"

દરેક જણા દેશની આસપાસ પારકાઓનાં શેહરમાં નાના અને મોટાઓ વચ્ચેથી તેની શોધ કરવા લાગ્યા.

એવું બન્યું કે એક દહાડો પાદશાહની નજદીક એક જણ-આવી બોલ્યો કે "એવી રીતનો એક શખ્સ રાહમાં,

મેં જોયો છે, જો પાદશાહનો હોકમ થાય તો તેને લઇ આઉં-કે ૧૧૭
જેથી તેને વડો વઝીર રયમાં મોકલી આપે."

પાદશાહે ફર્માવ્યું કે "આવી રીતનાં એક શિકાર કરનારાં પક્ષીને તે મોહલ્લામાંથી પોતાની આગળ લાવી હાઝેર કરે."

તેવી રીતના એક શખ્સને પાદશાહની નજદીક લઈ ગયા-તેને જોઇને શેહરનાં તેમજ લશ્કરનાં લોકો હસવા લાગ્યા.

ખુસરૂએ તેને કહ્યું કે "બૂરી કરણી માટે તેમજ બૂરૂ બોલવા માટે તું શું શુ હોનર ધરાવે છે તે ઝાહેર કર?"

તેણે જવાબ આપ્યો કે "બૂરાં કામો કરવાથી-હું આસાયેશ લેતોજ નથી તેમજ મારામાં અકલ બિલ્કુલ નથી.

હું જે કાંઇ કહું છું તેથી ઉલટુંજ કરૂં છું-નોકરોનાં તન અને જીવ ખૂન ભરેલાજ કરૂં છું.

જૂઠું એજ મારી સઘળી માયા પુંજી છે-સચ્ચાઇ તરફ મને અભાવ છે.

જેની સાથે કોલ કરૂં છું તે તોડીજ નાખુ છું-ભલમનસાઇને તો જડમૂળથી ઉખેડી કાઢું છું."

ખુસરૂ બોલ્યો કે "તારો ભૂંડો સેતારો એ સિવાય કશું બીજું તારાં નસીબમાં ના લખતો!"

દફતરમાં રયની હાકેમીનો પર્વાનો તેને નામે લખાયો-તે નેહસ્ત પગલેનો શખ્સ પોતાની બૂરાઇને લીધે એક મોટો માણસ બની ગયો.

વીખરાયલું લશ્કર તેને સોંપ્યું-તે દરબારમાંથી ગયો અને સાથે ભુંડા- ૧૧૮
ઈનું નામ પણ લેતો ગયો.

જ્યારે તે નાલાયક શખ્સ રયમાં આવ્યો-ત્યારે તેણે પોતાનાં દિલ-માંથી અને આંખોમાંથી ખોદાની શર્મને ધોઈ નાખી.

તેણે ફર્માવ્યું જેથી છાપડાંઓ ઉપરથી પાણી પડવાની પરનાળો-ઉખેડી નાંખ્યા અને તેમ કરવાથી પોતે ખુશી થયો.

ત્યાર પછી ત્યાંની સઘળી બિલાડીઓને મરાવી નાખી-જેથી તેના માલેકોનાં દિલ તેની ઉપર સખ્ત બન્યાં.

તે એક ભોમિયા સાથે ચો તરફ ફરવા લાગ્યો-તેની આગળ એક મનાદી પોકારનારો હાઝેર રહેતો.

તે પોકારતો હતો, કે "જો કોઈની પણ પરનાળ કાયમ જોઇશ અથવા કોઈનાં ઘરમાં એક પણ બિલાડી જોઈશ,

બદાન બૂમો બર્ આતેશ અન્દર્ ઝનમ
જે બર્ શાન્ હમહ્ સન્ગ્ બર્ સર્ ઝનમ
હમી જોસ્ત જાઈ કે બુદ્ યક્ દેરમ
બેદાદને ઊરા ફેગન્દી બદમ
હમહ્ ખાનહ્ અઝ્ બીમ્ બુગ્ઝાશ્તન્દ
રેહ્ અઝ્ બૂમે આબાદ બરદાશ્તન્દ
ચુ બારાન્ બુદી નાવદાની નબૂદ
બશહર્ અન્દરૂન્ પાસબાની નબૂદ
૧૧૯ બઝાન્ ઝેશ્તો બદ્ કામએ શૂમ્ પય
કે આમદ્ જે દરગાહે ખુસ્રવ્ બરય
શુદ્ આન્ શહરે આબાદ યકસર્ ખરાબ્
બસર્ બર્ હમી તાફતી આફતાબ્
હમહ્ શહર્ ઝ્ વ શુદ્ પુર્ દાઘો દરદ
કસ અન્દર્ જહાન્ યાદે ઇશાન્ નકરદ

તો તે જગ્યામાં આગ લગાડી દઇશ-અને ઉપરથી તેઓનાં સર ઉપર પત્થરનો માર મારીશ."

જે કોઇ શખ્સ પાસે કે એક દિરમ પણ ફાજલ રહેતો તો તે શોધી કાઢતો-અને પેલા ધણીને આફતમાં નાખતો.

એથી સઘળાઓ ધાસ્તી ખાઇ ઘર છોડી ગયા-અને તે આબાદ મુલક ઉપરથી તેઓનાં દિલ ઉઠી ગયાં.

જ્યારે વર્ષાદ વરસતો ત્યારે પરનાળ જેવું કાંઈજ હતું નહીં-તે શેહરમાં કોઈ નેગેહબાનજ નહીં હતો.

તે બૂરો અને નેહેસ્ત કદમનો ભૂંડાં કરતૂકનો શખ્સ કે જે ખુસરૂની દરગાહમાંથી રય શેહરમાં આવ્યો હતો, તેનાથી,

તે આબાદ શેહર તમામ બરબાદ થઈ ગયું-તે શેહર ઉપર સઘળે સૂર્યનો તડકોજ પડવા લાગ્યો.

સઘળું શેહર તે શખ્સથી દુઃખી અને લાચાર થઇ ગયું-જેહાનમાં કોઇયે તે લોકોની યાદ પણ નહીં કીધી.

## બાઝી સાખ્તને ગોર્દયહ્ પીશે ખુસ્રવ્ વ બખ્શીદને ખુસ્રવ્ રયરા બઊ.

## ગોર્દિયહે ખુસરૂ આગળ યુક્તિ કરવી અને ખુસરૂએ તેણીને રયનો મુલક બક્ષેશ કરવો.

ચુનીન્ તા બેયામદ્ મહે ફર્વર્દીન્
બેયારાસ્ત ગુલબર્ગ્ રૂએ ઝમીન્
સેરેશ્કે સરે અબ્ર્ ચૂન્ ઝાલહ્ ગશ્ત
હમહ્ કૂહો હામૂન્ પુર્ અઝ્ લાલહ્ ગશ્ત
હમહ્ શખહા શુદ્ ચુ પોશ્તે પલન્ગ્
ઝમીન્ હમચુ દીબાએ રૂમી બરન્ગ્
બુઝોર્ગાન્ બબાઝી બબાગ્ આમદન્દ
હમાન્ ઓશો આહૂ બરાગ્ આમદન્દ
ચુ ખુસ્રવ્ કુશાદહ્ દરે બાગ્ દીદ્
હમહ્ ચશ્મએ બાગ્ પુર્ માઘ દીદ્
બેફરમૂદ્ તા દર્ દમીદન્દ્ બૂક્
બેયાવરદ્ પસ તશ્તહાએ ખલૂક્
નેશસ્તન્દો બર્ સબ્ઝહ્ મય ખાસ્તન્દ
બશાદી રવાનરા બેયારાસ્તન્દ
૧૨૦ કસ આમદ્ બગોરૂદૂય અઝ્ શહરે રય
બરશ દાસ્તાની બેયફગન્દ પય
અઝાન્ દરદ્ ગોરૂદૂય ઘમખારહ્ ગશ્ત
વઝ્ અન્દીશએ દેલ્ સુએ ચારહ્ ગશ્ત
યકાયક્ બેરાદર્ બખાહર્ બેગોફ્ત
કે ઈન્ ગોફ્ત બર્ શાહ્ નદારી નેહોફ્ત
નેગર્ તા તવાની યકી ચારહ્ કરદ્
કે ગર્દદ્ દેલે શાહ્ અઝીન્ કાર્ સરદ્
બેયાવરદ્ પસ ગોર્દયહ્ ગોર્બકી
કે પયદા નબુદ્ ગોર્બહ્ અઝ્ કૂદકી
બર્ અસ્પી નેશાન્દહ્ સેતામી બઝર્
બઝર્ અન્દરૂન્ અન્દ ચુન્દહ્ ગોહર્
દેરૂ હેશ્તહ્ અઝ્ ગુશે ઊ ગોશ્વાર્-
બનાખુન્ પુર્ અઝ્ લાલહ્ કર્દહ્ નેગાર્

એમ કરતાં ફર્વદીન મહિનો આવી લાગ્યો-અને ફૂલની પાંદડીઓએ ઝમીનની સપાટીને સણગાર આપ્યો.

વાદળને માથેનો ભીનાશ કરાં માફક બંધાઇ ગયો-સઘળા પહાડો અને જંગલો ગુલ લાલાથી ભરપુર બન્યાં.

સઘળી પહાડની ખીણો ચિત્તાનાં ચામડાં માફક રંગબેરંગી બની-તમામ ઝમીન રૂમી રેશમી કપડાં માફક રંગીન થઈ.

સઘળા મોટાઓ રમત ગમત માટે બાગમાં આવવા લાગ્યા-તેમજ મેઢાં અને હરણો જંગલમાં નીકળી પડયાં

જ્યારે ખુસરૂએ બાગના દરવાઝા ખોલેલા જોયા-અને બાગના તમામ ચશ્માઓ પાણીનાં મુર્ગથી ભરેલા જોયા,

ત્યારે તેણે ફર્માવ્યું જેથી કરનાય વજાડયામાં આવી-અને ખુશબોની ભરેલી તશ્તો લઇ,

તેઓ બેઠા અને તે લીલોતરીવાળી જગ્યા ઉપર મય મંગાવ્યો-અને ખુશહાલીથી જીવને ખુશ કરવા લાગ્યા.

હવે રય શેહરથી એક જણ ગોરદૂય આગળ આવ્યો-અને તેની આગળ સઘળી માંડીને વાત કહી.

તે દુઃખ ભરેલી વિગતથી ગોરદૂય ગમગીન બની ગયો-અને પોતાનાં દિલના એવા વિચારોથી તે કાંઇક યુક્તિ રચવા લાગ્યો.

આ સઘળી બીના તે ભાઇએ પોતાની બેહેન ગોરદિયહને કહી-કે "આ વાત પાદશાહની આગળ છૂપાવતી ના.

તું ધ્યાન પુગાડ કે જેથી કોઈ યુક્તિ તું કરી શકે-કે તેમ કરવાથી પાદશાહનું દિલ આવું કામ કરવાથી થંડું પડે."

પછી ગોરદિયહે એક બિલાડીનું બચ્ચું કે જે એક માણસનાં બચ્ચાં કરતાં જુદું નહીં માલૂમ પડતું હતું, તે મંગાવ્યું.

અને એક સોનામાં મઢી લીધેલાં ગોહરો સાથની લગામ પોયલા ઘોડા ઉપર તેને બેસાડિયું.

તેના કાનમાં બાલી લટકતી હતી-અને નખ ઉપર લાલ ચીતાર પાડયો હતો.

બદીહદ્ જુ કારો બશેખ ચૂન્ બહાર્
જુ મય ખુર્દએ ચશ્મે ઊ પુર્ ખુમાર્
હમી તાખ્ત ચૂન્ કૂદકી ગેર્દે બાગ્
ફેરૂ હેસ્તહ્ અઝ્ અસ્પ ઝરૂરીન જુનાગ્
લબે શાહે ઇરાન્ પુર્ અઝ્ ખન્દહ્ ગશ્ત
હમહ્ કેહ્તરાન્ ખન્દહ્રા બન્દહ્ ગશ્ત
બબા ગોર્દેયહ્ ગોફ્ત કય આરૂઝુય
ચે ખાહી બગૂ અય ઝને નીકૂખૂય
ઝને ચારહ્ગર્ ઝૂદ બોર્દશ નમાઝ્
ચુનીન્ ગોફ્ત કય શાહે ગર્દનફરાઝ્
બમન્ બખ્શ રયરા એરદ્ ચાદ્ કુન્
દેલે ઘમ્ કુનાન્ અઝ્ ઘમ્ આઝાદ્ કુન્
ઝે રય મર્દકે શૂમરા બાઝ્ ખાન્
વરા મર્દે બદ્કીશો બદ્સાઝ્ ખાન્
કે ઊ ગોર્બેહ્ અઝ્ ખાનહ્ બીરૂન્ કનદ્
યકાયક્ હમહ્ નાવ્દાન્ બર્ કનદ્
બખન્દીદ્ ખુસ્રવ ઝે ગોફ્તારે ઝન્
બદૂ ગોફ્ત કય શૂખે લશ્કર્ શેકન્
બતૂ દાદામ્ આન્ શહ્રે આન્ રૂસ્તા
તો બેફ્રેસ્ત અફ્નૂન્ યકી પારૂસા
ઝે રય બાઝ્ ખાન્ આન્ બદ્અન્દીશરા
જુ અહ્રીમન્ આન્ ઝેશ્તે બદ્ કીશરા
હમી હર્ ઝમાનશ ફેઝૂન્ બૂદ બખ્ત
અઝાન્ નામવર્ ખુસ્રવાની દેરખ્ત

તે ડામર જેવી કાળી આંખનું અને બહારની મોસમ જેવા ચેહરાનું હતું-વળી તેની આંખો મય પીને મસ્ત બનેલા શખ્સ જેવી હતી.

તે એક છોકરાની માફક બાગની આસપાસ ઘોડો દોડાવવા લાગ્યું-ઘોડા ઉપડથી ઝીન નીચેની સોનેરી ગોદડી હેઠળ લટકતી હતી.

એ જોઈ ઈરાનના પાદશાહના હોઠ હસતા બન્યા-તેમજ સઘળા નોકરો પણ હસવાનાજ તાબેદાર થયા (યાને હસવા લાગ્યા).

પાદશાહે ગોરદિયહને કહ્યું કે "ઓ નેક ખસ્લતની અઉરત! તારી શું માગવાની ખાહેશ છે બોલ?" ૧૨૧

પેલી ચારા ભરેલી અઉરતે શેતાબ તેને નમન કીધું-અને એ પ્રમાણે બોલી કે "ઓ ગર્દનફરાઝ પાદશાહ!

તું દાના બન અને રયની હાકેમી મને બક્ષેશ કર-અને ત્યાંનાં ગમગીન બનેલાં લોકોનાં દિલ ગમથી મોકળાં કર.

રયમાંથી તું પેલા નેહેસ્ત કદમના શખ્સને પાછો બોલાવી લે-તે બૂરી દીનના અને બદ કરતુકના શખ્સને તેડાવી લે.

કારણકે તે સઘળાંનાં ઘરમાંથી બિલાડીઓ બાહેર કઢાવી મૂકે છે-અને સઘળી પરનાળો ઉખડાવી નાખે છે."

તે અઉરતની વાતથી ખુસરૂ હસી પડયો-અને બોલ્યો કે "ઓ લશ્કર તોડનારી બહાદુર અઉરત!

તે શેહર તેમજ તેને લગતાં ગામડાં હું તને આપું છું-તું હવે ત્યાં કોઈ પરહેઝગાર શખ્સને હાકેમ તરીકે મોકલી આપ.

અને પેલા એહરેમનની મિસાલના બૂરા, બદમઝહબના અને બૂરા અંદેશાવાળા મર્દને રયમાંથી પાછો બોલાવી લે."

એ પ્રમાણે તે નામીચાં પાદશાહી ઝાડથી-પેલી અઉરતનું નસીબ હમેશે ખીલતુંજ હતું.

---

## બખ્શ્ કર્દને ખુસ્રવ્ પાદ્શાહીએ ખુદ્રા.

———:o:———

અઝાન્ પસ કે ગુસ્તર્દેહ્ શુદ દસ્તે શાહ્
સરાસર્ જહાન્ શુદ વરા નીકૂખાહ્
હમહ્ તાજદારાન્શ કેહ્તર્ શુદન્દ
હમહ્ કેહ્તરાન્ ઝૂ તવાન્ગર્ શુદન્દ
ગુઝીન્ કરૂદ અઝ્ ઈરાન્ ચેહેલ હશ્ત હઝાર્
જહાનદીદહો ગોર્દે જન્ગી સવાર્
દરે ગન્જહાએ કોહુન બર્ કુશાદ્
કે બેન્હાદ ફીરૂઝો ફરૂરોખ કોબાદ
જહાન્રા બેબખ્શીદ્ બર્ ચાર્ બહ્ર્
યકાયક્ હમહ્ નામવર્ કરૂદ શહ્ર્
અઝાન્ નામદારાન્ દહો દૂ હઝાર્
સવારાને હુશ્યારો ખન્જર્ ગઝાર્
ફેરેસ્તાદ ખુસ્રવ સુએ મર્ઝે રૂમ
નેગહ્બાને આન્ ફરૂરોખ આબાદ બૂમ
બદાન્ તા ઝે રૂમ અન્દર્ ઇરાન્ સેપાહ્
નેયાયદ કે કેશ્વર્ શવદ્ ઝૂ તબાહ્
મગર્ હર્ કસી બસ્ કુનદ મર્ઝે ખીશ
બેદાનદ સરે માયહો અર્ઝે ખીશ

## ખુસરૂએ પોતાની પાદશાહીના ભાગ પાડવા.

———:o:———

પાદશાહ ખુસરૂની સત્તા સઘળે ફેલાયા પછી-સઘળો દેશ તેનો નેકખાહ બન્યો.

સઘળા પાદશાહો તેના તાબેદાર થયા-અને સઘળા નોકરો તેનાથી તવંગર બન્યા. ૧૨૨

તેણે ઈરાનમાંથી અનુભવ મેળવેલા ઉડતાળીસ હઝાર બહાદુર અને લડાયક સવારો ચુંટી કાઢયા.

તેણે આગળો ખઝાનો-કે જે પીરૂઝ અને મુબારક કોબાદે ભરી મેલ્યો હતો, તેનો દરવાઝો ખુલ્લો કીધો.

પોતાની સલ્તનતને ચાર ભાગમાં વહેંચી નાખી-અને ત્યાંનાં સઘળાં શેહરો નામીચાં બનાવ્યાં.

પેલા ચુંટી કાઢેલાં નામદારોમાંથી બાર હઝાર-હુશ્યાર અને ખંજર મારનારા સવારો,

રૂમના મુલકની સરહદ તરફ પોતાના મુબારક થયલા આબાદ મુલકની જાળવણી માટે ખુસરૂએ મોકલી આપ્યા.

કે જેથી રૂમમાંથી ઈરાનમાં લશ્કર-નહીં આવે કારણકે તેથી તે મુલક ખરાબ થાય.

પણ દરેક જણ પોતે પોતાનીજ હદમાંજ રહે-અને પોત પોતાનીજ પુંજીની કદર અને કીમત પિછાને.

હમ અઝ નામદારાન્ દહો દુ હઝારૂ
ગુઝીન્ કરૂદ અઝ ઈરાન્ નબર્દહુ સવારૂ
બદાન્ તા સુએ ઝાબુલેસ્તાન્ શવન્દ
બબૂમે સેયહુ અઝ ગુલેસ્તાન્ શવન્દ
૧૨૩ બદીશાન્ ચુનીન્ ગોફ્ત આન્ ફ્રુ ઝે રાહુ
બેગર્દદ નદારદ નેગહુ જાયગાહુ
બચર્બી મફ્રરા બરાહુ આવરીદ
ચુ ઝીન્ બુગ્ઝરદ બન્દો ચાહુ આવરીદ
બહરૂ સુ ફેરેસ્તીદ કારૂ આગેહાન્
બદાન્ તા નમાનદ સખુન્ દરૂ નેહાન્
તલાયહુ બેબાયદ બરૂઝો શબાન્
મખોસ્પીદ દરૂ ખયમહુ બી પાસબાન્
ઝે લશકરૂ દહો દુ હઝારે દેગરૂ
દેલાવરૂ બુઝોર્ગાને પરૂખાશખરૂ
બેખાન્દો બસી પન્દહા દાદ શાન્
બરાહે અલાનાન્ ફેરેસ્તાદ શાન્
બદશાન્ સેપોરૂદ આન્ દરે બાખ્તરૂ
બદાન્ તા નબાશદ ઝે દુશ્મન્ ગુઝરૂ
બદાન્ સરૂકશાન્ ગોફ્ત બીદારૂ બીદ
હમહુ દરૂ પનાહે જેહાનદારૂ બીદ
દહો દુ હઝારે દેગરૂ બરૂ ગઝીદ
ઝે મર્દાને જન્ગી ચુનાન્ ચૂન્ સઝીદ
બસૂએ ખોરાસાન્ ફેરેસ્તાદ શાન્
બસી પન્દો અન્દરૂઝહા દાદ શાન્
૧૨૪ કે અઝ મર્ઝે હયતાલ્ તા મર્ઝે ચીન્
નબાંયદ કે કસ પય નેહદ બરૂ ઝમીન્
મગરૂ બાગહીઓ બફર્માને મા
રવાન્ બસ્તહુ દારદ ઝે પયમાને મા

બહરૂ કેશ્વરી ગન્જ આગન્દહુ અસ્ત
કે કસરા નબાયદ શુદન્ દૂરૂ દસ્ત
ચુ બાયદ બેખાહીદો ખુરૂરમ ઝેઈદ
ખેરદમન્દ બાશીદો બી ઘમ ઝેઇદ
દરે ગન્જ બુકુશાદો ચન્દી દેરમ
કે બૂદી બરૂબરૂ ઝે હોરૂમુઝ રકમ
બેયાવરૂદ ગેર્યાન બદર્વીશ દાદ
ચુ દર્વીશ પૂશીદહુ બુદ બીશ દાદ
હશાન્ કસ કે ઊ યારે બન્દૂય બૂદ
બનઝદીકે ગોસ્તહુમ બદગૂય બૂદ
કે બૂદન્દ શાદાન્ ઝે ખૂને પેદરૂ
ઝે તનહાએ ઈશાન્ જુદા કરૂદ સરૂ
ચુ અઝ કીનો નફ્રીન્ બેપર્દાખ્ત શાહુ
બદાનેશ યકી દીગરૂ આવરૂદ રાહુ
અઝીન્ પસ શબો રૂઝ ગર્દન્દહુ દહ્રૂ
નેશસ્તો બેબખ્શીદ બરૂ ચારૂ બહ્રૂ
૧૨૫ અઝીન્ ચારૂ યક્ બહ્રરહુ મૂબદ નેહાદ
કે દારદ સુખુનહાએ નીકૂ બયાદ
ઝે કારે સેપાહો ઝે કારે જેહાન્
બેગોફ્તી બશાહુ આશકારો નેહાન્

વળી ઈરાની લડાયક સવારોમાંથી બીજા બાર હઝાર નામીચા સવારોને ચુંટી કાઢયા.

કે જેથી તેઓ ઝાબુલિસ્તાન તરફ જાય-બાગ જેવાં ઈરાનમાંથી તેઓ તે સીઆહ મુલકમાં જાય."

તેઓને એ પ્રમાણે કહ્યું કે "જે કોઈ કે પોતાની રાહથી-ફરે અને પોતાની હદ ઓળંગી જાય,

તેઓને મીઠાસથી પાછા રાહ ઉપર લાવજો-અને જો તેમ નહીં આવે તો તેને કયદ કરજો.

તમો ચો તરફ જાસૂસો મોકલજો-કે જેથી કશી વાત છુપી રહી શકે નહીં.

રાત દહાડો તલાયા ફરતા રાખજો-તમો વગર પાસબાને તમારી છાવણીમાં નઅરવસ સૂતા ના."

લશકરમાંથી બીજા બાર હઝાર-લડાયક ચઢિયાતા બહાદુર સવારોને,

બોલાવ્યા અને તેઓને ઘણીક શીખામણો આપી-તેઓને અલાનાનની તરફ મોકલ્યા.

તેઓને બાખ્તરનો દરવાઝો સોંપ્યો-કે જેથી દુશ્મન ત્યાંથી પસાર થઇ શકે નહીં.

તે બહાદુર સેપાહોને કહ્યું કે "તમો હુશ્યાર રહેજો!-અને તમો સઘળાઓ દુન્યાની સંભાળ કરનાર ખોદાતાલાની પનાહમાં રહેજો!"

બીજા લડાયક મર્દોમાંથી જેવા જોઇયે તેવા બાર હઝાર સવારો ચુંટી કાઢયા.

તેઓને પુષ્કળ શીખામણો અને નસીહતો આપી ખોરાસાન તરફ મોકલી આપ્યા.

કે "હયતાલના મુલકથી તે ચીનના મુલક સુધી-કોઈ તે ઝમીન ઉપર પગ મૂકે એવું બનવા દેતા ના.

સિવાય કે જે કોઇ ઘટતી ખબર સાથ અને અમારાં ફર્માનથી આવે-તેમજ અમારાં વચન ઉપર જે કોઈ સાબેત રહ્યો હોય, તે સિવાય કોઇને આવવા દેવો નહીં.

દરેક મુલકમાં ખઝાનો ભરી મૂકેલો છે-કે કોઇને કશી મુશ્કેલ જગ્યાએ જવું પડશે નહીં.

જ્યારે તમોને જોઇયે ત્યારે માગજો અને ખુશહાલ ઝિંદગી ગુઝારજો-તમો અકલમંદ થજો અને વગર ગમે જીવતા રહેજો!"

પછી તેણે ખઝાનાનો દરવાઝો ખુલ્લો કરી કેટલાક દિરમો-કે જે ઉપર હોરમઝને નામના સિક્કા પાડેલા હતા,

તે રડતાં રડતાં લાવીને દરવીશોને ખયરાત કીધા-જે ગરીબો કે ઝાહેરમાં આવવા નહીં માગતા હતા, તેઓને વધુ આપ્યા.

જે કોઇ કે બંદૂયના દોસ્તો હતા-અને ગોસ્તહમ આગળ પાદશાહની ચુગલી કરતા હતા,

અને જેઓ ખુસરૂના બાપનાં ખૂનથી ખુશહાલ હતા-તેઓનાં સર તનથી જુદાં કીધાં.

જ્યારે પાદશાહ કીના અને ધિક્કારથી ફારેગ થયો-ત્યારે તેણે દાનાઇનો એક બીજોજ માર્ગ ધર્યો.

એ પછી તેણે બેસીને રાત અને દાહડાના પસાર થતા વખતના ચાર ભાગ પાડયા.

તે ચારમાંથી એક ભાગ વડા વઝીરનો મુકરર કર્યો-કે જે વઝીર સઘળી બાબતો સારી રીતે યાદ રાખતો હોય.

તે વઝીર લશકરનાં કામોથી તેમજ દેશના કારોબારથી દરેક રીતે પાદશાહને વાકેફ કરતો હતો.

ચુ દર પાદશાહી બેદીદી શેકસ્ત
કે લશકર ગર અઝ મરદુમે ઝીરદસ્ત
સબુક દામને દાદ બર તાફ્તી
ગુઝશ્તહ બેજોસ્તીઓ દર ચાફ્તી
દેગર બહરહ શાદીઓ રામેશગરાન્
નેશસ્તન્ બઆરામ બા મેહતરાન્
બેબૂદી ન અન્દીશહ કર્દી કે બદ
ચુનાન્ કઝ રહે નામદારાન્ સઝદ
સેવુમ બહરહ કારશ નેયાયેશ બુદી
જહાન્આફરીન્રા સેતાયેશ બુદી
ચહારોમ શુમારે સેપહરે બુલન્દ
હમી બર ગેરેફ્તી ચેઓ ચૂનો ચન્દ
સેતારહ શુમર પીશે ઊ બર બપાય
કે બૂદી બદાનેશ વરા રહનુમાય
વઝીન્ બહરહ નીમી શબે દીર બાઝ
નેશસ્તી હમી બા બુતાને તરાઝ
હમાન્ નીઝ યક માહ બર ચાર બહર
બેબખ્શીદ તા શાદ બાશદ કે દહર
અઝ બહરઈ ગૂયો મયદાનો તીર
યકી નામવર પીશે ઊ યાદગીર
દેગર બહરહ ઝ કૂહો દશ્તો શેકાર
કઝાન્ તાઝહ ગશ્તી વરા રૂઝગાર
હરાન્ ગહ કે ગશ્તી ઝે નખ્ચીર બાઝ
બરખ્શન્દહ રૂઝો શબે દીર બાઝ
હરાન્ કસ કે બૂદી વરા દસ્તગાહ
બેબસ્તી બશહર અન્દર આઝીન્ બરાહ
દેગર બહરહ શત્રન્જ બૂદીઓ નર્દ
સખુન્ ગોફ્તન્ અઝ રૂઝગારે નબર્દ
સે દીગર હરાન્ કસ કે દાનન્દહ બૂદ
નવીસન્દહો ચીઝ ખાનન્દહ બૂદ
બનઉબત્ વરા પીશ બેન્શાન્દી
સુખુન્હાએ દીરીનહ બરખાન્દી
ચહારોમ ફેરેસ્તાદગાન્રા કે રાહ
હમી ખાન્દન્દી બનઝદીકે શાહ
નબેશ્તી હમી પાસોખે નામહ બાઝ
બદાન્ નામદારાને ગર્દન્ફરાઝ
ફેરેસ્તાદહ બા ખેલઅતો કામે ખીશ
ઝે દર બાઝ ગશ્તી બઆરામે ખીશ
હમાન્ રૂઝ મન્શૂરે હર કેશ્વરી
નબેશ્તી સેપોર્દી બહર મેહતરી
ચુ બૂદી સરે સાલે નવ ફર્વર્દીન્
કે રખ્શાન્ શુદી દર દેલ અઝ હૂર દીન્
નેહાદી યકી ગન્જ ખુસ્રવ નેહાન્
કે નેશનાખ્તી કેહતરી દર જેહાન્

જ્યારે તે પોતાનાં રાજ્યમાં લશકરથી અથવા પોતાના હાથ હેઠળના માણસોથી કાંઈ નુકસાન થયલું જોતો,

ત્યારે શેતાબ ઇનસાફ કરવા બેસતો અને તે બનેલા બનાવની તપાસ કરીને તે પોતાની ખાતેરી કરતો હતો.

દિવસનો બીજો ભાગ ખુશહાલી અને ગાનતાનનો—અને પોતાના સરદારો સાથે આરામમાં બેસવા માટેનો ઠેરવ્યો.

જેવી રીતે કે નામદાર લોકોને ઘટે તેવી રીતે તે તેઓ સાથ રહેતો અને કાંઈ પણ ધાસ્તી ભર્યાં કામો માટેનો વિચાર કરતો હતો નહીં.

ત્રીજા હિસ્સા માટેનું તેનું કામ બંદગી કરવાનું અને દુન્યાને પયદા કરનાર સાહેબની સેતાયેશ કરવાનું હતું.

ચોથો ભાગ બુલંદ આસ્માન શું છે, શા માટે છે અને કેટલું છે તેની ગણત્રી કરવા માટે રોકતો હતો.

તે વખતે નુજૂમીઓ તેની આગળ ઉભા રહી તેને અકલનો રસ્તો દેખાડતા હતા.

આ ભાગમાંથી લાગ્બી રાતનો અરધો ભાગ પોતાની તરાઝ શેહરનાં પૂતળાં જેવી મેહબૂબો સાથ ગુઝારતો હતો.

તેમજ વળી તેણે એક મહિનાના પણ ચાર હિસ્સા—જુદા પાડયા ૧૨૬
કે જેથી તે દુન્યાની મોજમઝાહથી ખુશહાલ રહે.

તેમાંથી એક હિસ્સો દડીદાવ મયદાન અને તીર અંદાઝી માટે રાખ્યો—જે વખતે તેની આગળ એક યાદદાસ્ત શક્તિવાળો નામવર શખ્સ રહેતો હતો.

તેમાંથી બીજો ભાગ પહાડ, જંગલ અને શેકાર કરવા માટેનો રાખ્યો—કે જેથી તે બાબતની તેની સઘળી આદત (પ્રેકટિસ) તાઝી રહેતી હતી.

શિકારગાહથી શું રોશન રોઝને વખતે કે શું મોડી રાતને વખતે કોઈ પણ વખતે તે પાછો ફરતો,

તે વખતે જે લોકો કે સારી સ્થિતિના હતા—તેઓ શેહરમાં તેના આવવાના રસ્તા ઉપર સણગાર કરતા.

તેમાંજ એક બીજો ભાગ શેત્રંજ અને નર્દની રમત માટે—તેમજ લડાઇ સંબંધી વાતો કરવા માટે રાખ્યો હતો.

ત્રીજા ભાગમાં જે કોઇ કે વિદ્વાનો હતા—તેમજ લખનારા અને દરેક ચીઝ વાંચનારા હતા,

તેઓને વારા ફરતી પોતાની પાસે બેસાડતો—અને આગળી વાતો વંચાવતો હતો.

ચોથા ભાગમાં દૂર રાહથી આવેલા એલચીઓને—પાદશાહની નઝદીક બોલાવવામાં આવતા હતા.

તે વખતે તે ગર્દનફરાઝ નામદારો ઉપર—તે નામાના પાછા જવાબો લખતો હતો.

પેલા એલચીઓ સરપાવ મેળવી પોતાની મુરાદ સાથ—તે દરબારમાંથી ૧૨૭
પોતાના મકાને પાછા ફરતા હતા.

તેજ દહાડા ઉપર દરેક મુલકના પર્વાના લખતો અને તે દરેક સરદારને સોંપતો હતો.

જ્યારે નવાં વર્ષના ફર્વર્દીન મહિનાની શુરૂઆત થતી—કે જે વખતે આફતાબના મેષ રાશિમાં આવવાથી દરેકનાં દિલમાં દીન પ્રકાશ પામતી હતી,

ત્યારે ખુસરૂ ખઝાનાનો એક ભાગ છૂપો મૂકતો હતો—કે જેની ખબર સલ્તનતના કોઈ પણ નોકરને પડતી હતી નહીં.

## ઝાદને શીરૂય પેસરે ખુસરૂ પર્વીઝ્ અઝ્ મર્યમ્ બફાલે બદ્ વ મોઝૂદહ્ ફેરેસ્તાદને ખુસરૂ બકયસર્.

—————:o:—————

ચુ અઝ પાદ્શાહી શુદશ પન્જ સાલ
બગીતી સરાસર્ નબૂદશ હમાલ
શશુમ સાલ આન્ દુખ્તે કયસર્ ઝે શાહ્
યકી ફૂદકૂ આવરૂદ માનન્દે માહ્
નબૂદ આન્ ઝમાન્ બાન્ગે રસ્મે નમાઝ્
બગૂશી ચુનાન્ પર્વરીદહ્ બનાઝ્
બગૂશશ યકી નામ ગોફૂતી પેદર્
નેહાની દેગર્ આશ્કારા દેગર્
નેહાની બેગોફૂતી બગૂશ અન્દરૂન્
હમી ખાન્દી આશ્કારા બરૂન્
બગૂશ અન્દરૂન નામ ગોફૂતશ કોબાદ
હમી ખાન્દ શીરૂએ ફરૂખ નેઝાદ
૧૨૮ ચુ શબ્ ફૂદકૂ આમદ ગુઝશતહ્ સે પાસ
બેયામદ બરે ખુસ્રવ અખ્તર્ સેનાસ
ઝે અખ્તર્ શેનાસાન્ બેપુર્સીદ શાહ્
કે હર્ કસ કે કર્દ અન્દર્ અખ્તર્ નેગાહ્
ચે દીદ ઊઆ ફર્જામે ઈન્ કાર્ ચીસ્ત
ઝે રન્જ અખ્તરે ઇન્ જહાન્દાર્ ચીસ્ત
ચુનીન્ દાદ પાસોખ સેતારહ્ શુમર્
કે બર્ ચર્ખે ગર્દૂન્ નેયાબી ગુઝર્
અઝીન્ ફૂદકૂ આશૂબ્ ગીરદ ઝમીન્
નખાનદ સેપાહશ બરૂ આફરીન્
હમ અઝ રાહે યઝદાન્ બેગર્દદ બનીઝ્
અઝીન્ બીશતર્ ચૂન્ સરાયમ બચીઝ્
દેલે શાહ્ ઘમગીન્ શુદ અઝ કાર્ શાન્
વઝાન્ નાસઝાવાર્ ગોફૂતાર્ શાન્
ચુનીન્ ગોફૂત બા મર્દે દાનન્દહ્ શાહ્
કે બેહ્ ઝીન્ કુનીદ ઈન્ સખુનરા નેગાહ્
નેગર્ તા નગર્દદ ઝબાન્ તાન્ બર્ ઈન્
બપીશે બુઝોર્ગાને ઈરાન્ ઝમીન્
હમી દાશ્ત આન્ અખ્તરે બદ નેગાહ્
નેહાદહ્ બરાન્ બરેતહ્ બર્ મોહ્રે શાહ્

## ખુસરૂ પર્વીઝના બેટા શીરૂએ મર્યમને પેટે ખરાબ ચોઘડિયાંમાં જન્મ લેવો અને ખુસરૂએ કયસર ઉપર ખુશખબરી મોકલવી.

—————:o:—————

જ્યારે તેની પાદશાહીના પાંચ વર્ષ થયાં-ત્યારે તમામ દુન્યામાં તેનો કોઇ જોડિયો હતો નહીં.

છઠે વર્ષે પેલી કયસરની બેટીએ તે પાદશાહથી-માહતાબની 'મિસાલનો એક બેટો જણ્યો.

તે ઝમાનામાં આવી રીતે નાઝમાં ઉછરતાં બાળકોના કાનમાં નમાઝનો કલમો પઢવાનો ચાલ હતો નહીં*

બાપ તે બાળકનું નામ પાડતો હતો-જેમાંનું એક નામ ઘરના વપરાસનું ખાનગી, અને બીજું ઝાહેર.

ખાનગી નામ તે બાળકના કાનમાં (હલુસે)-કહેતો હતો અને ઝાહેર નામ બાહેર ખુલ્લું કહેતો હતો.

તે બાળકના કાનમાં પર્વીઝે "કોબાદ" નામ કહ્યું-અને મોટેથી "શુભ તોખ્મના શીરૂય" નામ પોકાર્યું.

જ્યારે રાતના ત્રણ પોહોર ગુઝર્યા પછી તે બચ્ચું પયદા થયું-ત્યારે નુજૂમીઓ ખુસરૂની નઝદીક આવ્યા.

પાદશાહે તે નુજૂમીઓને પૂછ્યું-કે "તમોમાંથી જે કોઇએ કે એના ગ્રહો જોયા હોય,

તેણે શુ જોયું એનાં કામોનું શેવટ કેવું છે-એ શાહઝાદાના નસીબમાં શું શુ તકલીફો છે?"

નુજૂમીએ એવો જવાબ આપ્યો-કે "ફરતાં આસ્માન ઉપર તું રાહ મેળવી શકશે નહીં.

આ બાળકથી આખો દેશ ગભરાટમાં પડશે લશ્કર તેને પાદશાહ તરીકે કબૂલ રાખશે નહીં.

વળી તે યઝદાનની રાહથી પણ ફરી જશે-એથી વધારે વિગતો તે હું શું કહું?"

તેઓની આવી તપાસથી અને તેઓના અયોગ્ય બોલવાથી પાદશાહનું દિલ ગમગીન થયું.

પાદશાહે તે જાણકાર શખ્સને કહ્યું-કે "આ વાતની એ કરતાં કાંઇ સારી રીતે નેગાહ કરો

સંભાળજો ઈરાન ઝમીનના બુઝોર્ગોની નઝદીક એ બાબત કશું બોલતા ના"

તેણે તે ભૂંડા સેતારા બાબેનું લખાણ ઘડી વાળી તે ઉપર પાદશાહી મોહર કરી સંભાળી રાખ્યું.

---

* મોહમ્મદન કઉમમાં જ્યારે એક બાળક પયદા થાય છે ત્યારે તેને નહવાડી ધોવાડીને દાઈ એક ઓરડામાં લઈ જાય છે, જ્યાં સગપણવાળા તેમજ મિત્રાઈ ધરાવનારા પુરૂષો ભેગા મળેલા હોય છે. પછી અગરજો કોઈ મહલવી હાઝેર હોય છે તો તે, અથવા તો બીજો વડો પુરૂષ તે બાળકના જમણા કાનમાં "અઝાન" નામની બંદગીના કલામો પોકારે છે અને ત્યાર બાદ તેના ડાબા કાનમાં "એકામહ" નામની બંદગીના કલામો પોકારે છે. એવું કહેવામાં આવ્યું છે કે હઝરત મોહમ્મદનો નબીરો હસન જ્યારે જન્મ્યો ત્યારે તેણે એ પ્રમાણે કીધું અને ત્યારથી એ રેવાજ પડયો.

ફિર્દોસી કહે છે કે ઉપલી રસમ તે ઝમાનામાં નહીં હતી. તે વખતે ઈરાનીઓમાં એવો રેવાજ હતો કે મોટા પુરૂષનાં ઘરમાં બાળકને માટે બે નામ રાખવામાં આવતાં હતાં એક નામ તે ઘરનું લાડકું નામ, કે જે નામ વડે તેનાં સગાવહાલાંઓ તેને બોલાવે અને બીજું ઝાહેરમાં વપરાતું નામ. જે ખાનગી વપરાસનું નામ તે બાળકનો પિતા બાળકના કાનમાં બોલે અને ઝાહેરનું નામ ત્યાર પછી મોટેથી સર્વના દેખતાં પોકારે. નામ આપવાનો એ રવેયો હતો.

હિંદુઓમાં પણ હાલમાં બે નામનો ચાલ છે. અને મોટે ભાગે દરેક હિંદુનાં બે નામ તમો જોશો, એક ઘરગતુ અને બીજું ઝાહેર.

પુર્ ઝાન્દીશહ્ શુદ્ ઝાન્ સખુન્ શહુરૂયારૂ
બદ્દાન્ હકૂતહ્ ઠસ્સરા નહાદન્દ્ બારૂ
કે નખ્ચીરો અઝ મય બયકુસૂ કશીદ્
બશાન્ ચન્દ્ ગહ્ રૂએ ઊ કસ નદીદ્
હમહ્ મેહુતરાન્ પીશે મૂબેદ્ શદન્દ્
કે હરૂ ગૂનએ દાસ્તાનહા ઝદન્દ્
બદાન્ તા ચે શુદ્ નામવરૂ શાહુરા
કે બરૂ બસ્ત બરૂ કેહુતરાન્ રાહુરા
ચુ બેશ્નીદ્ મૂબેદ્ બેશુદ્ નઝદે શાહ્
યકાયક્ બેદાદ્ ઝાન્ પયામે સેપાહ્
ચુનીન્ દાદ્ પાસોખ વરા શહુરૂયારૂ
કે મન્ તન્ગ્ દેલ્ ગશ્તમ્ અઝ રૂઝગારૂ
કે ગોફ્તારે ઈન્ મર્દે અખ્તરૂ શેનાસ
કે ગરૂદ્દને ગર્દાન્ શુદમ્ પુરૂ હેરાસ
બગન્જૂરૂ ફરૂમૂદ્ કાન્ પરૂનેયાન્
બેયાવરૂ હમાન્ રોકુકહ્ અન્દરૂ મેયાન્
બેયાવરૂદ્ ગન્જૂરો મૂબેદ્ બેદીદ્
દેલશ તન્ગ્ શુદ્ ખામોશી બરૂ ગુઝીદ્
વઝાન્ પસ બદૂ ગોફ્ત યઝદાન્ બસસ્ત
કે ઊ બરૂતરૂ અઝ દાનેશે હરૂ કસસ્ત
વરૂ અયદૂન કે નાચારૂ ગર્દાન સેપેહરૂ
દેગરૂ ગૂન નુમાયદ્ બજૂયન્દહ્ ચેહરૂ
બતીમારગી બાઝ ગર્દદ્ કે બદ્
ચુનીન્ ગોફ્ત અઝ દાનેશી કય સઝદ્
જોઝ અઝ શાદ્કામીત હરૂગેઝ મબાદ્
કે ગોફ્તારે ઈશાન મકુન હીચ યાદ્
ચુનાન્ ચૂન્ બેકારદ્ ફલક્ બેદરવીમ
બદૂ કામો નાકામે મા બેચવીમ
બેબાયદ્ બુદન ચૂન બેદારદ્ સેપેહરૂ
ગહી કીનો પર્ખાશો ગહ્ દાદો મેહરૂ
અઝ કાલ્બુદ્દરારેત સૂદો ઝેયાન્
ચુ દાના બુવદ્ ઝૂ નતર્સદ્ રવાન્
જહાન્ આફરીન્ પોશ્તો યારે તો બાદ્
સરે અખ્તરૂ અન્દરૂ કેનારે તો બાદ્
કે મૂબેદ્ ચુ બેશ્નીદ્ ખુસ્રવ સખુન્
બેખન્દીદો કારી નવ્ અફ્ગન્દ્ બુન્
દબીરહ્ પસન્દીદહુરા ખાન્દ્ પીશ
સખુન્ રાન્દ્ બા ઊ કે અન્દાઝહ્ બીશ
બકયસરૂ યકી નામહ્ ફરૂમૂદ્ શાહ્
કે બરૂ નેહ્ સઝાવારે શાહી કોલાહ્
કે મર્યમ પેસરૂ ઝાદ્ દરૂ શબ્ યકી
કે હરૂગેઝ નદીદી ચુનીન્ કૂદકી
નશાયદ્ મગરૂ દાનેશો બખ્તરા
દેગરૂ દરૂ હોનરૂ બખ્શેશો તખ્તરા
ચુ મન્ શાદ્માનમ્ તો શાદાન્ બઝી
કે શાહીઓ ગર્દનકશીરા સઝી

પાદશાહ તે વાતથી અંદેશા ભરેલો થયો-તેણે તે અઠવાડિયાંમાં ૧૨૯
કોઇની મુલાકાત લીધી નહીં.
તેણે શેકાર કરવાથી અને મયનોશી કરવાથી દૂરી પકડી-કેટલોક વખત
સૂધી કોઇએ તેનો ચેહરો જોયોજ નહીં.
સઘળા સરદારો વડા વઝીર આગળ ગયા-અને ઘણીક રીતની
વાતો કીધી.
કે "નામવર પાદશાહને શું થયું છે-કે પોતાના તાબેદારોને આવતા
જતા અટકાવ્યા છે?"
જ્યારે વઝીરે એવું સાંભળ્યું ત્યારે તે પાદશાહની નઝદીક ગયો-અને
સઘળો તે રૈયત લોકોનો પયગામ પહોંચાડયો.
પાદશાહે તેને એવો જવાબ આપ્યો-કે "હું ઝમાનાંથી ગમગીન
બન્યો છું.
આ નુજૂમી મર્દની વાત સાંભળી-ફરતા આસ્માનથી ધાસ્તી ભરેલો
થયો છું."
પછી તેણે ખઝાન્ચીને ફર્માવ્યું કે "તે રેશમી કપડું-કે જેમાં પેલું
કાગઝ મૂકેલું છે તે લઇ આવ."
ખઝાન્ચી લાવ્યો અને તે વઝીરે વાંચી જોયું-આથી તેનું પણ દિલ
ગમગીન થયું અને મૂગો રહ્યો.
પછી તે બોલ્યો કે "યઝદાન કે જે સઘળાઓનાં ડહાપણ કરતાં ચઢિ-
યાતો છે તેનીજ મદદ આપણને બસ છે.
પણ જો ફરતો આસ્માન સેતારેશેનાસને લાએલાજ બીજીજ રીતે ૧૩૦
મોં દેખાડતો હોય,
અને તું દિલગીર થઇને એમ કહેતો હોય કે તે બલા રદ થાય, તો
તે વાત અકલને અનુસરતી નથી.
ખુશહાલી સિવાય તારે માટે કશું હોવુંજ ના!-તું તેઓના કહેવાનો
કંઈ પણ વિચાર ના કર.
જેવું આસ્માન આપણને માટે રોપશે તેવુંજ આપણને કાપવું પડશે-
અને આપણી ખુશી કે ના ખુશીએ તેનીજ ખાહેશ કરવી પડશે.
આપણને તો જેમ આસ્માન રાખે તેમજ રહેવુ જોઇયે-કોઇ વખત
તે લડાઈ ઝઘડો દેખાડે છે તો કોઈ વખત ઈન્સાફ અને મોહબ્બત દેખાડે છે.
આસ્માનની ચાલથી ફકટ આપણાં શરીરનેજ નુકસાન કે ફાયદો
પુગે છે-જો કોઈ દાના શખ્સ હોય તો તેનો જીવ તેનાથી બીતો નથી.
દુન્યાનો પયદા કરનારો સાહેબ તારો મદદગાર અને દોસ્ત બનજો!-
નેક નસીબનું સર તારી બગલમાં હોજો!"
જ્યારે ખુસરૂએ વઝીરથી એવી વાતો સાંભળી-ત્યારે તે હસ્યો અને
નવું કામ શુરૂ કીધું.
એક વખણાયલા મુન્શીને પોતાની નઝદીક બોલાવ્યો-અને તેની સાથે
ઘણીક વાત કીધી.
પછી પાદશાહે કયસર ઉપર એક નામુ લખાવ્યું-કે "હવે તું પાદ-
શાહીને લાયકનું તાજ તારાં સર ઉપર મેલ.
કારણકે તારી મર્યમે રાતની વખતે એક બેટાને જન્મ આપ્યો છે- ૧૩૧
કે જેના જેવું બાળક કોઇએ કદીબી જોયું નથી.
તે દાનાઈ અને નસીબ સિવાય તેમજ હોનરમાં બક્ષેશ અને તખ્ત
સિવાય બીજાં કશાને લાયકનો નથી.
હું ખુશહાલ છું અને તું પણ ખુશહાલ જીવતો રહેજે-કારણકે તું
ખુશહાલી અને બહાદુરીને લાયકનો છે."

## નામએ કયસરૂ બખુસ્રવ્ બા હદ્યહ્ વ ખારતને દારે મસીહ્.

ચુ આન્ નામહ્ નઝદીકે ખુસ્રવ રસીદ
નેગહ્ કર્દ તઉકીએ પર્વીઝ દીદ
બેફરૂમૂદ તા ગાવદુમ બર દરશ
દમીદન્દો પુર બાન્ગ્ શુદ કેશ્વરશ
બેબસ્તન્દ આઝીન્ બબારાહો રાહ્
બર આવાઝે શીરૂએ પર્વીઝ શાહ્
બર આમદ હમ આવાઝે રામેશગરાન્
હમહ્ શહ્રે રૂમ અઝ કરાન્ તા કરાન્
બદરગાહ્ બોર્દન્દ ચન્દી સલીબ્
નસીમે ગુલાન્ આમદો બૂએ તીબ્
બયક્ હફતહ્ ઝીન્ ગૂનહ્ બા રૂદો મય
બેબૂદન્દ શાદાન્ ઝે શીરૂએ કય
બહશ્તુમ બેફરૂમૂદ તા કારૂવાન્
બેયામદ બદરગાહ્ બા સારૂવાન્
૧૩૨ સદ ઉશ્તુર ઝે ગન્જે દેરમ કરૂદ બાર
ઝે દીનાર પન્જહ્ ઝે બહ્રે નેસાર
ઝે દીબાએ ઝરબફ્તે રૂમી દોવીસ્ત
કે ગોફ્તી ઝે ઝર જામહ્રા તાર નીસ્ત
ચેહલ્ ખાને ઝરીન્ બપાયહ્ બુસદ
ચુનાન્ કઝ દરે શહ્રયારાન્ સઝદ
હમાન્ ચન્દ ઝરીનો સીમીન્ દદહ્
ઝે ગઉહર બરૂ ચશ્મ શાન્ આઝદહ્
ચે અઝ જામએ ખઝ્ઝો ચીની હરીર
ઝે ઝરૂરો ઝબરૂજદ યકી આબ્ગીર
બમર્યમ ફેરેસ્તાદ ચન્દી ગોહર
યકી નર્રહ્ તાઊસ કર્દહ્ બઝર
હમાન્ બાઝે કેશ્વર કે બુદ ચાર બાર
ઝે દીનારે રૂમી હઝારાન્ હઝાર
ફેરેસ્તાદ બા મર્દે રૂમી ચેહલ્
કુજા હર ચેહલ્ બૂદ બીદારદેલ
ગવી પીશરવ નામે ઊ ખાનગી
કે હમતા નબૂદશ બફર્ઝાનગી
હમી શુદ બરીનગૂનહ્ બા સારૂવાન્
શુતોરવાર દીનાર દહ્ કારૂવાન્
૧૩૩ ચુ આગાહી આમદ બપીરૂઝ શાહ્
કે પયધમબરે કયસર આમદ ઝે રાહ્
બફરૂરોખ બેફરૂમૂદ તા બર નેશસ્ત
યકી મરઝબાન બૂદ ખુસ્રવ પરસ્ત
કે સાલાર ઊ બૂદ બર નીમરૂઝ
ગેશાન્માયહો ગોર્દ લશ્કર ફરૂઝ
બેરફ્તન્દ બા ઊ સવારાને શાહ્
બસર બર નેહાદન્દ ઝરીન્ કોલાહ્
ચુ અઝ દૂર દીદ આન સેપહ્ ખાનગી
બપીશ અન્દર આમદ બમર્દાનગી

## કયસરનું હદયા.સાથનું ખુસરૂ ઉપરનું નામુ અને ઇસુ ક્રાઇસ્ટને દીધેલી ફાંસીનાં લાકડાંને પાછું માગવું.

જ્યારે તે નામુ કયસરની નઝદીક પહોંચ્યું-ત્યારે તેણે નેગાહ કરી પર્વીઝનું પાદશાહી ફર્માન જોયું.

પછી તેણે હોકમ કીધો જેથી તેના દરવાઝા ઉપર રણશિંગડું-ફુંકાયું અને તેનો મુલક ખુશહાલીના પોકારથી ભરેલો થયો.

પાદશાહ પર્વીઝના બેટા શીરૂયની વધાઈ સાંભળીને-સઘળે ઠેકાણે સણગાર કરવામાં આવ્યો.

આખાં રૂમ શેહરમાં એક નાકેથી બીજા નાકા સુધી-ગવેયાઓના સુરોદો પણ નીકળ્યા.

પાદશાહી દરબારમાં કેટલાક ક્રોસ લઇ જવામાં આવ્યા-સઘળે ગોલાબની લપટ અને સુગંધીની ખુશબો ફેલાઈ.

એ પ્રમાણે એક અઠવાડિયું સુધી વાજીન્તર અને મય સાથ-તેઓ શાહઝાદા શીરૂય માટે ખુશહાલી કરતા બેઠા.

આઠમે દહાડે કયસરે હોકમ કીધો જેથી સારવાનો કાફલો લઇ દરગાહમાં આવ્યા.

નેસાર કરવા માટે સો ઊંટ દિરમના ખઝાનામાંથી અને પચાસ દીનારના ખઝાનામાંથી લાધ્યા.

બસો ઊંટ રૂમી કસબી રેશમી કપડાંથી લાધ્યાં-કે તે સોનેરી ભરતને લીધે ગોયા તે કપડાંના કશા તાર દેખાતાજ નહીં હતા.

પાદશાહોને લાયકના ચાળીસ સોનેરી થાળ જેની નીચે પરવાળાંના પાયા લગાડેલા હતા તે,

તેમજ કેટલાંક સોનેરી અને રૂપેરી જાનવરો (રમકડાં)-જેઓની આંખો ગોહરથી જડી લીધી હતી તે,

શું બાલના વણેલાં અને ચીનાઇ રેશમી કપડાં-તેમજ પોખરાજ જડેલી સોનેરી એક તશ્ત મોકલી.

વળી મર્યમને માટે ઘણાં સરખાં ગોહરો-તેમજ એક સોનાનો બનાવેલો મોર મોકલ્યો.

વળી તે મુલકનું જે ખેરાજ હતું તેનું ચારગણું મોકલ્યું-જે દશ લાખ રૂમી દીનારનું થયું.

એ સઘળું ચાળીસ રૂમીઓ કે જે ચાળીસે ચાળીસ હુશ્યાર દિલના હતા, તેઓ સાથ મોકલી આપ્યું.

તેઓના વડો "ખાનગી" નામનો એક બહાદુર શખ્સ હતો-કે જેનો દાનાઈમાં કોઇ બીજો જોડિયો નહીં હતો.

એ પ્રમાણે દશ કાફલા જેટલાં દીનારના ભરેલાં ઊંટો લઇ સારવાનો સાથ તે ચાલવા લાગ્યો.

જ્યારે ફતેહમંદ પાદશાહ ખુસરૂને ખબર મળી-કે "કયસરનો એલચી રાહમાંથી આવી લાગ્યો છે,"

ત્યારે તેણે "ફરરોખ" નામનો શખ્સ કે જે એક વફાદાર હાકેમ હતો તેને ફર્માવ્યું જેથી તે ઘોડેસવાર થયો.

કારણકે તે ફરરોખ નીમરૂઝનો સરદાર હતો-તે ઊંચી બુન્યાદનો, બહાદુર અને લશ્કર શોભાવનાર હતો.

તેની સાથે પાદશાહના સવારો સર ઉપર સોનેરી કોલાહ મેલીને ગયા.

જ્યારે ખાનગીએ દૂરથી તે સેપાહોને જોયા-ત્યારે પોતે મર્દાનગી સાથ તેઓ આગળ આવ્યો.

સુનાન્ તા બનઝદીકે શાહ્ આમદન્દ
બદાન્ નામવરૂ બારૂગાહ્ આમદન્દ
ચુ દીદન્દ ઝીબા રૂખે શાહ્‌રા
બદાનગૂનહ્ આરાસ્તહ્ ગાહ્‌રા
નેહાદન્દ હમવારહ્ સરૂ બરૂ ઝમીન્
બરૂ બરૂ હમી ખાન્દન્દ આફ્રીન્
બેમાલીદ પસ્ ખાનગી રૂખ્ બખાક્
બદ્ ગોફ્ત કય મેહતરે દાદો પાક્
ઝે પીરૂઝગરૂ આફ્રીન્ બરૂ તો બાદ
મબાદી હમીશહ્ મગરૂ શાહો શાદ

ખુઝોર્ગાનશ અઝ જાય બરૂખાસ્તન્દ
બનઝદીકે શહ્ જાયશ આરાસ્તન્દ
ચુનીન્ ગોફ્ત પસ શાહ્‌રા ખાનગી
કે ચૂન્ તૂ કે બાશદ બફર્ઝાનગી
ઝે ખુરશીદ બરૂ ચરૂખ તાબન્દહ્ તરૂ
ઝે જાને સખુનગૂય યાબન્દહ્ તરૂ
મબાદા જહાન્ બી ચુનીન્ શહ્‌રયારૂ
બરૂમન્દ બાદા બરા રૂઝગારૂ
મબીનાદ કસ રૂઝ બી કામે તૂ
નબેશ્તહ્ બખુરશીદ બરૂ નામે તૂ
જહાન્ બી સરો અફૂસરે તૂ મબાદ
બરો બુમ બી લશ્કરે તૂ મબાદ
ઝે કયસરૂ દોરૂદો ઝે મા આફ્રીન્
બરીન્ નામવરૂ શહ્‌રયારે ઝમીન્
કસી કુ બરીન્ સાયએ શાહ્ શાદ
નબાશદ વરા રઉશનાઈ મબાદ
અબા હદયહો બાઝે રૂમ આમદીમ
બદીન્ નામબરૂદારૂ બુમ આમદીમ
બેરફ્તીમ બા ફયલસૂફાન્ બહમ
બદાન્ તા નબાશદ કસ અઝ મા દેઝમ
ઝે કયસરૂ પઝીરદ મગરૂ બાઝો ચીઝ
કે બા બાઝો ચીઝ આફ્રીન્ બુદ નીઝ
બેખન્દીદ અઝાન્ પુરૂ હોનરૂ મરૂદ શાહ્
નેહાદન્દ ઝીરશ યકી ઝીરૂગાહ્
ફેરેસ્તાદ પસ ચીઝહા સૂએ ગન્જ
બદ્ ગોફ્ત ચન્દી નબાયેસ્ત રન્જ
બખરૂરાદે બર્ઝીન ચુનીન્ ગોફ્ત શાહ્
કે ઈન્ નામહ્ બરૂખાન્ બપીશે સેપાહ્
બઅન્વાન્ નેગહ્ કરૂદ મર્દે દબીરૂ
કે ગૂયન્દહ્ ઊ બુદો હમ યાદગીરૂ
ચુનીન્ ગોફ્ત કીન્ નામહ્ સૂએ મેહસ્ત
સરફ્રાઝ પર્વીઝે યઝદાન્ પરસ્ત
જહાનદારે બીદારે પેદરામે શહ્‌રૂ
કે યઝદાનશ તાજો બેરહ્ દાદ બહ્‌રૂ
જહાનદારૂ ફર્ઝન્દે હોરમુઝદ શાહ્
કે ઝીબાએ તાજસ્તો ઝીબાએ ગાહ્
ઝે કયસરૂ પેદરૂ માદરે શીરૂ નામ
કે પાયન્દહ્ બાદા બરૂ નામો કામ

એવી રીતે તેઓ પાદશાહની નઝદીક તે નામીચી દરબાર સુધી આવ્યા.

જ્યારે તે રૂમીઓએ ઝેબ આપનારા પાદશાહનો ચેહરો તેમજ તેવીજ રીતનું સણગારેલું તેનું તખ્ત જોયું,

ત્યારે તેઓએ પોતાનાં સર સામતાં ઝમીન ઉપર મૂકયાં-અને પાદશાહ ઉપર દુઆ કરવા લાગ્યા.

પછી પેલો ખાનગી ખાક ઉપર મોં ઘસીને-બોલ્યો કે "ઓ ઇન્સાફી અને પાકીઝેહ પાદશાહ!

ફતેહમંદી આપનારા ખોદાતાલા તરફથી તારી ઉપર દોઆ હોજો-તું હમેશ પાદશાહ હોવા સિવાય તેમજ ખુશહાલ રહેવા સિવાય બીજો કશી રીતનો હોતોજ ના!"

પાદશાહના સઘળા મોટાઓ પોતાની જગ્યાથી ઉઠયા-અને પાદ- ૧૩૪
શાહની નઝદીક એલચીને જગ્યા આપી

ત્યાર પછી ખાનગીએ પાદશાહને એ પ્રમાણે કહેવા માંડયું-કે "દાનાઈમાં તારા જેવો કોણ થઈ શકે છે?

તું આસ્માન ઉપરના ખોરશીદ કરતાં પણ વધારે ઝળકાટવાળો છે-અને સુભાષિત બોલનારના જાન કરતાં પણ તું વધુ સમજદાર છે.

એવા એક પાદશાહ વગરની દુન્યાજ ના હોતી-અને તેનો ઝમાનો ફળદ્રુપ થજો!

કોઈ પણ શખ્સ તારી ખાહેશ વગરનો એકબી દિવસ જોતું ના-તારી કીર્ત્તિ ખુરશીદ ઉપર લખાયલી હોજો!

આ જેહાન તારાં સર અને તાજ વગર ના હોતી!-અને તારો મુલક તારાં લશ્કર વગરનો ના હોતો!

આ દેશના નામવર પાદશાહ ઉપર-કયસર તરફથી દુઆ હોજો અને અમારી તરફથી આફ્રીન હોજો!

જે કોઇ શખ્સ કે આ પાદશાહના છાયા હેઠળ ખુશહાલ-નહીં રહેતો હોય તેને સુખ મળતુંજ ના!

અમો હદયા તેમજ રૂમનું ખેરાજ લઇને-આ પ્રખ્યાત મુલકમાં આવ્યા છિયે.

અમો અમારા ફીલસુફો સાથે આવ્યા છિયે-કે જેથી કોઈ અમારીથી દિલગીર નહીં થાય.

મગર કયસર તરફથી મોકલેલું ખેરાજ અને હદયો કે જે ખેરાજ અને ૧૩૫
હદયા સાથે બલી દુઆઓ પણ મોકલી છે, તે પાદશાહ કબૂલ રાખે."

પાદશાહ તે કીર્ત્તિવંત શખ્સનાં પયગામથી હસી પડયો-અને તેને માટે પોતાનાં તખ્ત નીચે એક કુરસી મૂકાવી.

પછી સઘળી ભેટો ખઝાનામાં મોકલી આપી-પેલા એલચીને કહ્યું કે "એટલી બધી તકલીફ લેવાની કાંઈ પણ ઝરૂર હતી નહીં."

પછી પાદશાહે ખરરાદે બર્ઝીનને કહ્યું-કે "આ નામુ સઘળા લોકોની હુઝૂરમાં વાંચ."

તે મુનશી જે એક અચ્છો બોલનારો તેમજ યાદદાશ્ત શક્તિ ધરાવનારો શખ્સ હતો, તેણે તે નામાનાં સરનામા ઉપર નજર નાખી.

તેણે એ પ્રમાણે વાંચવા માંડયું કે "આં નામુ સરફરાઝ યઝદાન પરસ્ત પાદશાહ પર્વીઝ ઉપર હોજો!

જે ખુશી ભરેલાં ઇરાન શેહરનો પાદશાહ છે-કે જેને યઝદાંએ તાજો તખ્ત અને ડહાપણનો હિસ્સો બક્ષેશ આપ્યો છે.

પાદશાહ હોરમઝનો દેશની સંભાળ રાખનારો બેટો-કે જે તાજને ઝેબ આપનારો અને તખ્તને લાયકનો છે

'શીર' નામનો તેનો મમાવો કયસરના વંશનો છે-ખોદા તેનું નામ અને તેની મુરાદ સદા નીભાવે.

કે બા ખોર્રી બા ફરૂરી પીરૂઝ બાદ
હમહ રૂઝગારાનશ નવરૂઝ બાદ
૧૩૬ બઈરાનો તૂરાન્ બરશ દસ્ત રસ
બશાહી મબાદાશ અઝબાઝ કસ
હમીશહ બરેઅ શાદો રઉશન્ રવાન્
હમીશહ ખેરદ પીરો દઉલત જવાન્
મેશાન્માયહ શાહી કયૂમૂરસી
હમાન્ પૂરે હુશન્ગો તહમૂરસી
પેદર્ બર્ પેદર્ તા પેસર્ બર્ પેસર્
મબાદા કે ઈન્ ગઉહર્ આયદ બસર્
બદીન્ પાકું યઝદાન્ કુનન્દ આફ્રીન્
બુઝોર્ગાને કુહકો બુઝોર્ગાને દીન્
ન ચૂન્ તૂ સવારો ન ચૂન્ તૂ બહાર્
ન ચૂન્ તૂ બર્ અયવાને ચીન્ બર્ નેગાર્
હમહ મર્દુમીઓ હમહ રાસ્તી
મબીનાદ જાનત દરે કાસ્તી
ઝે ઈરાનો તૂરાનો હેન્દુસેતાન્
હમાન્ તુરુક્ તા રૂમો જાદુસેતાન્
તોરા દાદ યઝદાન્ બપાકી નેઝાદ
કસી ચૂન્ તો અઝ પાક્ માદર્ નઝાદ
ફરીદૂન્ ચુ ઈરાન્ બઈરજ્ સેપોરૂદ
ઝે રૂમો ઝે ચીન્ નામે મર્દી બેબોરૂદ
૧૩૭ બઝ આફરીન્ કરૂદ રૂઝે નુખોસ્ત
દેલશરા ઝે તારીઓ કઝ્ઝી બેશોસ્ત
હમહ બીનેયાઝીઓ નીકુ અખ્તરી
બુઝોર્ગીઓ મર્દીઓ અફસૂનગરી
તો ગૂઈ કે યઝદાન્ શુમારા સેપોરૂદ
વઝાન્ દીગરાન્ નામે મર્દી બેબોરૂદ
હોનર્ પર્વરો રાદો બખ્શન્દહ ગન્જ
અઝીન્ તોખ્મહ હરગેઝ નબુદ કસ બરન્જ
નેહાદન્દ બર્ દુશ્મનાન્ બાઝો સાવ
બદઅન્દીશગાન્ બારકશ હમચુ ગાવ
ઝે હન્ગામે કેસ્રાએ નૂશીરવાન્
કે બાદા હમીશહ રવાનશ જવાન્
કે ચૂન્ ઊ યકી શાહ અન્દર્ જેહાન્
નબૂદો નબાશદ ઝે તોખ્મે મેહાન્
કે અઝ ઝર્ફ દર્યા બરૂઆવરૂદ પય
બરીનગૂનહ દીવાર્ બીદાર્ કય
ઝે તુર્કાન્ હમહ બીશએ નારવન્
પરસ્તન્દહ બી રન્જ ગશ્ત અન્જુમન્
ઝે દુશ્મન્ બેરસ્તન્દ ચન્દાન્ જેહાન્
બઝ આફરીન્ અઝ કેહાનો મેહાન્
૧૩૮ ઝે તાઝીઓ હેન્દીઓ ઈરાનેયાન્
બેબસ્તન્દ પીશશ કમર્ બર્ મેયાન્
ઝે દર્યાએ ચીન્ તા બશહરે ખઝર્
ઝે અર્મીનેયહ તા દરે બાખ્તર્
ઝે હયતાલો તુર્કો સમરકન્દો ચાજ
બુઝોર્ગાને બા ફરૂરો અવરન્દો તાજ
હમહ કેહતરાને શુમા બૂદહ અન્દ
બરાન્ બન્દગી બર્ ગવા બૂદહ અન્દ

કે તે બુલંદી, ખોરેહ અને ફતેહ સાથનો હોજો!-તેના સઘળા દહાડા નવરૂઝની મિસાલ ખુશહાલી ભરેલા પસાર થજો!

ઇરાન અને તુરાન ઉપર તેનોજ કાબૂ રહેજો-તેની પાદશાહીમાં કોઇ બીજો ભાગ્યો હોતો ના!

તે હમેશે ખુશહાલ દિલનો અને રોશન જીવનો રહેજો-તેની અકલ હમેશે બુઢ્ઢી રહેજો અને તેની દઉલત ખીલતી રહેજો!

તું કયોમર્સનાં ખાન્દાનનો એક ઊચી બુન્યાદનો પાદશાહ છે-તેમજ હુશંગ અને તેહમૂરસનો નબીરો છે.

એજ પ્રમાણે બાપ ઉપર બાપ અને બેટા ઉપર બેટા સુધી ચાલતુંજ રહેજો!-આ અઉલાદ ખતમ થાય એવું કદીબી ના બનતું!

દીન અને દેશના વડાઓ એ માટે પાક યઝદાન આગળ શુકરાના કરે છે.

તારા જેવો એક પણ સવાર નથી કે તારા જેવો ખુશનુમા બહાર પણ નથી-તારા જેવો સુંદર તો ચીનનાં અયવાન ઉપર ચીતાર પણ નથી.

તુ સઘળો સભ્યતા અને સચ્ચાઈજ છે તારો જીવ જૂઠાઇનો દરવાઝો કદીબી જોતો ના!

ઇરાન, તુરાન, હિંદુસ્તાન તેમજ તુર્કેસ્તાનથી તે રૂમ અને જાદુ-સ્તાનના મુલક સુધીનું,

સઘળું ખોદાતાલાએ તારી પવિત્ર બુન્યાદને લીધે આપ્યું છે-તારા જેવો કોઇ પણ શખ્સ પવિત્ર માદરે જણ્યો નથી.

ફરીદૂને જ્યારે એરચને ઈરાન દેશ સોંપ્યો-ત્યારે મર્દાનગીનું નામ રૂમ અને ચીન (તુર્કેસ્તાન)માંથી છીનવી લીધું.

પ્રથમ તેણે (ફરીદૂને) દુઆ કીધી-અને તેનાં (એરચનાં) દિલમાંથી કપટ અને જૂઠાણું ધોઇ નાખ્યું.

સઘળી સ્વતંત્રતા અને સારૂં નસીબ-સઘળી મોટાઇ, બહાદુરી અને રાજ્ય ચલાવવાની કુનેહ,

ગોયા ખોદાતાલાએ તમો લોકોનેજ સપુરદ કરી છે-અને બીજાઓ-માંથી મર્દાનગીનું નામ નિશાન ખુંચવી લીધું છે.

તું હુનરની પર્વરેશી કરનારો, સખી અને ખઝાનો બક્ષેશ કરનારો છે-આ તારાં ખાન્દાનથી કદીબી કોઇએ દુઃખ જોયું નથી.

તેઓએ પોતાના દુશ્મનો ઉપર મેહસૂલ અને કરો નાખ્યા-અને તે બદ વિચારના શખ્સો એક બળદની માફક બોજો ખેંચતા બન્યા.

કેસરા નોશીરવાનના વખતથી-કે જેનું રવાન હમેશે ખુશહાલ રહેજો!

જેના જેવો દુન્યામાં એક પણ પાદશાહ-પાદશાહી તોખ્મમાંથી પયદા થયો હતો નહીં અને થશે પણ નહીં.

કે જેણે ઊંડા દર્યામાંથી પોતાનો પગ સલામત બાહેર કાઢયો હતો-તે દેશની દીવાર સમાન મઝબૂત પાદશાહ થઇ ગયો છે.

બીશએ નારવનના તમામ તુર્કો વગર મેહનત આપત્તે તેને તાબે થઇ ગયા હતા.

તેનાથી કેટલાક મુલકોએ દુશ્મનોથી છુટકારો મેળવ્યો હતો-મોટા અને નાનાઓથી તેના ઉપર દુઆ હોજો!

અરબો, હિંદીઓ અને ઈરાનીઓમાંથી-ઘણાકો તેની ખેદમતમાં લડાઈ માટે કમર બાંધી ઉભા હતા.

ચીનના દર્યાથી ખઝર શેહર સૂધીના-તેમજ આર્મીન્યાથી તે બાખ્ત-રના દરવાઝા સુધીના,

હયતાલ, તુર્ક, સમરકંદ અને ચાચ શેહરના તાજો તખ્ત અને દબ-દબાવાળા મોટાઓ,

સઘળા તમારા તાબેદાર રહ્યા છે-અને એવી તાબેદારી ઉપર તેઓ ગવાહ રહેલા છે,

કે શાહાન્ ઝે તોખ્મે ફરીદૂન્ બુદન્દ
હેગરૂ ચકુસરૂ અઝ દાદ બીરૂન્ બુદન્દ
બદીન્ ખીશી અકૂનૂન કે મન્ કર્દહ્ અમ
બુઝોર્ગી બદાનેશ્ બરૂ આવર્દહ્ અમ
બદાન્ ગૂનહ્ શાદમ કે તશ્નહ્ બઆબ્
દેગરૂ સબ્ઝહ્ અઝ તાબેશે આફ્તાબ્

જહાન્દારે બીદારૂ ફરૂરોખ કુનાદ
મરા અન્દરીન્ રૂઝ પાસોખ કુનાદ
યકી આરૂઝૂ ખાહમ અઝ શહરૂયારૂ
કે આન્ આરૂઝૂ નઝદે ઊ હસ્ત ખારૂ
કે દારે મસીહા બગન્જે શુમાસ્ત
ચુ બીનીદ દાનીદ ગોફ્તારે રાસ્ત

બરૂ આમદ બરીન્ સાલેયાને દરાઝ
સઝદ ગરૂ ફેરેસ્તદ બમા શાહ બાઝ
બદીન્ આરૂઝૂ શહરૂયારે જેહાન્
બેબખ્શાયદ અઝ મા કેહાનો મેહાન્
ઝે ગીતી બરૂ બરૂ કુનન્દ આફરીન્
કે બા ઊ મબાદા ઝમાનો ઝમીન્
બદાન્ મન્ ઝે ખુસરૂ પઝીરમ સેપાસ
નેયાયેશ કુનમ રૂઝો શબ્ દરૂ સે પાસ
હમહ્ હદયહો બાઝો સાવી કે મન્
ફેરેસ્તમ બનઝદીકે આન્ અન્જુમન્
પઝીરદ પઝીરમ સેપાસી બદાન્
મબીનાદ રૂએ તો ચશ્મે બદાન્
શવદ ફરૂરોખ ઈન્ જશ્નો આઇને મા
દુરોખ્શાન્ શવદ દરૂ જહાન્ દીને મા
હમીન્ રૂઝએ પાકે યકુશમ્બદી
ઝે હરૂ દરૂ પરસ્તીદને ઈઝદી
બરાન્ સૂગ્વારાન્ બમાલન્દ રૂય
બરૂ બરૂ ફેરાવાન્ બેસૂઝન્દ બૂય
શવદ આન્ ઝમાન્ બરૂ દેલે મા દુરોસ્ત
કે અઝ કીનહ્ દેલ્હા બેખાહીદ શોસ્ત
કે બૂદ અઝ ગહે આફરીદૂન્ ફરાઝ
કે બા સલ્મો તૂરૂ અન્દરૂ આમદ બરાઝ
શવદ કેશ્વરૂ આસૂદહ્ અઝ તાખ્તન્
ઝે હરૂ ગૂનએ કીનહા સાખ્તન્
ઝનો કૂદકે રૂમેયાન્ બોર્દહ્ અન્દ
દેલે મા ઝે હરૂગૂનહ્ આઝોર્દહ્ અન્દ
બદીન્ ખેશીએ મા જહાન્ રામ ગશ્ત
હમહ્ કામે બીહૂદહ્ પેદરામ ગશ્ત
દોરૂદે જહાન્ આફરીન્ બરૂ તો બાદ
હમાન્ આફરીને ઝમીન્ બરૂ તો બાદ
ચુ આન્ નામએ કયસરૂ આમદ બબુન્
જહાન્દારૂ બેશ્નીદ ચન્દાન્ સખુન્
અઝાન્ નામહ્ શુદ શાદ ખુર્રમ નેહાન્
બરૂ તાઝહ્ શુદ રૂઝગારે મેહાન્
બસી આફરીન્ કરૂદ બરૂ ખાનગી
બદ્ ગોફ્ત બસ કુન્ ઝે બીગાનગી

કે ફરીદૂનની અઉલાદનાજ પાદશાહો કાયમ રહેલા છે-બાકી બીજા સઘળા પાદશાહો વાજબી રીતે દૂરજ થયા છે.

જે સગપણ કે મેં હમણા કીધું છે-અને તેમ કરીને મેં ડહાપણ સાથ મોટાઇનો વધારોજ કીધો છે,

તેથી હું એવી રીતનો ખુશહાલ બન્યો છું કે જેમ એક તરસ્યો માણસ પાણીથી ખુશહાલ થાય-અથવા સૂર્યની રોશનીથી એક ઝાડનો છોડ ખીલે તેમ હું ખીલ્યો છું.

દુન્યાની સંભાળ લેનાર ખોદાતાલા આ ઝમાનો મુબારક કરજો-અને મારી અર્ઝ કબૂલ કરજો!

પાદશાહ પાસેથી હું એક ખાહેશ રાખું છું-કે જે ખાહેશ તેની આગળ નજીવી જેવી છે.

કે ઇસુ ક્રાઈસ્ટની શૂળી (કે જે ઉપર તેને ફાંસી દીધો હતો તે ક્રોસ) હાલ તમો લોકોના ખઝાનામાં છે-તે જ્યારે તમો જોશો ત્યારે સાચી વાત છે, એમ જાણશો.

૧૩૯ એ ઉપર ઘણાંક વર્ષો વીતી ગયા છે-માટે જો તે ક્રોસ પાદશાહ અમારી ઉપર પાછો મોકલશે તો ઉપકાર થશે.

આ અમારી ખાહેશ પુરી પાડયાથી દેશનો પાદશાહ-અમો નાના અને મોટાઓ ઉપર બખ્શેશજ કરશે.

અને આ દેશના લોકો તે પાદશાહ ઉપર દોઆજ કરશે-કે 'તેના વગર ઝમાનો અને ઝમીન કાયમ રહેતાં ના!'

એથી હું પોતે પણ ખુસરૂનો ઉપકારી થઇશ-દહાડા અને રાતના ત્રણે પોહોર હું દુઆ કરીશ.

તમામ હદયો, ખેરાજ અને મેહસૂલ કે જે મેં ઈરાની અંજુમનની નઝદીક મોકલ્યું છે,

તે જો કબૂલ કરશે તો તે માટે હું તારૂં એહસાન માનીશ-બૂરાઓની નઝર તારો ચેહરો જોતીજ ના!

એ ક્રોસથી અમારી ખુશીની મજલેસો અને રીત રેવાજો મુબારક બનશે-અને દુન્યામાં અમારી દીન ઝળકાટ પામશે.

વળી રવિવારનો પાક દિવસ-જે દરેક ઠેકાણે ખોદાની બંદગી કરવાનો દિવસ છે,

તે દહાડે ગમખાનારા લોકો તે ક્રોસ ઉપર ચુમ્બન કરશે-અને તે ઉપર ઘણીક ખુશબોઇ બાળશે,

તે વખતે અમારાં દિલ સમાધાન થશે-કે તમો લોકોએ તમારાં દિલ કીનાથી પાક કર્યાં છે.

૧૪૦ કે જે કીનો છેક ફરીદૂનના વખતથી ઉઠયો હતો-અને જે સલ્મ અને તૂર સાથ બરપા થયો હતો.

અને ત્યારેજ લડાઈથી અને જાત જાતના કીનાઓથી દેશો શાન્ત થશે.

એવા કીનાઓમાં તેઓ રૂમીઓનાં બાયડી છોકરાં પણ લઇ ગયલા છે-જેથી અમારાં દિલ દરેક રીતથી દુ:ખીજ થયલાં છે.

આપણનાં આ સગપણથી હવે દુન્યા નચિંત થઈ છે-અને સઘળી ભૂંડી ઇચ્છાઓ ભલી બની છે.

દુન્યાના પયદા કરનાર સાહેબની તારી ઉપર દુઆ હોજો-તેમજ તારા મુલકની દુઆ પણ તારી ઉપર ઉતરજો!"

જ્યારે તે કયસરનાં નામાનો છેડો આવ્યો-અને પાદશાહે તે સઘળા સખુનો સાંભળ્યા,

ત્યારે તે નામાથી તેનું દિલ ખુશહાલ થયું-તેને આગળો મોટાઇનો વખત પાછો યાદ આવ્યો.

તેણે ખાનગી ઉપર ઘણીક દુઆ કીધી-અને તેણે કહ્યું કે "હવે તારે કશી પાંતીની જુદાઇ ગણવી નહીં."

ગેશાન્માયહુરા જાયગહુ સાખ્તન્દ
દો અયવાને ખુરૂરમ બેપર્દાખ્તન્દ
બેબાર્દન્દ ચીઝી કે બાયેસ્ત બોરૂદ
બનઝ્દીકે આન્ મર્દે બીદારૂ ગોરૂદ
૧૪૧ બેયામદ બેદીદ આન્ ગુઝીન્ જાયગાહુ
વઝાન્ પસ હમી બૂદ નઝ્દીકે શાહુ
બખાનો નબીદો શેકારો નેશસ્ત
હમી બૂદ બા શાહે યઝ્દાન્ પરસ્ત
બદીન્ ગૂનહુ યકુમાહુ નઝ્દીકે શાહુ
બેબૂદન્દ શાદાન્ દેલો નીકુખાહુ

પછી તે સરદારને માટે એક ઉતારાની જગ્યા તેયાર કીધી-અને બે ખુરરમા અયવાનો ખાલી કરવામાં આવ્યા.

તે બાહદુરી ભર્યા ચાલાક શખ્સની નઝદીક જે ચીઝો લઈ જવા ઘટતી હતી તે સઘળી લઇ જવામાં આવી.

તે એલચી આવ્યો અને પોતાની તેયાર કીધેલી જગ્યા જોઈ ત્યાર પછી તે પાદશાહની નઝદીકજ રહેવા લાગ્યો.

તે ખાણાં ઉપર, શરાબની મજલેસમાં, શિકાર કરવામાં અને બેસવા ઉઠવામાં-યઝદાન પરસ્ત પાદશાહની સાથેનો સાથેજ રહેવા લાગ્યો.

એ પ્રમાણે તેઓ એક મહિનો પાદશાહની નઝદીક-ખુશહાલ દિલે અને નેકખાહ બનીને રહ્યા.

# પાસોખે નામએ કયસર્ અઝ્ ખુસ્રવ્ પર્વીઝ્ બા હદ્યાહ્.

——:o:——

શુ યકુ માહુ શુદ નામહુ પાસોખ નેવેશ્ત
સુખુનહાએ બા મગ્ઝો ફરૂરોખ નેવેશ્ત
સરે નામહુ ગોફ્ત આફરીને મેહાન્
બરાન્ બાદ કુ પાકુ દારદ નેહાન્
બદો નીકુ બીનદ ઝે યઝ્દાને પાકુ
વઝુ દારદ અન્દરૂ જહાન્ તર્સો બાકુ
કુનદ આફરીન્ બરૂ ખોદાવન્દે મેહુરૂ
કઝીન્ ગૂનહુ બરૂ પાય દારદ સેપેહુરૂ
નુખોસ્ત આન્ કે કર્દી સેતાયેશ મરા
બનામહુ નમૂદી નુમાયેશ મરા
બેદાનેસ્તમો શાદ ગશ્તમ બદાન્
સખુન ગોફ્તને નામવરૂ બેખ્રદાન્
પઝીરોફ્તમ આન્ નામહો ગન્જે તૂ
નખાહમ કે ચન્દીન્ ખુવદ રન્જે તૂ
૧૪૨ અઝીરા જહાન્દારૂ યઝ્દાને પાકુ
બરૂ આવર્દહુ બૂમે તોરા બરૂ સમાકુ
ઝે હેન્દો ઝે સકુલાબો ચીનો ખઝરૂ
ચુનીન્ અરૂજમન્દ આમદ આન્ બૂમો બરૂ
ચે મર્દી ચે દાનેશ ચે પરૂહીઝો દીન્
ઝે યઝ્દાન્ શુમારા રસદ આફરીન્
ચુ કારૂ આમદમ પીશ યારમ બુદી
બહરૂ દાનેશી ધમગોસારમ બુદી
ચુનાન્ શાદમ અકુનૂન બપયવન્દે તૂ
બદીન્ પુરૂ હોનરૂ પાકુ ફર્ઝન્દે તૂ
કે મેહુતરૂ નબાશદ બફર્ઝન્દે ખીશ
બબૂમો બરો પાકુ પયવન્દે ખીશ
હમહુ મેહુતરાન્ પોશ્ત બરૂ કાશ્તન્દ
મરા દરૂ જહાન્ ખારૂ બુગ્ઝાશ્તન્દ
તો તનહા બજાએ પેદરૂ બૂદઇમ
હમાન્ અઝ પેદરૂ બીશ્તરૂ બૂદઇમ
તોરા હમચુનાન દાનમ અકુનૂન કે શાહુ
પેદરૂ બૂદ આઝાદહો નીકુખાહુ

# ખુસરૂ તરફથી કયસરનાં નામાનો હદયા સાથનો જવાબ.

——:o:——

જ્યારે એક મહિનો પુરો થયો, ત્યારે તે નામાનો જવાબ-બાહોશી ભરેલા અને મુબારક શબ્દોમાં લખ્યો

નામાને મથાળે લખ્યું કે "મોટાઓની દુઆ તે શખ્સ ઉપર હોજો કે જે પોતાનું દિલ પાક રાખતો હોય,

જે ભલું અને ભૂંડું પાક યઝદાન તરફથીજ સમજતો હોય-અને તે સાહેબથીજ દુન્યામાં તે ધાસ્તી અને બીક રાખતો હોય,

જે આફતાબના સાહેબ ઉપર દુઆ કરતો હોય-કે જે સાહેબ એવી રીતે આસ્માનને કાયમ રાખે છે.

પહેલાં જે તેં મારી તારીફ કીધી-અને નામામાં તે લખી દેખાડી મારી ખાતેરી કીધી,

તે મેં જાણી અને તે નામવર અકલમંદોના સખુન બોલવા માટે હું ખુશી થયો છું.

તારૂં તે નામુ અને ખઝાનો મેં કબૂલ રાખ્યો છે-તારે એટલી બધી તકલીફ લેવી જોઇતી નહીં હતી.

દુન્યાની સંભાળ કરનાર પાક યઝદાને એટલા માટેજ તારા મુલકને મોટાઇ આપી છે,

કે હિંદુસ્તાન, સકલાબ, ચીન અને ખઝરના મુલક કરતાં-એજ સર ઝમીન વધુ કીમતી ગણાઇ છે.

શું બહાદુરી કે દાનાઇ માટે, શું પહેંઝગારી કે શું દીનધર્મ માટેજ-ખોદાતાલા તરફથી તમોને ભલી દોઆઓ પહોંચે છે.

જ્યારે મારી આગળ મુશ્કેલી આવી પડી ત્યારે તુંજ મારો મદદગાર થયો હતો-અને દરેક જાતનાં ડહાપણથી તું મારો ગમ વીસરાવનારો બન્યો હતો.

હાલ હું તારાં સગપણથી અને આ કીર્ત્તિ ભરેલાં તારાં પાક ફર્ઝંદથી એટલો તો ખુશી થયો છું,

કે કોઈ પણ પાદશાહ પોતાનાં ફર્ઝંદથી, પોતાના મુલકથી અને પોતાની પાક અઉરતથી ખુશી થયો હશે નહીં.

જે વખતે મારા સઘળા સરદારોએ મારીથી પીઠ ફેરવી હતી-અને આ દુન્યામાં મને ખુવાર છોડી ગયા હતા.

તે વખતે તેંજ એકલાએ મારા બાપની જગ્યા રાખી હતી-બલ્કે મારા બાપ કરતાં પણ તું વધુ નીવડયો હતો.

હાલ હું તને એવીજ રીતનો સમજુ છું કે જેવો મારો નેકખાહ અને ઊંચી બુન્યાદનો પાદશાહ બાપ હતો.

હેગરૂ હરૂચે ગોફતી ઝે પાકીઝહુ દીન
ઝે યકુ શમ્બહી રૂઝહો આફરીન
હમહુ ખાન્દ બરૂ મા યકાયકુ દબીરૂ
સુખુનહાએ શાયેસ્તહો દેલ પઝીરૂ
બમા બરૂ ઝે દીને કોહન નન્ગ્ નીસ્ત
બગીતી બેહ અઝ દીને હુશન્ગ્ નીસ્ત
હમહુ દાદો નીકીઓ શર્મસ્તો મેહરૂ
નેગહ કર્દન અન્દરૂ શુમારે સેપેહરૂ
બહસ્તીએ યઝદાન નેયૂશાતરમ
હમીશહ સુએ દાદ કૂશાતરમ
નદાનીમશ અમ્બાઝો ફર્ઝન્દો જોફત
નગર્દદ નેહાનો નખાહદ નેહોફત
દરૂ અન્દીશએ દેલ નગુન્જદ ખોદાય
બહસ્તી હમ ઊ બાશદમ રહનુમાય
હેગરૂ કત ઝે દારે મસીહા સોખન
બયાદ આમદ અઝ રૂઝગારે કોહન
હરાન દીન કે બાશદ બખૂબી બપાય
બરાન દીન બેબાશદ ખેરદ રહનુમાય
કસીરા કે ખાની હમી સૂગ્વારૂ
કે કર્દન્દ પયઘમ્બરશરા બદારૂ
કે ગૂયદ કે ફર્ઝન્દે યઝદાન બુદ ઊય
બદાન દારૂ બરૂ ગશતહુ ખન્દાન બુદ ઊય
ચુ ફર્ઝન્દ બુદ રફ્ત સૂએ પેદરૂ
તો અન્દૂહે આન ચૂબે પૂદહુ મખરૂ
ઝે કયસરૂ ચુ બીહુદહુ આયદ સોખન
બેખન્દદ બરાન નામહુ મર્દે કોહન
હમાન દારે ઈસા નેયર્ઝદ બરન્જ
કે શાહુ અરૂદશીરૂ આન નેહાદહુ બગન્જ
અઝ ઈરાન ચુ ચૂબી ફેરેસ્તમ બરૂમ
બેખન્દદ બરે મા હમહુ મર્ઝો બૂમ
બમૂબેદ ગુમાન બુદ કે તર્સા શુદમ
ગરૂ અઝ બહરે મર્યમ સોકૂબા શુદમ
હેગરૂ આરૂઝૂ હરૂચે બાયદ બેખાહુ
શુમારા સુએ મા કુશાદહુસ્ત રાહુ
પસન્દીદમ આન હદયહાએ તો નીઝ
કુજા રન્જ બોર્દી ઝે હરૂગૂનહુ ચીઝ
બશીરૂય બખ્શીદમ આન બોર્દહુ રન્જ
પય અફૂગન્દમ ઊરા યકી તાઝહુ ગન્જ
ઝે રૂમો ઝે ઈરાન પુરૂ અન્દીશહુ અમ
શએ તીરહુ ઝન્દીશહુ ચૂન બીશહુ અમ
બેતર્સમ કે શીરૂય ગર્દદ બલન્દ
રસાનદ બરૂમો બઈરાન ગઝન્દ
નુખોસ્ત અન્દરૂ આયમ ઝે સલ્મે બુઝોરુગ્
ઝે એસ્કન્દરૂ આન ફીનહુત્તરૂ પીરૂ ગોરુગ્
ઝે કીને નવ આઇનો કીને કોહન
મગરૂ દરૂ જહાન તાઝહુ ગર્દદ સોખન
સુખુનહા કે બેશનીદમ અઝ દોખ્તરત
ચુનાન દાન કે ઊ તાઝહુ કરૂદ અફ્સરત
બદીને મસીહા બેકૂશદ હમી
સખુનહાએ મા કમ નેયૂશદ હમી

બીજું જે કાંઇ તેં પોતાની પવિત્ર દીન માટે, રવિવારના દિવસ માટે અને તે દહાડેની પ્રાર્થના માટે લખ્યું,

તે સઘળા લાયક અને દિલપઝીર સખુનો મુનશીએ અમારી નઝદીક ૧૪૩
વાંચ્યા છે.

અમો લોકોને અમારી પુરાણી દીનથી કાંઇ પણ શર્મ લાગતી નથી-દુન્યામાં હુશંગની દીન કરતાં બીજી કોઇ દીન ભલી નથી.

જેમાં તમામ ઇન્સાફ, નેકી, વિવેક, અને દયાજ છે-જેમાં આસમાનની ગણત્રીની અંદર નેગાહ પહોંચાડવા જણાવ્યું છે.

જેમાં યઝદાનનીજ હસ્તી માટે હું વધુ ને વધુ સાંભળું છું-અને હમેશે ઈન્સાફ તરફજ વધુને વધુ કોશેશ કરતો રહું છું.

તે સાહેબનો કોઈ જોડિયો કે કોઈ બેટો કે બાયડી હોય એમ અમો માનતાજ નથી તે સાહેબ છૂપો થતો નથી અને છૂપો થશે પણ નહીં.

ખોદા વિષેનો વિચાર પુરેપુરો આપણાં મનમાં આવી શકે નહીં-છતાં મારી ઝિંદગી દરમેયાન તેજ સાહેબ મને સારો માર્ગ દેખાડનારો છે.

બીજું એ કે તને ક્રાઇસ્ટની શૂળીની વાત-ઘણે લામ્બે વખતે યાદ આવી છે.

જે દીન કે ખૂબી સાથે કાયમ થયલી હોય છે-તેજ દીન ઉપર આપણી અકલ રેહનુમા બને છે.

તું તેવા કોઇ શખ્સને વીલાપ કરનારો કહે છે-કે જેના પયગમ્બરને ફાંસીએ ચઢાવ્યો હતો.

કે જેને માટે કહે છે કે તે ખોદાનો છોકરો હતો-અને તે ફાંસી ઉપર ચઢીને હસ્તો હતો.

જ્યારે તે ખોદાનો બેટોજ હતો અને તે પોતાના બાપની પાસે ગયો ૧૪૪
છે-ત્યારે હવે તું તે કોહી ગયલાં લાકડાંનો (શૂળીનો) ગમ ના ખા.

જ્યારે કયસર તરફથી એવી બેહુદી વાતો લખાઈ આવે-ત્યારે તે લખાણ ઉપર બુઢ્ઢા શખ્સો ઝરૂરજ હસે છે.

વળી તે ઇસુ ક્રાઇસ્ટની શૂળી કે જે શાહ અર્દશીરે પોતાના ખઝાનામાં મૂકી છે, તે કાંઇ ગમ કરવા જેટલી કીમત ધરાવતી નથી.

તેવું એક લાકડું જો હું ઈરાનથી રૂમ ખાતે મોકલું-તો અમારી અકલ ઉપર અમારો સઘળો મુલક હસવા પડે.

મારા વડા વઝીરને શકજ હતો કે હું ક્રિશ્ચિયન થયો હતો-અથવા મર્યમને ખાતેર હું એક પાદરી બની ગયો હતો.

માટે બીજી તારી જેબી કાંઇ ખાહેશ હોય તે માગ-તે માટે અમારી આગળ તારો માર્ગ ખુલ્લોજ છે.

તારો તે હદયો કે જેમાં તેં મેહનત લઇ જાત જાતની ચીઝો મોકલી છે તે મને પસંદ પડયો છે.

તેં મેહનત લઇને ભેગું કીધેલું સઘળું મેં શીરૂયને આપ્યું છે-અને તેને માટે એક નવોજ ખઝાનો તૈયાર કીધો છે.

હું રૂમ અને ઇરાન માટે પુષ્કળ અંદેશા ભરેલો રહું છું-એ અંદેશાએ કરી સીઆહ રાતે પણ જંગલની ઝાડી માફક ગૂચવાયલો રહું છું.

મને બીક લાગે છે કે જ્યારે શીરૂય મોટો થશે-ત્યારે તે રૂમને તેમજ ઈરાનને નુકસાન પહોંચાડશે.

પ્રથમ સલ્મ (તૂર અને ઇરજ)નો કીનો યાદ આવે છે-બીજો વળી ૧૪૫
બુઢ્ઢાં વરૂ મિસાલના કીનાખોર સિકંદરનો કીનો યાદ આવે છે.

આ નવા અને જૂના કીનાની-યાદ દેશમાં પાછી તાઝી થશે.

તારી બેટી માટેની જે વાતો કે મેં સાંભળી છે-તેથી તો તું એમજ સમજ કે તેણીએ તારૂંજ તાજ રોશન કર્યું છે.

તેણી તો ખ્રિસ્તી મઝહબ તરફજ ઢળતી રહે છે-અને અમો લોકોની દીનની વાતો ઘણીજ ઓછી સાંભળે છે.

બઆરામ શાદસ્તો પીરૂઝ બખ્ત
બદીન્ ખુસ્રવાની નવ આઈન્ દેરખ્ત
હમીશાહ્ જહાન્દાર્ યારે તો બાદ
સરે અખ્તરે અન્દર્ કેનારે તો બાદ
નેહાદન્દ બર્ નામહ્ બર્ મોહરે શાહ્
હમી દાશ્ત્ ખર્રાદે બર્ઝીન્ નેગાહ્
કુશાદન્દ અઝાન્ પસ્ દરે ગન્જ્ બાઝ્
કુજા ગેરૂદ કરૂદ ઊ બરૂમે દરાઝ્
ગુખોસ્તીન્ સદો શસ્ત્ બન્દ આરસી
કે પયદાવસી ખાનદશ પારસી
બગઉહર્ બેયાગન્દ હર્ યક્ બુ સન્ગ્
નેહાદન્દ બર્ હર્ યકી મોહરે તન્ગ્
૧૪૬ મરાન્ હર્ યકીરા બહા સદ હઝાર્
દેરમ્ બૂદ કઝ દફ્તર્ આમદ શુમાર્
ઝે દીબાએ ચીની સદો ચેહ્લ્ હઝાર્
અઝ્ ઝન્દ ઝરબફ્ત ગઉહર્ નેગાર્
દેગર્ પન્જ્ સદ દુરે ખૂશાબ્ બૂદ
કે હર્ દાનઈ કત્રએ આબ્ બૂદ
સદો શસ્ત્ યાકૂત્ ચૂન્ નાર્ દાન્
પસન્દીદએ મરૂદુમે કારૂદાન્
ઝે હેન્દીઓ ચીનીઓ અઝ્ બરૂબરી
ઝે મેસ્રીઓ અઝ્ જામએ શુશ્તરી
ઝે ચીઝી કે ખીઝદ ઝે હર્ કેશ્વરી
કે બેપસન્દદ અન્દર્ જહાન્ મેહ્તરી
ફેરેસ્તાદ સીસદ શુતોરૂવાર્ બાર્
અઝ્ ઈરાન્ બરે કયસરે નામદાર્
યકી ખેલ્અત્ અફ્ગન્દ બર્ ખાનગી
ફેઝૂનતર્ ઝે ખીશીઓ બીગાનગી
હમહ્ જામહો અસ્પો તખ્તો સેતામ્
ઝે પૂશીદનીહા કે બોર્દન્દ નામ્
શુનાન્ હમ શુતોરૂવારૂહા બાર્ કરૂદ
અઝાન્ દહ્ શુતોર્ બાર્ દીનાર્ કરૂદ
૧૪૭ બેબખ્શીદ બર્ ફયલસૂફાને રૂમ
બેરફ્તન્દ શાદાન્ અઝાન્ મર્ઝો બૂમ
હમહ્ મેહ્તરાન્ ખાન્દન્દ આફરીન્
બરાન્ પુર્ હોનર્ શહર્યારે ઝમીન્

આ નવા ઉગેલા પાદશાહી છોડવા (શીરૂય) સાથ-તેણી આરામમાં ખુશ ખુશહાલ અને ભાગ્યશાળી છે.

જેહાનની સંભાળ કરનાર ખોદાતાલા હમેશે તારો મદદગાર હોજો!- અને ભાગ્યશાળી સેતારાનું સર તારી બગલમાંજ પડેલું રહેજો!"

તે નામા ઉપર પાદશાહી મોહર કરવામાં આવી-અને ખર્રાદે બર્ઝીન તેને સંભાળવા લાગ્યો.

ત્યાર પછી તે ખઝાનાનો દરવાઝો કે જે લામ્બા વખતનો એકથો કીધો હતો, તે ખુલ્લો કર્યો.

"આરસી" નામના સિક્કાઓ જેને પારસીઓ (ઈરાનીઓ) પયદાવસી કહે છે, તે ભરવાની ૧૬૦ કોથળીઓ પહેલે તેણે લીધી.

દરેકને પત્થર જેવાં ભારી ગોહરોથી ભરી-અને તે દરેક કોથળીઓ ઉપર મઝબૂત સીલ કર્યાં.

તે દરેક કોઠળીની કીમત દફતરની ગણત્રીમાં લાખ લાખ દિરમ આવી હતી.

ચીનાઈ રેશમી કપડાંના એક લાખ ચાળીસ હઝાર થાન હતા-જેમાનાં કેટલાંક તો સોનેરી ભરતકામનાં અને ગોહર તાંકેલાં હતાં.

બીજાં પાનસો ઊંચાંમાંનાં મોતી હતાં-કે જેનો દરેક દાનો પાણીનાં ટીપાં જેવો સાફ હતો.

દાડમના દાનાની મિસાલના ઝવેરીઓએ ચુંટી કાઢેલાં એકસોને સાઠ યાકૂત હતાં.

હિંદુસ્તાન, ચીન અને બરબરના તેમજ મિસ્ર અને શુશતર શેહરની બનાવટનાં કપડાં હતાં.

બીજા મુલકોમાં થતી સારી ચીઝો કે જે દુન્યામાં સરદારોને લાયકનીજ હતી,

તે સઘળું ત્રણસો ઊંટ ઉપર લાદીને ઈરાનથી નામદાર કયસરની નઝદીક મોકલ્યું.

એક સરપાવ કે જે પોતાનાં સગાંઓને તેમજ પારકાંઓને આપે તે કરતાં વધારે ચઢિયાતો હતો, તે પેલા ખાનગી એલચીને આપ્યો.

તમામ કપડાં, ઘોડા, તખ્ત અને લગામ-તેમજ પેહેરવાનાં કપડાં કે જેનું વર્ણન ઉપર થઈ ગયું,

તે સઘળું પણ ઊંટો ઉપર લાદ્યું-તેમાંથી દશ ઊંટો ઉપર દીનાર લાદ્યા.

તેમજ તેણે રૂમી ફીલસૂફો ઉપર પણ બક્ષેશ કીધી-પછી તેઓ ઇરાનના મુલકમાંથી ખુશહાલ પાછા ફર્યા.

તે સઘળા રૂમી સરદારોએ તે કીર્ત્તિવંતા દેશના પાદશાહ ઉપર દોઆ કીધી.

## દાસ્તાને ખુસ્રવ્ પર્વીઝ્ વ શીરીન્.

કુનૂન્ દાસ્તાને કોહન્ નવ કુનમ્
સુખુનહાએ શીરીનો ખુસ્રવ કુનમ્
કોહન્ ગશ્તહ્ ઈન્ નામએ બાસ્તાન્
ઝે ગોફ્તારો કેર્દારે આન્ રાસ્તાન્
યકી નામએ નવ કુનમ્ ઝીન્ નશાન્
કુજા યાદગારસ્ત અઝાન્ સરૂકશાન્
બુવદ બયત શશ બાર્ બીવર્ હઝાર્
સુખુનહાએ શાયેસ્તએ ઘમ્ગોસાર્

## ખુસરૂ પર્વીઝ અને શીરીનનું દાસ્તાન.

હવે હું એક જૂની દાસ્તાનને નવેસરથી લખું છું-શીરીન અને ખુસરૂનું ઉપાખ્યાન લખું છું.

સત્યવાદી નેક લોકોની તવારીખનું આ બાસ્તાન નામુ જૂનું થઇને ભૂલાઇ ગયું છે.

માટે તેને એવી રીતે નવું લખું છું-કે તે રાજવંશીઓની યાદ પાછી તાઝી થાય.

આ મારી તવારીખમાં દિલનું દુઃખ વીસરાવે તેવી લાયક ભાષામાં લખાયલા (આસરે) સાઠ હઝાર બયતો થશે.

બદૂ ગોફ્તૂ શાહા યકી બન્દહુ અમ
બઆવાઝે તૂ દર્ જહાન્ ઝન્દહુ અમ
સરાસર્ બેગોફ્ત આન્ચે રફ્ત અઝ્ બનહુ
કે બૂદ અન્દરાન્ યક્ દેહો યક્ તનહુ
બદીદારે ઊ શાહ શુદ શાહરૂયાર્
બસાને ગુલેસ્તાન્ બવક્તે બહાર્
બસર્ગશ્ચ ગુનીન્ ગોફ્ત કય બદ હેનર્
તો ચૂન હન્ઝેલી બારૂબુદ ચૂન શકર્
ચેરા દૂર્ કર્દી તો ઊરા ઝે મન્
દેરીઘ આમદત ફેઇ અઝીન્ અન્જુમન્
બર્ આવાઝે ઊ શાહ મય બર્ કશીદ
હમાન્ જામે યાકૂત બર્ સર્ કશીદ
બદીનગૂનહુ તા સર્ સુએ ખાબ્ કરૂદ
દહાનશ પુર્ અઝ્ દુર્રે ખૂશાબ્ કરૂદ
બેશુદ બારૂબુદ શાહે રામેશગરાન્
યકી નામદારી શુદ અઝ્ મેહતરાન્
સર્ આમદ કુનૂન ફેઝ બર્ બારૂબદ
મબાદા કે બાશદ તોરા યાર્ બદ
કે ફેઝે કેહાનો મેહાન્ બુગ્ઝરદ
ખેરદ્મન્દ મર્દુમ ચેરા ઘમ ખરદ
બસી કેહતરો મેહતર્ અન્દર્ ગુઝશ્ત
નખાહમ મન્ અઝ્ ખાબ્ બીદાર્ ગશ્ત
હરાન્ગહ કે શુદ સાલ બર્ શસ્તો શશ
ન નીકૂ બુવદ મર્દુમે કીનહુ કશ
ચુ ઈન્ નામવર્ નામહુ આયદ બબુન્
ઝે મન્ ફેઝે ગીતી શવદ પુર્ સખુન્
હરાન્ કસ કે દારદ હુશો રાયો દીન્
પસ અઝ્ મર્ગ્ બર્ મન્ કુનદ આફ્રીન્
અઝીન્ પસ નમીરમ કે મન્ ઝન્દહુ અમ
કે તોખ્મે સખુન્રા પરાગન્દહુ અમ

તે બોલ્યો કે "ઓ પાદશાહ હું તારો એક ગોલામ છું-તારી તારીફ માટેજ દુન્યામાં જીવતો રહ્યો છું."

તેણે શુરૂઆતથી જે કાંઇ બન્યું હતું તે સઘળું કહ્યું-કારણ તેમાં તે એકમતનો અને એકલોજ હતો.

પાદશાહ તેને જોઈ બહારની મોસમના બાગની માફક તે ખુશ-હાલ થયો.

અને સર્ગશને કહ્યું કે "ઓ નાલાયક શખ્સ!-તું એળિયાની માફક કડવો અને બારબુદ શાકરની માફકનો મીઠો છે.

તેં એને મારી આગળથી શા માટે દૂર રાખ્યો-તને આ દરબારમાંનું ગાયણ નહીં ગમ્યું?"

પછી પાદશાહે તેનાજ રાગ ઉપર મય પીધો-તેમજ યાકૂતની જામ ૧૮૦
ઉઠાવી.

એવી રીતે પાદશાહને ઊંઘ આવી ત્યાં સુધી મય પીધો-અને બારબુદનું મોઢું કીમતી મોતીઓથી ભરી કાઢયું.

હવે બારબુદ ગવૈયાઓનો સરદાર બન્યો-અને સઘળા સરદારોમાં એક નામીચો ગવૈયો થયો.

હવે બારબુદનો વખત પણ પુરો થઈ ચૂકયો છે-એવું કદી ના બનતું કે કોઇ તારો બૂરો દોસ્ત હોય.

કારણકે નાના અને મોટાઓનો દહાડો પણ પસાર થઇ જાય છે-અકલમંદ માણસોએ ગમ શા માટે ખાવો જોઇયે?

ઘણા નાના અને મોટાઓ આ દુન્યામાંથી પસાર થઇ ગયા છે-પણ હું આ ઊંઘમાંથી જાગૃત થવા માગતો નથી.

જ્યારે માણસની ઉમર છાસેટ વર્ષની થાય-ત્યારે તે માણસ કીનાખોર બને તે ઠીક કહેવાય નહીં.

જ્યારે આ નામીચી તવારીખ પુરી થશે-ત્યારે તમામ દેશમાં મારીજ વાત ચાલવા લાગશે.

જે માણસ હોશ્યાર, વિચારવંત અને દીનદાર હશે-તે મારા મરવા બાદ મારી ઉપર દોઆ કરશે.

આ લખાણથી હું મરીશ નહીં, પણ અમર રહીશ-કારણકે દુન્યામાં મેં કવિતાનાં બીજ વાવ્યાં છે.

## અયવાન્ સાખ્તને ખુસવ્ દર્ મદાઇન્.

કુનૂન અઝ્ મદાઈન્ સખુન્ નવ કુનમ
સુખુનહા ઝે અયવાને ખુસ્રવ કુનમ
ચુનીન્ ગોફ્ત રઊશન દેલે પારસી
કે બુગ્ઝશ્ત સાલ અઝ્ બરશ ચાર્ સી
કે ખુસ્રવ ફેરેસ્તાદ કસહા બરૂમ
બહેન્દો બચીનો બઆબાદ બૂમ
બેરફ્તન્દ કારીગરાન્ સે હઝાર્
ઝે હર્ કેશવરી હરકે બુદ નામદાર્
અઝીશાન્ હરાન્ કસ કે ઉસ્તાદ બૂદ
ઝે ખેશ્તો ઝે કચ બર્ દેલશ યાદ બૂદ
દો 'સદ મર્દ બુગ્ઝીદ અન્દર્ મેયાન્
અઝ્ ઈરાનો અહવાઝો અઝ્ રૂમેયાન્

## ખુસરૂએ મદાઇન શેહરમાં મેહલ બંધાવવો.

હવે હું મદાઈન શેહરનું બેયાન લખું છું-અને ખુસરૂના મેહલ માટેના ૧૮૧
સખુનો કહું છું.

એક રોશન દિલનો પાર્સી કે જેની ઉમર એકસો વીસ વર્ષની થઇ હતી, તેણે એ પ્રમાણે કહ્યું છે,

કે ખુસરૂએ રૂમ, હિંદુસ્તાન, ચીન અને બીજા જાણિતા મુલકમાં માણસો મોકલ્યાં.

જેથી દરેક મુલકમાં જે વખણાયલા કારીગરો હતા તેમાંના ત્રણ હઝાર કારીગરો ત્યાં આવી લાગ્યા.

તેઓમાંથી જે કોઇ કે ઉસ્તાદ હતા-અને જેઓ ઇંટ અને ચૂનાનું કામ સારી રીતે સમજતા હતા,

તેવા ઈરાન, અહવાઝ અને રૂમીઓમાંથી બસો મર્દ ચુંટી કાઢયા.

બઝીશાન્ હેશ્લાવરૂ ગુઝીન્ કરૂદ સી
અઝીન્ સી દો રૂમી યકી પારૂસી
વઝાન્ સેહૂ ગુઝીદન્દ રૂમી યકી
કે ચૂન્ ઊ બેબુદ દરૂ જહાન્ અન્દકી
બરે ખુસ્રવ આમદ જહાન્દીદહૂ મરૂદ
બરૂ કારો જખ્મે બેના યાદ કરૂદ
ગેશાન્માયહૂ રૂમી કે બુદ હેન્દસી
બગોફતારૂ બુગઝશ્ત અઝ પારસી
૧૮૨ બદૂ ગોફત શાહૂ ઈન્ ઝે મન્ દરૂ પઝીરૂ
સખુન્ હરૂચે ગૂયમ ઝે મન્ યાદ ગીરૂ
યકી જાય ખાહમ કે ફર્ઝન્દે મન્
હમાન્ તા બસી સાલ્ પયવન્દે મન્
બદૂ દરૂ નેશીનદ નગર્દદ ખરાબ્
ઝે બારાનો અઝ બર્ફો અઝ આફતાબ્
મુહેન્દેસ પઝીરોફત અયવાને શાહૂ
બદૂ ગોફત મન્ દારમ ઈન્ દસ્તગાહૂ
ફેરૂ બોરૂદ બુન્યાદ દહૂ શાહૂ રશ
હમાન્ શાહૂ રશ પન્જ કર્દહૂ બરશ
ઝે સન્ગો ઝે કચ બૂદ બુન્યાદે કારૂ
ચુનીન્ કરૂદ તા બાશદ આન્ પાયદારૂ
ચુ દીવારે અયવાનશ આમદ બજાય
બેયામદ બપીશે જહાન્ કદ ખોદાય
કે ગરૂ શાહૂ બીનદ યકી કારૂદાન્
ગુઝશ્તહૂ બરૂ સાલો બેસ્યારૂ દાન્
ફેરેસ્તાદ બાયદ બદાન્ બારૂગાહૂ
પસન્દીદહૂ બા મૂબેદે નીકૂ ખાહૂ
બદૂ દાદ મરૂદુમ અઝાન્સાન્ કે ખાસ્ત
બેરફ્તન્દો દીદન્દ દીવારૂ રાસ્ત
૧૮૩ બરીશમ બેયાવરૂદ તા અન્જુમન્
બેતાબન્દ બારીકૂ તાબી રસન્
ઝે બાલાએ દીવારે દીવાને શાહૂ
બેપયમૂદ તા ખાકે દીવારૂ ગાહૂ
ચુ બાલાએ આન્ તાબ્ દાદહૂ રસન્
બેપયમૂદ દરૂ પીશે આન્ અન્જુમન્
રસન્ રાૂએ ગન્જે શહન્શાહૂ બોરૂદ
અબા મોહૂરૂ ગન્જૂરે ઊરા સેપોરૂદ
નઝાન્ પસ બેયામદ બઅયવાને શાહૂ
કે દીવારે અયવાન્ બરૂ આમદ બમાહૂ
ચુ ફર્માન્ દેહદ ખુસ્રવે ઝૂદ યાબ્
નગીરમ બરીન્ કારૂ કર્દન્ શેતાબ્
ચેહલ્ રૂઝ તા કારૂ બેન્શીનદમ
ઝે કારી ગેરાન્ શાહૂ બુગ્ઝીનદમ
ચુ હન્ગામએ કારે અયવાન્ બુવદ
બલન્દીએ અયવાન્ ચુ કયવાન્ બુવદ
બદાન્ કારૂ ખેશ્મત નબાયદ નમૂદ
મરા નીઝ રન્જી નમાયદ ફેઝૂદ
બદૂ ગોફત ખુસ્રવ કે ચન્દાન્ ઝમાન્
ચેરા ખાહી અઝ મન્ તો અય બદગમાન્
૧૮૪ નબાયદ કે દારી તો ઝીન્ દસ્ત બાઝ
બઝરૂરો બસીમત નેયાયદ નેયાઝ

વળી તેઓમાંથી ત્રીસ નામીચા કારીગરો પસંદ કીધા-આ ત્રીસમાંથી પણ બે રૂમી અને એક પારસી જોઈ કાઢયા.

શેવટે તે ત્રણમાંથી એક રૂમીનેજ પસદ કીધો-કે જેના જેવા દુન્યામાં થોડાજ હતા.

તે અનુભવી શખ્સ ખુસરૂની આગળ આવ્યો-અને તેની આગળ ઇમારતની બાંધણી માટે વાતો કીધી.

પેલો મોટી પદવીનો રૂમી શખ્સ કે જે ઇજનેર હતો-તે વાતચિત્ત ઉપરથી પારસી કરતાં ચઢિયાતો માલૂમ પડયો.

પાદશાહે તેને કહ્યું કે "હું જે કહું છું તે ધ્યાનથી સાંભળી યાદ રાખજે.

હું એક એવું મકાન બનાવવા ચાહું છું કે જેમાં મારો બેટો-તેમજ મારી બાયડી ઘણાં વર્ષો સુધી,

તેમાં રહે અને તે વર્ષાદ અને બરફથી કે તડકાંથી ખરાબ નહીં થાય."

પેલા ઈજનેરે પાદશાહનું તેવું મકાન બાંધવાનું કબૂલ કર્યું અને બોલ્યો કે "હું એવું મકાન બનાવી આપવા શક્તિમાન છું"

પછી તેણે દશ શાહી વામ જેટલો ઊંડો પાયો નાખ્યો તેમજ તે પાયાને પાંચ શાહી વામ જેટલો પોહોળો રાખ્યો.

પત્થર અને ચૂનાથી મકાનનો પાયો લીધો હતો-તે એવો બનાવ્યો કે જેથી તે મઝબૂત રહે.

જ્યારે તે દીવાનખાનાની દીવાર પુરી થઇ-ત્યારે તે દેશના સાહેબ આગળ આવ્યો,

અને બોલ્યો કે જો "શાહ પાસે કોઈ કામનો જાણનાર ઉમરે પુગેલો ઘણો સમજુ માણસ હોય,

તો તેને નેકખાહ વઝીર સાથ-તે પસંદ કરવા લાયક દીવાનખાનામાં મોકલવો જોઇયે"

જેવો માણસ તેણે માગ્યો તેવો પાદશાહે તેને આપ્યો-તેઓ ગયા અને દીવાર ચઢેલી જોઇ.

પેલો ઈજનેર રેશમ લાવ્યો જેથી તેને તે લોકોએ-વાણી કાઢી એક બારીક વળ દીધેલી દોરી બનાવી.

પછી તે શાહી દરબારની દીવારની ટોચથી તે દીવારગાહની ભોંય સુધીનું માપ લીધું.

જ્યારે પેલી વણેલી દોરીની લમ્બાઇ તે લોકોનાં દેખતાં માપી,

ત્યારે તે દોરી પાદશાહના ખઝાના તરફ લઈ જઈ-તે ઉપર સીલ કરી પાદશાહના ખઝાન્ચીને સોંપી આપી.

ત્યાર પછી તે પાદશાહના મેહલમાં આવ્યો-અને બોલ્યો કે "દીવાનખાનાની દીવાર માહતાબ સુધી ઉપર આવી છે.

જો ડહાપણ ભરેલો શાહ મને હોકમ આપે તો એ કામ થોડોક વખત મુલ્તવી રાખું.

કામ શુરૂ થયા પછી ચાળીસ દહાડામાં કામ પુરૂં કરીશ-માટે પાદશાહ મને હુશયાર કારીગરો મેળવી આપે.

જે વખતે કે મેહલનું કામ કરવાનો વખત આવશે-તે વખતે તે દીવાનખાનાની બુલંદી શનિશ્ચર સેતારા માફકની ઊંચી થશે.

પાદશાહે એ બાબતમાં ગુસ્સો કરવો જોઇતો નથી-તેમજ મારે પણ વધુ મેહનત લેવાની ઝરૂર નથી."

ખુસરૂએ તેને કહ્યું કે "ઓ બૂરા વિચારના શખ્સ! તું મારી પાસેથી એટલો બધો વખત શા માટે માંગે છે?

તારે એ કામ ચાલતું બંધ કરવું નહીં જોઇયે-પૈસા ટકાની તો તને કશી હાજત પડવાનીજ નથી."

બફરૂમૂદ તા સી હઝારશ દેરમ
બદાદન્દ તા ઊ નબાશદ દેઝમ
બેદાનેસ્ત કારીગરે રાસ્તગૂય
કે અયબ્ આવરદ મર્દે દાના બદૂય
ચુ ગીરદ બદાન્ ઝખ્મે અયવાન્ શેતાબ્
અગર્ બેશ્કનદ ગુમ કુનદ નાનો આબ્
શબ્ આમદ શુદ આન્ કાર્ગર્ નાપદીદ
ચુનાન્ શુદ કઝાન પસ કસ ઊરા નદીદ
ચુ બેશ્નીદ ખુસ્રવ કે ફર્ગાન્ ગુરીખ્ત
બેગૂયન્દહ બર્ ખેશ્મે ફર્ગાન બેરીખ્ત
ચુનીન્ ગોફ્ત કાન્રા કે દાનેશ નબૂદ
ચેરા પીશે મા પીશદસ્તી નમૂદ
બફરૂમૂદ તા કારે ઊ બેન્ગરીદ
હમહ્ રૂમેયાન્રા બઝેન્દાન બરીદ
દેગર્ ગોફ્ત કારીગરાન આવરીદ
કચો ખેશ્તો સન્ગે ગરાન્ આવરીદ
બજોસ્તન્દો હર્ કસ કે દીવાર્ દીદ
ઝે બૂમો બરે શાહ્ શુદ નાપદીદ
બબીચારગી દસ્ત અઝ્ બાઝ્ દાશ્ત
હમહ્ ગૂશો દેલ સૂએ અહ્વાઝ્ દાશ્ત
કઝાન્ શહ્ર્ કારીગર્ આયદ કસી
નમાનદ ચુનાન્ કાર્ બી સર્ બસી
હમી જોસ્ત ઉસ્તાદે આન્ તા સે સાલ
નદીદન્દ કારીગરી બી હમાલ
બસી યાદ કર્દન્દ અઝાન્ કાર્ જૂય
બસાલે ચહારોમ પદીદ આમદ ઊય
યકી મર્દે બીદાર્ બા ફર્રહી
બખુસ્રવ રસાનીદ અઝ્ આગહી
હમાન્ ગાહ્ રૂમી બેયામદ ચુ ગર્દ
બદૂ ગોફ્ત શાહ્ અય ગુનહ્ગાર્ મર્દ
બેગૂ તા ચે બૂદ અન્દરીન્ કાર્ ઝેશ્ત
કે દૂરી ઝે નીકીયો દૂર્ અઝ્ બેહેશ્ત
ચુનીન્ ગોફ્ત રૂમી કે ગર્ શહ્રયાર્
ફેરેસ્તદ મરા બા યકી ઉસ્તુવાર્
બેગૂયમ બદાન્ કાર્હા પૂઝેશમ
બેપૂઝેશ પદીદ આયદ આમોઝેશમ
ફેરેસ્તાદો રફ્તન્દ અઝ્ અયવાને શાહ્
ગેરાન્માયહ્ ઉસ્તાદ બા નીક્ખાહ્
હમી બોરૂદ દાનાએ રૂમી રસન્
હમાન્ મર્દરા નીઝ્ બા ખીશતન્
બેપયમૂદ બાલાય કારો બરશ
કમ આવર્દ કાર્ અઝ્ રસન હફ્ત રશ
રસન્ બાઝ્ બોર્દન્દ નઝ્દીકે શાહ્
બેગોફ્ત આન્ કે બા ઊ બેયામદ બરાહ્
ચુનીન્ ગોફ્ત રૂમી કે ગર્ ઝખ્મે કાર્
બર્ અફ્ઝૂદમી બર્ સર્ અય શહ્રયાર્
ન દીવાર્ માન્દી ન તાકો ન કાર્
ન મન્ માન્દમી બર્ દરે શહ્રયાર્
બેદાનેસ્ત ખુસ્રવ કે ઊ રાસ્ત ગોફ્ત
કસી રાસ્તીરા નબાયદ નેહોફ્ત

પછી શાહે હોકમ કીધો જેથી તેને ત્રીસ હઝાર દિરમ-આપ્યા કે તે ગમગીન નહીં થાય.

પેલો વાજબી બોલનારો કારીગર જાણી ગયો-કે "સમજુ માણુસો તેનાં કામમાં ખામી કાઢશે.

જો તે મેહલ બનાનવાનાં કામમાં ઉતાવળ કરશે-અને અગર તે તુટી પડશે તો પોતાની દાળ રોટલી ખોહી બેસશે."

એમ વિચારી જ્યારે રાત પડી ત્યારે તે કારીગર ગુમ થઇ ગયો-એવો ગુમ થયો કે ત્યાર પછી કોઇએ તેને જોયોજ નહીં.

જ્યારે ખુસરૂએ સાંભળ્યું કે ફર્ગાન નાસી ગયો-ત્યારે તે ફર્ગાનના નાસી જવાનો ગુસ્સો તે પેલા ખબર આપનાર શખ્સ ઉપરજ ખાલી કર્યો.

તે બોલ્યો કે "જ્યારે તેને કામની સમજ નહીં હતી-ત્યારે તે મારી નઝદીક શા માટે બાહેર પડયો?"

તેણે હોકમ કીધો કે "તેનું કામ તપાસો-અને સઘળા રૂમીઓને બંદીખાને લઇ જાઓ."

ફરી બોલ્યો કે "બીજા કારીગરો લાવો-ચૂનો, ઇંટ અને ભારી પત્થર પણ લાવો."

આથી બીજા કારીગરો શોધી કાઢયા પણ જેઓએ કે તે દીવાર જોઈ-તેઓ તે પાદશાહનો મુલક છોડી નાસી ગયા.

લાચાર થઈ પાદશાહે તેથી હાથ ઉઠાવ્યો-અને હવે તેણે અહવાઝ ૧૮૫
તરફ ધ્યાન લગાડયું.

કે કદાચ તે શેહરથી કોઇ કારીગર આવશે-અને આ કામ એમ અધુરૂં રહી જશે નહીં.

ત્રણ વર્ષ સુધી પેલા ઉસ્તાદને શોધવા લાગ્યો-પણ તે જોડી વગરના કારીગરનો કેથે પત્તો લાગ્યો નહીં.

તે કારીગરને ઘણોક યાદ કરવા લાગ્યા-તેવામાં ચોથે વર્ષે તે આવી લાગ્યો.

એક દબદબા ભરેલા હુશ્યાર મર્દે-તેની વધાઇ ખુસરૂને પહોંચાડી.

તેજ વખત પેલો રૂમી કારીગર શેતાબ આવી લાગ્યો-પાદશાહે તેને કહ્યું કે "ઓ ગુનેહગાર શખ્સ!

તું મને કહે કે આ કામમાં શું ખામી હતી-કે દરેક ભલાઇથી અને બેહેશ્તથી પણ દૂર થયો?"

રૂમીએ કહ્યું કે "અગરજો પાદશાહ-કોઈ વિશ્વાસુ માણસને મારી સાથ મોકલે,

તો મારાં કામનો હું દલીલવાર જવાબ આપીશ-અને મારા જવાબ પછી મને કોઇ તકસીરવાર નહીં ઠેરવશે."

પાદશાહે તેવો માણુસ મોકલ્યો અને પાદશાહના મેહલમાંથી તે નેકખાહ શખ્સ સાથે પેલો નામીચો કારીગર ગયો.

તે દાના રૂમીએ પેલી દોરી લીધી તેમજ પોતાની સાથે પેલા શખ્સને ૧૮૬
પણ લઈ ગયો.

તે ઈમારતની ઊંચાઈ અને પોહોળાઈ માપી-તો તે ઇમારત પેલી દોરી કરતાં સાત વામ ઓછી ઉતરી.

તે દોરી પાદશાહની નઝદીક પાછી લઈ ગયા અને જે માણુસ સાથે ગયો હતો તેણે સઘળી વ ત કહી.

રૂમી બોલ્યો કે "ઓ પાદશાહ! અગર આ ઇમારતનું કામ-જો હું આગળ વધાર્યો જતે,

તો નહીં આ દીવાર કે નહીં મેહરાબ કે નહીં ઈમારત ઉભાં રહેતે-તેમજ હું પણ પાદશાહી દરવાઝા ઉપર જીવતો રહી શકતે નહીં."

ખુસરૂએ જોયું કે તે વાજબીજ બોલ્યો હતો-સચ્ચાઇ કોઇએ પણ છુપાવવી નહીં જોઇએ.

રહા કરૂદ હરકસ બઝન્દાન બુદન્દ
બદઅન્દીશ અગર બીગઝન્દાન બુદન્દ
મરૂરા યકી બદરહૂ દીનારૂ દાદ
બઝેન્દાનેયાન ચીઝ બેસ્યારૂ દાદ
બદાન્ કારૂ શુદ રૂઝગારી દરાઝ
બકેર્દારે આન્ શાહુરા બુદ નેયાઝ
ચુ શુદ હફ્ત સાલ આમદ અયવાન બજાય
પસન્દીદએ ખુસ્રવે નીકુ રાય
૧૮૭ મરૂરા બસી આબ્ દાદો ઝમીન્
દેરમ દાદો દીનારો કરૂદ આફ્રીન
હમી કરૂદ હર કસ બઅયવાન નેગાહ
બનવરૂઝ રફૂતી બદાન જાયગાહ
કસી દર જહાન્ ઝખ્મે ચૂનાન નદીદ
ન અઝ નામવર કારૂ દાનાન શનીદ
યકી હલકહ ઝરૂરીન બદીન્ રીખ્તહ
અઝાન્ ચર્ખે કારૂ અન્દર આવીખ્તહ
ફેરૂ હેશ્તહ ઝ સુરૂખ ઝન્જીરે ઝરૂ
બહર મોહરહી દર નેશાન્દહ ગોહર
ચુ રફૂતી શહનશાહ બરે તખ્તે આજ
બેયાવીખ્તન્દી ઝે ઝન્જીર તાજ
બનવરૂઝ ચૂન બરૂ નેશસ્તી બતખ્ત
બનઝદીકે ઊ મૂબેદે નીકુ બખ્ત
ફેરૂ તરૂ ઝે મૂબેદ મેહાનરા બુદી
બુઝોર્ગાનો રૂઝી દેહાનરા બુદી
બઝીરે મેહાન્ જાએ બાઝારેયાન્
બેયારાસ્તન્દો હમહ કારેયાન્
ફેરૂમાયહ તરૂ જાએ દર્વીશ બૂદ
કુજા ખુર્દશ અઝ કૂશેશે ખીશ બૂદ
૧૮૮ ફેરૂ તરૂ બુરીદહ બસી દસ્તો પાય
બસી ગશ્તહ અફ્ગન્દહ બરૂ દર સરાય
અઝ અયવાન્ અઝાન્ પસ ખોરૂશ આમદી
કઝ આવાઝ દેલહા બજૂશ આમદી
કે અય ઝીરૂદસ્તાને શાહે જેહાન્
મબાશીદ તીરહ દેલો બદ નેહાન્
હરાન્ કસ કે ઊ સૂએ બાલા નેગાહ
કુનદ ગર્દદ અન્દીશએ ઊ તબાહ
ઝે તખ્તે કયાન્ દૂર તરૂ બેન્ગરીદ
હરાન્ કસ કે કેહતરૂ બુવદ બેશ્મરીદ
વઝાન પસ ગુનહગારૂ ગરૂ બી ગુનાહ
નમાન્દી કસી નીઝ દર બન્દે શાહ
બઝેન્દાનેયાન જામહ દાદી બનીઝ
સરાપાયો દીનારો હરગૂનહ ચીઝ
હરાન કસ કે દર્વીશ બૂદી બશહર
કે ઊરા નબૂદી બનવરૂઝ બહર
બદરગાહે અયવાનશ બેન્શાન્દી
દેરમહાએ ગન્જી બરૂ અફ્શાન્દી
પુર અઝ બીમ બૂદી ગુનહગારૂ અઝૂય
શુદી મરદુમે ખોફૂતહ બીદારૂ અઝૂય
૧૮૯ મનાદીગરી દીગરૂ અન્દરૂ સરાય
બેરફૂતી ગહે બાઝ ગશ્તન બજાય

હવે જે કોઇ નિર્દોષ કે દોષિત બંદીખાનામાં હતા તેઓને છોડી મૂકયા.

પેલા કારીગરને એક થેલી દીનારની આપી—અને તે કયદીઓને પણ પુષ્કળ ચીઝો આપી.

તે મેહલ બાંધવાનાં કામ ઉપર લામ્બો વખત નીકળી ગયો-તે કામ પુરૂં કરવાની પાદશાહને ઘણી અગત્ય હતી.

જ્યારે સાત વર્ષ થયાં ત્યારે તે મેહલ તૈયાર થયો—અને નેક વિચારના ખુસરૂને તે પસંદ પડયો.

પેલા કારીગરને ઘણીક આબરૂ ઈઝઝત અને જાગીર બક્ષેશ આપી—તેમજ દિરમ અને દીનાર આપ્યા અને તેની ઘણીક વખાણ ગાઇ.

દરેક જણ તે મેહલ ઉપરજ નઝર કરતું હતું-પાદશાહ નવરોઝના હંગામ ઉપર તેજ જગ્યાએ જતો હતો.

કોઇએ દુન્યાંમાં એવું બાંધકામ જોયું હતું નહીં-તેમજ નામીચા અનુભવીઓથી સાંભળ્યું પણ નહીં હતું.

તે ઈમારતની મેહરાબમાં એક સોનેરી કડું લટકાવ્યું હતું.

તે કડાંમાં રાતા રંગની સોનેરી ઝંજીર લટકાવેલી હતી—જે ઝંજીરના દરેક સાંધામાં ગોહરો જડયાં હતાં.

જ્યારે શેહનશાહ હાથીદાંતનાં તખ્ત ઉપર બેસતો—ત્યારે પેલી સાંકળમાં તાજ લટકાવવામાં આવતું હતું.

નવરોઝને દિવસે જ્યારે તે તખ્ત ઉપર બેસતો—ત્યારે તેની નઝદીક તેના નેકબખ્ત વઝીરની બેઠક હતી

વઝીરથી ઉતરતા સરદારો, બુઝોર્ગો અને અમલદારો બેસ્તા હતા.

સરદારોની હેઠળ વેપારીઓ અને તેઓ કરતાં નીચે કારીગરો માટે બેઠકો તૈયાર કરી હતી.

તેઓથી નીચે ગરીબો તેમજ જેઓ રળીકમાઈ ખાતા હતા તેઓ માટે બેઠકો હતી.

છેક નીચે હાથ પગ વગરનાઓને બેસાડવામાં આવતા હતા—મેહલના દરવાઝા ઉપર એવા ઘણાકો પડેલા હતા.

સઘળા બેઠા પછી તે દરબારમાં મનાદી પીટાતી—જે સાંભળવાથી સઘળાંનાં દિલ જોશમાં આવતાં હતાં,

કે "ઓ દેશના પાદશાહની રૈયતના લોકો!-તમો સીઆહ દિલના અને બૂરા વિચારના ના બનતા.

જે કોઈ કે પોતાના કરતાં ઊંચા દરજ્જા તરફ જવાનો વિચાર—કરશે તેનો તે વિચાર ઝરૂર ઝમીનદોસ્ત થશે.

જેઓ કે નાની પદવીના હોય તેઓ યાદ રાખજો—અને પાદશાહોનાં તખ્તથી પોતાની નઝર વધારે દૂર રાખજો!"

ત્યાર પછી શું ગુનેહગાર કે શું બેગુનાહ-કોઇબી કયદખાનામાં લામ્બો વખત સબડતું હતું નહીં.

કયદીઓને પણ પોશાક-સરપાવ, દીનાર અને દરેક ચીઝો આપવામાં આવતી હતી.

શેહરમાં જે કોઈ કે ગરીબ લોકો વસતા હતા-કે જેઓ નવરોઝની ખુશહાલીમાં ભાગ નહીં લઇ શકતા હતા,

તેઓને તે મેહલની દરબારમાં બેસાડતો-અને તેઓને પોતાના ખઝાનામાંના દિરમો આપતો હતો

તેનાથી ગુનેહગારો ધાસ્તી ભરેલા રહેતા—અને ગાફેલ શખ્સો તેનાથી જાગૃત બનતા હતા.

એક બીજો દાંડી પીટનારો સઘળાઓના પાછા ફરવાની વખતે તે મકાનમાં ફરતો જઇ પોકારતો,

કે અય નામવર્ પુર્ ગોહર્ સર્કશાન્
ચે બારી ચે ખૂઈદ્ ચન્દી નશાન્
બકાર્ અન્દર્ અન્દીશહ્ બાયદ્ નુખોસ્ત
બદાન્ તા શવીદ્ ઈમનો તન્દુરોસ્ત
સેગાલીદ્ હર્ કારો ઝાન્ પસ કનીદ્
હેલે મર્દુમે કમ સખુન મશ્કનીદ્
બેયન્દાખ્ત બાયદ્ પસ આન્ગહ્ ખુરીદ્
સુખુન્હાએ દાનન્દહ્ બાયદ્ શનીદ્
બેબીનીદ્ તા અઝ શુમા ઝીર્ કીસ્ત
કે બર્ જાને બદ્ બખ્ત બાયદ્ ગેરીસ્ત
હરાન્ કસ કે ઊ રાહ્ દારદ્ નેગાહ્
બેખોસ્પદ્ બરે ગાહ્ ઈમન્ ઝે શાહ્
દેગર્ હર્ કે યાઝદ્ બચીઝે કસાન્
ખુરદ્ ખેશ્મે મા સૂએ આન્ કસ રસાન્

કે "ઓ નામવર ખાનદાની સરદારો!-મોટાઈને માટે એટલી બધી અભિલાષા ના કરો.

એક કામ કરવા આગમચ પહેલાં તેનો વિચાર કરવો જોઇએ-કે જેથી તમો નચિન્ત અને સુખી થઇ શકશો.

પહેલાં દરેક કામનો વિચાર કરજો અને પછી તે કામ કરજો-થોડું બોલનારા શખ્સનું દિલ દુઃખવતા ના.

પહેલાં વાવણી કરજો અને ત્યાર પછીજ કાપણી કરજો-અકલમંદોની વાતો ધ્યાનથી સાંભળજો.

તમો ધ્યાન પુગાડજો કે તમારીથી ઉતરતો શખ્સ કોણ છે?-કારણકે તે બદબખ્તનાં જાન ઉપર અફસોસ કરવો જોઇએ.

જે કોઈ કે પોતાની રાહ રસમને સંભાળી રાખશે-તે પાદશાહથી નચિન્તે સૂઈ શકશે.

જે કોઈ કે પારકાની ચીઝ ઉપર હાથ લમ્બાવશે-તે શખ્સ તરફ અમારો ગુસ્સો પહોંચી શકશે."

---

## ગોફ્તાર્ દર્ શાનો બુઝોર્ગીએ ખુસ્રવ્ પર્વીઝ્.

——:o:——

કુનૂન અઝ બુઝોર્ગીએ ખુસ્રવ સોખન્
બેગૂયમ કુનમ તાઝહ્ રૂઝે કોહન
બદાનસાન્ બુઝોર્ગી કસ અન્દર્ જેહાન્
નદારદ્ બયાદ્ અઝ કેહાનો મેહાન્
હરાન્ કસ કે ઊ દફ્તરે શાહ્ ખાન્દ્
ઝે ગીતીશ દામન્ બેબાયદ્ ફેશાન્દ્
સઝદ્ ગર્ બેગૂયમ યકી દાસ્તાન્
કે બાશદ્ ખેરદ્મન્દ્ હમદાસ્તાન્
મબાદા કે ગુસ્તાખ બાશી બદહ્ર
કે અઝ પાયઝહ્રશ ફેઝૂનસ્ત ઝહ્ર
મબાફ્ ઈચ્ બા આઝો બા કીનહ્ દસ્ત
બમન્જેલ મકુન જાયગાહે નેશસ્ત
સરાએ સેપન્જસ્ત બર્ રાહ્રવ્
તો ગર્દી કોહન્ દીગર્ આયન્દ્ નવ્
યકી અન્દર્ આયદ્ દેગર્ બુગ્ઝરદ્
ઝમાની બમન્ઝેલ ચમદ્ યા ચરદ્
ચુ બર્ખીઝદ્ આવાઝે તબ્લે રહીલ
બખાક્ અન્દર્ આયદ્ સરે શીરો પીલ
ઝે પર્વીઝ્ ચૂન્ દાસ્તાને શેગેફ્ત
ઝે મન્ બેશનવી યાદ્ બાયદ્ ગેરેફ્ત
કે ચન્દાન્ સરફ્રાઝીઓ દસ્તગાહ્
બુઝોર્ગીઓ અવરન્દો ફર્રો કોલાહ્
કઝાન્ બીશતર્ નશ્નવી દર્ જહાન્
અગર્ ચન્દ્ પુર્સી ઝે કાર્આગહાન્
ઝે તૂરાનો અઝ હેન્દો અઝ ચીનો રૂમ
ઝે હર્ કેશ્વરી કાન્ બુદ્ આબાદ્ બૂમ-
હમી બાજ્ બોર્દન્દ્ નઝદીકે શાહ્
બરખ્શન્દહ્ રૂઝો શબાને સેયાહ્

## ખુસરૂ પર્વીઝના દબદબા અને મોટાઇની બાબતમાં.

——:o:——

હવે હું ખુસરૂની મોટાઈ માટેની વાત-લખું છું અને આગળા વખતને પાછો તાઝો કરૂં છું.

તેના જેવી મોટાઈની યાદ જેહાનમાં શું નાના કે મોટા કોઇ ધરાવતું નથી.

જે કોઇએ કે પાદશાહી તવારીખો વાંચી હોય-તેણે દુન્યાથી હાથ ૧૫૦
ઉઠાવવો જોઇએ.

હું એક દાસ્તાન કહું છું કે જો અકલમંદો એ બાબત ઉપર એકમત થશે તો તે વાજબીજ કહેવાશે.

એવું કદી ના બનતું કે તું આ દુન્યા ઉપર મગરૂર બને-કારણકે તેનાં ઝેહરના ઉતાર કરતાં તો ઝેહર વધારેજ હોય છે.

માટે તું લોભ અને કીના તરફ બિલ્કુલ હાથ ના લમ્બાવ-આ થોડોક વખત આસાયેશ લેવાની જગ્યા ઉપર તારૂં હમેશનું રહેઠાણ ના બનાવ.

આ દુન્યા ગોયા મુસાફરોને માટે ત્રણપાંચ દિવસ ઉતરવાની જગ્યા છે-તું જૂનો થશે કે તારી જગ્યાએ બીજો નવો આવશે.

એક તેમાં દાખેલ થાય છે અને બીજો ચાલી જાય છે-થોડોક વખત આ ઉતારાની જગ્યામાં ફરીહરી લે છે.

જ્યારે કુચ કરવાનાં નગારાંનો આવાઝ નીકળે છે-ત્યારે સિંહ અને હાથીનાં સર પણ ખાકમાંજ પડે છે.

જ્યારે તું મારેથી ખુસરૂ પર્વીઝની આ અજાયબ હકીકતો સાંભળે ત્યારે તે યાદ રાખજે.

કે જેની આટલી બધી મોટાઈ, કૌવત-બુઝોર્ગી, તખ્તો તાજ અને દબદબો,

કે જેહાનમાં જેનાથી ઝેયાદા હોવા માટે જો તું અનુભવી શખ્સોને ગમે એટલું પૂછશે, તો પણ તું કાંઇ સાંભળશે નહીં.

તુરાન, હિંદુસ્તાન, ચીન અને રૂમના મુલકમાંથી-તેમજ બીજા દરેક ૧૫૧
આબાદ થયલા મુલકોમાંથી,

શું રોશન રોઝને વખતે કે શું સીઆહ રાતને વખતે-પાદશાહ ખુસરૂની નઝદીક મેહસૂલ લઇ જવામાં આવતી હતી.

ઘોલામો પરસ્તન્દહ અઝ હરૂ દરી
ઝે દુરૂરો ઝે યાકૂતો હરૂ ગઉહરી
ઝે દીનારો ગન્જશ કશાનહ નબૂદ
ચુનૂ ખુસ્રવ અન્દરૂ ઝમાનહ નબૂદ
ઝે શાહીનો અઝ બાઝો પરૂરાન્ ઓકાબ્
ઝે શીરો પલન્ગો નહન્ગ્ અન્દરૂ આબ્
હમહ બરૂ ગુઝીદન્દ ફરમાને ઊય
ચુ ખુરૂશીદ રઉશન્ શુદી જાને ઊય
નુખોસ્તીન્ કે બેન્હાદ ગન્જે અરૂસ
ઝે ચીનો ઝે બુલધારો અઝ રૂમો રૂસ
દેગરૂ ગન્જ પુરૂ દુરૂરે ખૂશાબ્ બૂદ
કે બાલાશ. ચરૂ તીરૂ પર્તાબ્ બૂદ
કે ખઝરા નેહાદન્દ નામશ રહાન્
હમાન્ તાઝેયાન્ નામવરૂ બેખ્રદાન્
દેગરૂ ગન્જ કશ બારૂ બૂદીશ નામ
ચુનાન્ કસ નદીદસ્ત અઝ ખાસો આમ
૧૯૨ દેગરૂ આન્ કે બુદ શાહવરૂદે બુઝોરૂગ્
કે ગુયન્દ રામેશગરાને સુતોરૂગ્
દેગરૂ ગન્ઝે બાદ આવરશ ખાન્દન્દ
શુમારશ ગેરેફતન્દો દરૂ માન્દન્દ
દેગરૂ આન્ કે નામશ હમી બેશ્નવી
કે ખાની વરા દીબએ ખુસ્રવી
દેગરૂ નામવરૂ ગન્જે અફ્રાસેયાબ્
કે કસરા નબૂદ આન્ બખુશકીઓ આબ્
દેગરૂ ગન્જ કશ ખાન્દી સૂખ્તહ
કઝાન્ ગન્જ બુદ કેશ્વરૂ અફૂખ્તહ
ઝે રામેશ્ગરાન્ સરૂગશો બારૂબદ
કે હરૂગેઝ નગશ્તીશ બાઝારૂ બદ
બમુશ્કૂએ ઝરૂરીન્ દહો દો હઝારૂ
કનીઝકૂ બકેર્દારે ખુરૂરમ બહારૂ
દેગરૂ પીલે જન્ગી હઝારો દોવીસ્ત
કે ગોફ્તી અઝાન્ દરૂ ઝમીન્ જાય નીસ્ત
દેગરૂ અસ્પે જન્ગી ચેહેલો શશ હઝારૂ
કે બૂદન્દ બરૂ આખુરે શહ્રૂયારૂ
દેગરૂ દહ હઝારૂ ઉશ્તુરે સુરૂખ મૂય
કે કસરા નબુદ આન્ ઝમાન્ ચરૂ ચુનૂય
૧૯૩ દહો દો હઝારૂ ઉશ્તુરે બારૂકશ
અમારી કશો ગામઝન્ રાસ્તો શશ
કે હરૂગેઝ કસ અન્દરૂ જહાન્ આન્ નદીદ
ન અઝ પીરૂસરૂ કારૂદાના શનીદ
સવારાને જન્ગી હઝારાન્ હઝારૂ
ઝે તુર્કાનો રૂમીઓ ચીની સવારૂ
દેગરૂ અસ્પે શબ્દીઝ કઝ તાખ્તન્
નમાન્દી બહન્ગામે કીન્ આખ્તન્
ચુ શીરીન્ બુદ અન્દરૂ શબેસ્તાને ઊય
કે રઉશન્ બુદી ઝૂ ગુલેસ્તાને ઊય
ચુનૂઈ બદસ્તે ચકી પીશકારૂ
તબહ શુદ તો તીમારે બીશી મદારૂ
તો બી રન્જ અઝ કારૂહા બરૂ ગુઝીન્
ચુ ખાહી કે યાબી બદાદ આફરીન્

હરેક જાતના ગોલામો અને નોકરો—તેમજ મોતી, યાકૂત અને જાત-જાતનાં ગોહરો લઇ જતા હતા.

તેના દીનારનો અને ખઝાનાનો છેડોજ નહીં હતો—આવો પાદશાહ તે ઝમાનામાં બીજો કોઇજ નહીં હતો.

શકરા, બાઝ અને ઉડનારાં ઓકાબ પક્ષીઓ-સિંહ, ચિત્તા અને પાણીમાં રહેનારાં મગરમચ્છમાંનાં,

સઘળાંઓ તેનો હુકમ બજા લાવતાં હતાં-જેથી તેનો જીવ ખુરશીદની માફક રોશન થતો હતો.

પહેલો ખઝાનો જે તેણે ચીન, બગદાદ, રૂમ અને રૂસના મુલકથી મેળવ્યો હતો, તેનું નામ "ગંજે અરૂસ" રાખ્યું.

બીજો ખઝાનો કીમતી મોતીઓનો હતો-કે જેની લમ્બાઈ એક તીરના ટપ્પા જેટલી હતી.

સરદારો તેમજ નામવર અકલમંદ અરબોએ તેનું નામ "ખઝરા" રાખ્યું હતું.

બીજો એક ખઝાનો હતો કે જેનું નામ "બાર" હતું-તેના જેવો ખઝાનો કોઈ નાના કે મોટાએ જોયો હતો નહીં

બીજો ખઝાનો જેને મોટા ગવૈયાઓ "શાદવર્દે બુઝોર્ગ" કહેતા હતા તે હતો.

બીજો ખઝાનો જેને "ગંજે બાદ આવર" કહેતા હતા તે હતો-એ ખઝાનાની ગણત્રી કરવા માંડી પણ તેઓ કરી શકયા નહીં.

બીજો ખઝાનો કે જેનું નામ "દીબએ ખુસ્રવી" હતું તે હતો.

બીજો નામીચો ખઝાનો "ગંજે અફ્રાસિયાબ" હતો-કે જેના જેવો ઝમીન ઉપર કે પાણીમાં કોઇ પાસે નહીં હતો.

બીજો ખઝાનો જેને "સૂખ્તહ" કહેતા હતા-કે જે ખઝાનાથી તેનો મુલક આબાદ રહેતો હતો.

ગવૈયાઓમાંથી સર્ગશ અને બારબુદ જેવાઓ હતા-કે જેઓથી તેની ખુશહાલીનું બાઝાર કદીબી ખરાબ થતું હતું નહીં.

તેના ઝનાનખાનામાં ખુશનુમા બહારની મોસમ જેવી બાર હઝાર બાંદીઓ હતી

વળી બારસો લડાયક હાથીઓ હતા—તું કહે ગોયા તેઓથી ઝમીન ઉપર જગ્યા બાકીજ નહીં રહી હતી.

વળી છેતાળીશ હઝાર લડાઇને લાયકના ઘોડાઓ—પાદશાહના તબી-લામાં રહેતા હતા.

બીજાં દશ હઝાર રાતા બાલવાળાં ઊંટો હતાં-કે જેના જેવું એક પણ ઊંટ તે વખતે કોઇ પાસે હતું નહીં.

બીજાં બાર હઝાર ભારબરદારી ઊંટો હતાં-તેમજ અમારી ખેંચ-નારા અને કાસેદ લઇ જનારાં છારોટ ઊંટ હતાં.

આવું કદીબી કોઇએ દુન્યામાં જોયું નહીં હતું-તેમજ કોઈ બુઢ્ઢા અનુભવીઓથી સાંભળ્યું પણ નહી હતું.

તુર્કી, રૂમી અને ચીની સવારોમાંના હઝારો હઝાર સવારો હતા.

વળી તેનો "શબ્દીઝ" નામનો ઘોડો હતો જે લડાઈ વખતે કદીબી થાકતો નહીં હતો.

વળી શીરીન જેવી તેના ઝનાનખાનામાં સ્ત્રી હતી-કે જેણીથી તેનો બાગ રોશન રહેતો હતો.

આવો જાહોજલાલી ભર્યો પાદશાહ પણ શેવટે એક પોતાના ખિદ-મતગારને હાથ-માર્યો ગયો માટે તું મોટાઇ મેળવવાના ફાંફાં ના માર.

જો તું વાજબી રીતની નામના મેળવવા માગતો હોય-તો એ સઘળી ખટપટથી નચિન્તાઈ અખ્તયાર કર.

કે નીકો બદ્ અન્દરૂ જહાન્ બુગ્ઝરદ્
ઝમાનહ્ દમે બા દમી બેશ્મરદ્
અગરૂ તખ્ત યાબી અગરૂ તાજો ગન્જ
વગરૂ ચન્દ્ પૂયન્દહ્ બાશી બરન્જ
સરન્જામ જાએ તો ખાકસ્તો ખેશ્ત
જોઝ અઝ્ તોખ્મે નીકી નબાયદ્ કેશ્ત
ઝે પર્વીઝત અન્દાઝહ્ બાયદ્ ગેરેફ્ત
ચુ દફ્તરૂ બેખાની બેમાની શેગેફ્ત

કારણકે આ દુન્યાગમાં તો સારૂં અને માઠું સઘળું પસાર થઇ જાય છે-અને ઝમાનો આપણી પળેપળની ગણત્રી કરે છે.

અગર તું તખ્ત મેળવે કે અગર તાજ અને ખઝાનો મેળવે-અથવા તો તું ગમે એટલીબી મેહનત કરનારો બને,

તો પણ શેવટે તો ખાક અને ઇંટજ તારી જગ્યા થવાની-માટે નેકી સિવાય બીજું કાંઇ પણ વાવવું નહીં જોઇયે.

તારે પર્વીઝની હાલત ઉપરથીજ અંદાઝો પકડવો જોઇયે-તું તવા- ૧૫૪
રીખનું દફ્તર વાંચશે ત્યારે અજબ થશે.

## બર્ગશતને ખુસવ્ અઝ્ દાદ્ વ બર્ગશતને સરાન્ અઝૂ વ ખાન્દને ગોરાઝ્ કયસરે રૂમ્રા.

બદાન્ નામવરૂ તખ્તો જાએ મેહી
બુઝોર્ગીઓ દીહીમો શાહન્શેહી
જહાન્દારૂ હમ્દાસ્તાની નકરદ્
ઝે ઈરાનો તૂરાન્ બરૂ આવરદ્ ગરદ્
ચુનાન્ દાદ્ગરૂ શાહ્ બીદાદ્ ગશ્ત
ઝે બીદાદીએ કેહ્તરાન્ શાદ્ ગશ્ત
ઝે હરૂ કસ હમી ખાસ્તહ્ બેસ્તદી
હમી ઈન્ બરાન્ આન્ બરીન્ બરૂ ઝદી
બનફ્રીન્ શુદ્ આન્ આફ્રીનહાએ પીશ
કે ચૂન ગોર્ગે બીદાદ્ગરૂ ગશ્ત્ મીશ
બેયારાસ્ત બરૂ ખીશતન્ રન્જે નવ
નકરદ્ આરૂઝૂ જોઝ હમહ્ ગન્જે નવ
ચુ બી નાનો બી આઓ બી તન્ શુદન્દ્
અઝ્ ઈરાન્ સૂએ શહ્રે દુશ્મન્ શુદન્દ્
હરાન્ કસ કઝીન્ અખ્તરી યાફ્ત બહ્રૂ
હમી રફ્ત નાકામ બીરૂન્ ઝે શહ્રૂ
યકી બી હોનરૂ બૂદ્ નામશ ગોરાઝ
કઝૂ યાફ્તી શાહ્ આરામો નાઝ
કે બૂદી હમીશહ્ નેગહ્બાને રૂમ
યકી દીવસરૂ બૂદો બીદાદો શૂમ
ચુ શુદ્ શાહે બા દાદ્ બીદાદ્ગરૂ
અઝ્ ઇરાન્ નુખોસ્ત ઊ બેપીચીદ્ સરૂ
દેગરૂ ઝાદ્ફરૂરોખ કે નામી બૂદી
બનઝદીકે ખુસ્રવ ગેરામી બૂદી
નેયારસ્ત રફ્તન્ કસી નઝદે શાહ્
મગરૂ ઝાદ્ફરૂરોખ બુદી બારૂ ખાહ્
શહન્શાહ્રા ચૂન બરૂ આમદ્ ઝફીઝ
દેલે ઝાદ્ફરૂરોખ તબહ્ ગશ્ત નીઝ
બેયામદ્ ફરોખઝાદ્ આઝરૂ મકાન્
દેઝમ્ રૂય બા ઝીરૂદસ્તાન્ ઝકાન્
યકી શ્રત બા સાલ્ ખુર્દહ્ ગોરાઝ
ઝે કેશ્વરૂ બકેશ્વરૂ બેપયવસ્ત રાઝ

## ખુસરૂનું ઇન્સાફથી પાછું ફરવું અને સરદારોનું તેનાથી ફરી બેસવું અને ગોરાઝે કયસરે રૂમને બોલાવી મંગાવવો.

આવાં નામાંકિત તખ્ત, મોટાઇવાળી જગ્યા, બુઝોર્ગી અને શેહન્શાહી તાજ ઉપર,

તે પાદશાહ રાઝી નહીં થયો-અને તેણે ઈરાન અને તુરાનની ધૂળ-ધાંણી કરી નાખી.

આવો એક ઈન્સાફી પાદશાહ ઝુલ્મગાર બન્યો-અને રૈયત ઉપર ઝુલ્મ ગુઝારવાથી તે ખુશી થવા લાગ્યો.

તે રૈયતનો માલ લૂટવા લાગ્યો-તેને એની સાથે અને એને તેની સાથે અથડાવા લાગ્યો.

તેની સઘળી આગળી વખાણો લઅનતમાં ફેરવાઇ ગઈ-કારણકે એક ગરીબ મેઢું ઝુલ્મગાર વરૂ માફકનું બની ગયું.

તેણે પોતાને માથે નવી નવી રંજ ઉઠાવી-અને સઘળો નવો ખઝાનો ભરવા સિવાય બીજી કશી ખાહેશ કીધી નહીં.

જ્યારે લોકો અનપાણી વગરનાં તેમજ દૂબળાં બની ગયાં-ત્યારે તેઓ ઇરાનમાંથી દુશ્મનના શેહર તરફ જવા લાગ્યાં.

જેઓ ઉપર કે આવી ખાનાખરાબી પડતી હતી-તેઓ પોતાની મરજી વિરૂધ શેહર છોડી જતા હતા.

એક નાલાયક "ગોરાઝ" નામનો શખ્સ હતો-જેનાથી પાદશાહ ખુશહાલ રહેતો હતો.

કે જે હમેશે રૂમની સરહદનો નેગેહબાન હતો-જે એક બૂરી ખસ્લ- ૧૫૫
તનો, ઝુલ્મગાર અને નેહેસ્ત હતો.

જ્યારે તે ઈન્સાફી પાદશાહ ઝુલ્મગાર બન્યો-ત્યારે ઇરાનમાંથી પહેલું સર તેણે ફેરવ્યું.

બાજો ફરરોખઝાદ કે જે નામદાર હતો-અને જે ખુસરૂનો ઘણો વહાલો હતો.

ફરરોખઝાદના દાખેલ કર્યા સિવાય-કોઈ પાદશાહની નઝદીક જઇ શકતું હતું નહીં.

શેહનશાહનો જ્યારે વખત ભરાઈ ગયો-ત્યારે ફરરોખઝાદનું દિલ પણ ખરાબ બન્યું.

ફરરોખઝાદ આઝર મકાનમાં આવ્યો-પોતાના હાથ હેઠળનાઓ આગળ બડબડવા લાગ્યો.

તે બુઢ્ઢા ગોરાઝ સાથ મળી ગયો-અને દેશોદેશ પોતાનાં કાવતરાંની વાતો છૂપી રીતે ફેલવા લાગ્યો.

ગોરાઝે સેપહબુદ યકી નામહ કરૂદ
બકયસરૂ વરા નીઝ બદ્‌કામહ કરૂદ
બદૂ ગોફ્‌ત બરૂખીઝો ઈરાન્ બગીરૂ
નુખોસ્તીન્ મન્ આયમ્ તોરા દસ્તગીરૂ
ચુ આન્ નામહ બરૂ ખાન્દ કયસરૂ સેપાહ
ફરાઝ્ આવરીદ અઝ પયે રઝમગાહ
૧૯૬ બેઝદ કૂસે ફઇનો ફ઼ઝી બેદાદ
બેશુદ તા સરે મર્ઝે ઈરાન્ ચુ બાદ

સરદાર ગોરાઝે એક નામુ કયસર ઉપર લખ્યું અને તેને પણ બદ વિચારનો બનાવ્યો.

તેની ઉપર લખ્યું કે "તું ઉઠ અને ઇરાન હાથ કર-હું તને પહેલો મદદ કરીશ"

જ્યારે કયસરે તે નામુ વાંચ્યું ત્યારે તેણે લડાઇને માટે લશ્કર ભેગું કીધું.

પિત્તલનું નગારૂં ઠોકયું અને લશ્કરને પગાર આપ્યો-તે પવનની ઝડપે ઈરાનની સરહદ સૂધી આવી પહોંચ્યો.

## બાઝ્ ગશ્તને કયસરૂ બચારહ્‌ગરીએ ખુસ્રવ્ વ રહા કર્દને સરાન્ શીરૂયહ્‌રા અઝૂ બન્દ.

ચુ આગાહ શુદ ઝાન્ સખુન શહરૂયારૂ
હમી દાશ્ત આન્ કારે દુશ્વારૂ ખારૂ
બેદાનેસ્ત કાન્ હસ્ત કારે ગોરાઝ
કે ગોફ્‌તહસ્ત બા કયસરે રઝમ સાઝ
હમી ખાન્દશ શાહો ઊ ચારહ જુસ્ત
હમી દાશ્ત આન્ નામએ શાહ સુસ્ત
ઝે પર્વીઝ્ તર્સાન્ બુદ આન્ બદ્‌નશાન્
ઝે દરૂગાહે ઊ હમ ઝે ગર્દનકશાન્
શહન્‌શાહ બેન્શસ્ત બા મેહતરાન્
હરાન્ કસ કે બૂદન્દ અઝ ઈરાન્ સરાન્
બઅન્દીશએ પાક દેલરા બેશોસ્ત
ફેરાવાન્ ઝે હરૂ ગૂનએ ચારહ જોસ્ત
ચુ અન્દીશએ રઉશન્ આમદ ફરાઝ
યકી નામહ બેન્વેશ્ત સૂએ ગરાઝ
કે અઝ તૂ પસન્દીદમ ઈન્ કારૂ કરૂદ
સેતૂદમ તોરા પાશે મર્દાને મરૂદ
ઝે કેર્દારૂહા બરૂ ફેઝૂદી ફેરીબ
સરે કયસરૂ આવર્દી અન્દરૂ નેશીબ
૧૯૭ ચુ ઇન્ નામહ આરન્દ નઝદીકે તૂ
પુરૂ અન્દીશહ કુન્ રાય બારીકે તૂ
બદાન્ કૂશ તા કયસરે નામદારૂ
કુનદ બરૂ સુએ મઝે ઈરાન્ ગુઝારૂ
હમી બાશ તા મન્ બેજુમ્બમ ઝે જાય
તો બા લશ્કરે ખીશ બુગ્ઝારૂ પાય
ચુ ઝીન રૂયો ઝાન્ રૂય બાશદ સેપાહ
શવદ દરૂ મેયાન્ રાએ કયસરૂ તબાહ
બઈરાન્ વરા દસ્તગીરૂ આવરીમ
હમહ રૂમેયાન્‌રા અસીરૂ આવરીમ
ઝે દરગાહ યકુ ચારહગરૂ બરૂ ગઝીદ
સખુનગૂયો દાના ચુનાન્ ચૂન્ સઝીદ
બદૂ ગોફ્‌ત કીન્ નામહ અન્દરૂ નેહાન્
હમી બરૂ બકેર્દારે કારૂઆગેહાન્

## ખુસરૂની તાલમલથી કયસરનું પાછું ફરવું અને સરદારોએ શીરૂયને બંદમાંથી છૂટો કરવો.

જ્યારે આ વાતથી પાદશાહ વાકેફ થયો-ત્યારે તે આવાં મુશ્કેલ કામને તુચ્છ સમજવા લાગ્યો.

તે સમજી ગયો કે એ કામ ગોરાઝનું છે-કે જેણે લડાયક કયસરને ઉશ્કેર્યો છે.

પાદશાહે ગોરાઝને તેડાવ્યો પણ તેણે બહાનું શોધવા માંડયું-પાદશાહનાં તે નામાની કશી પરવા કીધી નહીં.

તે બદ બુન્યાદ શખ્સ પર્વીઝથી, તેની દરગાહથી તેમજ તેના પેહલવાનોથી બીતો હતો.

શેહનશાહ ખુસરૂ ઈરાનના બુઝર્ગો અને સરદારો સાથ મસ્લહત કરવા બેઠો.

તેણે ભલા વિચારોથી દિલને ધોઇ કાઢયું-અને દરેક રીતના પુષ્કળ કાવાદાવા શોધવા લાગ્યો.

જ્યારે તેને એક સરસ વિચાર જણાયો-ત્યારે તેણે ગોરાઝ ઉપર એક નામુ લખ્યું,

કે "તારૂં આ કામ મને પસંદ પડયું છે અને મર્દોને મર્દો આગળ તારી વખાણ કીધી છે.

તારાં કામોમાં તેં મકર ફરેબ વધારીને-કયસરની ઝિંદગીને જોખમમાં નાખી છે.

જ્યારે આ નામુ તારી નઝદીક લાવે-ત્યારે તારી સારી સમજને વિચારવંત બનાવજે.

તું એવીજ કોશેશ કરતો રહેજે કે તેથી નામદાર કયસર-ઇરાનના મુલક તરફ પસાર થાય.

હું આવી પુગું ત્યાં સૂધી તું ખોટી રહેજે-અને ત્યાર બાદ તું પોતાનાં લશ્કર સાથ આગળ વધજે.

જયારે આ તરફથી તેમજ પેલી તરફથી લશ્કર તૈયાર થશે-ત્યારેજ તે લશ્કરોની વચ્ચે કયસરનું ગમે એવું ડહાપણ નાશ પામશે.

આપણે તેના હાથ બાંધીને ઇરાનમાં લઈ આવીશું તેમજ તમામ રૂમીઓને પણ કયદ કરીશું."

પછી તેણે પોતાની દરગાહમાંથી જેવો જોઇયે તેવો એક સુભાષિત બોલનારો, ડહાપણવાળો અને યુક્તિબાજ શખ્સ શોધી કાઢયો.

તેને કહ્યું કે "તું આ નામુ જાસૂસોની માફક છૂપી રીતે લઈ જા.

ચુનાન્ કુન્ કે બીનહૂત રૂમી કસી
બરહુ બરૂ સખુન્ પુર્સદ અઝ તૂ બસી
બેગીરદ તોરા નઝદે કયસરૂ બરદ
વરત નઝદે સાલારે લશ્કરૂ બરદ
બેપુર્સદ તોરા કઝ કુજાઈ બેગૂય
બેગૂયશ કે મન્ કેહુતરે ચારહુ જૂય
બેપયમૂદમ ઇન્ રન્જે રાહે દરાઝ
યકી નામહુ દારમ બસૂએ ગરાઝ
તો ઇન્ નામહુ બરૂ બન્દ બરૂ દસ્તે રાસ્ત
ગરૂ અયદૂન્ કે બેસ્તાનદ અઝ તૂ રવાસ્ત
બેરૂન્ આમદ અઝ પીશે ખુસ્રવ નવન્દ
બબાઝૂ મરાન્ નામહુરા કરૂદ બન્દ
બેયામદ ચુ નઝદીકે કયસરૂ રસીદ
યકી કારૂજૂયશ બરહુ બરૂ બેદીદ
સુએ કયસરશ બોરૂદ સરૂ પુરૂ ઝે ગરૂદ
દો રૌખ ઝર્દો લબ્હા શુદહુ લાજવરૂદ
બદૂ ગોફૂત કયસરૂ કે ખુસ્રવ કુજાસ્ત
બેબાયદત ગોફૂતન બમન્ રાહુ રાસ્ત
અઝ ખીરહુ શુદ કેહુતરે ચારહુ જૂય
ઝે બીમશ બપાસોખ દેઝમ કરૂદ રૂય
બેજૂઇદ ગોફૂત ઇન્ બલાજૂયરા
બદ અન્દીશો બદ કામો બદ રૂયરા
બેજુસ્તન્દો આન્ નામહુ અઝ દસ્તે ઊય
કુશાદ આન્ કે દાના બુદો રાહુ જૂય
અઝાન્ મરૂઝ દાના સરીરા બેજોસ્ત
કે ઊ પહુલવાની બેખાનદ દુરોસ્ત
ચુ આન્ નામહુ બરૂ ખાન્દ મર્દે દબીરૂ
રૌખે નામવરૂ શુદ બકેર્દારે કીરૂ
ચુનીન્ ગોફૂત બા લશ્કરે ખુદ બરાઝ
કે મારા તબહુ ખાસ્ત કર્દન્ ગરાઝ
શાહનશાહુ બા મર્દે સીસદ હઝારૂ
કસ અઝ પીલો ગન્જશ નદાનદ શુમારૂ
મરા ખાસ્ત અફૂગન્દ દરૂ દામે ઊય
કે તારીક બાદા દેલો કામે ઊય
વઝાન્ જાયગહુ લશ્કરૂ અન્દરૂ કશીદ
શુદ આન્ આરૂઝૂ બરૂ દેલશ નાપદીદ
ચુ આગાહી આમદ બસૂએ ગોરાઝ
કે આન્ નામવરૂ શુદ સુએ રૂમ બાઝ
દેલશ ગશત પુરૂ દર્દો રૌખસારહુ ઝરૂદ
સવારી ગુઝીદ અઝ દેલીરાને મરૂદ
યકી નામહુ બેન્વેશત બા બાદો દમ
કે બરૂ મન્ ચેરા કરૂદ કયસરૂ સેતમ
અઝ ઇરાન્ ચેરા બાઝ ગશતી બેગૂય
મરા કર્દી અન્દરૂ જહાન્ ચારહુજૂય
શાહનશાહુ દાનદ કે મન્ કર્દમ ઈન્
દેલશ ગર્દદ અઝ મન્ પુરૂ અઝ દર્દો કીન્
ચુ કયસરૂ નેગહુ કર્દ આન્ નામહુ દીદ
ઝે લશ્કરૂ ગેરાનમાયઇ બરૂગુઝીદ
ફેરેસ્તાદ તાઝાન્ બનઝદે ગોરાઝ
કેઝાન્ કર્દહુ ખુદ ઈઝદત બી નેયાઝ

તું એ પ્રમાણે કરજે કે રસ્તામાં કોઇ એક રૂમી તને જોઇ લીયે અને તારીથી ઘણીક જાતની પૂછપરછ કરે.

અને ત્યાર બાદ તને પકડીને કયસરની નઝદીક લઈ જાય-અથવા તો તેનાં લશ્કરના સરદારની નઝદીક તને લઈ જાય.

પછી તે તને પૂછે કે 'તું કયાંથી આવ્યો તે બોલ'-તો તેને કહેજે કે 'હું એક યુક્તિબાઝ નોકર છું.

આ લામ્બી રાહની રંજ ખેંચીને-ગોરાઝ માટે એક નામુ લાવ્યો છું.' ૧૯૮

તું આ નામુ તારા જમણા હાથ ઉપર બાંધ-અગર જો તેઓ તારી પાસેથી તે છીનવી લેશે તો ઠીકજ થશે"

પેલાં નામાને પોતાની બાઝૂ ઉપર બાંધીને-તે કાસેદ ખુસરૂ આગળથી બાહેર પડયો.

જ્યારે તે કયસરની નઝદીક આવી લાગ્યો-ત્યારે રસ્તાંમાં એક તેના જાસૂસે તેને જોયો.

તેને ધૂળથી ભરેલાં માથાંએ, ફિક્કા પડેલા ગાલોએ અને લાજવર્દી બનેલા હોઠોએ કયસરની પાસે લઇ ગયો.

કયસરે તેને પૂછ્યું કે "ખુસરૂ કયાં છે?-તે મારી આગળ સાચે સાચું બોલી દેજે"

તે યુક્તિબાઝ નોકર તેનાથી ગભરાટમાં પડયો-અને તેની ધાસ્તીથી જવાબ દેવા માટે આનાકાની કીધી.

કયસરે હોકમ કીધો કે "આ આફત શોધનારા, બૂરા વિચારના અને બૂરી શિકલના શખ્સની જપતી લેઓ."

તેઓએ તેના ઝાડા લીધા અને તેની બાઝૂ ઉપર બાંધેલું પેલું નામુ-તેઓમાં એક જાણકાર અને ભોમિયા જેવો હતો તેણે શોધી કાઢયું.

તે સરહદ ઉપરના કોઈ વિદ્વાન કે જે પહલવી ભાષા બરાબર વાંચી જાણતો હોય તેવાને શોધી કાઢયો.

જ્યારે તે વિદ્વાને પેલું નામુ વાંચ્યું-ત્યારે નામવર કયસરનો ચેહરો ૧૯૯
ડામરની મિસાલ સીઆહ થયો.

પછી તેણે પોતાનાં લશ્કર સાથ ખાનગીમાં મસ્લહત ચલાવી-કે "ગોરાઝે આપણનો નાશ કરવા ચાહ્યો.

શેહનશાહ ખુસરૂ ત્રણ લાખ માણસો સાથ આવે છે-કોઇ તેના હાથીઓ અને ખઝાનાનો શુમાર કરી શકતું નથી.

મને તેના ફાંદામાં ફસાવવા ચાહ્યો-તે ગોરાઝનું દિલ અને તેની સઘળી મુરાદ સીઆહ બનજો!"

પછી તેણે તે જગ્યાએથી પોતાનું લશ્કર પાછું ફેરવ્યું-તેનાં દિલની ખાહેશ એવી રીતે ગુમ થઇ ગઇ.

જ્યારે ગોરાઝને ખબર પડી-કે "તે નામવર પાછો રૂમ તરફ ગયો છે,"

ત્યારે તેનું દિલ દર્દ ભરેલું અને ચેહરો ફિકકો થયો-તેણે બહાદુર દેલીરોમાંથી એક સવાર ચુંટી કાઢયો.

તેણે સખ્ત ભાષામાં એક નામુ લખ્યું-કે "કયસરે મારી ઉપર શું કામ આ સિતમ ગુઝાર્યો?

તું મને કહે કે ઇરાનથી શા માટે પાછો ફર્યો?-દુન્યામાં તેં મને લાચાર કરી નાખ્યો.

જો શેહનશાહ જાણશે કે આ સઘળું મેં કીધું છે-તો મારી તરફથી તેનું દિલ દર્દ અને કીના ભરેલું થશે."

જ્યારે કયસરે તે નામુ વાંચીને વિચાર કીધો-ત્યારે લશ્કરમાંથી એક ૨૦૦
મોભાદાર શખ્સને ચુંટી કાઢયો.

તેને દોડતો ગોરાઝની નઝદીક મોકલ્યો-અને કહેવાડિયું કે "તને ખોદાએ આપએખ્તયારી આપી તે એટલાં માટે,

કે વચશાન્ કુની તાજો ગાહે મરા
બઆતેશ બેસૂઝી સેપાહે મરા
કઝાન્ નામહુ જોઝ ગન્જ દાદન્ બબાદ
નેયામદ મરા અઝ તો અય બદ નેઝાદ
મરા ખાસ્તી તા બખુસ્રવ દેહી
કે હરૂગેઝ મબાદત બેહીઓ મેહી
બેબાયેસ્ત દાનેસ્ત કીશાનેયાન્
ચુ બીનન્દ શાહુ અઝ નેઝાદે કેયાન્
બઈશાન્ નખાહન્દ બીગાનઈ
ન કયસરૂ નેઝાદી ન ફર્ઝાનઈ
બકયસરૂ બસી કરૂદ પૂઝેશ ગરાઝ
બફરૂશેશ નેયામદ ઝે દાનેશ ફરાઝ
ગુઝીન્ કરૂદ ખુસ્રવ પસ આઝાદઈ
સખુનગૂયો દાના ફેરેસ્તાદઈ
યકી નામહુ બેન્વેશ્ત સૂએ ગોરાઝ
કે અય બી બહા રીમને દીવસાઝ
૨૦૧ તોરા ચન્દ ખાનમ બરીન્ બારૂગાહુ
હમી દૂરૂ માની ઝે આઇનો રાહુ
કુનૂન્ આન્ સેપાહી કે નઝદે તો અન્દ
બઝરૂ સાલો મહુ ઊરૂમઝદે તો અન્દ
બરાયો બહેલ્ વીઝહુ બા કયસરન્દ
નેહાની બરૂ અન્દીશએ દીગરન્દ
બરે મા ફેરેસ્ત આન્ કે પીચીદહુ અન્દ
હમી સરૂકશીરા બેસીચીદહુ અન્દ
ચુ ઈન્ નામહુ આમદ બનઝદે ગોરાઝ
પુરૂ અન્દીશહુ શુદ મેહુતરે દીવસાઝ
ગુઝીન્ કરૂદ અઝ આન્ નામદારાન્ સવારૂ
અઝ ઈરાન્ દેલાવરૂ દહો દુ હઝારૂ
બદાન્ મેહુતરાન્ ગોફ્ત યક્ દેલ શવીદ
સખુન્ ગોફ્તને હરૂ કસી મશનવીદ
બેબાશીદ યક્ ચન્દ અઝીન્ રૂએ આબ
મગીરીદ યક્સરૂ બરફ્તન્ શેતાબ્
ચુ હમ પોશ્ત બાશીદો હમ યક્ ઝબાન્
યકી કુહુ કન્દન્ ઝે બુન્ મીતવાન્
સેપહુ રફ્ત તા ખરૂરએ અરૂદશીરૂ
હરાન્ કસ કે બુદન્દ બર્નાઓ પીરૂ
૨૦૨ કશીદન્દ લશ્કરૂ બદાન્ રૂદબારૂ
બદાન્ તા ચે ફર્માન્ દેહદ શહુરૂયારૂ
ચુ આગાહુ શુદ ખુસ્રવ અઝ કારૂ શાન્
નબૂદ આરૂઝૂમન્દે દીદારૂ શાન્
બેફરૂમૂદ તા ઝાદફરૂરોખ બેરફ્ત
બનઝદીકે આન્ લશ્કરે શાહુ તફ્ત
ચુનીન્ બોરૂદ પયધામ નઝદે સેપાહુ
કે ચૂન પીશ બૂદી મરા નીકૂખાહુ
ચેરા રાહુ દાદી કે કયસરૂ ઝે રૂમ
બેયાવરૂદ લશ્કરૂ બદીન્ મર્ઝો બૂમ
કે બૂદ આન્ કે અઝ રાહે યઝદાન્ બેગશ્ત
ઝે રાહો ઝે પયમાને મા દરૂ ગુઝશ્ત
ચુ પયધામે ખુસ્રવ શનીદ આન્ સેપાહુ
શુદ અઝ બીમ રોખસારગાનશ સેયાહુ

કે તું મારૂં તાજ અને તખ્ત વયરાન કરે-અને મારાં લશ્કરને આતશમાં બાળી નાખે?

કારણકે ઓ બૂરી બુન્યાદનાં શખ્સ! તારાં તે નામાથી મને પોતાનો ખઝાનો બરબાદ કરવા સિવાય બીજું કશું મળ્યું નથી.

તેં મને બોલાવ્યો કે તું મને ખુસરૂના હાથમાં સપડાવી દીયે-તને કદીબી ભલાઈ અને મોટાઈ ના હોતી!

તારે જાણવું જોઇયે કે જ્યાં સુધી ઈરાનીઓને કયાની વંશનો કોઈ પાદશાહ મળશે,

ત્યાં સુધી તેઓ ઇરાનના શાહ તરીકે કોઇ પરદેશીને કે કયસરની બુન્યાદના કોઇને કે કોઇ બીજા ડહાપણ ભર્યા શખ્સને કબૂલ કરવાના નથી."

ગોરાઝે કયસરની ઘણીબી ઓઝરખાહી કીધી-પણ તેમાં તેની ડહાપણ ભરી કોશેશ ફાવી નહીં.

પછી ખુસરૂએ એક સુભાષિત બોલનાર, ડહાપણવાળો અને ઊચી બુન્યાદનો કાસેદ ચુંટી કાઢયો.

અને ગોરાઝ ઉપર એક નામુ લખ્યું-કે "ઓ એહરેમનનાં કામ કરનારા કમીના રીમન શખ્સ!

હું તને આ દરબારમાં કેટલી વખત બોલાઉં છું-પણ તું મારી રાહ રસમથી વેગળોજ રહે છે.

હાલ જે લશ્કર કે તારી પાસે છે અને જે સઘળા દિવસ તારા બૃહસ્પતિ સેતારા માફકનું તને વહાલું છે,

પોતાના વિચારમાં અને દિલમાં ખચિત કયસર સાથે જોડાયલું છે-અને જેઓનો અંદરખાનેથી વિચાર કાંઈ જુદોજ છે.

તેઓ ફરી બેઠેલાઓને અને સરકશી કીધેલાઓને અમારી તરફ મોકલી આપ."

જ્યારે તે નામુ ગોરાઝની નઝદીક આવ્યું-ત્યારે તે દેવનાં કામ કરનારો વિચારમાં પડયો.

તેણે તે ઇરાની નામદાર સવારોમાંથી બાર હઝાર બહાદુર સવારો ચુંટી કાઢયા.

તે સઘળા સરદારોને તેણે કહ્યું કે "તમો એકદિલ થજો-અને કોઇની કશી પણ વાતો સાંભળતા ના.

થોડોક વખત તમો નદીની આ પારેજ રહેજો-જવા માટે બિલકુલ ઉતાવળ ના કરતા.

જો તમો એક બીજાની મદદે ઉભા રહેશો અને સઘળા એકજ વિચાર રાખશો-તો તમો એક પહાડ પણ થડમાંથી ઉખેડી શકશો."

તે લશ્કર "ખરરએ અર્દશીર" સુધી ગયું-તે લશ્કરમાં જે કોઇ કે જવાન તેમજ બુઢ્ઢા હતા,

તેઓએ નદીની પેલીજપાર લશ્કર રાખ્યું-કે જોઇયે પાદશાહ શું ફર્માન આપે છે?

જ્યારે ખુસરૂ તેઓનાં એ કામથી વાકેફ થયો-ત્યારે તે તેઓને જોવાને પણ ખાહેશમંદ બન્યો નહીં.

તેણે ફર્માવ્યું જેથી ઝાદફરરોખ શેતાબ તે પાદશાહી લશ્કર આગળ ગયો.

તે લશ્કરની નઝદીક તે એવો પયગામ લઇ ગયો-કે "જ્યારે તમો આગળના જેવા મારા નેકખાહ હતા,

ત્યારે તમોએ શા માટે માર્ગ આપ્યો કે રૂમથી કયસર-આ સર ઝમીનમાં લશ્કર લઈ લાવ્યો?

તેઓ કોણ હતા કે જેઓ યઝદાનની રાહથી ફર્યા અને મારી રાહ રસમ અને મારાં વચનથી દૂર ગયા?"

જ્યારે લશ્કરે ખુસરૂનો એવો પયગામ સાંભળ્યો-ત્યારે ધાસ્તીથી તેઓના ચેહરા સીઆહ થયા.

કસ ઈન્ રાઝ પયદા નેયારસ્ત કરૂદ
બેમાન્દન્દ બા દરૂદ રોખસારહ્ જરદ
પયગ્મબરૂ ચકી બુદ બદેલ બા ગોરાઝ
હમી દાશ્ત અઝ બાદો અઝ ખાકૂ રાઝ
બેયામદ નેહાની બનઝદીકૂ શાન્
બરૂ અફ્રૂખ્ત આન્ જાને તારીકૂ શાન્
મતર્સીદ ગોફ્રૂત અય બુઝોર્ગાન્ કે શાહ
નદીદ અઝ શુમા આશ્કારા ગુનાહ
મબાશીદ જોઝ યકૂ દેલો યકૂઝબાન્
બેગૂઈદ કઝ મા કે શુદ બદગુમાન્
અગરૂ શુદ હમહ્ ઝીરે યકૂ ચાદરીમ
બમર્દી હમહ્ યારે યકૂદીગરીમ
મેહાન્ ચૂન્ શનીદન્દ આવાઝે ઊય
બેદાનેસ્ત હરૂ મેહ્તરી રાઝે ઊય
મેહાન્ યકૂસરૂ અઝ જાય બરૂખાસ્તન્દ
બરાન્ હમ નેશાન્ પાસોખ આરાસ્તન્દ
બરે શાહ શુદ ઝાદફ્રૂરોખ ચુ ગરૂદ
સુખુનહાએ ઈશાન્ હમહ્ યાદ કરૂદ
બદૂ ગોફ્રૂત રવ પીશે ઈશાન્ બેગૂય
કે અન્દરૂ શુમા કીસ્ત આઝારૂ જૂય
કે બેફ્રીફ્રૂતશ કયસરે શૂમ બખ્ત
બગન્જો સેલીહો બતાજો બતખ્ત
કે નઝદીકે મા ઊ ગુનહ્ગારૂ શુદ
વઝીન તાજો અવરન્દ બીઝારૂ શુદ
ફ્રેરેસ્તીદ યકૂસરૂ બદીન બારૂગાહ
કસીરા કે બૂદહ્સ્ત ઝીન્ બદ ગુનાહ
વગરૂનહ્ હમહ્ દારૂ બીનીદો ચાહ
ઝે લશ્કરૂ હરાન્ કસ કે ગુમ કર્દહ્ રાહ
બેશુદ ઝાદફ્રૂરોખ બેગોફ્રૂત ઈન્ સોખન્
દેલે લશ્કરે નવ શુદ અઝ ધમ કોહન્
નેયારસ્ત લબ્રા કુશાદ ઈચ કસ
પુરૂ અઝ દરૂદ ખામુશ બેમાન્દન્દો બસ
સબુકૂ ઝાદફ્રૂરોખ ઝબાન્ બરૂ કુશાદ
હમા કરૂદ ગોફ્રૂતારે નાખૂબ યાદ
કઝીશાન્ સેપાહી દેલીરો જવાન્
નબીનમ કસ અન્દરૂ મેયાન્ નાતવાન્
શુમારા ચેરા તર્સ બાયદ ઝે શાહ
બગીતી પરાગન્દહ્ અઝ દરૂ સેપાહ
બુઝોર્ગી નબીનમ બદરૂગાહે ઊય
કે રઊશન્ કુનદ અખ્તરો માહે ઊય
બેરાદરૂમ રોસ્તમ ઝે ફ્રૂર્માને ઊય
શેકસ્તસ્ત હમ દેલ ઝે પયમાને ઊય
શુમા ખારૂ દારીદ ગોફ્રૂતારે મન્
મતર્સીદ યકૂસરૂ ઝે આઝારે મન્
બદુશ્નામ લબ્હા કુશાઇદ બાઝ
ચે બરૂ મન્ ચે બરૂ શાહે ગર્દનફ્રાઝ
હરાન્ કસ કે બેશ્નીદ અઝ ઇન સોખુન
બેદાનેસ્ત કાન્ બખ્તે નવ શુદ કોહુન
હમહ્ યકૂસરૂ અઝ જાય બરૂખાસ્તન્દ
બદુશ્નામ લબ્હા બેયારાસ્તન્દ

કોઈ પણ શખ્સ એ ભેદ ઝાહેર કરી શક્યું નહીં-તેઓ તે દુઃખ સાથ ફિક્કા મોંના બન્યા.

હવે આ પયગામ લાવનારો શખ્સ પોતેજ ગોરાઝ સાથે મળી ગયલો હતો-અને પોતાનો ભેદ પવન અને ખાકથી પણ છૂપો રાખતો હતો,

તે શખ્સ તેઓની નઝદીક છૂપો આવ્યો-અને તેઓના સીઆહ બનેલા જીવ પાછા રોશન કીધા.

તે બોલ્યો કે "ઓ મોટાઓ! તમો ના બીહો કારણકે પાદશાહે- ૨૦૩
તમોથી ઝાહેરમાં થયલો કોઈ પણ ગુનાહ નેયો નથી.

તમો સઘળા સમ્પ રાખજો અને એકજ વાત બોલજો-તમો કહેજો કે 'અમારામાંથી કોણ તારૂં બૂરૂં ઈચ્છનાર બન્યો છે?

અગરજો બન્યો હોય તો અમો સઘળા એકજ પંક્તિના છિયે-અને હિમ્મત સાથ એક બીજાના મદદગાર છિયે.'"

જ્યારે તે સરદારોએ તેનું બોલવું સાંભળ્યું-ત્યારે હરેક સરદાર તેનો ભેદ જાણી ગયો.

પછી સઘળા સરદારો તે જગ્યાથી ઉઠયા-અને તેવીજ ઘપનો જવાબ દીધો.

ઝાદફ્રરોખ શેતાબ પાદશાહની આગળ ગ્યાવ્યો-તેણે તેઓના સઘળા સખુનો કહી સંભળાવ્યા.

પાદશાહે તેને કહ્યું કે "તું તેઓની નઝદીક પાછો જા અને કહે-કે 'તમારી અંદર મને દુઃખ દેનારો શખ્સ કોણ છે,

કે જેને ઊંઘે નસીબના કયસરે ખઝાના, હથિયાર, તાજ અને તખ્ત માટે લોભાવ્યો છે?

કેમકે તેજ શખ્સ અમારી નઝદીક ગુનેહગાર થયો છે-અને આ તાજ તખ્તથી બેઝાર બન્યો છે.

એવો જે કોઈ કે ગુનેગાર હોય તેને-તમો લાગલો આ દરબારમાં મોકલી આપો.

નહીં તો જે કોઈ કે લશ્કરમાંથી ગુમરાહ બન્યા હો, તે સઘળા ફાંસી ૨૦૪
અને કયદખાનું જોશો.'"

ઝાદફ્રરોખ ગયો અને તે પયગામ કહ્યો-આથી આ જવાન લશ્કરનું દિલ પાછું ગમથી ઘરડું બન્યું.

કોઇ જરા પણ મોં ખોલી બોલી શક્યું નહીં-તેઓ બસ દુઃખ ભરેલા મૂગાજ રહ્યા.

આથી શેતાબ ઝાદફ્રરોખે પોતાની ઝબાન ખોલી-નાલાયક વાતો બોલવા લાગ્યો,

કે "આવું એક બહાદુર અને જવાન લશ્કર-કે જેમાં કોઈ પણ મને કમઝોર દેખાતો નથી,

તેવા તમો લોકોને પાદશાહ કે જેની દરબારમાંથી સઘળું લશ્કર વીખરાઈ ગયું છે, તેનીથી શા માટે બીવું જોઇયે?

હું તેની દરગાહમાં એક પણ બુઝોર્ગ જોતો નથી-કે જે તેનો અસ્ત પામતો સેતારો અને ચંદ્ર પાછા રોશન કરે.

મારા ભાઈ રૂસ્તમે તેનાં ફર્માનથી અને તેના કોલથી પોતાનું દિલ ફેરવ્યું છે.

તમો આ મારા પયગામને તુચ્છ સમજજો-મેં જે આઝાર દેવા માટે તમોને કહ્યું છે તેથી જરાબી ડરતા ના.

તમો શું મન કે શું ગર્દનફ્રાઝ પાદશાહને ગાળ દેવા માટે મોં ખોલજો."

જે કોઇએ કે તેની એવી વાતો સાંભળી-તે સમજી ગયો કે ખુસરૂનું ૨૦૫
જવાન નસીબ હવે બુઢું થયું.

સઘળાઓ પોતાની જગ્યાથી ઉઠયા-અને ગાળો દેવા માટે પોતાનાં મોં ખુલ્યાં.

બશુદ ઝાદફરૂરોખ બખુસ્રવ બગોફ્ત
કે લશ્કર હમહ યાર ગશ્તન્દો જોફ્ત
મરા બીમે જાનસ્ત અગર નીઝ શાહ
ફેરેસ્તદ બપધામ નઝદે સેપાહ
બેદાનેસ્ત ખુસ્રવ કે આન્ કજગૂ ગૂય
હમાન્ આબો ખૂન અન્દર આરદ બજૂય
ઝે બીમે બેરાદર્શ ચીઝી નગોફ્ત
હમી દાશ્ત આન્ રાસ્તી દર નેહોફ્ત
કે પીચીદહ બુદ રોસ્તમ અઝ શહરૂયાર
બજાએ ખુદો તીઘઝન દહ હઝાર
હમે ઝાદફરૂરોખ તબહ દાશ્ત નીઝ
સેપહ્રા હમી રૂય બરૂકાશ્ત નીઝ
બેદાનેસ્ત હમ ઝાદફરૂરોખ કે શાહ
ઝે લશ્કર હમી ઝુ શેનાસદ ગુનાહ
ચુ આમદ બેરૂન આન્ બદઅન્દીશે શાહ
નેયારસ્ત શુદ નીઝ દર પીશગાહ
૨૦૬ બદર બર હમી બૂદો બા હર કસી
હમી કરદ અઝાન્ આઝ્માયેશ બસી
હમી સાખ્ત હમવારહ બા આન્ સેપાહ
બેપીચીદ યકુયક ઝે ફર્માને શાહ
હમી રાન્દ બા હર કસી દાસ્તાન્
શુદન્દ અન્દર આન્ કાર હમદાસ્તાન્
કે શાહી દેગર બર નેશાનદ બતખ્ત
કઝાન્ દૂર શુદ ફરૂરો આઇનો બખ્ત
બરે ઝાદફરૂરોખ યકી પીર બૂદ
કે દર કાર કર્દન્ પુર આઝીર બૂદ
ચુનાન્ ગોફ્ત બા ઝાદફરૂરોખ કે શાહ
હમા અઝ તો બીનદ ગુનાહે સેપાહ
કુનૂન્ તા યકી શહરૂયારી પદીદ
નેયારી ફેરૂન ઝીન્ નબાયદ ચખીદ
કે ઈન્ બૂમે આબાદ વયરાન્ શવદ
કે આશૂબે ઈરાન્ ચુ નીરાન્ શવદ
નેગહ કરદ બાયદ કે ફર્ઝન્દે ઊય
કુદામસ્ત બા શર્મો બા ગોફ્તગૂઝ
વરા શાહ બર તખ્ત બાયદ નેશાન્દ
બરાન્ તાજ દીનાર બાયદ ફેશાન્દ
૨૦૭ અઝાન્ પસ બકારે દેગર દર ખઝીમ
કે તલ્ખી મઝીદીમો શીરીન્ મઝીમ
ચુ શીરૂએ બીદાર મેહતર પેસર
બઝેન્દાન્ બુવદ કસ નબાયદ દેગર
હમી રાય ઝદ ઝીન્ નેશાન્ હર કસી
બરીન રૂઝો શબ્ બર નેયામદ બસી
કે બરૂખાસ્ત ગર્દે સેપાહે તોખાર
હમહ કારહા ઝુ ગેરેફ્તન્દ ખાર
પઝીરહ શુદશ ઝાદફરૂરોખ બરાહ
ફેરાવાન્ બેરફ્તન્દ બા ઊ સેપાહ
રસીદન્દ પસ યક બદીગર ફરાઝ
સખુન રફ્ત ચન્દ આશ્કારાઓ રાઝ
હમાન્ ઝાદફરૂરોખ ઝબાન્ બર કુશાદ
બદીહાએ ખુસ્રવ હમી કરદ યાદ

ઝાદફરરોખ પાછો ફર્યો અને ખુસરૂને કહ્યું-કે "સઘળું લશ્કર એકસંપ થઈ ગયું છે.

જો પાદશાહ મને ફરીથી તે લશ્કરની નઝદીક પયગામ આપી મોકલશે તો મને પોતાના જીવની પણ ધાસ્તી છે"

ખુસરૂ સમજી ગયો કે તે જૂઠું બોલનારો ઝાદફરરોખ-નદીમાં લોહી તેમજ પાણી બન્ને સાથે ચલાવવા માગે છે.

તો પણ તે તેના ભાઇની બીકથી કાંઇ પણ બોલ્યો નહીં-ખરી વાત તે છૂપીજ રાખવા લાગ્યો.

કારણકે રૂસ્તમ પોતે તેમજ તલવાર મારનારા દશ હજાર સવારો પાદશાહથી ફરી ગયા હતા.

તેમજ ઝાદફરરોખનું દિલ પણ ફરી ગયું હતું-અને તેજ લશ્કરને ફેરવી નાખનો હતો."

ઝાદફરરોખ પણ સમજી ગયો કે "પાદશાહ લશ્કરના ફરી બેસવા માટેનો ગુનાહ તેનાથીજ થયલો જાણે છે."

હવે જ્યારે તે પાદશાહનો દુશ્મન દરબારમાંથી બાહેર પડયો-ત્યારે તે પાછો દરબારમાં જઇ શક્યો નહીં.

તે દરવાઝા આગળજ ઉભો રહેતો અને દરેક શખ્સ સાથ વાતચિત્ત કરી તેઓ તરફથી ઘણીક આઝમાયેશ લેતો હતો.

લશ્કર તેની સાથે દર વખતે મળતું થતું ગયું-અને એકેએક જણ પાદશાહનાં ફર્માનથી ફરી ગયો.

તે દરેક જણ સાથ મસલહત કરવા લાગ્યો-અને શેવટે સઘળા એ ઠરાવ ઉપર આવ્યા,

કે "કોઇ બીજો પાદશાહ તખ્ત ઉપર બેસાડવો જોઇયે-કારણકે આ પાદશાહનું ખોરેહ, રીતભાત અને સારૂં નસીબ દૂર થયું છે."

ઝાદફરરોખ પાસે એક બુઢ્ઢો હતો કે જે કામ કરવામાં બાહોશ હતો.

તેણે ઝાદફરરોખને કહ્યું કે "આપણો પાદશાહ લશ્કરના ફરી બેસવાનો ગુનાહ તારાથીજ થયલો સમજે છે,

માટે હવે જ્યાં સુધી કોઈ નવો પાદશાહ તું શોધી-નહીં કાઢે ત્યાં સૂધી તારે વધારે ઝઘડો કરવો નહીં જોઇયે.

કે આ આબાદ મુલક વયરાન થઇ જશે-કારણકે ઇરાન દેશમાં અંધેર રાજ આગ મિસાલ દેશને બાળી નાખે છે.

તને તપાસ કરવી ઘટે છે કે તેના છોકરાઓમાં કયો છોકરો મર્યાદાવાળો અને હુશ્યાર છે?

તેને તખ્ત ઉપર ખુશહાલ બેસાડવો જોઇયે-અને તેનાં તાજ ઉપર દીનાર વધાવવા જોઇયે

પછીજ આપણે બીજાં કામ ઉપર મંડીશું-કારણકે આપણે આટલો બધો કડવાસ ચાખ્યો છે તો હવે મીઠાસ ચાખીશું.

જ્યારે તેનો વડો બેટો ચાલાક શીરૂય-બંદીખાનામાં છે ત્યારે કોઈ બીજાની અગત નથી.

દરેક જણ એજ પ્રમાણેનો વિચાર જણાવવા લાગ્યા-એના ઉપર ઘણોક વખત નીકળી નહીં ગયો,

કે તોખારનાં લશ્કરની ગર્દ ઉઠી-તેથી સઘળાં કામો તેઓને નજીવાં લાગ્યાં.

ઝાદફરરોખ તેને રાહમાં એસ્તેકબાલ ગયો-અને તેની સાથ ઘણુંક લશ્કર પણ ગયું.

પછી તેઓ એક બીજાની નઝદીક પહોંચ્યા-અને કેટલીક ઝાહેર તેમજ છૂપી વાતો પણ કીધી.

ઝાદફરરોખ ઝબાન ખોલી-ખુસરૂએ કીધેલી સઘળી બૂરાઇઓ કહી સંભળાવા લાગ્યો.

બદૂ ગોફ્તૂ લશ્કરૂ બમર્દીઓ રાય
હમી કરૂદ ખાહન્દ શાહી બપાય
સેપહબુદ ચુનીન્ દાદ પાસોખ બદૂય
કે મન્ નીસ્તમ્ અઝ્દરે ગોફ્તગૂય
અગરૂ બા સેપાહ અન્દરૂ આયમ બજન્ગ્
કુનમ્ બરૂ યલાને જહાન્ કારૂ તન્ગ્
ગેરામી બુદ ઇન્ શહરૂયારે જહાન્
બનઝ્દે કોનારન્ગો હમ પહલવાન્
ચુ રૂઝે ચુનાન્ મરૂદ ગર્દદ સેયાહ
મબાદા કે બીનદ કસી તાજો ગાહ
નેઝન્દ આન્ ઝમાન્ શુદ કે બીદાદ શુદ
ઝે બીદાદ બરૂ બન્દગાન્ શાદ શુદ
સુખુનહારા ચૂન્ ઝાદફરૂરોખ શનીદ
મરૂરા ઝે ઈરાનેયાન્ બરૂ ગુઝીદ
બદૂ ગોફ્ત અકૂનૂન્ બઝન્દાન્ શવીમ
બનઝ્દીકે આન્ ગુરેતમન્દાન્ શવીમ
બેયારીમ બી બાકુ શીરૂયરા
જવાનો દેલીરો જહાનજૂયરા
સેપહબુદ નેગહબાને ઝેન્દાને ઊસ્ત્
કઝૂ દાશ્તી બીશ્તરૂ મધઝો પૂસ્ત્
અબા શશ હઝારૂ આઝમૂદહ સવારૂ
હમી દારદ આન્ બસ્તગાન્રા બઝારૂ
ચુનીન્ ગોફ્ત બા ઝાદફરૂરોખ તોખારૂ
કે કારે સેપહબુદ ગેરેફ્તીમ ખારૂ
ગરૂ ઈન્ બખ્તે પર્વીઝ ગર્દદ જવાન્
બઈરાન્ નમાનદ યકી પહલવાન્
મગરૂ દારૂ યાબન્દો ગરૂ ચાહો બન્દ
નમાનદ બઇરાન્ કસી બી ગઝન્દ
બગોફ્ત ઇનો અઝ જાય બરૂ કરૂદ અસ્પ્
હમી તાખ્ત બરૂસાને આઝરૂ ગોશસ્પ્
સેપાહ અન્દરૂ આવરૂદ યકસરૂ બજન્ગ્
સેપહબુદ પઝીરહ શુદશ બી દેરન્ગ્
સરે લશ્કરે નામવરૂ ગશ્તહ શુદ
સેપહબુદ બજન્ગ્ અન્દરૂન્ કશ્તહ શુદ
પરાગન્દહ શુદ લશ્કરે શહરૂયારૂ
સેયહ ગશ્ત રૂઝો તબહ ગશ્ત કારૂ
બઝેન્દાને તન્ગ્ અન્દરૂ આમદ તોખારૂ
બદાન્ ચારહ બા જામએ કાર્ઝારૂ
બશીરૂએ ગર્દનકશ આવાઝ દાદ
સબુકૂ નામવરૂ પાસોખશ બાઝ દાદ
બદાનેસ્ત શીરૂય કાન્ સરૂફરાઝ
બઝેન્દાન્ બદાન્ગહ ચેરા શુદ ફરાઝ
ચુ રૂએ તોખારહ ફેરૂઝાન્ બેદીદ
ઝે અન્દૂહ ખન્દાન્ દેલશ બરૂદમીદ
બદૂ ગોફ્ત ગેર્યાન્ કે ખુસરૂ કુજાસ્ત
રહા કર્દને મન ચે કારે શુમારાસ્ત
ચુનીન્ ગોફ્ત બા શાહઝાદહ તખારૂ
કે ગરૂ મરૂદુમી કામે કમ્ઝી મખારૂ
કે ગરૂ તૂ બદીન્ કારૂ હમદાસ્તાન્
નબાશીઓ કમ ગીરી ઈન્ દાસ્તાન્

તે બોલ્યો કે "લશ્કર વિચાર કરી હિમ્મતથી એક બીજો પાદશાહ મુકરર કરવા માગે છે"

તે સરદાર તોખારે તેને એવો જવાબ આપ્યો-કે "હું લામ્બી લામ્બી વાતો કરવા માટેનો શખ્સ નથી.

અગરજો હું લશ્કર લઇ લડાઈમાં ઉતરીશ-તો દેશના પેહલવાનો ઉપર લડાઇ તંગ કરી નાખીશ.

આ દેશનો પાદશાહ ખુસરૂ સધળા હાકેમો તેમજ પેહલવાનોને ૨૦૮
વહાલો હતો.

જો એવા માણુસનો દહાડો સીઆહ બને-તો એવું કદી ના બનતું કે કોઇ તાજ અને તખ્ત જોવા પામે.

જે વખતથી તે ઝુલ્મગાર બન્યો તે વખતથીજ તે ખુવાર થયો-રૈયત ઉપર ઝુલ્મ ગુઝારી તે ખુશહાલ બન્યો."

જ્યારે ઝાદફરરોખે તે વાતો સાંભળી-ત્યારે ઇરાનીઓમાંથી તેનેજ વડો ચુંટી કાઢયો.

ઝાદફરરોખ બોલ્યો કે "આપણે હવે તે હાજતમંદોનાં બંદીખાના તરફ જઇએ,

અને વગર ધાસ્તીએ તે જવાન, બહાદુર અને દેશ જીતનાર શીરૂયને લઇ આવ્યે.

લશ્કરનો વડો તેનાં બંદીખાનાનો નેગેહબાન છે-કે જેને શીરૂય સાથ આગળ મોટી દોસ્તી હતી.

તે છ હઝાર અનુભવી સવારો સાથ-પેલા કયદીઓને દુઃખમાં રાખે છે."

તોખારે ઝાદફરરોખને એવો જવાબ દીધો-કે "આપણે તે લશ્કરના વડાની કશી પરવા કીધીજ નથી.

પણ અગરજો પર્વીઝનું આ નસીબ પાછું જાગૃત થયું-તો ઈરાનમાં તે એક પણ પેહલવાન રહેવા દેશે નહીં.

તે લોકો મગર શૂળી પામશે કે યાતો ઊંડો ગાર અને બંદીખાનું ૨૦૯
પામશે-ઈરાનમાં કોઇ નુકસાન ખમ્યા વગરનું રહેશેજ નહીં"

તે એટલું બોલ્યો અને પોતાની જગ્યાથી ઘોડો દપતાવ્યો-તે આઝર ગોશસ્પની મિસાલ દોડવા લાગ્યો.

તેણે પોતાનાં તમામ લશ્કરને લડાઇમાં ઉતાર્યું-પેલો લશ્કરનો વડો પણ વગર ઢીલે તેની સામો ગયો.

પાદશાહનાં નામીચાં લશ્કરનું નસીબ ફરી ગયું-તેનાં લશ્કરનો વડો લડાઇમાં માર્યો ગયો.

પાદશાહી લશ્કર વીખરાઇ ગયું-તેઓનો દહાડો સીઆહ થયો અને કામ સધળું ખરાબ થયું.

તોખાર લડાઇના પોશાકમાંજ પોતાની યુક્તિ પાર પાડવા માટે તે સાંકડાં બંદીખાનામાં ધસી ગયો.

તેણે બહાદુર શીરૂયને પોકાર માર્યો-તે નામવરે શેતાબ તેને પાછો જવાબ આપ્યો.

શીરૂય સમજી ગયો કે "તે સરફરાઝ-કવખતે બંદીખાનામાં શા માટે આવ્યો છે?"

જ્યારે તેણે તોખારનો ચેહરો ખુશહાલ જોયો-ત્યારે બાપના ગમથી તેનું આનંદી દિલ ઉસ્કેરાયું.

તેણે રડતાં રડતા પૂછ્યું કે "ખુસરૂ કયાં છે?-અને મને છૂટો કરવાનું તમોને શું કામ પડયું?"

તોખારે શાહઝાદાને કહ્યું-કે "જો તું ખરો મર્દ હોય તો એવી ૨૧૦
આડી વાતો ના કર.

કારણ જો તું એ કામમાં અમો સાથ એકમત-નહીં થશે અને આ વાત નજીવી ગણશે,

ચકી કમ બુવદ શાયદ અઝ શાન્ઝદહ
બેમાનદ બેશાદરૂ તોરા પાન્ઝદહ
કે શાયન્દ હરૂયક બશાહનશેહી
બદીશાન્ શવદ શાહ તખ્તે મેહી
ફેરૂ માન્દ શીરૂય ગેર્યાન્ બજાય
અઝાન્ ખાનએ તન્ગ્ બુગ્ઝારૂદ પાય
હમાન્ ઝાદફરૂરોખ્ બદરૂગાહ બરૂ
હમી બૂદો કસરા નદાદી ગુઝરૂ
કે આગહ શુદી ઝાન્ સખુન શાહરૂયારૂ
બદરૂગાહ બરૂ બુદ યકી પર્દહ દારૂ
ચુ પેબ્મોર્દહ શુદ ચેહરએ આફતાબ્
હમી સાખ્ત: હરૂ મેહતરી જાએ ખાબ્
બેફરૂમુદ તા પાસબાનાને શહરૂ
હશાન્ કસ કશ અઝ મેહતરી બૂદ બહરૂ
બેરફતન્દ યકસરૂ સુએ બારૂગાહ
બદાન્ જાય શાહીઓ આરામે શાહ
૨૧૧ બદીશાન્ ચુનાન્ ગોફ્ત એમશબ્ બોફરા
હેગરૂ ગૂનહ તરૂ કરૂદ બાયદ ઝે દુરા
હમહ પાસબાનાન્ બનામે કોબાદ
હમી કરૂદ બાયદ બહરૂ પાસ યાદ
ચુનીન્ દાદ પાસોખ્ કે અયદૂન કુનીમ
ઝે સરૂ નામે પર્વીઝ બીરૂન કુનીમ
ચુ શબ્ ચાદરે કીરૂગૂન કરૂદ નવ
ઝે શહરો ઝે બાઝારૂ બરૂખાસ્ત ધવ
કે નૂશહ બેયાદ અઝ બુઝોર્ગાન્ કોબાદ
બહરૂ કેશ્વરી નામે ઊ યાદ બાદ
શબે તીરહ શાહે જહાન્ ખોફ્તહ બૂદ
કે શીરીન્ બબાલીનશ આશોફ્તહ બૂદ
ચુ આવાઝે આન્ પાસબાનાન્ શનીદ
ધમી ગશ્તો ઝન્દોહ દેલશ બરૂદમીદ
અઝ આવાઝે ઊ શાહ બીદારૂ શુદ
દેલશ ઝાન્ સખુન પુરૂ ઝે તીમારૂ શુદ
હમી ગોફ્ત શાહા ચે શાયદ બુદન્
બદીન્ દાસ્તાન બરૂ ચે બાયદ ઝદન્
બશીરીન્ ચુનીન્ ગોફ્ત કય માહરૂય
ચે દારી બખાબ્ અન્દરીન્ ગોફ્તગૂય
૨૧૨ ચુનીન્ ગોફ્ત શીરીન્ કે બુકુશાય ગૂશ
બોફરશીદને પાસબાનાન્ નેયૂશ
ચુ ખુસ્રવ બરાન્ગૂનહ આવા શનીદ
બરોખસારહ શુદ ચૂન ગુલે શમ્બલીદ
ચુનીન્ ગોફ્ત કઝ શબ્ ગુઝશ્તહ સે પાસ
બેયાબીદ ગોફ્તારે અખ્તરૂ શેનાસ
કે ઈન્ બદ કુનેશ ચૂન ઝે માદરૂ બેઝાદ
નેહાની વરા નામ કર્દમ કોબાદ
બઆવાઝ શીરૂય ગોફ્તમ હમી
હેગરૂ નામશ અન્દરૂ નેહોફ્તમ હમી
વરા નામ શીરૂય બૂદ આશ્કારૂ
કોબાદશ ચેરા ખાનદ ઈન્ નાબકારૂ
શબે તીરહ બાયદ શુદન સૂએ ચીન્
વગરૂ સૂએ મકાનો માચીન્ ઝમીન્

તો સોળ ભાઇઓમાંથી એક કદાચ ઓછો થશે-અને તારા પંદરજ ભાઇર્ઓ રહેશે,

કે જેઓ દરેક શેહનશાહીનેજ લાયકના છે-અને તેઓથી બુઝોર્ગી ભર્યું તખ્ત ખુશહાલજ થશે."

શીરૂય રડતો રડતો અજબ રહ્યો-અને તેણે તે સાંકડાં મકાનમાંથી પગ બાહેર કાઢયો.

હવે ઝાદફરરોખ પાદશાહની દરગાહમાં-ઉભો હતો અને ત્યાં કોઇને આવવા દેતો નહીં હતો.

કે રખેને પાદશાહને એ વાતની ખબર પડી જાય-તે દરગાહમાં ફકટ એકજ ચોકીબાન હતો.

જ્યારે આફતાબનો ચેહરો કરમાઈ ગયો (યાને સૂર્ય અસ્ત પામ્યો)-અને દરેક સરદાર સૂવા જવાની તૈયારી કરવા લાગ્યો,

ત્યારે ઝાદફરરોખે હોકમ કીધો જેથી શેહરના પાસબાનો-જેઓ મોટાઈ ધરાવતા હતા,

તેઓ સઘળા દરબાર તરફ પાદશાહની ખુશહાલી કરવાની અને આરામની જગ્યાએ ગયા.

તેણે તેઓને એ પ્રમાણે કહ્યું કે "આજની રાતની રોન ફરવાનો પોકાર ગઇ રાત કરતાં બીજીજ રીતનો કરવો જોઇયે.

સઘળા પાસબાનોએ દરેક પોહોરે કોબાદ (શીરૂય)નાં નામનો પોકાર કરવો જોઇએ."

દરેકે જવાબ દીધો કે "હા, એમજ કરીશું-અને પર્વીઝનું નામ મગઝમાંથી દૂરજ કરીશું"

જ્યારે રાતે કાળા રંગની ચાદર પાંથરી-ત્યારે શેહરમાંથી અને બઝારમાંથી પોકારો ઉઠયા.

કે "બુઝોર્ગોમાંથી કોબાદ ખુશહાલ જીવતો રહેજો-અને દરેક મુલકમાં તેનુંજ નામ ચાલુ રહેજો!"

તે અંધારી રાતે દેશનો પાદશાહ ખુસરૂ સૂતેલો હતો-જ્યારે શીરીન તેનાં બિછાના આગળ ગભરાટમાં પડી.

તેણીએ જ્યારે તે પાસબાનોના આવાઝ સાંભળ્યા-ત્યારે તેણી ગમગીન થઈ અને દુઃખથી તેણીનું દિલ ઉસકેરાયું.

તેણીના આવાઝથી પાદશાહ જાગી ઉઠયો-તે ગડબડથી તેનું દિલ ગમ ભરેલું બન્યું.

તેણી બોલી કે "ઓ પાદશાહ! હવે શું થશે-આ વાત કોણને કહે?"

પાદશાહે શીરીનને કહ્યું કે "ઓ માહતાબને ચેહરેની અકરત!-તું આ ઊંઘમાં એ શું બોલે છે?"

શીરીન બોલી કે "તું તારા કાન ખોલ-અને આ ચોકીબાનોના પોકારો સાંભળ"

જ્યારે ખુસરૂએ તે પોકારો સાંભળ્યા-ત્યારે તેનો ચેહરો શમ્બલીદનાં ફૂલની મિસાલ ઝર્દ થયો.

તે બોલ્યો કે "રાતમાંથી ત્રણ પોહોર ગુઝરેલા છે-પેલા નુજૂમીની વાત ખરી પડી છે.

કારણકે જ્યારે આ બૂરાં કરતુકનો છોકરો પોતાની માને પેટે પયદા થયો ત્યારે મેં તેનું છૂપું નામ કોબાદ પાડયું હતું.

ઝાહેરમાં શીરૂય કહેતો હતો-અને તેનું બીજું નામ છૂપું રાખ્યું હતું.

તેનું ઝાહેર નામ તો શીરૂય હતું-પછી આ નાલાયકો તેને કોબાદ શા માટે કહે છે?

હવે તો રાતોરાત આપણને ચીન તરફ અથવા મકાન ઝમીન તરફ કે માચીન તરફ ચાલી જવું જોઇએ.

કે ફગફૂરે ચીની બેખાહમ સેપાહ્
બરૂ ઈશાન્ બઅફૂસૂન્ બેગીરીમ રાહ્
અઝાન્ કખ્તરશ બાસમાન્ તીરહ્ બૂદ
સુખુનહાએ ઊ બરૂ ઝમીન્ ખીરહ્ બૂદ
શબે તીરહ્ અફૂસૂન્ નેયામદ્ બકારૂ
હમી આમદશ કારૂ દુશ્વારો ખારૂ
બશીરીન્ ચુનીન્ ગોફૂત્ કામદ્ ઝમાન્
બઅફૂસૂને મા ચીરહ્ શુદ્ બદ્ગમાન્
બદ્ ગોફૂત્ શીરીન્ અનૂશહ્ બદી
હમીશહ્ કે તૂ દૂરૂ ચશ્મે બદી
બદાનેશ કુનૂન્ ચારએ ખીશ સાઝ્
મબાદા કત્ આયદ્ બદુશ્મન્ નેયાઝ્
ચુ રઉશન્ શવદ્ દુશ્મને ચારહ્ જૂય
નેહદ્ બીગુમાન્ સૂએ ઈન્ કાખ રૂય
હમાન્ગહ્ ઝેરેહ્ ખાસ્ત અઝ્ ગન્જ્ શાહ્
દો શમ્શીરે હેન્દીઓ રૂમી કોલાહ્
હમાન્ તર્કશો તીરો ઝરૂરીન્ સેપરૂ
યકી બન્દએ ગોર્દે પર્ખાશખરૂ
શબે તીરહ્ ચૂન્ અન્દરૂ આમદ્ બબાગ્
બદાનગહ્ કે બરૂખીઝદ્ અઝ્ ખાબ્ ઝાગ્
બેયાવીખ્ત અઝ્ શાખ ઝરૂરીન્ સેપરૂ
બજાઈ કઝૂ દૂરૂ બૂદી ગુઝરૂ
નેશસ્ત અઝ્ બરે નરૂગેસો ઝઅફરાન્
યકી તીગ્ દરૂ ઝીરે ઝાનૂ ગરાન્

હું ફગફૂરે ચીની પાસેથી લશ્કર માગું-અને એવી રીતે આપણે ચારાથી તેઓનો માર્ગ બંદ કર્યે"

તે પાદશાહની સઘળી વાતો એટલાજ માટે ઊંધી પડતી હતી, કે તેનો સેતારો બરગશ્તે બન્યો હતો.

અંધારી રાતે તેની કશી યુક્તિ કારગર નહીં નીવડી-અને તેનું કામ મુશ્કેલજ થતું ગયું.

તેણે શીરીનને કહ્યું કે "વખત એવો આવી લાગ્યો છે-આપણી ૨૧૩
સઘળી યુક્તિઓ ઉપર દુશ્મનો ગાલેબ આવ્યા છે"

શીરીન બોલી કે "તું ખુશહાલ જીવતો રહેજે-તારા દુશ્મનોની બૂરી નઝર હમેશે તારીથી દૂર રહેજો !

તું હવે તારી અકલથી પોતાનો એલાજ કર-એવું નહીં બનવું જોઇયે કે તને દુશ્મનનો મોહતાજ થવું પડે.

જ્યારે સવાર પડશે ત્યારે યુક્તિબાઝ દુશ્મન-ઝરૂર આ મેહલ તરફ આવશે."

તેજ વખત પાદશાહે ખઝાનામાંથી બખ્તર, બે હિંદી તલવાર અને રૂમી કોલાહ મંગાવી.

તેમજ તીરનો ભાઠરો, તીર અને સોનેરી ઢાલ મંગાવી-એક લડાયક બહાદુર નોકર લઈ,

સીઆહ રાતે કે જે વખતે કે ઊંઘમાંથી કાગડા ઉઠે છે તે વખતે તે બાગમાં આવ્યો.

તેણે સોનેરી ઢાલ એક ડાળીમાં એવી જગ્યાએ લટકાવી કે જે જગ્યા આવજાવથી વેગળી હતી.

તે નર્ગેસ અને કેસરની કયારી આગળ ઘુંટણુમંદી બેઠો હતો-અને ઘુંટણની નીચે એક ભારી વઝનની તલવાર મેલી હતી.

## ગેરેફ્તાર્ શુદને ખુસવ્ વ ફેરેસ્તાદને શીરૂય ઊરા બતયસફૂન્.

ચુ ખુરૂશીદ્ બરૂઝદ્ સનાન્ અઝ્ ફરાઝ્
સુએ કાખ શુદ્ દુશ્મને દીવસાઝ્
યકાયક્ બેગશ્તન્દ્ ગોર્દે સરાય
તેહી બુદ્ કે શાહ્ આન્ સઝાવારૂ જાય
બતારાજ્ દાદન્દ્ ગન્જે વરા
નકરૂદ્ ઇચ્ કસ યાદ્ રન્જે વરા
હમહ્ બાઝ્ ગશ્તન્દ્ દીદહ્ પુરૂ આબ્
ગેરેફૂતહ્ કે કારે ઝમાનહ્ શેતાબ્
ચે જુઇમ અઝીન્ ગુમ્બદે તીઝ ગરૂદ્
કે હરૂગેઝ્ નેયાસાયદ્ અઝ્ કારૂ કરૂદ્
યકીરા હમી તાજે શાહી દેહદ્
યકીરા બદર્યા બમાહી દેહદ્
યકીરા બરહનહ્ સરો પાયો સોફૂત
ન આરામો ખુર્દો ન જાએ નેહોફૂત
યકીરા દેહદ્ નૂશ અઝ્ શહ્દો શીરૂ
બેપૂશદ્ બદીબાઓ ખઝ્ઝો હરીરૂ
સરન્જામ હરૂદ્ બખાક્ અન્દરન્દ્
બતારીક્ ચાહો મધાક્ અન્દરન્દ્

## ખુસરૂનું પકડાઈ જવું અને શીરૂએ તેને તયસફૂનમાં મોકલવો.

જ્યારે ખુરશીદે બુલંદીથી પોતાનો નેઝો બાહેર કાઢયો (યાને સૂર્ય પ્રકાશ્યો)-ત્યારે દેવની ખસ્લતનો દુશ્મન મેહલ તરફ ગયો.

તેઓ સઘળા તે મકાનની આસપાસ ફરી વળ્યા-પણ તે સુંદર જગ્યા ૨૧૪
પાદશાહ વગરની જોઇ.

આથી તેઓએ તેનો સઘળો ખઝાનો લૂટાવી દીધો-કોઇયે પણ તેની મેહનતનો કાંઈ વિચાર કીધો નહીં.

તે સઘળાઓ ઝમાનાનાં કામ માટે ઝઘડો કરી આંસુભરી આંખ્યોએ ત્યાંથી પાછા ફર્યા.

આ ઝડપથી ફરનારા ગુમ્બદ પાસેથી આપણે શું માગ્યે છિયે?-કારણકે તે તો પોતાનું કામ કરવાથી કદી અટકતો નથી.

તે એકને પાદશાહી તાજ આપે છે-ત્યારે બીજાને દર્યામાં માછલીને સ્વાધીન કરે છે

તે એકને ઉઘાડે માથે, ઉઘાડે પગે અને ઉઘાડે ખફે ફેરવે છે-તેને નહીં આરામ કે નહીં ખોરાક કે નહીં રહેવાની જગ્યા આપતો.

જ્યારે બીજાને પીવા માટે મધ અને દૂધ આપે છે-અને તેને રેશમી તેમજ બાલના વણેલાં કપડાં પેહેરાવે છે.

પણ શેવટે તેઓ બન્ને ખાકમાંજ પડે છે-અંધારા કૂવા અને ખાડામાંજ પડે છે.

અગર ખુદ ન બાદી ખેરદમન્દ મરૂદ
નબુદીશ અન્દૂહે નન્ગો નબરૂદ
નહીદી જહાન્ અઝ બુનહ્ બેહુ બુદી
અગર કેહ્ બુદી મરૂદ અગર મેહ્ બુદી
૨૧૫ કુનૂન રન્જ દર કારે ખુસ્રવ બરીમ
બખાનન્દહ્ આગાહીએ નવ બરીમ
હમી બૂદ ખુસ્રવ બદાન મરૂઘઝાર
દેરખ્તે બલન્દ અઝ બરશ સાયહ્ દાર
ચુ બુગઝશ્ત નીમી ઝે રૂઝે દરાઝ
બનાન્ આમદ આન્ પાદશારા નેયાઝ
બબાધ્ અન્દરૂન્ બુદ યકી પાયકાર
કે નેશ્નાખ્તી ચેહ્રએ શહ્રયાર
પરસ્તન્દહ્રા ગોફ્ત ખુરશીદ ફર
કે શાખી બેબુર ઝીન્ ગેરામી કમર
બદાન્ શાખ્ બુદ મોહ્રએ ઝરૂર પન્જ
બમોહ્રહ્ ઝે ગઉહર બસી દીદહ્ રન્જ
ચુનીન્ ગોફ્ત બા બાઘબાન્ શહ્રયાર
કે ઈન્ મોહ્રહ્ એમરૂઝ આયદ બકાર
બબાઝાર્ શવ્ પારએ ગૂશ્ત ખર
દેગર નાનો બી રાહ્ જાઈ ગુઝર
હમાન્ ગઉહરાન્રા બહા સી હઝાર
દેરમ બુદ કસીરા કે બૂદી બકાર
સુએ નાન્વા શુદ સબુક બાઘબાન
બદાન્ શાખે ઝરીન્ અઝ ખાસ્ત નાન
૨૧૬ બદૂ નાનવા ગોફ્ત કીન્રા બહા
નદારમ નેયારમશ કર્દન રહા
બબોર્દન્દ હરદૂ બગઉહર ફરૂશ
કે ઈન્રા બહા કુન બદાનેશ બકૂશ
ચુ દાનન્દહ્ આન્ મોહ્રહારા બદીદ
બદૂ ગોફ્ત કીન્રા કે દાનદ ખરીદ
ચુનીન્ શાખ દર ગન્જે ખુસ્રવ બુદી
બહીન્ગૂનહ્ હર સાલ સદ નવ બુદી
તો ઈન્ ગઉહરાન્ અઝ કે દોઝદીદઈ
ગર અઝ બન્દઈ ખોફ્તહ્ બુબીદઈ
સુએ ઝાદફરૂરોખ શુદન્દ આન્ સે મરદ
અબા ગઉહરો ઝરો બા કાર કરદ
ચુ આન્ ગઉહરાન્ ઝાદફરૂરોખ બદીદ
સુએ શહ્રયારે નવ અન્દર દવીદ
બશીરૂય બેન્મૂદ અઝાન્ સાન્ ગોહર
બુરીદહ્ અઝાન્ શાખે ઝરીન્ કમર
ચુનીન્ ગોફ્ત શીરૂય બા બાઘબાન્
કે ગર ઝીન્ ખોદાવન્દે ગઉહર નેશાન્
નગૂઈ હમ અકૂનૂન બેબુરરમ સરત
હમાનરા કે ઊ બાશદ અઝ ગઉહરત
૨૧૭ બદૂ ગોફ્ત શાહા બબાઘ અન્દરસ્ત
ઝેરેહ્ પૂશ મર્દી કમાની બદસ્ત
બબાલાએ સર્વો બરોખ ચૂન બહાર
બહર ચીઝ માનન્દએ શહ્રયાર
સરાસર હમહ્ બાઘ અઝ રઉશનસ્ત
ચુ ખુરશીદે તાબન્દહ્ દર જઉશનસ્ત

જો અકલમંદ મર્દ પયદાજ નહીં થતે-તો તેને નામના કે કીર્ત્તિ મેળવવાનો ગમ રહેતેજ નહીં.

જો શુરૂઆતથીજ આ દુન્યાને જોતે નહીં તો તે ભલુંજ થતે-પછી તે ગમે મોટો માણુસ હતે કે ગમે નાનો હતે.

હવે આપણે ખુસરૂનાં કામમાં મહેનત લઇયે-અને વાંચનારને નવી નવી વાતો ઝાહેર કર્યે.

ખુસરૂ તે લીલોતરી ભરી જગ્યામાં મોટાં ઝાડના આશ્રા હેઠળ થોભેલો હતો.

જ્યારે અડધો દિવસ પસાર થયો-ત્યારે તે પાદશાહને ભૂખ લાગી.

બાગમાં એક નોકર હતો-કે જે પાદશાહનો ચેહરો ઓળખી શકતો નહીં હતો.

તે ખુરશીદના ઝળકાટવાળા પાદશાહે પોતાના નોકરને કહ્યું-કે "આ કીમતી કમરબંદમાંથી એક ટૂકડો કાપી કાઢ.

તે ટૂકડામાં પાંચ સોનેરી ગોળીઓ હતી-જે ગોળીઓમાં ઘણાંક ઝવાહેર જડેલાં હતાં.

પાદશાહે પેલા માળીને કહ્યું-કે "આ ગોળીઓ આજે કામ લાગશે.

તું બાઝારમાં જા અને થોડુંક ગોશ્ત અને રોટલી ખરીદ કરી એકુ ઉગટ રાહે પાછો ફર."

હવે તેજ ગોહરોની કીમત કે જેને તે કામમાં આવતાં હોય તો ત્રીસ હઝાર દિરમ હતી.

માલી શેતાબ ભઠિયારા પાસે ગયો-અને પેલી સોનેરી છડી આપીને નાન માંગી.

ભઠિયારાએ તેને કહ્યું કે "એની કીમતના પૈસા મારી પાસે નથી તો પણ હું એને જવા દેવાનો નથી.

તેઓ બન્ને ઝવેરીની આગળ તે નંગો લઇ ગયા-અને કહ્યું કે "વિચાર કરીને એની કીમત કર."

જ્યારે ઝવેરીએ તે ગોહરો જોયાં-ત્યારે બોલ્યો કે "એને કોણ ખરીદી શકે છે?

એવી છડીઓ તો ખુસરૂના ખઝાનામાં રહેતી હતી-અને દર વર્ષે એવી સો નવી બનતી હતી.

તું આ ગોહરો કોણનાં ચોરી લાવ્યો છે?-અથવા કોઈ સૂતેલા ગોલામના વેતરી લાવ્યો છે"

આથી પેલા ત્રણે જણ તે ગોહરો, તે સોનું અને તે સઘળી કારીગરી લઇને ઝાદફરરોખ પાસે ગયા.

જ્યારે ઝાદફરરોખે તે ગોહરો જોયાં-ત્યારે તે નવા પાદશાહ શીરૂય તરફ દોડયો.

અને સોનેરી કમરબંદમાંથી કાઢેલી પેલી ગોહર જડિત છડી શીરૂયને બતાવી.

શીરૂએ પેલા માળીને કહ્યું-કે "અગરજો આ ગોહરના માલેકની નિશાની,

તું મને નહીં કહેશે તો હમણાં તારૂં તેમજ તારાં સગાંવહાલાંઓ જે હશે તેનું સર કાપી કાઢીશ"

માળી બોલ્યો કે "ઓ પાદશાહ! હાથમાં કમાન પકડીને બખ્તર પેહેરેલો એક શખ્સ બાગમાં આવ્યો છે.

જે કદમાં સરોવર જેવો અને ચેહરામાં બહારની મોસમ જેવો છે-અને તે દરેક વાતમાં પાદશાહને મળતો આવે છે.

સઘળો બાગ તેનાથી દીપી નીકળ્યો છે તે બખ્તરની અંદર ઝળકતા ખુરશીદ જેવો લાગે છે.

ફેરૂ હેશ્તહુ અઝ શાખ ઝરૂરીન સેપરૂ
ચકી બન્દહુ દરૂ પીશે ઊ બા કમરૂ
ખુરીદ ઈન્ ઝુનીન્ શાખે ગઉહરૂ અઝૂય
મરા દાદો ગોફૂતા કઝ ઇદરૂ બેપૂય
ઝે બાઝારૂ નાન્ આવરો નાન્ ખરશ
હમ અફ્નૂન્ બેરફૂતમ ચુ બાદ અઝ બરશ
બેદાનેસ્ત શીરૂય કાન્ ખુસ્રવસ્ત
કે દીદારે ઊ દરૂ ઝમાનહુ નવસ્ત
ઝે દરૂગહુ ફેરેસ્તાદ સીસદ સવારૂ
ચુ બાદે દમાન્ તા લબે જૂયબારૂ
ચુ ખુસ્રવ ઝે દૂરૂ આન્ સેપહુરા બેદીદ
બપેમ્ર્મોર્દો શમ્શીરે કીન્ બરૂ કશીદ
ચુ રૂએ શહન્શાહુ દીદ આન્ સેપાહુ
હમહુ બાઝ ગશ્તન્દ ગેર્યાન્ ઝે રાહુ
યકાયકુ બરે ઝાદફરૂરોખ શુદન્દ
હમી હરૂ કસી દાસ્તાનહા ઝદન્દ
કે મા બન્દગાનીમો ઊ ખુસ્રવસ્ત
બદાન્ શાહુ રૂઝે બદ અફ્નૂન્ નવસ્ત
નેયારદ ઝદન્ કસ બદૂ બાદે સરૂદ
ચે દરૂ બાઘ બાશદ ચે અન્દરૂ નબરૂદ
બેશુદ ઝાદફરૂરોખ બનઝદીકે શાહુ
ઝે દરૂગાહુ બરૂદાશ્ત ચન્દી સેપાહુ
ચુ નઝદીકે ઊ રફૂત તનહા બેબૂદ
ફેરાવાન્ સખુન ગોફૂતો ખુસ્રવ શેનૂદ
બદૂ ગોફૂત અગરૂ શાહુ બારમ દેહદ
બરીન્ કર્દહા ઝીન્હારમ દેહદ
બેયાયમ બેગૂયમ સખુન હરૂચે હસ્ત
વગરૂનહુ બેપૂયમ બસૂએ નેશસ્ત
બદૂ ગોફૂત ખુસ્રવ ચે ગૂઈ બેગૂય
ન અન્દુહુ ગોસારી ન પયકારૂ જૂય
ઝુનીન્ ગોફૂત પસ મર્દે ગૂયા બશાહુ
કે દરૂ કારૂ હોશયારૂ તરૂ કુન નેગાહુ
બરાન્ નેહુ કે કોશ્તી તો જન્ગી હઝારૂ
સરન્જામ સીરૂ આઈ અઝ કાર્ઝારૂ
હમહુ શહરે ઈરાન્ તોરા દુશ્મનન્દ
બપયકારે તૂ યકૂ દેલો યકૂ તનન્દ
બેયા તા ચે ખાહદ નમૂદન્ સેપેહરૂ
મગરૂ કીનહા બાઝ ગર્દદ બમેહરૂ
બદૂ ગોફૂત ખુસ્રવ કે આરી રવાસ્ત
હમહુ બીમ અઝ મરૂદુમે નાસઝારસ્ત
કે પીશે મન્ આયન્દો ખારી કુનન્દ
બમન્ બરૂ મગરૂ કામગારી કુનન્દ
હમી ગોફૂત બા ઝાદફરૂરોખ સોખન્
દેલશ બદ શુદ અઝ રૂઝગારે કોહન્
કે ઊરા સેતારહુ શુમોરૂ ગોફૂતહુ બૂદ
ઝે ગોફૂતારે ઇશાન્ બરૂ આશોફૂતહુ બૂદ
કે મર્ગે તો બાશદ મેયાને દો કુહુ
બદસ્તે યકી બન્દહુ દૂરૂ અઝ ગોરૂહુ
યકી કુહે ઝરૂરીન યકી કુહે સીમ
નેશસ્તહુ તૂ અન્દરૂ મેયાન્ દેલ દો નીમ

ઝાડની એક ડાળીમાં તેણે સોનેરી ઢાલ લટકાવી છે-અને કમર બાંધેલો એક ચાકર તેની આગળ ઉભો છે.

તે ચાકરે આ ગોહર જડિત છડી કમરબંદમાંથી કાઢી-મને આપી અને કહ્યું કે દોડ,

બાઝારમાંથી રોટલી અને રોટલી સાથનું ખાવાનું (ઉપરનું) લઇ આવ-તેવોજ હું પવન વેગે તેની પાસેથી દોડયો."

શીરૂય સમજી ગયો કે "તે ખુસરૂજ છે-કે જેનો ચેહરો આ વખતમાં પણ જવાન રહેલો છે."

પછી તેણે દરગાહમાંથી ફુંકતા પવનની મિસાલ ત્રણસો સવારો નદીના કિનારા સુધી દોડાવ્યા.

જ્યારે ખુસરૂએ દુરથી તે સવારોને જોયા-ત્યારે તેનો ચેહરો ઉતરી ગયો અને લડવા માટે તલવાર બાહેર કાઢી.

જ્યારે તે લશ્કરે શેહન્શાહનો ચેહરો જોયો-ત્યારે તેઓ સઘળા રસ્તામાંથીજ રડતા પાછા ફર્યા.

સઘળા ઝાદફરરોખની નઝદીક ગયા-અને દરેક જણ વાતો કરવા લાગ્યા. ૨૧૮

કે "અમો તો બંદા છિયે અને તે અમારો પાદશાહ છે-તે પાદશાહનો હાલ ભૂંડો દહાડો બેઠો છે.

તેને કોઇ જરા પણ ઈજા કરી શકતું નથી-પછી શું તે બાગમાં હોય કે શું લડાઇમાં હોય"

ઝાદફરરોખ પાદશાહની નઝદીક ગયો-અને દરબારમાંથી થોડાક સિપાહો લીધા.

જ્યારે તે પાદશાહની પાસે ગયો ત્યારે તે લશ્કર વગર એકલોજ હતો-તેણે ઘણીક વાતો કહી અને ખુસરૂએ તે સાંભળી.

તે બોલ્યો કે "જો પાદશાહ મને પોતાની નઝદીક આવવાનો હોકમ આપે-અને મારાં કીધેલાં કામોની માફી બક્ષે,

તો હું આઉં અને જે કાંઇ વાત છે તે તને કહું-નહીં તો ગ્બર તરફ પાછો જાઉં."

ખુસરૂએ તેને કહ્યુ કે "શું કહે છે બોલ તું મારાં દિલનો ગમ વીસરાવનારો નથી તેમ લડનારો પણ નથી."

પછી તે સુભાષિત બોલનારાએ પાદશાહને કહ્યું-કે "તું એ કામમાં વધારે તીક્ષ્ણ નઝર કર.

તું એમ માની લે કે તેં એક હઝાર લડાયકોને મારી નાખ્યા-તો પણ શેવટે તો તું લડાઇથી ધરાઈજ જશે.

આખું ઈરાન શેહર તારૂં દુશ્મન બન્યું છે-તેઓ તારી લડાઇમાં સઘળા એકમત થયા છે. ૨૧૯

હવે તું આવ જોઇએ કે આસ્માન શું દેખાડવા માગે છે?-કદાચ સઘળો કીનો દયામાં ફેરવાઇ પણ જાય."

ખુસરૂ બોલ્યો કે "હા, વાજબી છે-સઘળી ધાસ્તી મને નાલાયક માણસોથીજ છે.

કે તેઓ મારી નઝદીક આવે અને મારી ખુવારી કરે-કદાચ મારી ઉપર તેઓ ફાવી જાય."

ઝાદફરરોખ સાથે તે એ પ્રમાણે વાતો કરતો હતો-પણ તેનું દિલ આગળી વાતોના વિચારથી નિરાશ બન્યું હતું.

કારણકે તેને નુજૂમીઓએ કહેલુંજ હતું-અને તેઓની તે વાતોથી તે ગભરાયલોજ હતો,

કે "તારૂં મોત બે પહાડની વચ્ચે વસ્તીથી દૂર એક નોકરના હાથ ઉપર આવશે.

એક સોનેરી અને એક રૂપેરી પહાડ હશે-તે બન્નેની વચ્ચે તું તુટેલે દિલે બેઠેલો હશે.

ઝબરૂ આસ્માને તો ઝરૂરીન્ બુવદ
ઝમીન્ આહનીન્ બખ્ત પુરૂ કીન બુવદ
કુનૂન્ ઇન્ ઝેરેહ્ ચૂન્ ઝમીને મનસ્ત
સેપરૂ આસ્માને ઝરીને મનસ્ત
૨૨૦ દો કૂહ્ ઈન્ દો ગન્જે નેહાદહ્ બબાઘ
કઝાન્ ગન્જહા બુદ દેલમ્ ચૂ ચરાઘ
હમાના સરૂ આમદ કુનૂન્ રૂઝે મન્
કુજા અખ્તરે ગીતી અફ્રૂઝે મન્
કુજા આન્ હમહ્ કામો આરામે મન્
કે બરૂ તાજહા બરૂ બુદી નામે મન્
બેઆવુર્દન્દ પીલી બનઝદીકે ઊય
પુરૂ આંઝ દરૂદ બુદ જાને તારીકે ઊય
બરાન્ કૂહએ પીલ્ બેન્શસ્ત શાહ્
ઝે બાઘશ બરૂ આવરૂદ લશ્કરૂ બરાહ્
સખુન્ ગોફ્ત અઝાન્ પીલ્ બરૂ પહ્‌લવી
કે અય ગન્જ અગરૂ દુશ્મને ખુસ્રવી
મકુન્ દૂસ્તી નીઝ બા દુશ્મનમ
કે એમરૂઝ દરૂ દસ્તે અહ્‌રીમનમ
બસખ્તી નબૂદીમ ફર્યાદરસ
નેહાન્ બાશો મુન્માય રૂયત બકસ
બદસ્તૂરૂ ફરમૂદ અઝાન્ પસ કોબાદ
કઝૂ હીચ બરૂ બદ મકુન્ નીઝ યાદ
બિગૂ તા સુએ તયસફૂનશ બરન્દ
ઝે દરૂગાહ બા રહનમૂનશ બરન્દ
૨૨૧ બેબાશદ બઆરામ્ તા રૂઝે ચન્દ
નબાયદ કે દારદ કસ ઊરા નેઝન્દ
બરૂ બરૂ મુવક્કલ્ કુની ઊસ્તુવારૂ
ગલીનૂશરા બા સવારી હઝારૂ
ચુ ગર્દન્દહ્ ગરૂદુન્ બસરૂ બરૂ બેગશ્ત
શુદ અઝ શાહીઅશ સાલ્ બરૂ સીઓ હશ્ત
કુજા માહે આઝરૂ બુદો રૂઝે દય
ગહે આતેશો મોર્ગે બિર્યાનો મય

ઝે ખુસ્રવ બેશુદ ફરૂરે શાહનશાહી
અબી તાજ માન્દ ઊ બસાને રહી
કોબાદ આમદો તાજ બરૂ સરૂ નેહાદ
બઆરામ બેન્શસ્ત બરૂ તખ્ત શાદ
અઝ ઈરાન્ બરૂ કરૂદ બયઅત સેપાહ્
દેરમ દાદ યક્ સાલહ્ અઝ ગન્જે શાહ્
નબુદ ઝેન્દગાનીશ જોઝ હફ્ત માહ્
તો ખાહીશ નાચીઝ ખાન્ ખાહ્ શાહ્
ચુનીનસ્ત રસ્મે સરાએ જફા
નબાયદ કઝૂ ચશ્મ દારી વફા
જવાન્મર્દી અઝ કારૂહા પીશહ્ કુન્
હમહ્ નીકુઈ અન્દરૂ અન્દીશહ્ કુન્
૨૨૨ ચુ ગૂઈ કઝૂ મન્ રસીદમ બકામ્
નેગહ્ કુન્ કે આન્ કામ્ બન્દસ્તો દામ્
ઝે બદ તા તવાની સેગાલેશ મકુન્
અઝીન્ મર્દે દાનન્દહ્ બેશ્નવ સખુન્

તારાં માથાં ઉપરનું આસ્માન સોનેરી હશે–અને તારી ઝમીન લોઢાંની બની હશે અને તારૂં નસીબ પણ કીના ભરેલું થયું હશે.

હમણાં આ બખ્તર મારી ઝમીનની જગ્યાએ છે–આ ઢાલ મારૂં સોનેરી આસ્માન છે.

બે પહાડ તે આ બાગમાં મૂકેલા બે ખઝાના છે-કે જે ખઝાનાઓથી મારૂં દિલ ઝળકતું રહેતું હતું.

ખચીત કે હવે મારો વખત આવી લાગ્યો છે–કયાં ગયો મારો દુન્યાને રોશન કરનારો સેતારો?

તે સઘળી મારી મુરાદ અને આરામ કયાં ગયાં?–કે જે વખતે સઘળાં તાજો ઉપર મારૂંજ નામ લખાતું હતું."

પછી તેઓ તેની નઝદીક એક હાથી લઇ આવ્યા–તેનો સીઆહ જીવ દર્દથી ભરેલો હતો.

પાદશાહ તે હાથીની અમારી ઉપર બેઠો–પેલું લશ્કર તેને તે બાગ માંથી રસ્તા ઉપર લઈ આવ્યુ.

તે હાથી ઉપરથી પોતાની પહલવી ભાષામાં બોલ્યો-કે "ઓ ખઝાના! અગર તું ખુસરૂનો દુશ્મન છે,

તો તું મારા દુશ્મન સાથ પણ દોસ્તી ના કરતો–કારણકે હું આજે એહરેમનના હાથમાં સપડાયલો છૂ.

સખ્તીને વખતે તું મારી મદદે નથી આવ્યો-તો તું છૂપોજ રહેજે અને કોઇને પોતાનો ચેહરો દેખાડતો ના."

પછી કોબાદે વઝીરને ફર્માવ્યું-કે "એની સાથે તું કશી પણ ભૂંડાઈ કરતો ના.

આ દરગાહમાંથી ભોમિયાઓ સાથે તેને તયસફૂન લઈ જવા કહે.

જેથી તે થોડા દહાડા સૂધી આરામમાં રહે કોઇયે તેને કશી પ્રકારે દિલગીર કરવો નહીં જોઇએ.

એક હઝાર સવાર સાથે ગલીનૂશને તેની ઉપર ચોકી કરવા માટે મુકરર કર"

જ્યારે ફરતો આસમાન તેનાં સર ઉપર ફર્યો–અને તેની પાદશાહીનાં આડત્રીસ વર્ષ પુરાં થયાં,

પાનખર રૂતુનો છેલ્લો મહિનો આદર અને દેપદાર રોઝ-જે વેળા સગડી સળગાવવાનો અને ભુંજેલાં પક્ષી ખાવાનો તેમજ મયનૂશી કરવાનો વખત હોય છે,

તે વખતે ખુસરૂનો શેહન્શાહી ઝળકાટ જતો રહ્યો–તે તાજ ખોહી એક નોકરની માફક બન્યો.

પછી કોબાદે આવી પોતાનાં સર ઉપર તાજ મૂકયું-તે આરામ સાથ ખુશહાલ તખ્ત ઉપર બેઠો.

ઈરાનનાં લશ્કરે તેની ઉપર પાદશાહ તરીકેની દોઆ કીધી–શીરૂએ તેઓને પાદશાહના ખઝાનામાંથી એક વર્ષનો પગાર બક્ષેશ આપ્યો.

તેની ઝિંદગાની સાત મહિના કરતાં વધુ રહી નહીં-તું ગમે તો તેને તચ્છ સમજ અને ગમે તો શાહ તરીકે સમજ.

આ ઝુલ્મી દુન્યાની રાહ રસ્મ એવીજ રીતની છે–તારે તેનાથી વફાદારીની આશા રાખવી નહીં.

સઘળાં કામોમાંથી જવાનમર્દીનોજ ધંધો એખ્તયાર કર–તું હમેશ ભલાઇનોજ વિચાર રાખ.

જો તું તેનાથી પોતાને મુરાદે પુગેલો સમજતો હોય–તો તું તપાસી જો કે તે મુરાદ કયદખાનું અને ફાંસોજ છે.

બને ત્યાં સૂધી તું બદીનો વિચાર ના કર–આ અનુભવી શખ્સની વાતો સાંભળ.

ચુ ગોફ્તારે કેર્દારે નીકૂ કુની
બગીતી રવાન્રા બીઆહૂ કુની

જો તું સારીજ વાતો અને ભલાંજ કામો કરશે-તો આ દુન્યામાં તારા આત્માને વગર અયબનો બનાવશે.

# શીરૂય*

પાદ્શાહીએ કોબાદ્ મશ્હૂર્ બશીરૂય હફ્ત્ માહ્ બૂદ્ બર્ તખ્ત્ નેશસ્તને શીરૂય વ અન્દર્ઝ્ કર્દન્ વ ફેરેસ્તાદને સરાન્રા નઝ્દે પેદર્ બપન્દો પૂઝેશ્.

શીરૂયને નામે જણાયલા કોબાદની પાદશાહી સાત મહિના હતી. શીરૂયનું તખ્ત ઉપર બેસવું અને તેણે શીખામણ આપવી અને સરદારોને બાપની નઝદીક શીખામણ દેવા અને માફી માગવા માટે મોકલવા.

ચુ શીરૂય બેન્શસ્ત બરૂ તખ્તે નાઝ
બસરૂ બરૂ નેહાદ્ આન્ કઈ તાજે આઝ
બેરફ્તન્દ ગોર્દાને ઇરાનેયાન્
બરૂ ખાન્દન્દ આફ્રીને કેયાન્
ચુનીન્ ગોફ્ત હરૂ યકુ બબાન્ગે બલન્દ
કે અય પુરૂ હોનરૂ ખુસ્રવે અરૂજમન્દ
ચુનાન્ દાન્ કે યઝ્દાન્ તોરા દાદ્ તાજ
નેશસ્તી બઆરામ બરૂ તખ્તે આજ
બેમાનાદ્ ગીતી બફર્ઝન્દે તૂ
ચુનીન્ હમ બખીશો બપયવન્દે તૂ
ચુનીન્ દાદ્ પાસોખ બદીશાન્ કોબાદ્
કે હમવારહ્ પીરૂઝ બાશીદો શાદ્
નબાશીમ તા જાવેદાન્ બદ્કનેશ
ચે નીકૂ બુવદ્ દાદ્ બા ખુશ મનેશ
જહાન્રા બેદારીમ્ બા ઈમની
બેબુરૂરીમ કેર્દારે અહુરીમની
ઝે બાયેસ્તહ્ આઇને પીશીને મા
કે અફ્ઝૂન્ કુનદ્ ફરૂરહો દીને મા
પયામી ફેરેસ્તમ બનઝ્દે પદરૂ
બેગૂયમ બદૂ ઈન્ સખુન્ દરૂ બદરૂ

જ્યારે શીરૂય તે લાકડાં તખ્ત ઉપર બેઠો-અને લોભનું પાદશાહી તાજ સર ઉપર મૂક્યું,

ત્યારે ઈરાની પેહલવાનો આવ્યા-અને તેઓએ તેની ઉપર પાદશાહ તરીકેની દુઆ કીધી.

દરેક જણે બુલંદ આવાઝે કહ્યું-કે "એ કીર્ત્તિ ભરેલા નામીચા પાદશાહ!

તું જાણ કે તને યઝદાંએ આ તાજ બક્ષેશ આપ્યુ છે-તું આરામ સાથ આ હાથીદાંતનાં તખ્ત ઉપર બિરાજ્યો છે.

તારાં ફર્ઝંદો ઉપર તેમજ તારા ખેશીઓ અને સગાંઓ ઉપર દુન્યા કાયમ રહેજો!"

કોબાદે તેઓને એવો જવાબ આપ્યો-કે "હમેશે તમો ફતેહમંદ અને ખુશહાલ રહેજો!

આપણે જાવેદાન સુધી બૂરી ચાલના નહીં બનીશું-ભલમનસાઈ સાથનો ઈન્સાફ કેવો ભલો હોય છે?

દેશને આપણે ધાસ્તી વગરનો રાખીશું-અને એહરેમંદી ભર્યાં કામોને ૨૨૩
જડમૂળથી ઉખેડી કાઢીશું.

આપણા વડવાઓની ભલી રીતભાત-કે જે આપણો દબદબો અને દીનને વધારે છે તે પ્રમાણે,

હું મારા બાપની નઝદીક એક પયગામ મોકલીશ અને તેને આ સઘળી વાતો કહેવાડીશ.

---

* આ પાદશાહ ખુસરૂ પર્વીઝનો વડો બેટો અને કયસરની છોકરી મર્યમ (મેરિસ)નો છોકરો. એનું બીજું નામ "કોબાદ" હતું. આ પાદશાહ મા તરફથી ખ્રિસ્ટી ખમીર ધરાવતો હોવાથી ખ્રિસ્ટી ધર્મ તરફ ઢળેલો હતો. રોમનો સાથ સલાહ કરી ઈરાને જીતેલા રૂમના મુલકો પાછા તેઓને સ્વાધીન કર્યા હતા. રોમનોની ઉસકેરણીથીજ જાણે પોતાના બાપ ખુસરૂ પર્વીઝને તેમજ તેના પંદર બેટાઓને કયદ કરી પાછળથી મારી નખાવ્યા હતા. આ પાદશાહ બહુજ નબળાં મનનો હતો. એનો અંત પણ ઝેહરથીજ આવ્યો હતો. આ પાદશાહ બહુજ ટુંક મુદ્દત ફેબરૂઆરી ૬૨૮ થી નવેમ્બર ૬૨૮ સુધી રાજઅમલ ચલાવી મરણ પામ્યો હતો.

ચે નાખૂબ્ કારી કે ઊ શાન્દહસ્ત
બબદ્ નામે ઊ દર્ જહાન્ માન્દહસ્ત
બયઝદાન્ કુનદ્ પૂજેશી આન્ ગુનાહ્
ગેશાયન્દહ્ ગર્દદ્ બઆઇનો શાહ્
ચુ ઊ શામ ગર્દદ્ બગોફ્તારે મન્
બીઆઝારૂ દેલ ગર્દદ્ અઝ્ કારે મન્
બેપર્દાઝમ આનગહ્ બકારે જેહાન્
બેહૂશમ બદાદ્ આશ્કારો નેહાન્
બજાએ નેકૂ કારૂ નીકી કનમ
દેલે મર્દે દર્વીશરા નેશ્કનમ
દો તન્ બાયદમ પાકો નીકૂ સોખન્
કુજા યાદ્ દારન્દ્ કારે કોહન્
બદાન્ અન્જુમન્ ગોફ્ત કીન્ કારૂ કીસ્ત
અઝ્ ઈરાનેયાન્ પાકો બીદારૂ કીસ્ત
૨૨૪ નમૂદન્દ્ ગોર્દાન્ સરાસર્ બચશ્મ
દો ઉસ્તાદ્રા ગર્ નગીરન્દ્ ખશ્મ
બેદાનેસ્ત શીરૂય કીરાનેયાન્
કેરા બર્ ગુઝીદન્દ્ પાક્ અઝ્ મેયાન્
ચુ અશ્તાદો ખરૂરાદે બર્ઝીને પીર્
દો દાનાએ ગૂયન્દહો યાદ્ગીર્
બદીશાન્ ચુનીન્ ગોફ્ત કય બેખ્રદાન્
જહાન્ દીદહો કારૂ કર્દહ્ રદાન્
મદારીદ્ કારે જહાન્રા બરન્જ
કે અઝ્ રન્જ યાબદ્ સરફ્રાઝ્ ગન્જ
શુમારા બેબાયદ્ શુદન્ નઝદે શાહ્
મગર્ કઝ્ શુમા શાહ્ આયદ્ બરાહ્
બેગૂઇદ્ • પીશશ ચુ બાયદ્ સોખન્
ઘે અઝ્ નવ ઘે અઝ્ દાસ્તાને કોહન્
દો બીનન્દહ્ બીકામ બરૂખાસ્તન્દ્
પુર્ અઝ્ આબ્ મેશ્રગાન્ બેયારાસ્તન્દ્
ચુ ખરૂરાદે બર્ઝીનો અશ્તા ગોશસ્પ
બફર્માન્ નેશસ્તન્દ્ હરૂદ્ બઅસ્પ
બદીશાન્ ચુનીન્ ગોફ્ત કઝ્ દેલ કુનૂન્
બેબાયદ્ ગેરેફ્તન્ રહે તયસફૂન્
૨૨૫ બખરૂશદ્ ગોફ્તા નેગર્ તુ બનુવી
બવીઝહ્ કે દસ્તૂરે ખુસ્રવ બુવી
પયામી બરી નઝદે ફરૂરોખ પદર્
સખુન્ યાદ્ ગીરી હમહ્ દરૂબદર્
બેગૂઈ કે મારા નબુદ્ ઈન્ ગુનાહ્
ન ઇરાનેયાન્રા બુદ્ ઈન્ દસ્તગાહ્
કે બાદાફરહ્ ઇઝદી યાફ્તી
ચુ અઝ્ રાહે દીન્ રૂય બરૂતાફ્તી
યકી આન્ કે નાપાક્ ખૂને પેદર્
નરીઝદ્ ચે તન્ પાકઝાદહ્ પેસર્
નબાશદ્ બરીન્ નીઝ્ હમદાસ્તાન્
પુર્ અઝ્ દરૂદ્ કર્દી દેલે રાસ્તાન્
દેગર્ આન્ કે ગીતી પુર્ અઝ્ ગન્જે તોસ્ત
રસીદહ્ બહર્ કેશ્વરી રન્જે તોસ્ત
સે દીગર્ કે ચન્દાન્ દેલીરો સવાર્
કે બૂદન્દ્ અઝ્ ઈરાન્ હમહ્ નામદાર્

કે તેણે જે ભૂંડાઈ કીધી છે-અને જેથી તેનું નામ દુન્યામાં બદી સાથ ભેળાઈ રહ્યું છે,

તે ગુનાહોની પાક યઝદાન પાસે માફી માંગે-અને બલ્કી શાહ રસમ પ્રમાણે ચાલનારો બને.

જ્યારે તે મારી વાતો કબૂલ કરશે-અને આ મારી કોશેશથી તેનું દિલ સાફ થશે,

ત્યારે હું સલ્તનતનાં કામ માટે તુરત મશગૂલ થઇશ-અને ઝાહેર રીતે કે ખાનગી રીતે ઇન્સાફથીજ વરતીશ

ભલાની સાથે ભલાઇજ કરીશ-અને ગરીબ માણસોનાં દિલ દુઃખવીશ નહીં.

હવે જેઓ કે આગળા કામોની યાદ ધરાવતા હોય-તેવા પાક અને સારા સખુન બોલનારા બે જણ મને જોઇએ છે."

પછી તેણે તે અંજુમનને કહ્યું કે "આ કામ કોણ બજાવશે ઇરાનીઓમાંથી એવા પાક અને હુશ્યાર કોણ છે?"

સઘળા પેહલવાનોએ તેઓ ગુસ્સે નહીં થઈ જાય તે સબબથી બે પ્રવીણ શખ્શોને આંખની એશારતથી દેખડાવ્યા

શીરૂય સમજી ગયો કે ઇરાનીઓએ પોતા વચ્ચેથી કયા નેક શખ્શોને ચુંટી કાઢયા છે?

તેઓ અશ્તાદ અને બુઢ્ઢા ખરરાદે બર્ઝીન જેવા-બન્ને દાના, સુભાષિત બોલનારા અને યાદદાશ્ત શક્તિ ધરાવનારા હતા.

તેઓને શીરૂએ કહ્યું કે "ઓ અકલમંદો-અને જેહાનનો અનુભવ ધરાવનારા તેમજ લડાઇ અઝમાવેલા સરદારો!

તમો દુન્યાનાં કામોને મુશ્કેલ ના સમજતા-કારણકે મેહનતથીજ સરફરાઝ શખ્સ ગંજ મેળવે છે

તમો લોકોને પાદશાહની નઝદીક જવું જોઇએ-કદાચ તમારી શીખામણથી તે પાદશાહ પાછો રાહ ઉપર આવી જશે.

તમો તેની નઝદીક જેવા ઘટે તેવા લાયક સખુનો તેમજ શું નવી કે શું જૂની વાતો કહેજો"

તે બન્ને અનુભવીઓ આનાકાની સાથ ઉઠયા-અને બન્ને આંખો આંસુ ભરી કીધી.

જ્યારે ખરરાદે બર્ઝીન અને અશ્તાદ ગુશસ્પ-પાદશાહના હુકમથી બન્ને જણા ઘોડા ઉપર સવાર થયા,

ત્યારે તેઓને કહ્યું કે "હવે તમોએ ખરાં દિલથી તેસેફૂનનો માર્ગ પકડવો જોઇયે"

પછી ખરરાદને કહ્યું કે "તું ખાસ કરીને ખુસરૂનો વઝીર થાય છે, માટે સંભાળજે કેથે ઊઘાતો ના.

તું મારા મુબારક બાપની નઝદીક પયગામ લઈ જા-અને સઘળી વાતો એક પછી એક યાદ રાખજે.

તું કહેજે કે 'આ ગુનાહ મારો નથી-તેમજ ઈરાનીઓની પણ એવી મકદૂર નહીં હતી.

જ્યારે તેં દીનના માર્ગથી મોં ફેરવ્યું-ત્યારેજ તું આવી ખોદાઇ શિક્ષા પામ્યો છે.

પહેલું તો એકે એક પાકઝાદ છોકરો પોતાના બાપનુંજ નાપાકી ભર્યું ખૂન કદીબી કરેજ નહીં.

તેં રાસ્ત લોકોનાં દિલ દર્દથી ભરેલાં કીધાં હતાં-તે કામમાં પણ કોઇ તારી સાથ એકમત થશે નહીં.

બીજું એકે સઘળો દેશ તારા ખઝાનાથી ભરેલો છે-છતાં બીજો મેળવવા માટે દરેક મુલકમાં તારી આફત પહોંચેલી છે.

ત્રીજું એકે આટલા બધા બહાદુર લોકો અને સવારો-કે જેઓ સઘળા ઇરાનના નામદારો હતા,

બેબૂદન્દ શાહાન્ ક્રે ફર્ઝન્દે ખીશ
ક્રે બૂમો બરો પાકૂ પયવન્દે ખીશ
યકી સૂએ ચીન્ શુદ યકી સૂએ રૂમ
પરાગન્દહ્ગ અશતહ્ગ બહરૂ મર્ઝો બૂમ
દેગરૂ આન્ કે કયસરૂ બજાએ તો કરૂદ
ક્રે હરૂગૂનઇ અઝ તો તીમારૂ ખરૂદ
સેપહ્ દાદો દોખ્તરૂ તોરા દાદ નીઝ
હમાન ગન્જો બા ગન્જ બેસ્યારૂ ચીઝ
હમી ખાસ્ત દારે મસીહા બરૂમ
બદાન તા શવદ તાઝહ્ આન્ મર્ઝો બૂમ
બગન્જે તો અઝ દારે ઈસા ચે સૂદ
કે કયસરૂ બખૂબી ક્રે તૂ શાદ બૂદ
નદાદીઓ ઈન્ માયહ્ શરમ નબૂદ
સુએ મરૂદુમી રહ્નુમાયત નબૂદ
દેગરૂ આઝ બરૂ તૂ ચુનાન્ ચીરહ્ ગશ્ત
કે ચશ્મે ખેરદ મરૂ તોરા તીરહ્ ગશ્ત
ક્રે બીચારગાન્ ખાસ્તહ્ બેસ્તદી
ક્રે નફ્રીન્ બરૂએ તો આમદ બદી
બેકોશતી દો ખાલે નેકૂ ખાહ્રા
કઝીશાન્ બરૂ અફ્રૂખ્તી ગાહ્રા
ક્રે યઝદાન્ શેનાસ આન્ કે આમદત પીશ
બરૂ અન્દીશ અઝાન્ ઝેશ્ત કેર્દારે ખીશ
બદાન્ બદ કઝીન્ બદ બહાનહ્ મનમ
સખુનરા નુખોસ્ત આસ્તાનહ્ મનમ
બયઝદાન્ કે અઝ મન નબૂદ ઈન્ ગુનાહ્
ન જોસ્તમ્ કે વયરાન્ શવદ ગાહે શાહ્
કુનૂન્ પૂઝેરો ઇન્ હમહ્ બાઝ જૂય
બદીન્ નામદારાને ઈરાન્ બેગૂય
ક્રે બદ્હા કે કર્દી બયઝદાન્ ગેરાય
કે ઊયસ્ત બરૂ નીકુઈ રહ્નુમાય
મગરૂ મરૂ તોરા ઊ બુવદ દસ્તગીરૂ
બદાન્ રન્જહાઈ કે બૂદત ગુઝીરૂ
દેગરૂ આન્ કે ફર્ઝન્દ બૂદત દો હશ્ત
શબો રૂઝે ઈશાન્ બઝેન્દાન્ ગુઝશ્ત
બદીન્ સરૂકશી અઝ તો ઈમન્ નખોફ્તૂ
ક્રે બીમે તો બુગ્ઝાશ્તન્દી નેહોફ્તૂ
ચુ એશ્નીદ પયઘામે ઊ આન્ દો મરૂદ
બેરફ્તન્દ દેલહા પુરૂ અઝ દાઘો દરૂદ
બદીનગૂનહ્ તા કેશ્વરે તયસફૂન્
હમહ્ દીદહ્ પુરૂ આબો દેલ પુરૂ ક્રે ખૂન
અઝાન શહ્રૂ તા ખાને મારૂસેપન્દ
કે બૂદ અન્દરૂ શાહ્રૂયારે બલન્દ
નેશસ્તહ્ બદરૂ બરૂ ગલીનૂશ બૂદ
કે ગોફ્તી ઝમીન ઝ પુરૂ અઝ જૂશ બૂદ
અબા જઉશનો ખૂદ બસ્તહ્ મેઆન્
હમહ્ તાઝી અસ્પાન્ બબરૂગુસ્તુવાન્
હમહ્ લશ્કરશ ચફ્રૂસરૂ આરાસ્તહ્
કશીદહ્ હમહ્ તીઘો પીરાસ્તહ્
બચન્ગ્ અન્દરૂન ગોર્ઝે પૂલાદ દાશ્ત
હમહ્ દેલ પુરૂ અઝ આતેશો બાદ દાશ્ત

અને જેઓ પોતાનાં ફર્ઝંદથી, સર ઝમીનથી અને સઘળાં સગાંવહા. લાંથી ખુશહાલ રહેતા હતા,

તેઓ કોઈ ચીન તરફ અને કોઈ રૂમ તરફ નીકળી ગયા-અને દરેક સર ઝમીન અને મુલકમાં વીખરાઈ ગયા.

બીજું એકે કયસરે તારી સાથ શું શું ભલાઇ કીધી હતી તેણે દરેક ૨૨૬
રીતે તારો ગમ ખાધો હતો.

તેણે તને લશ્કર આપ્યું અને પોતાની બેટી પણ આપી-તેમજ ખઝાનો અને ખઝાના સાથ બીજી ઘણીક ચીઝો આપી.

તે તારી પાસેથી ઈસુ ક્રાઈસ્ટને દીધેલી શૂળી રૂમ ખાતે રાખવા માગવા લાગ્યો-કે જેથી તે સઘળો મુલક ખુશહાલ બને.

જ્યારે કે કયસર તારીથી આટલો બધો ખુશી હતો-ત્યારે ઈસાની શૂળી તારા ખઝાનામાં રહેવાથી શું ફાયદો હતો?

પણ તેં તે નહીં આપી અને એટલો તને વિચાર નહીં આવ્યો-ઈન્સાનિયતપણા તરફનો કોઇએ તને રસ્તો નહીં દેખાડયો.

વળી લોભ તારી ઉપર એવો ગાલેબ થયો-કે તારી અકલની આંખ સીઆહ થઈ ગઇ.

તેં લાચારો પાસેથી પૈસા છીનવી લીધા-તે લઅનતથીજ તારી ઉપર આવી આફત આવી પડી.

તારા બે નેકખાહ મામાઓને કે જેઓના પ્રતાપથીજ તેં તખ્તને પાછું રોશન કીધું હતું, તેઓને તે મારી નાખ્યા.

માટે જે તારી ઉપર આવી પડયું છે તે સઘળું યઝદાન તરફથીજ સમજ-અને પોતાની કીધેલી સઘળી ભૂંડાઇઓનો વિચાર કર.

વાત એટલીજ છે કે આ બૂરાઈ કરવાનું બહાનુ તેં મને બનાવ્યું-અને એ વાતની પહેલ મારાથી નીકળી છે

પણ હું યઝદાનના કસમથી કહું છું કે એ ભૂંડાઈ મેં કીધી નથી- ૨૨૭
મેં નથી ચાહ્યું કે તું પાદશાહનું તખ્ત વયરાન થાય.

હવે તું આ સઘળાં કામોની માફી માગ-અને તે આ ઈરાનના નામદારોને કહે.

જે બદીઓ કે તેં કીધી તે માટે યઝદાનની માફી માગ-કે તેજ સાહેબ ભલાઇનો રસ્તો દેખાડનારો છે.

જે આફત કે તેં હોરી લીધી છે તેમાંથી તેજ સાહેબ કદાચ તારો છુટકારો કરશે.

બીજનું એકે તારા સોળ છોકરાઓ જેઓની રાત અને દહાડો બંદીખાનામાંજ પસાર થયો છે,

તેઓ પણ તારા આ ઝુલ્મથી નચિન્ત સૂના નથી-અને તારા ડરે કરીને પોતાનાં ઘરબાર છોડીને ગયા છે."

જ્યારે તે બન્ને શખ્સોએ તેનો એવો પયગામ સાંભળ્યો-ત્યારે તેઓ બળતાં અને દુઃખ ભરેલા દિલે ત્યાંથી રવાના થયા.

અને તયસફૂનના મુલક સૂધી એવીજ રીતે આંસુ ભરેલી આંખોએ અને ખૂન ભર્યાં દિલે ગયા.

તે શેહરમાંથી તેઓ મારૂસેપંદ નામનાં મકાન સૂધી ગયા-કે જે મકાનમાં મોટા પાદશાહને રાખ્યો હતો.

તે મકાનના દરવાઝા ઉપર ગલીનૂશ બેઠેલો હતો-તું કહે ગોયા તેનાથી ઝમીન પણ જોશ ભરેલી બની હતી.

તેણે બખ્તર અને લોઢાંની ટોપી સાથ કમર બાંધેલીજ હતી-સઘળા ૨૨૮
અરબી ઘોડાઓ પાખર સાથ તૈયારજ હતા.

તેનું તમામ લશ્કર તૈયાર થઈ રહેલું હતું-સઘળાઓએ તલવાર ખેંચેલી હતી અને તૈયારજ હતા.

તેના હાથમાં પોલાદી ગોર્ઝ પકડેલો હતો-તેનું દિલ લડાઈ માટે તત્પરજ બનેલું હતું

ચુ ખરૂશાદે બર્ઝીનો અશ્તા ગોશસ્પ
ફેરૂદ આમદન્દ આન્ દો દાના ઝે અસ્પ
ગલીનૂશ બરૂપાય જસ્ત આન્ ઝમાન્
ઝે દીદારે ઇશાન્ બેશુદ શાદમાન્
બજાઈ કે બાયેસ્ત બેન્શાન્દ શાન્
હમહ્ મેહ્તરે નામવરૂ ખાન્દ શાન્
સખુનગૂય ખરૂશાદે બર્ઝીન્ નુખોસ્ત
ઝબાન્રા બઆબે દેલીરી બેશોસ્ત
ગલીનૂશરા ગોફ્ત ફરૂખ કોબાદ
બઆરામે તાજે કઈ બરૂ નેહાદ
બઈરાનો તૂરાનો રૂમ આગહીસ્ત
કે શીરૂય બરૂ તખ્તે શાહન્શાહીસ્ત
તો ઈન્ જઉશનો ખૂદો ગોર્ઝે ગેરાન્
ચે દારી હમી કીસ્તત બદગુમાન્
ગલીનૂશ ગોફ્ત અય જહાનદીદહ્ મરૂદ
બકામે તો બાદા હમહ્ કારૂ કરૂદ
તો તીમારૂ બોર્દી ઝે નાઝુક તનમ
કુજા અહનીન બૂદ પીશહનમ
બદીન્ મેહરૂ બરૂ આફરીન ખાનમત
સઝાઈ કે ગઉહરૂ બરૂ અફ્શાનમત
નબાશદ જોઝ અઝ ખૂબ્ ગોફ્તારે તૂ
કે ખુરૂશીદ બાદ અઝ જહાન્ યારે તૂ
બકારે કુજા આમદસ્તી બેગૂય
પસ આનગહ્ સુખુનહાએ મન્ બાઝ જૂય
ચુનીન્ દાદ પાસોખ કે ફરૂખ કોબાદ
બખુસ્રવ મરા ચન્દ પયઘામ દાદ
અગરૂ બાઝ ખાહી બેગૂયમ હમહ્
પયામે જહાનદારૂ શાહે રમહ્
ગલીનૂશ ગોફ્ત અય ગેરાન્માયહ્ મરૂદ
કે દાનદ સુખુનહા ચુનીન્ યાદ કરૂદ
વલીકેન્ મરા શાહે ઈરાન્ કોબાદ
બસી અન્દરીન્ પન્દો અન્દરૂઝ દાદ
કે હમદાસ્તાની મકુન્ રૂઝો શબ્
કે કસ પીશે ખુસ્રવ કુશાયદ દો લબ્
મગરૂ આન્ કે ગોફ્તારે ઊ બેશનવી
અગરૂ પારૂસી ગૂયદ અરૂ પહલવી
ચુનીન્ ગોફ્ત અશ્તા કે અય શાદકામ
મન્ અન્દરૂ નેહાની નદારમ પયામ
પયામીસ્ત કાન્ તીઘ બારૂ આવરદ
સરે સરૂકશાન્ દરૂ કેનારૂ આવરદ
તો અકૂનૂન્ ઝે ખુસ્રવ બદીન્ બારૂ ખાહ્
બદીન્ તા બેગૂઈમ પયઘામે શાહ્
ગલીનૂશ બેશનીદ બરૂપાય જસ્ત
હમહ્ બન્દહારા બતન્ દરૂ બેબસ્ત
બરે શાહ્ શુદ દસ્ત કર્દહ્ બકશ
ચુનાન્ ચૂન બેબાયદ પરસ્તારૂ ફશ
બદૂ ગોફ્ત શાહા અનૂશહ્ બદી
મબાદા દેલે તૂ નેઝન્દ અંઝ બદી
ચુ અશ્તાદો ખરૂશાદે બર્ઝીન્ ઝે શાહ્
પયામ આવરીદન્દ અઝાન્ બારૂગાહ્

જ્યારે ખરરાદે બર્ઝીન અને અસ્તા ગુશસ્પ-બન્ને દાનાઓ ઘોડા ઉપરથી નીચે ઉતર્યા,

ત્યારે ગલીનૂશ તુરતજ ઉભો થયો-તે તેઓને જોઇ ખુશી થયો.

તેઓને લાયક જગ્યાએ બેસાડયા-અને સઘળા નામીચા સરદારો કહી બોલાવ્યા.

સુભાષિત બોલનાર ખરરાદે બર્ઝીને પહેલાં હિમ્મતથી બોલવા માંડયું.

તેણે ગલીનૂશને કહ્યું કે "મુબારક કોબાદે-આરામ સાથે પાદશાહી તાજ પેહેર્યું છે.

ઇરાન, તૂરાન અને રૂમમાં ખબર પડી છે-કે શીરૂય શેહન્શાહી તખ્ત ઉપર બેઠો છે.

તું આ બખ્તર, લોઢાંની ટોપી અને ભારી ગોર્ઝ શા માટે લઇ રાખે છે, તારો દુશ્મન કોણ છે?"

ગલીનૂશે કહ્યું કે "ઓ અનુભવી શખ્સ!-તારાં સઘળાં કામો તારી મુરાદ મૂજબ થજો!

મારો લોખંડી પેહેરવાસ જોઇને તને મારાં નાઝુક બદનની દયા લાગી છે.

એ તારી મેહરબાની માટે હું તારો આભાર માનું છું-તારી ઉપર હું ગોહરોનો વધાવો કરૂં તો તેને પણ તું લાયકજ છે.

તારૂં બોલવું ભલાઈ સિવાય બીજું કાંઈજ નથી-આ જેહાનમાં ખુરશીદ તારો મદદગાર હોજો!

તું શું કામ માટે આવ્યો છે તે પહેલાં કહે-પછી તું મારી ખબર અંતર પૂછજે."

તેણે જવાબ આપ્યો કે "મુબારક કોબાદે-મને ખુસરૂ માટે કેટલોક પયગામ આપ્યો છે.

જો તું ચાહતો હોય તો રૈયતના જેહાનદાર પાદશાહનો સઘળો પયગામ કહી સંભળાઉં."

ગલીનૂશ બોલ્યો કે "ઓ ઊંચી બુન્યાદના શખ્સ!-એવો પયગામ કોણ મોકલી શકે?

તો પણ ઇરાનના પાદશાહ કોબાદે-એ માટે મને ઘણીક શીખામણો અને નસીહતો કીધી છે,

કે રાતે કે દિવસે કોઈ પણ વખતે કોઇને આવીને ખુસરૂ સાથ છૂપી મસ્લહત કરવા દેતો ના.

સિવાય કે પહેલાં તું તેની વાતો સાંભળે-પછી તે ફાર્સી ભાષા બોલે યા પહલવી બોલે."

અશ્તાએ તેને કહ્યું કે "ઓ મુરાદે પુગેલા શખ્સ!-હું કશો છૂપો પયગામ લાવ્યો નથી.

મારો પયગામ એવો છે કે તેનું ફળ તલવારજ લાવશે-અને બહાદુર લોકોનાં સર તેઓની ઘોડમાં નાખશે.

માટે હવે તું ખુસરૂ પાસે ત્યાં જવાની પર્વાનગી માગી લાવ-કે જેથી અમો પાદશાહનો પયગામ પુગાડયે."

એ સાંભળી ગલીનૂશ ઉભો થયો-અને બખ્તરના સઘળા બંદ બરાબર બાંધ્યા.

અને જેવી રીતે કે એક નોકરને ઘટારતે હોય તેવી રીતે-તે હાથ બક્ષ કરીને પાદશાહની નઝદીક ગયો.

અને બોલ્યો કે "ઓ પાદશાહ! તું ખુશહાલ રહેજે!-તારૂં દિલ બદીથી ગમગીન ના બનતું!

અશ્તાદ અને ખરરાદે બર્ઝીન જેવા શખ્સો પાદશાહ તરફથી-તે દરબારમાંથી અત્રે પયગામ લાવ્યા છે."

બેખન્દીદ ખુસરવ બઆવાઝ ગોફૂત
કે ગોફૂતારે તૂ બા ખેરદ નીસ્ત જોફૂત
ગરૂ ઊ શાહુરૂયારસ્ત પસ મન કેયમ
બદીન તન્ગ્ ઝેન્દાન્ ઝે બહુરે ચેયમ
કે અઝ મન હમી બારૂ બાયદત ખાસ્ત
અગરૂ કઝ્ર ગૂયન્દ અગરૂ રાહે રાસ્ત
બેયામદ ગલીનૂશ નઝદે ગવાન્
બેગોફૂત આન્ સખુન્ ગોફૂતને પહુલવાન્
કુનૂન્ દસ્ત કર્દહુ બકશ દરૂ શવીદ
બેગૂઇદો ગોફૂતારે ઊ બેશનવીદ
દો મર્દે ખેરદમન્દ પાકીઝહુ ગૂય
બદસ્તારે ચીની બેબસ્તન્દ રૂય
ચુ દીદન્દ બોર્દન્દ પીશશ નમાઝ
બેબૂદન્દ હરૂદ્દ ઝમાની દરાઝ
જહાન્દારૂ બરૂ શાહ્વર્દે ખુઝોરૂગ્
નેશસ્તહુ હમહુ પયકરશ મીશો ગેરૂગ્
હમહુ ઝરૂરો ગઉહરૂ બરૂ તાફૂતહુ
સરાસરૂ યકૂ અન્દરૂ દેગરૂ બાફૂતહુ
નેહાલીશ દરૂ ઝીરૂ દીબાએ ઝરૂદ
પસે પોશ્તે ઊ મસ્નદી લાજવરૂદ
બેહીએ તનાવરૂ ગેરેફૂતહુ બદસ્ત
દેઝમ ખોફૂતહુ બરૂ જાયગાહે નેશસ્ત
ચુ દીદ આન્ દો મર્દે ગેરાન્માયહુરા
બદાનાઇ અન્દરૂ સરે પાયહુરા
અઝાન્ ખોફૂતગી ખીશતન્ કરૂદ રાસ્ત
જહાન્ આફ્રીનરા નેહાન્ યારૂ ખાસ્ત
બબાલીન નેહાદ આન્ ગેરામી બેહી
બદાન્ તા બેપુર્સદ ઝે હરૂ દરૂ રેહી
બેહી ઝાન્ દો બાલશ બનર્મી બેગશ્ત
બીઆઝારૂ ગર્દાન્ બમરૂકદ ગુઝશ્ત
બદીન્ગૂનહુ અઝ શાહ્વર્દે મેહીન્
હમી ગશ્ત તા શુદ બરૂએ ઝમીન્
બેપૂઇદ અશ્તાદો આન્ બરૂ ગેરેફૂત
બેમાલીદશ અઝ ખાકો બરૂ સરૂ ગેરેફૂત
જહાન્દારૂ અઝ અશ્તાદ બરૂ કાશ્ત રૂય
બદાન્ તા નદીદ અઝ બેહી રન્ગો બૂય
બેહીરા નેહાદન્દ બરૂ શાહ્વરૂદ
હમી બૂદ બરૂ પાય પીશ આન્ દો મરૂદ
પુરૂ અન્દીશહુ શુદ નામદારે મેહી
નદીદ અન્દરૂ હીચ ફાલે બેહી
હમાનગહુ સુએ આસમાન કરૂદ રૂય
ચુનીન્ ગોફૂત કય દાવરે રાસ્તગૂય
કે બરૂ ગીરદ આનરા કે તૂ બેફૂગની
કે પયવન્દદ આનરા કે તૂ બેશ્કની
ચુ અઝ દૂદઈ બખ્તે રઉશન્ બેગશ્ત
ઘમ આવરૂદ ચૂન રૂઝે શાદી ગુઝશ્ત
બઅશ્તાદ ગોફૂત આન્ચે દારી પયામ
અઝાન્ બીમનેશ કૂદકે ઝેશ્ત નામ
હમ અઝ નઝદે મુશ્તી ગુનહુ કર્દગાન્
બદઅન્દીશહો તીરહુ દેલ બદગુમાન્

ખુસરૂ હસ્યો અને મોટેથી બોલ્યો-કે "તારી વાત દાનાઇ ભરેલી નથી.

જો તે પાદશાહ છે તો પછી હું કોણ છું? હું આ સાંકડાં બંદીખાનામાં શા માટે પડયો છું?

કે તને મારી પાસેથી પવર્નિગી માંગવી જોઇએ?-પછી તેઓ ગમે ૨૩૧
આડું અવળું બોલે કે ગમે સીધે માર્ગે બોલે."

ગલીનૂશ તે પેહલવાનોની નઝદીક પાછો આવ્યો-અને તે બહાદુર પાદશાહની વાતો કહી સંભળાવી.

અને બોલ્યો કે "હવે તમો અદબ વાળીને જાઓ-અને જે કહેવું હોય તે કહો અને તેનો જવાબ સાંભળો"

તે બન્ને પાકીઝેહ બોલનારા દાનેશમંદ શખ્સોએ ચીનાઈ રેશમી રૂમાલે કરી પોતાનો ચેહરો સણગાર્યો.

જ્યારે તેઓએ ખુસરૂને જોયો, ત્યારે તેની આગળ તેઓએ નમન કીધું-અને ઘણોવાર સુધી ત્યાં ઉભા રહ્યા.

પાદશાહ મેઢાં અને વરૂની આકૃત્તિ પાડેલા એક મોટા ગલીચા ઉપર બેઠેલો હતો.

તે ગલીચા ઉપર તમામ સોનુ અને ગોહરો ઝળકતાં હતાં-તે સઘળાં એક બીજામાં મઢેલાં હતાં.

તેની નીચેનો ગલીચો પણ સોનેરી રેશમી કપડાંની બનાવટનો હતો-તેની પીઠ પછાડી એક લાજવર્દી રંગનો તકયો હતો.

તેણે પોતાના હાથમાં એક મોટું બેહી નામનું ફળ પકડેલું હતું-અને પોતાની બેસવાની જગ્યા ઉપર દિલગીર જેવો લેટેલો હતો.

જ્યારે તેણે પેલા બન્ને બુન્યાદી શખ્સો કે જેઓ દાનાઇમાં ચઢતે દરજ્જેના હતા તેઓને જોયા,

ત્યારે તે પોતે જે લેટેલો હતો તે પાછો સીધો થયો-અને દુન્યાના ૨૩૨
પયદા કરનાર સાહેબની છૂપી મદદ માગી.

તે મોટું બેહી ફળ તેણે તકયા ઉપર મૂકયું-કે જેથી તે બન્ને નોકરોની ખયર આફીયત પૂછે.

તે બેહી ફળ પેલા બન્ને તકયા ઉપરથી આહેસ્ત રહીને ગબડી પડયું-અને ખુશહાલ ગબડતું ગબડતું તે ગલીચા ઉપરથી પસાર થઇ ગયું.

તે ગબડતું ગબડતું કીમતી ગલીચા ઉપરથી ઝમીન ઉપર આવી લાગ્યું.

અશ્તાદ દોડયો અને તેને ઊંચકી લીધું-તેની ઉપરની ધૂળ ઝટકી અને તેને પોતાને માથે ચઢાવ્યું.

પાદશાહે અશ્તાદથી મોઢું ફેરવ્યું-કારણ તેને તે બેહીથી અપશુગન લાગ્યા.

તેઓએ તે બેહીને ગલીચા ઉપર મૂકયું-અને તે બન્ને મર્દો તેની આગળ ઉભા રહ્યા.

તે નામદાર પાદશાહ વિચાર ભરેલો બન્યો-તે બનેલા બનાવમાં તેણે કાંઇ પણ સારા સગન જોયા નહીં.

તેજ વખત તેણે આસ્માન તરફ મોં કીધું-અને બોલ્યો કે "ઓ સાચા ઇન્સાફી સાહેબ!

જેને તું તોડી પાડે છે તેને કોણ ઊંચકી શકે છે-જેને તું ભાંજી નાખે છે તેને કોણ સાંધી શકે છે?

જ્યારે કોઇ ખાન્દાનનું રોશન બખ્ત ઉલટાઇ ગયું-અને જ્યારે ખુશ- ૨૩૩
હાલીનો દહાડો વીતી ગયો, ત્યારે ગમગીનીજ આવી પડે છે."

પછી તેણે અશ્તાદને કહ્યું કે "તે હીચકારા બૂરા નામવાળા છોકરા તરફથી તું શું પયગામ લાવ્યો છે?

તેમજ પેલા મુઠીભર ગુનેહગારો, બૂરા વિચારના અને સીઆહ દિલના દુશ્મનો તરફથી શું પયગામ લાવ્યો છે?

હમહુ બદ્દસેગાલન્દો બી દાનેશન્દ
ગે બીદાનેશી વીઝહુ બી શર્મેશન્દ
બેખાહદ શુદન્ બખ્ત અઝીન્ દુદમાન્
નમાન્દન્દ અઝીન્ તોખ્મહુ કસ શાદમાન્
સુએ નાસઝાયાન્ શવદ તાજો તખ્ત
તબહુ ગર્દદ ઈન ખુસ્રવાની દેરખ્ત
સરફ્રાઝ ગર્દદ કસી કુ કેહસ્ત
પુર્ અઝ ઘમ શવદ જાને ઊ કુ મેહસ્ત
નમાનદ ખુસ્રોગી બફર્ઝન્દે મા
ન દરૂ તોખ્મએ ખીશો પયવન્દે મા
હમહુ દુસ્તાન્ વીઝહુ દુશ્મન શવદ
બરીન્ દુદહુ બદગૂયો બદ્દતન્ શવદ
નેહાન્ આશ્કારા બેકરૂદ ઇન બેહી
કે બી બરૂ શવદ તખ્તે શાહનશેહી
૨૩૪ સખુન્ હરૂચે બેશ્નીદી અકૂનૂન બેગૂય
પયામમ્ મરા કમતરૂ અઝ આબે જૂય
કુશાદન્દ ગૂયા ઝબાન્ આન્ દો મરૂદ
સખુન્ હરૂચે ફર્ઝન્દે ઊ યાદ કરૂદ
યકાયકુ બેગોફ્તન્દ બા ઊ હમહુ
નમાનન્દ પૂશીદહુ યકુ ઝમઝમહુ
શાહનશાહુ બેશ્નીદ ગોફ્તારે મરૂદ
બરૂ આવરૂદ પાયાન્ યકી બાદે સરૂદ
બદ્દાન્ નામવરૂ ગોફ્ત પાસોખ શેનવ
યકાયકુ બેબરૂ સૂએ સાલારે નવ
બોગ્ આન્ગહુ કે બરૂ તાબી અઝ અયબ્ રૂય
બેગૂયશ કે અયબે કસાન્રા મજૂય
સખુન્ હરૂચે ગોફ્તી ન ગોફ્તારે તોસ્ત
મમાનાદ ગૂયાએ ઈન્ તનદુરોસ્ત
મગૂ આન્ચે બદખાહુ ચૂન્ બેશ્નવદ
ગે ગોફ્તારે બીહુદહુ શાદાન્ શવદ
બદાન્ગહુ કે ચન્દાન્ નદારી ખરૂદ
કે મગ્ઝત બદાનેશ સખુન્ પર્વરદ
બગોફ્તારે બીબરૂ ચુ નીરૂ કુની
રવાનો ખેરદરા પુરૂ આહુ કુની
૨૩૫ કસી કુ ગુનહુગારૂ ખાનદ તોરા
વઝાન્ પસ જહાનદારૂ દાનદ તોરા
નબાયદ કે યાબદ બરે તૂ નેશસ્ત
નગીરદ કમો બીશ કારી બદસ્ત
મયન્દીશ અઝીન્ પસ બદીન્સાન્ પયામ
કે દુશ્મન્ શવદ બરૂ તો હમ શાદકામ
બયઝદાન મરા કારૂ પીરાસ્તસ્ત
નેહાદહુ બદાન્ ગીતી અમ ખાસ્તસ્ત
બદીન્ ગોફ્તને અયબ્હાએ દોરૂઘ
બનઝદે બુઝોર્ગાન નગીરી ફોરૂઘ

તેઓ સઘળા બૂરા અદેશાના અને કમ અકલના છે-અને તે કમ અકલીને સબબેજ બેશક ખુશહાલી વગરના છે.

આ ખાન્દાનમાંથી ભાગ્યશાળી બખ્ત જતું રહેશે-એ ખાન્દાનમાં કોઇ ખુશહાલ રહેશે નહીં.

નાલાયકોના હાથમાં આ તાજ અને તખ્ત જશે-આ પાદશાહી ઝાડ વયરાન થઈ જશે.

જે કોઇ કમીનાઓ છે તે સરદારો બનશે-અને જેઓ સરદારો છે તેઓ દુઃખી થશે.

મારાં વંશમાં કે મારા બેરાદરોના વંશમાં પાદશાહી રહેશે નહીં.

ખાસ કરીને સઘળા દોસ્તો દુશ્મન બનશે-અને આ કુટુંબ માટે બૂરૂં બોલનારા અને બૂરૂંજ કરનારા થશે

આ બેહી ફળે છૂપી વાત ઝાહેર કીધી છે-કે શેહનશાહી તખ્ત ફળ વગરનુંજ બનશે.

હવે તેં જે કાંઈ સખુનો સાંભળ્યા છે તે કહી સંભળાવ-મારે મનસે તો તેનો પયગામ નદીનાં પાણી કરતાં પણ ઓછી કીમતનો છે."

તે બન્ને શખ્સોએ પોતાની ચાલાક ઝબાન ખોલી અને તેના બેટાના જે કાંઇ સખુનો હતા તે તેને કહ્યા.

તેઓએ એકેક પછીનું સઘળું તેને કહ્યું-અને એક બોલ પણ છૂપો રાખ્યો નહીં.

શેહનશાહે તેઓની વાતો સાંભળી-અને તેણે વળ ખાઇને એક સર્દ હાય મારી.

પછી તે નામવરોને કહ્યું કે "મારો જવાબ સાંભળો-અને તે સઘળો નવા પાદશાહ તરફ લઇ જાઓ.

તેને કહેજો કે જ્યાં સુધી તું પોતે અયબ વગરનો બને નહીં ત્યાં સુધી બીજા કોઇની અયબ ના કાઢતો.

તેં જે કાંઇ કહેવાડિયું છે તે તારૂં પોતાનું કહેવાડેલું નથી-એ વાતોનો કહેનાર તંદુરોસ્ત રહેતોજ ના!

એવું ના બોલતો કે જે બોલેલું જ્યારે તારો દુશ્મન સાંભળે ત્યારે તેવાં બેહુદા બોલવાથી તે ખુશ થાય.

જ્યારે કે તારામાં એટલી અકલ નથી કે તારૂં પોતાનું ભેજું અકલની વાતો ઉત્પન્ન કરે,

તે વખતે જો તું ફાયદા વગરની વાતોનો આશરો લેશે તો પોતાની અકલ અને રવાનને કલંકી કરશે.

જે કોઇ કે પહેલાં તને ગુનેહગાર કહે-અને ત્યાર પછી તે તને પાદશાહ ગણે,

તો તે શખ્સ તારી પાસે બેસવા લાયકનો નથી-તેમજ તેને કશું નાનું મોટું કામ પણ સોંપવું નહીં જોઇએ.

હવે પછીથી એવા પયગામોનો વિચાર ના કરતો-કે જેથી દુશ્મન તારી ઉપર ખુશહાલ થાય.

યઝદાન સાથનું મારૂં કામ સઘળું ઠીક થયલું છે-તે દુન્યામાં સાથે લઇ જવાનો તોશો પણ તૈયાર છે.

આવી જૂઠી બદગૂઈ કરવામાં-તું મોટાની નઝદીક આબરૂ નથી મેળવવાનો."

## પાસોખે ખુસરૂ શીરૂયરા.

———:૦:———

બેયારમ ફુનૂન પાસોખે ઇન્ હમહુ
બદાન્ તા બેગૂઈ બપીશે રમહુ
પસ અઝ મર્ગે મા યાદ્દગારી બુવદ્દ
સખુન ગોફૂતને રાસ્ત કારી બુવદ્દ
ચુ પયદા કુનમ બરૂ તો અન્દૂહો રન્જ
બેદાની કે અઝ રન્જે મા ખાસ્ત ગન્જ
નુખોસ્તીન્ ઝે હોરૂમુઝ કે ગોફૂતી સોખન્
અઝાન્ બેશમો આન્ ફરૂગારે કોહન્
ઝે ગોફૂતારે બદ્દગૂય બરૂ મા પેદરૂ
બરૂ આશોફૂતો શુદ્દ કારૂ ઝીરો ઝબરૂ
ઝે અન્દીશએ ઊ ચુ આગહુ શુદમ
અઝ ઈરાન્ શબે તારૂ બી રહુ શુદમ
મરા ખુદ હમી ખાસ્ત કોશતનૂ બઝહરૂ
નદીદમ જોઝ અઝ રફૂતનમ પાયઝહરૂ
હમી રાહુ જોસ્તીમો બુગ્રીખ્તીમ
બદામે બલા બરૂ નેયાવીખ્તીમ
શનીદમ કે બરૂ શાહે મન્ બદ રસીદ્દ
ઝે બર્દઅ બેરફૂતમ ચુ ગૂશ ઈન્ શનીદ્દ
ગુનહુગારૂ બહુરામ ખુદ બા સેપાહુ
બેયારાસ્ત બરૂ પીશે મા રઝમગાહુ
અઝ નીઝ બુગ્રીખ્તમ રૂઝે જન્ગ્
બદાન્ તા નેયોફૂતમ મન્ ઊરા બચન્ગ્
વઝાન્ પસ દેગરૂ બારહુ બાઝ આમદમ
દેલાવરૂ બજન્ગશ ફરાઝ આમદમ
ચુ આશોફૂતહુ અખ્તરૂ ઝે મા દરૂ ગુઝશ્ત
હમહુ રફૂતહુ દઉલત બમા બાઝ ગશ્ત
ન પર્ખાશે બહુરામ યફ્બારહુ બૂદ્દ
જહાની બરૂ આન્ જન્ગ્ નઝઝારહુ બૂદ્દ
બફર્માને યઝદાને નીકી ફેઝાય
કે ઊયસ્ત બરૂ નીકો બદ રહુનુમાય
ચુ ઇરાનો તૂરાન્ બમા રામ શુદ્દ
હમહુ કામે બહુરામ ના કામ્ શુદ્દ
ચુ અઝ જન્ગે ચૂબીનહુ પર્દાખ્તમ
નુખોસ્તીન્ બકીને પેદરૂ તાખ્તમ
ચુ બન્દૂયો ગોસ્તહુમ ખાલાન્ બુદન્દ
બહરૂ કેશ્વરી બીહમાલાન્ બુદન્દ
ફેદા કર્દહુ જાન્રા હમી પીશે મન્
બદેલ્ મેહુરૂબાનો બતન્ ખીશે મન્
ચુ ખૂને પેદરૂ બૂદો દર્દે જેગરૂ
નકર્દીમ સુસ્તી બખૂને પેદરૂ
બુરીદીમ બન્દૂયરા દસ્તો પાય
કે ઊ કરૂદ બરૂ શાહુ તારીફ્ જાય
ચુ ગોસ્તહુમ શુદ્દ દરૂ જહાન્ નાપદીદ્દ
ઝે ગીતી યકી ગૂશઈ બરૂ ગુઝીદ્દ
બફર્માને મા નાગહાન્ કશ્તહુ શુદ્દ
સરો રાએ ખૂન્ખારગાન્ ગશ્તહુ શુદ્દ



## શીરૂયને ખુસરૂનો જવાબ.

———:૦:———

"હું હવે એ સઘળાંનો જવાબ આપું છું-કે જે તું સઘળાઓની સામે કહી સંભળાવે.

તે જવાબ મારાં મરણ પછી યાદગાર રહેશે-સાચા સખુનો બોલવા એ એક મોટું કામ છે.

જ્યારે હું તારી આગળ મારૂં દુઃખ અને મેહનત જાહેર કરીશ-ત્યારેજ તું જાણશે કે મારી રંજથીજ ખજાનો ભેગો થયો છે.

પહેલાં જે તેં હોરમઝ માટે, તેમજ તેના ગુસ્સા માટે અને આગળા વખત માટે જે જે સખુનો કહ્યા,

તેનું જાણવું એ જે બદગૂઇ કરનારના કહેવા ઉપરથી મારો બાપ મારી ઉપર-ગુસ્સે થયો અને મારૂં કામ બરહમ મળ્યું.

જ્યારે હું તેના વિચારથી વાકેફ થયો-ત્યારે ઇરાનમાંથી સીઆહ રાતે ૨૩૬
બાહેર નીકળી ગયો.

તે પોતે મને ઝેહરથી મારી નાખવા ચાહતો હતો-તેથી મેં ચાલી જવા સિવાય એ ઝેહરનો ઉપાય જોયો નહીં.

અમો લોકો છટકવાનો માર્ગ શોધવા લાગ્યા અને નાસી ગયા-બલાના ફાંદામાં સપડાયા નહીં.

પછી મેં સાંભળ્યું કે મારા પાદશાહ ઉપર આફત આવી પહોંચી છે-જ્યારે આ વાત મારે કાને આવી ત્યારે હું બર્દઅથી પાછો ફર્યો.

ગુનેહગાર બેહરામે પોતે લશ્કર સાથે-અમારી સામે લડાઇગાહ તૈયાર કીધી.

તેની સામેથી પણ હું લડાઇને વખતે નાસી ગયો-જેથી હું તેની ચુંગાલમાં સપડાયો નહીં.

ત્યાર બાદ બીજી મરતબે હું હિમ્મતથી તેની લડાઈમાં પાછો આવ્યો.

જ્યારે ગુસ્સે થયલો સેતારો મારી ઉપરથી પસાર થઈ ગયો-ત્યારે જતી રહેલી તમામ હકૂમત મારી આગળ પાછી આવી,

બેહરામ સાથે કાંઈ એકજ વખત લડાઇ થઈ નહીં હતી-સઘળા દેશોની નજર તે અમારી લડાઇ ઉપરજ હતી.

નેકીનો વધારો કરનાર સાહેબ કે જે નેક તેમજ બદ ઉપર રેહનુમા છે, તેનાં ફર્માનથી,

જ્યારે ઇરાન અને તૂરાન મારાં તાબેદાર બન્યાં-ત્યારે બેહરામની ૨૩૭
સઘળી મુરાદ ઊંધી વળી.

જ્યારે હું ચૂબીનેહની લડાઈથી ફારેગ થયો-ત્યારે પહેલાં મારા બાપને મારનારાઓનો કીનો લેવા તરફ ધસ્યો.

બંદૂય અને ગોસ્તહમ જેવા મારા મામા હતા-જેઓ દરેક મુલકમાં હરીફ વગરના શખ્સો હતા.

જેઓએ મારી ઉપર પોતાનો જીવ ફિદા કીધેલો હતો-તેઓ દિલથી મેહરબાન હતા અને તનથી મારાજ ખેશી હતા.

પણ જ્યારે બાપનુંજ ખૂન અને જીગરનું દર્દ હતું-ત્યારે મેં બાપના ખૂન માટે સુસ્તી નહીં કીધી.

મેં બંદૂયના હાથ અને પગ કાપી નાખ્યા-કારણકે તેણેજ પાદશાહને અપંગ કીધો હતો.

જ્યારે ગોસ્તહમ દુન્યામાં ગુમ થઈ ગયો-અને તેણે આ જેહાનમાંથી એક ખૂણુંજ એખ્તયાર કીધું,

ત્યારે તે અમારા હોકમથી એકાએક માર્યો ગયો-એવી રીતે તે ખૂનીઓનાં સર અને બૂરા વિચારો ઊંધા પડયા.

હેગરૂ આન્ કે ગોહૂતી તો અઝ કારે ખીશ
આઝાન્ તન્ગ્ ઝેન્દાનો બાઝારે ખીશ
બદાન્ તા ઝે ફર્ઝન્દે મા કારે બદ
નેયાયદ હબાન્ બરૂ સરશ બદ રસદ
૨૩૮ બઝેન્દાન્ નબુદ બરૂ શુમા તન્ગ્ બન્દ
હમાન્ નીઝ ખારીઓ બીમે ગઝન્દ
બદાન્ ફૂઝ તાન્ ખારૂ નુગ્ઝાશ્તમ
હમી ગન્જ પીશે શુમા દાશ્તમ
બરૂ આઇને શાહાને પીશીન્ બુદીમ
ન બીકારૂ બરૂ દીગરૂ આઈન્ બદીમ
ઝે નખ્ચીરો અઝ ગૂયો રામેશગરાન્
ઝે કારી કે અન્દરૂખરે મેહ્તરાન્
શુમારા બચીઝી નબૂદી નેયાઝ
ઝે દીનારો અઝ ગઉહરો યૂઝો બાઝ
યકી કાખ બુદ કર્દહ ઝેન્દાન્શ નામ
હમી ઝીસ્તીદ અન્દરૂ આન્ શાદકામ
હમાન્ નીઝ ગોફૂતારે અખ્તરૂ શેનાસ
કે મારા હમી અઝ તો દાદી હેરાસ
હમી અઝ પયે આન્ બુદ ઈન્ તન્ગ્ બન્દ
કે તા અઝ તો નાયદ બમા બરૂ ગઝન્દ
કે અઝ તૂ બદ આયદ બદીન્સાન્ કે હસ્ત
નેયન્દાખ્તમ અખ્તરત્શ ઝે દસ્ત
વઝાન્ પસ નેહાદીમ મોહ્રી બરૂ ઊય
બશીરીન સેપોર્દીમ ઇન્ ગોફૂતગૂય
૨૩૯ બશાહી ચુ શુદ સાલ બરૂ સીઓ શશ
મેયાને ચુનાન્ રૂઝગારાને ખશ
તો દાદી બખાદ ઈન્ સખુન બીગમાન્
અગરૂ ચન્દ બુગ્ઝશ્ત બરૂ મા ઝમાન્
તોરા નામહ આમદ ઝે હેન્દુસ્તાન્
બુદમ મન્ બદાન્ નીઝ હમદાસ્તાન્
ઝે રાએ બરીન્ નઝદે મા નામહ બૂદ
ગોહરૂ બૂદો હરૂગૂનએ જામહ બૂદ
યકી તીઘે હેન્દીઓ પીલે સપીદ
જોઝ ઈન્ બૂદ મારા બગીતી ઉમીદ
અબા તીઘ દીબાએ ઝરૂબફૂત બૂદ
ઝે હરૂ ગૂનએ ગઉહરે નાબેસૂદ
સુએ તૂ યકી નામઈ બરૂ પરન્દ
નબેશ્તહ ચુ દીદમ મન્ અઝ ખત્તે હન્દ
બેખાન્દમ યકી મર્દે હેન્દી દબીરૂ
સખુનગૂયો ગૂયન્દહો યાદગીરૂ
ચુ આન્ નામહરા મર્દે હેન્દી બેખાન્દ
બરોખ આબે દીદહ હમી બરૂ ફેશાન્દ
બદાન્ નામહ દરૂ બુદ કે શાદાન્ બઝી
કે શાદાનીઓ ખુસ્રવીરા સઝી
૨૪૦ કે ચૂન માહે આઝરૂ બુવદ રૂઝે દય
જહાન્રા તો બાશી જહાન્દારૂ કય
શુદહ પાદશાહી પેદરૂ સીઓ હશ્ત
સેતારહ બદીન્ગૂનહ ખાહદ ગુઝશ્ત
દુરોખ્શાન્ શવદ રૂઝગારે બેહી
તો તાજે મેહીરા બસરૂ બરૂ નેહી

બીજું જે તું પોતાનાં કામ માટે, તેમજ પેલાં તારાં સાંકડાં બંદીખાના માટે અને પોતાની હાલત માટે કહે છે,

તે એટલા માટેજ હતું કે મારાં ફરઝંદોથી કશું એવું ખરાબ કામ-નહીં ઝાહેર આવે કે તેની ઉપર ખરાબી આવી પડે.

બંદીખાનામાં તમારી ઉપર કશા પણ મઝબૂત બંધ નહીં હતા-તેમજ કાંઇ ખુવારીની અને નુકસાનની ધાસ્તી પણ નહા હતી.

મેં તમોને તે વખતે કાંઇ ખુવાર છોડી દીધા નહીં હતા-તમારી નઝદીક મેં ખઝાનો પણ રાખ્યો હતો.

અમો આગળા પાદશાહોની રાહ રસમ મુજબજ ચાલ્યા હતા-બીજી વગર કામની રાહરીતી એખ્તયાર કીધી હતીજ નહીં.

શેકારબાઝી, દડીદાવ અને ગવૈયાઓમાંથી-તેમજ સરદારોને લાયકનાં કામકાજોમાંથી,

દીનાર, ગોહર, શિકારી ચિત્તા અને બાઝ પક્ષીઓમાંથી-કોઇ પણ ચીઝની હાજત તમોને પડવા દીધી હતી નહીં.

તે તો એક મેહલ હતો જેનું નામ બંદીખાનું આપ્યું હતું-અને તમો તેમાં સુખચેનથી રહેતા હતા.

તેમજ અમોને નુજુમીના વાતો પણ તારે માટે ધાસ્તી આપ્યા કરતી હતી.

ત્યારે એટલા માટેજ આ કયદખાનું રાખ્યું હતું કે તારી તરફથી અમો ઉપર કશી ઈજા નહીં આવી પડે.

હું જાણતો હતો કે જેવી ખરાબી કે હાલ તારીથી મને પુગી છે તેવી પુગરોજ-તેથીજ મેં તારો ટપકો ફેંકી નહીં દીધો,

પણ ત્યાર બાદ તેની ઉપર મોહર કરીને-તે સઘળી વિગતો શીરીનને સોંપી.

જ્યારે એવી રીતના ખુશી ભરેલા દહાડાઓ વચ્ચે મારી પાદશાહીનાં છત્રીસ વર્ષ પસાર થયાં,

ત્યારે ખચીતજ આ બીના તેં બહાર પાડી હતી તો જો કે મારી પાદશાહી ઉપર મારો વખત વહી ગયો હતો.

હિંદુસ્તાનથી તારે માટે કાગઝ આવ્યો હતો-તેની વિગતથી પણ હું વાકેફ થયો હતો.

મોટા દરજ્જાના રાયે મારી ઉપર પણ કાગઝ લખ્યો હતો-રાયે ગોહર અને જાતજાતનાં કપડાં મોકલ્યાં હતાં.

એક હિંદી તલવાર અને સફેદ હાથી હતો-જો કે મને તો આ દુન્યામાં કાંઇ જુદીજ આશા હતી.

તલવાર સાથે કસબી રેશમી કપડાં પણ હતાં-અને જાતજાતનાં બાપ ાં વગરનાં ગોહરો હતાં.

તારે માટેનું રેશમી કપડાં ઉપર હિંદી અક્ષરે લખેલું એક નામુ જ્યારે જોયું,

ત્યારે મેં એક સુભાષિત બોલનારો ચાલાક અને યાદદાસ્ત શક્તિવાળો હિંદી મુન્શી બોલાવ્યો.

તે હિંદી મર્દે જ્યારે તે નામુ વાંચ્યું-ત્યારે હું મારાં મોં ઉપર આંખમાંથી આંસુ વરસાવવા લાગ્યો.

તે નામામાં લખેલું હતું કે 'તું ખુશહાલ જીવજે કે તું ખુશહાલી ભોગવવા અને પાદશાહીને લાયકજ છે.

કારણકે જ્યારે આદર મહિનો અને દેપાદર રોઝ આવશે-ત્યારે દેશને માટે તુંજ પાદશાહ બનશે.

તારા બાપની પાદશાહીનાં આડત્રીસ વર્ષ પસાર થયા પછી-તારો સેતારો એવીજ રીતનો પસાર થશે.

અને તારો ભલો ઝમાનો ઝળકતો થશે-તું પાદશાહી તાજ સર ઉપર મુકશે.'

મરા આન્ સખુન ઈન્ ઝમાન્ શુદ દુરોસ્ત
ઝે દેલ્ મેહરૂબાની નશાયેસ્ત શોસ્ત
મન્ આગાહ બૂદમ કે અઝ બખ્તે તૂ
ઝે ગાહે દુરોખ્શીદને તખ્તે તૂ
નબાશદ મરા બહરહ જોઝ રન્જો દરૂદ
શવદ રૂઝે રઉશન્ ચુનીન્ લાજવરૂદ
ઝે બખ્શાયેશો દીનો પયવન્દો મેહરૂ
નકર્દમ દેઝમ હીચ્ અઝાન્ નામહ ચેહરૂ
બશીરીન્ સેપોર્દમ ચુ બરૂ ખાન્દમ
ઝે હરગૂનહ અન્દીશહા રાન્દમ
બરે ઊસ્ત બા અખ્તરે તૂ બહમ
નદાનદ કસી ઝાન્ સખુન બીશો કમ
ગરૂ અયદૂન કે ખાહી કે બીની બેખાહ
મગરૂ ખુદ કુની બીશો કમરા નેગાહ
બરાનમ કે બીની પશીમાન્ શવી
વઝીન કર્દહા સૂએ દર્માન્ શવી
દેગરૂ આન્ કે ગોફતી ઝે ઝેન્દાનો બન્દ
કે આમદ ઝે મા બરૂ કસી બરૂ ગઝન્દ
ચુનીન્ બૂદ તા બૂદ કારે જહાન્
બુઝોર્ગાને પીશીનો શાહનશહાન્
અગરૂ તૂ નદાની બમૂબેદ બેગૂય
કુનદ ઝીન્ સખુન મરૂ તોરા તાઝહ રૂય
કે હરૂ કસ્ કે ઊ દુશ્મને ઈઝદસ્ત
વરા દરૂ જહાન્ ઝેન્દગાની બદસ્ત
બઝેન્દાને મા વીઝહ દીવાન્ બુદન્દ
કે નીકાન્ અઝીશાન્ ઘેરીવાન્ બુદન્દ
ચુ મારા નબુદ પીશહ ખૂન્ રીખ્તન્
બહાન્ કારે નન્ગ્ અન્દરૂ આવીખ્તન્
બદાન્રા બઝેન્દાન્ હમી દાશ્તીમ
ગઝન્દે કસાન્ ખારૂ નુગ્ઝાશ્તીમ
કુનૂન્ મન્ શનીદમ કે કર્દી રહા
મરાન્રા કે બુદ બદતરૂ અઝ અઝ્દહા
અઝીન્ બદ ગુનહગારે ઈઝદ શુદી
બગોફતારો કેર્દારૂહા બદ શુદી
ચુ મેહતરૂ શુદી કારૂ હુશ્યારૂ કુન્
નદાની તો દાનન્દહરા યારૂ કુન્
મબખ્શાય બરૂ હરૂકે રન્જત્ અઝૂસ્ત
વગરૂ ચન્દ ઉમ્મીદે ગન્જત્ અઝૂસ્ત
હરાન્ કસ્ કઝૂ દરૂ જહાન્ જોઝ ગઝન્દ
નબીની મરૂરા ચે બેહતરૂ ઝે બન્દ
દેગરૂ આન્ કે અઝ ખાસ્તહ ગોફતઈ
બેરદમન્દીઓ રાય બેન્હો ફૂતઈ
ઝે કસ્ મા નજોસ્તીમ જોઝ બાઝો સાવ્
હરાન્ કસ્ કે ઊ દાશ્ત બા બાઝ્ તાવ્

બસી ગોફ્ત હરૂ કસ્ કે આન્ દુશ્મનન્દ
બદાનન્દો અઝ તોખ્મે આહરીમનન્દ
ચુ અન્દીશએ ઈઝદી દાશ્તમ
સુખુનહા હમહ ખારૂ બુગ્ઝાશ્તમ

આજે એ વાત મને ખરી માલૂમ પડી-તો પણ મારાં દિલમાંથી તારી મોહબ્બત દૂર કરી શકતો નથી.

હું જાણતો હતો કે તારાં નસીબથી-તેમજ તારા ઝળકાટ ભર્યાં તખ્ત ઉપર બેસવાના વખતથી,

મારે હિસ્સે રંજ અને દર્દ સિવાય કાંઈ બીજું આવવાનુંજ નથી-અને મારો આવો રોશન રોઝ સીઆહ થવાનોજ છે.

પણ બક્ષેશથી, દીન ધર્મથી, સગપણથી અને તારી મોહબ્બતથી-મેં તે નામાને લીધે મારો ચેહરો જરા પણ ગમગીન નહીં કીધો.

જ્યારે મેં તે વાંચ્યું ત્યારે તે નામુ શીરીનને આપ્યું-અને તે ઉપર મેં તરેહવાર વિચાર ચલાવ્યા.

તે તારા ટપકાની સાથે તેણીનીજ પાસે છે-એ બાબતની વાત કોઈ જરા પણ જાણતું નથી.

જો તું તે જોવા ચાહતો હોય તો માંગી લેજે-કદાચ તું પોતેજ વધતું ઓછું સમજી શકશે.

હું ધારૂં છું કે તે તું જોશે તો પશેમાન થશે-અને જે જે કામો કે ૨૪૧
તેં કર્યાં છે તેનો એલાજ શોધશે.

બીજું જે તું બદીખાના અને બેડી માટે બોલ્યો-કે 'અમો લોકોથી દરેક જણને નુકસાન પુગ્યું,'

તો જેવી રીતે દુન્યાનાં કામો, આગળા બુઝોર્ગોનાં કામો અને આગળા પાદશાહોનાં કામો હતાં તેમજ એ પણ હતું.

જો તું એ બાબત નહીં જાણતો હોય, તો વડા વઝીરને પૂછી જોજે-તે આ વાતથી તને વાકેફ કરશે,

કે જે કોઇ કે ખોદાનો દુશ્મન હોય છે-તે દુન્યામાં માઠી ઝિંદગી ભોગવે છે.

અમારાં કયદખાનામાં ઘણાખરા બૂરા લોકો હતા-કે જેઓથી ભલા લોકો પોકારતા હતા.

જો કે કોઈનું ખૂન કરવું અને તેમ કરી નામોસી ભરેલાં કામમાં લપેટાવું એ અમારૂં કામ ન હતું.

તેથીજ બૂરાઓને અમો બંદીખાનામાં રાખતા હતા-અને લોકો ઉપર પડતાં દુઃખને તુચ્છ સમજતા હતા નહીં.

મેં હમણા સાંભળ્યું છે કે તેં તેઓને છોડી મૂકયા છે-કે જેઓ અઝદહા કરતાં પણ બૂરા હતા,

તો આ બુરાઈથી તું યઝદાનનો ગુનેહગાર થયો છે-નેક બોલવામાં અને નેક કામો કરવામાં ભૂંડો બન્યો છે.

જ્યારે તું મોટો સરદાર થયો છે ત્યારે તો બાહોશીથીજ કામ કર- ૨૪૨
જો તને કાંઈ સમજ નહીં હોય તો દાના શખ્સને પોતાનો મદદગાર બનાવ.

જેનાથી કે તને રન્જ પુગતી હોય, તો પછી તેનાથી તને ગમે એટલી ગંજની આશા હોય તો પણ તેની ઉપર રેહમ ના કર.

જેનાથી કે દુન્યામાં નુકસાન સિવાય તું બીજું કાંઇ જોતો નહીં હોય-તેને માટે કયદખાના કરતાં બીજું શું ભલું જોય છે?

બીજું જે તું ખઝાના માટે બોલ્યો છે-અને તેમ કરી તેં દાનેશમંદી અને સારા વિચારને છુપાવ્યા છે,

તો જાણ કે અમોએ કોઇ પાસેથીબી ખેરાજ અને મેહસૂલ સિવાય બીજું કાંઇ લીધું નથી-તે પણ તેઓનીજ પાસેથી કે જેઓ ખેરાજ આપવાની શક્તિ ધરાવતા હતા.

લોકોએ મને ઘણુંએ કહ્યું કે તે તો દુશ્મનો છે-ભૂંડા છે અને એહરેમનની ઓલાદના છે.

પણ હું કે જે ખોદાઈ વિચાર ધરાવનારો હતો-તેણે તેઓની સઘળી વાતો તુચ્છકારી કાઢી.

કે યઝદાન્ પઝીરેફૂતમ આન્ તાજો તખ્ત
ફેરાવાન્ કશીદમ્ અઝાન્ રન્જે સખ્ત
જહાન્ આફરીન્ દાવરે દાદ રાસ્ત
હમી ફરૂગારી દેગર ગુનહ ખાસ્ત
નબાશદ બગીતી જોઝ અઝ ખાસ્તે ઊય
ફેઝૂની નજૂઈમ દર કાસ્તે ઊય
૨૪૩ બેજુસ્તીમ ખુશનૂદીએ દાદગર
કે બખશેશ બફૂરેશ નદીદમ ગુઝર
ચુ પુર્સદ કે મન્ કેહંગારે જેહાન્
બેગૂયમ બદ્ આશ્કારો નેહાન્
બેપુર્સદ કે ઊ અઝ તો દાના તરસ્ત
બહર નીકો બદ બર તવાના તરસ્ત
હમાન્ પુર ગુનાહાન્ કે પીશે તો અન્દ
ન તીમારદારો ન ખીશે તો અન્દ
કે મન્ હરચે ગૂયન્દ અઝાન્ પસ હમાન્
કે તૂ બાઝ ગૂયન્દ બર બદગમાન્
હમહ બન્દએ સીમો ઝરરન્દો બસ
કસીરા નેયાબી તો ફર્યાદરસ
અઝીશાન્ તોરા દેલ પુર આરાયેશસ્ત
ગુનાહે મરા નીઝ પાલાયેશસ્ત
નગુન્જદ તોરા ઈન્ સખુન દર ખરદ
ન ઝીન્ જાને ઈન્ બદતનાન્ બર ખરદ
વલીકેન મન અઝ બહરે બદ કામહરા
કે બર ખાનદ ઈન્ પહલવી નામહરા
બેદાનદ કે ગોફતારહાએ દરૂઘ
નબાયદ કે ગીરદ જે શાહાન્ ફેરૂઘ
૨૪૪ હમાન્ દર જહાન્ યાદગારી બુવદ
બેરદમન્દરા ઘમગોસારી બુવદ
પસ અઝ મા હરાન્ કસ કે ગોફતારે મા
બેખાનન્દ દાનન્દ બાઝારે મા
બેહાને જહાન્ અન્દરીન્ બેન્ગરન્દ
જે ગોફતારો કેર્દારે મા બુગઝરન્દ
દેગર આન્ કે ગોફ્તી કે અઝ ખાસ્તહ
જે દીનાર વઝ ગન્જે આરાસ્તહ
બયઝદાન્ ગુનહગાર ગશ્તી અઝીન્
બચશ્મે જહાન્ ખાર ગશ્તી અઝીન્
ન આઇને મા બૂદ ઈન્ અઝ નુખોસ્ત
કે અઝ દાદ અઝીન્ દેલ બેબાયદત શોસ્ત
કે આઇને શાહાને પીશીન્ બુદ ઈન્
કે ઈશાન્ નેહાદન્દ આઇનો દીન્
બદીન્ કાર હમદાસ્તાન્ મૂબદાન્
બુઝોર્ગાનો બીદાર દેલ બેખરદાન્
બદીવાનહા શાહ બુગ્ઝાર્દન્દ
કઝાન્ પસ કસીરા નેયાઝાર્દન્દ
કે શાહાન્ બતાબો બમર્દાને મર્દ
બદીનાર શાહી તવાનન્દ કર્દ
૨૪૫ ચુ આબાદ બીનન્દ ગન્જ અઝ ખરાજ
હમાન્ લશ્કરો કેશ્વરો તખ્તે આજ
હમાન્ નીઝ આબાદ ગીતી જે શાહ
હમહ કેશ્વરો મરદુમે નીકખાહ

તે તાજ અને તખ્ત મેં યઝદાન તરફથીજ કબૂલ્યું હતું-અને તેથીજ તે માટે ઘણી ભારી મેહનત વેઠી હતી.

પણ દુન્યા પયદા કરનારો સાચો ઇન્સાફી માલેક-વખત જુદીજ રીતે ફેરવવા માગતો હતો.

દુન્યામાં તેના ચાહવા સિવાય કાંઈ બીજું થતું નથી-તેના કીધેલા ઘટાડામાં હું વધારો કરવા માગતોજ નથી.

દાદગર દાવરના હોકમને તાબે થયો છું-નસીબમાં જે બનવાનું હોય છે તે કાંઈ આપણી કોશેશથી તળી જતું નથી.

જ્યારે જેહાનના પયદા કરનાર સાહેબ મને પૂછશે-ત્યારે હું તેને ઝાહેર તેમજ છુપું સઘળું કહીશ.

તેજ સાહેબ પૂછશે કે જે તારાં કરતાં વધારે દાના છે-દરેક નેક અને બદ ઉપર વધારે શક્તિમાન છે.

પેલા જે ગુનાહ ભરેલાઓ કે તારી નઝદીક છે-તે તારા ગમ ખાનારા કે ખેશીઓ નથી.

મારે માટે તેઓ જે તને કહેશે તેવુંજ-તેઓ તારે માટે પણ તારા દુશ્મનોને કહેશે.

તેઓ સઘળા બસ રૂપાં અને સોનાનાજ ગોલામ બનેલા છે-કોઈ તને મદદ કરનારા મળશે નહીં.

એવા લોકોથી તારૂં દિલ ખુશહાલ છે-અને મારા પણ ગુનાહ સાફ થાય છે

આ મારૂં કહેવું તારી અકલમાં ઉતરવાનું નથી-અને એવા બૂંડાઓના જીવને પણ એથી કાંઇ ફાયદો પુગવાનો નથી,

તો પણ હું મારા દુશ્મનો કે જેઓ આ પહલવી ભાષામાં લખેલું મારૂં નામુ વાંચશે તેઓ માટે કહું છું,

કે તેઓ સમજશે કે જૂઠી વાતો-પાદશાહો આગળ પ્રકાશ પકડી શક્તિજ નથી

આ દુન્યામાં એજ મારૂં નામુ યાદગારી તરીકે રહી જશે-અને એજ નામુ ડાહ્યા પુરૂષોનો ગમ ભૂલાવનારૂં બનશે.

અમારી પછી જે કોઇ કે અમારી આ હકીકત-વાંચશે, તેઓ અમારી હાલત સમજશે.

દુન્યાના મોટાઓ એમાં નજર પુગાડશે-અને આ અમારી વાતોનું અને કામોનું તોલ કરશે.

બીજું એ કે તેં જે કહેવાડિયું કે 'માલ અસ્બાબ, દીનાર અને ભરેલો ખઝાનો સગેરવાથી,

તું યઝદાનનો ગુનેહગાર બન્યો છે-અને દુન્યાની આંખમાં તુચ્છ લેખાયો છે,'

તો તું સમજ કે પ્રથમથીજ મારી આદત નહીં હતી-કે મનમાંથી ઇન્સાફના વિચાર કાઢી નાખું.

કારણકે આગળા પાદશાહો કે જેઓએ રીત અને રેવાજ સ્થાપન કર્યો, તેઓનો તરીકો પણ એવીજ રીતનો હતો.

એ કામમાં વઝીરો, બુઝોર્ગો અને હુશ્યાર દિલના અકલમંદો પણ એકમત હતા.

મેહસુલી વહિવટદારો ઉપર તે કામ વગર ચિન્તાએ છોડવામાં આવ્યું હતું-કે જેથી કોઇ ઉપર સિતમ ગુઝારે નહીં.

તું જાણ કે પાદશાહો પોતાના દબદબા સાથ અને મર્દોને મર્દો સાથ-દીનારથીજ પાદશાહી કરવાને સ્મર્થ હોય છે.

જ્યારે તેઓ એની મેહસૂલથી ખઝાનો ભરેલો જોય છે-ત્યારેજ તેઓનું લશ્કર, મુલક તેમજ હાથીદાંતનું તખ્ત આબાદ થાય છે

ત્યારેજ પાદશાહથી સઘળો દેશ અને વફાદાર નોકરો આબાદ રહે છે.

સેપહબુદ કે બી ગન્જ શાહી કુનદ
હમહ કારૂહા બરૂ તબાહી કુનદ
બેખાહદ દેરમ બન્દહ અઝ શહરૂયારૂ
હમાન કેહતરો મેહતરે નામદારૂ
ઝને પાકુ દામન ઝે પાકીઝહ શૂય
પેસરૂ અઝ પેદરૂ બૂદ દીર્હામ જૂય
ચે કેહતરૂ બેશાદરૂ હમ અઝ મેહતરશ
બેખાહદ ચુ બીનદ કસાન બરૂ દરશ
ચુ દેહકાને પુરૂ માયહ અઝ બીમે તાજ
દેરમ બસ્તહ દારદ ઝે બહરે ખરાજ
ઝે મેહતરૂ બેખાહદ હમ અઝ કેશત વરૂઝ
પદીદ આયદ અઝ ચીઝ નાઅરૂઝ અરૂઝ
ચુ અન્દરૂ જહાન ગુમ શવદ તાજવરૂ
બેયાબદ બસી રન્જ દેહકાન બબરૂ
જહાન યકસરૂ આબાદ બાશદ બતાજ
નદીદહ કસી તાજવરૂ બી ખરાજ
હમાના શનીદી કે દાના ચે ગોફ્ત
ચુ રાઝે સખુન બરૂ કુશાદ અઝ નેહોફ્ત
કે હરૂગહ કે ગર્દદ જહાનદારૂ સોસ્ત
નબાશદ જહાન બીગુમાન તન્દુરોસ્ત
ચુનાન હમ કે દરૂ ખાનહા કદખોદાય
ચુ સુસ્તી કુનદ પસ્ત ગર્દદ સરાય
દિગરૂ આન કે ગોફ્તી કે અઝ તાખ્તન
નેયાસૂદ અઝ રન્જો કીન આખ્તન
અગરૂ પાસોખે ગોફ્તહા બેશનવી
બગોફ્તારે બીદારે મન બેગ્રવી
ઝે ચીઝી કે પુર્સદ મરા કેર્દગારૂ
હમાના ન પીચમ બરૂઝે શુમારૂ
બઈરાન હરાનગહ કે આસૂદહ શાહ
બહરૂ કેશવરી બરૂ નદારદ સેપાહ
બેયાયદ ઝે હરૂજાય દુશ્મન બકીન
પુર આશૂબ ગર્દદ સરાસરૂ ઝમીન
ન ઈન ગન્જહા ગેરૂદ મન કર્દહ અમ
કે ગરૂદ અઝ બુઝોર્ગાન બરૂઆવરૂદહ અમ
નેયાગાને બીદારો શાહાને મા
સેતૂદહ દેલો નીકુખાહાને મા
મેયાનહા બેબસ્તન્દ ખુદ બા સેપાહ
ઝે હરૂસૂ બદુશ્મન બેબસ્તન્દ રાહ
બહરૂ કેશવરી દરૂ નેહાદન્દ ગન્જ
નેયાબન્દ ગન્જ અરૂ ન બીનન્દ રન્જ
ગુનહગારૂ ચૂબીનહ આમદ ઝે રય
બદઅન્દીશો બદ ગઉહરો શૂમ પય
હમહ ગન્જહાએ કોહન બરૂ ગેરેફ્ત
બહરૂ કેશવરી કોશતન અન્દરૂ ગેરેફ્ત
ઝે દીનારૂ વઝ ગઉહરે શાહવારૂ
ઝે યાકૂતો અઝ તાજે ગઉહરૂ નેગારૂ
હમાન જામહો તખ્તે શાહનશોહી
બેબોર્દો બેશુદ ગન્જહા ઝૂ તેહી
બેજુઝ અઝ આલતે જન્ગ ચીઝી નમાન્દ
હમહ ગન્જહાએ કોહન બરૂ ફેશાન્દ

જે પાદશાહ કે વગર ખઝાને પાદશાહી કરે છે-તે પોતાનાં સઘળાં કામો ઊંધાં વાળે છે.

ગોલામો તેમજ નાના અને મોટા નામદારો પણ પોતાના પાદશાહ પાસેથી પેસાજ માગે છે.

પોતાના પાકીઝેહ ધણીથી એક પાકદામન ઓરત પણ પેસાજ માગે છે-એક બેટો પણ પોતાના પાદશાહ બાપ પાસેથી તખ્તની ખાહેશ કરે છે.

શું એક નાનો ભાઇ જ્યારે પોતાને બારણે નોકરો ઉભેલા જોય છે ત્યારે તે પોતાના વડા ભાઈ પાસ પેસાજ માગે છે.

એક તવંગર ખેડુત પણ સરકારની ધાસ્તીથી-ખરાજને માટે પૈસા બાંધીજ રાખે છે.

મોટા તેમજ નાના ખેડુત પાસેથી મેહસૂલ લેવાય છે-નજીવી દેખાતી વસ્તુમાંથી પણ મોટી આવક ઉત્પન્ન થાય છે,

જ્યારે દુન્યામાંથી એક પાદશાહ જતો રહે છે-ત્યારે ખેડુતને ઘણી હાડમારી ખમવી પડે છે.

દુન્યા પાદશાહથીજ આબાદ રહે છે કોઇએ મેહસૂલ લીધા વગરનો પાદશાહ જોયોજ નથી.

ખચીત તેં સાંભળ્યું તો હશે કે એક દાના શખ્સે જ્યારે છૂપી વાતનો ૨૪૬
ભેદ ઝાહેર કીધો ત્યારે તેણે શું કહ્યું?

કે 'જ્યારે એક પાદશાહ નબળો પડી જાય છે-ત્યારે બેશક તેનો મુલક આબાદ રહેતો નથી.

જેવી રીતે કે ઘરનો ધણી જ્યારે સુસ્ત પડી જાય છે ત્યારે ઘર પડી ભાગે છે.'

બીજું જે તેં કહ્યું કે 'લડાઈ કરવાથી, મેહનત કરવાથી અને કીનો લેવાથી હું ધરાયો નહીં.'

અગરજો આ તારા સખુનોનો જવાબ સાંભળવો હોય-તો મારી બાહોશ વાત ઉપર ધ્યાન આપ.

જે પણ ચીઝ માટે મને ખુદાતાલા પૂછશે-તે માટે હું કયામતને દહાડે ખચીત આનાકાની કરીશ નહીં.

જ્યારે કે પાદશાહ ઇરાનમાં અયશ આરામમાં પડે-અને મુલકે મુલક નેગેહબાની માટે લશ્કર નહીં રાખે,

ત્યારે કીનો લેવા માટે દરેક જગ્યાએથી દુશ્મનો ચઢી આવે-અને તમામ મુલક ગભરાટ ભરેલો થાય.

મેં એકલાએજ કાંઈ મોટાઓની ગર્દ કાઢી નાખીને આવા ખઝાના એકઠા કર્યા નથી.

પણ અમારા બાહોશ નેયાગાનોએ અને પાદશાહોએ-અમારા વખાણ પામેલા અને નેકખાહોએ,

પોતે લશ્કર સાથ કમર બાંધીને-ચો તરફથી દુશ્મનનો રસ્તો રોકીને, ૨૪૭

દરેક મુલકમાં ખઝાનો ભેગો કીધો હતો-અગરજો તેઓ મેહનત નહીં કરતે તો ખઝાનો પણ નહીં મેળવતે.

ગુનેહગાર, બૂરા વિચારનો, બૂરી બુન્યાદનો અને નેહસ્ત કદમનો ચૂબીનેહ રયથી અહીં આવ્યો,

તેણે આગળો તમામ ખઝાનો લઈ લીધો-અને દરેક મુલકમાં ખૂના મર્કી ચલાવી.

દીનાર અને પાદશાહોને લાયકનાં ગોહરોમાંથી-તેમજ યાકૂત અને ગોહર જડિત તાજોમાંથી,

તેમજ કપડાં અને શેહન્શાહી તખ્ત-એ સઘળું તે લઇ ગયો અને તેનાથી ખઝાનાઓ ખાલી થઈ ગયા.

લડાઈનાં હથિયારો સિવાય બીજી કોઈ ચીઝ બાકી રહી નહીં-તેણે આગળો તમામ ખઝાનો ઉડાડી દીધો.

ચુનાન્ ખાસ્ત યઝદાને પીરૂઝગરૂ
કે મારા દેહદ ઝખ્તરે નીકુ બરૂ
બરાયે બરૂયેશ બેબસ્તમ મેયાન્
ખુદો નામદારાને ઈરાનેયાન્
સેપહબુદ ફેરેસ્તાદમ અઝ ચારૂ સૂય
ગુઝીદહુ બુઝોર્ગાને આઝાદહુ ખૂય
૨૪૮ યકી દરૂ ખોરાસાન્ યકી બાખ્તરૂ
દેગરૂ કેશ્વરે નીમરૂઝો ખઝરૂ
ઝે બરૂતાસો અઝ ચીન્ સેપહ રાન્દીમ
સેપહબુદ બહરૂ જાય બેન્શાન્દીમ
બેબોર્દીમ બરૂ દુશ્મનાન્ તાખ્તન્
નેયારસ્ત કસ ગર્દન્ અફ્રાખ્તન્
ચુ દુશ્મન ઝે ગીતી પરાગન્દહ શુદ
હમહ ગન્જે મા યકસરૂ આગન્દહ શુદ
હમહ બૂમ શુદ પીશે મા કારૂગરૂ
ઝે દર્યા કશીદન્દ ચન્દાન ગોહરૂ
કે મલ્લાહ ગશ્ત અઝ કશીદન્ સોતૂહ
મરા બૂદ દર્યાઓ હામૂનો કુહ
ચુ ગન્જે દેરમહા પરાગન્દહ શુદ
ઝે દીનારે નવ બદ્રહ આગન્દહ શુદ
ઝે યાકૂત વઝ ગઉહરે શાહવારૂ
હમાન્ જામહો આલતે કારૂઝારૂ
ચુ દીહીમે મા બીસ્તો શશ સાલહ ગશ્ત
ઝે પુરૂ ગઉહરી ગન્જહા માલહ ગશ્ત
દેરમરા યકી સીખે નવ સાખ્તમ
ઝુએ શાદીઓ ફરૂંગેખી તાખ્તમ
૨૪૯ બદાન્ સાલ ચૂન્ બાઝ જોસ્તમ શુમારૂ
ચુ સદ બારૂ દીનારૂ બુદ સદ હઝારૂ
પુરૂ આગન્દહ અફૂગન્દહ બન્દ આરસી
હમાન્ નીઝ પયદાવસી પારસી
બહરૂ બદ્રઈ દરૂ દહો દુ હઝારૂ
પુરાગન્દહ દીનારૂ બુદ શાહવારૂ
જોઝ અઝ બાઝો દીનારે હેન્દુસ્તાન્
ચે અઝ કેશ્વરે રૂમો જાદુસ્તાન્
જોઝ અઝ હદયહો બાઝે હરૂ કેશ્વરી
ઝે હરૂ નામદારીઓ હરૂ મેહતરી
જોઝ અઝ રસ્મો આઇને નવરૂઝો મેહરૂ
ઝે અસ્પાનો અઝ બન્દએ ખૂબચેહરૂ
જોઝ અઝ જઉશનો ખૂદો ગૂપાલો તીઘ
ઝે મા ઈન્ નબૂદી કસીરા દરીઘ
જોઝ અઝ મુશ્કો કાફૂરો ખઝ્ઝો સમૂરૂ
ઝે ગોર્ગે સપીદો ઝે કીમાલો બૂરૂ
હરાન્ કસ કે મારા બુદી ઝીરૂદસ્ત
ચુનીન્ બારૂહા બરૂ હયૂનાન્ બેબસ્ત
હમી તાખ્તન્દી બદરૂગાહે મા
ન પીચીદ ગર્દન્ કસ અઝ રાહે મા
૨૫૦ ઝે હરૂ દરૂ ફેરાવાન્ કશીદીમ રન્જ
બદાન્ તા બેયાગન્દ અઝીન્ ગૂનહ ગન્જ
દેગરૂ ગન્જે ખઝરાઓ ગન્જે અરૂસ
ફુજા દાશ્તીમ અઝ પયે રૂઝે બૂસ

ફતેહમંદ યઝદાને એવું ચાહ્યું-કે નેક સેતારાની ચાલથી અમોને ફળ મળે.

જેથી અકલ અને કોશેશ સાથ મેં પોતે તેમજ ઇરાની નામદારોએ કમર બાંધી.

મેં ચારો બાજુએ સ્વતંત્ર ખવાસના ચુંટી કાઢેલા મોટા સરદારો મોકલ્યા,

એકને ખોરાસાનમાં બીજાને બાખ્તરમાં-ત્રીજાને નીમરૂઝના મુલકમાં અને ચોથાને ખઝરમાં મોકલ્યો.

મે બર્તાસ અને ચીન તરફથી લશ્કર ચલાવ્યું-અને દરેક ઠેકાણે સરદારો મુકરર કીધા

હું દુશ્મનો ઉપર હમ્લો લઈ ગયો-કોઈ પણ શખ્સ મારી સામે ગર્દન ઉઠાવી શક્યું નહીં.

જ્યારે દેશમાંથી દુશ્મનો પરાગન્દે થઈ ગયા-ત્યારે મારો ખઝાનો સઘળો ભરપુર થયો

તમામ મુલક મારી આગળ તાબેદાર બન્યો-દર્યામાંથી એટલાં બધાં મોતી બાહેર કાઢયાં,

કે ખલાસીઓ તેને લઈ જતાં થાકી ગયા-શું દર્યા, મયદાન કે પહાડ મારા તાબેદાર થયા.

જ્યારે દિરમોનો જૂનો ખઝાનો પરાગન્દે થઈ ગયો-ત્યારે તેને બદલે નવા દીનારથી કોથળીઓ ભરાઈ ગઇ.

યાકૂત અને પાદશાહોને લાયકનાં ગોહરોથી-તેમજ કપડાં અને લડાઈનાં હથિયારોથી ખઝાનો ભરાયો.

જ્યારે મારાં રાજ્યને છવીસ વર્ષ પસાર થયાં-અને પુષ્કળ ગોહરોથી ખઝાના ભરપુર બન્યા,

ત્યારે દિરમો ઉપર નવા સિક્કા પડાવ્યા-અને ત્યાર બાદ ખુશહાલી અને મોજમઝાહ ભોગવવા માંડી.

તે વર્ષમાં જ્યારે મેં ગણત્રી કાઢી ત્યારે એક કરોડ દીનાર નીકળ્યા.

'આરસી' સિક્કાઓની થેલીઓ ભરપુર ભરેલી હતી-તેજ સિક્કા કે જે ફાર્સીમાં 'પયદાવસી' તરીકે જણાયલા છે.

દરેક થેલીમાં બાર બાર હઝાર-પાદશાહોને લાયકના દીનાર ભરેલા હતા.

એ સિવાય હિંદુસ્તાનનું ખેરાજ અને દીનાર તેમજ શું રૂમના મુલકોનું અને જાદૂસ્તાનનું ખેરાજ હતું.

એ સિવાય દરેક મુલક, દરેક નામદાર અને દરેક સરદાર તરફના હદયા અને ખેરાજ હતું.

એ સિવાય નવરૂઝ અને મેહરંગાનનાં જશનોની રાહરીતી પાળવાની-તેમજ ઘોડાઓ અને ખૂબસૂરત બાંદીઓ,

તેમજ બખ્તરો, લડાઇમાં પેહેરવાની ટોપીઓ ગોર્ઝો અને તલવારો-જે રૈયતને બખ્શવાને હું આનાકાની નહીં કરતો હતો.

તેમજ કસ્તુરી, કપૂર, ખઝ અને સમૂરના બાલવાળાં ચામડાં-સફેદ વરૂ, રાતા અને કબૂદ ઘોડાઓ વગેરે,

આવો સઘળો અસબાબ મારા તાબેદાર નોકરો ઊંટ ઉપર લાધતા હતા.

અને મારી દરબારમાં આવતા હતા-કોઇએ પણ મારી રીતભાતથી પોતાની ગર્દન ફેરવી નહીં હતી.

મેં દરેક ઠેકાણે પુષ્કળ રંજો ખેંચી છે-જેથી આવી રીતનો ખઝાનો ભેગો થયો છે.

વળી 'ગંજે ખઝરા' અને 'ગંજે અરૂસ'-કે જે અમોએ સખ્તીના દહાડાને માટે ભેગો કીધો હતો.

ફેરાવાન્ કે નામશ સખુન્ રાન્દીમ
બફર્જામ બાદ આવરશ ખાન્દીમ
ચુનીન્ બીસ્તો શશ સાલ તા સીઓ હશ્ત
બજોસ બારૂઝ ચરૂખ બરૂ મા નગશ્ત
હમહ્ મેહુતરાન્ ખુદ તન્ આસાન્ બુદન્દ
બદ અન્દીશ યકુસરૂ હેરાસાન્ બુદન્દ
કુનૂન ચૂન શનીદમ કે ફર્માને તૂ
જહાન્રા બદ આમદ કે પયમાને તૂ
નમાનદ કસ અન્દરૂ જહાન્ રામશી
નબાયદ ગુઝીદન્ જોઝ અઝ ખામશી
હમી કરૂદ ખાહી જહાન્ પુરૂ ગઝન્દ
પુરૂ અઝ દરૂદ કારીઓ નાસૂદમન્દ
હમાન્ પુરૂ ગઝન્દાન્ કે નઝદે તો અન્દ
કે તીરહુ શબાન્ ઊરૂમઝદે તો અન્દ
હમી દાદ ખાહન્દ તખ્તત બબાદ
બદાન્ તા નબાશી બગીતી તો શાદ
ચુ બૂદી ખેરદમન્દ નઝદીકે તૂ
કે રઉશન બુદી જાને તારીકે તૂ
બદાદન્ નબૂદી કસીરા ઝેયાન્
કે ગન્જી રસીદી બઅર્ઝાનેયાન્
અયા પૂરે કમ રૂઝો અન્દકુ ખરદ
રવાનત કે અન્દીશહ્ રામેશ બરદ
ચુનાન્ દાન્ કે ઇન્ ગન્જે મા પોશ્તે તોસ્ત
ઝમાનહ્ કુનૂન પાકૂ દરૂ મોશ્તે તોસ્ત
હમ આરાયેશે પાદશાહી બુવદ
જહાન્ બી દેરમ દરૂ તબાહી બુવદ
શવદ બી દેરમ શાહ્ બી દાદગરૂ
તેહી દસ્તરા નીસ્ત ઝૂરો હોનરૂ
બબખ્શેશ નબાશદ વરા દસ્તગાહ્
ફેસૂસીશ ખાનન્દ હરૂ કસ ન શાહ્
વરૂઅયદૂન કે અઝ તૂ બદુશ્મન્ રસદ
હમહ્ બુત બદસ્તે બરહ્મન્ રસદ
કે યઝદાન્ પરસ્તન્દહ્ બીઝારૂ ગશ્ત
વઝૂ નામો આવાઝે તૂ ખારૂ ગશ્ત
ચુ બી ગન્જ બાશી નેયાબી સેપાહ્
તોરા ઝીરૂદસ્તાન્ નખાનન્દ શાહ્
સગ્ આન્ બેહ્ કે ખાહન્દએ નાન્ બુવદ
ચુ સીરશ કુની દુશ્મને જાન્ બુવદ
દેગરૂ આન્ કે ગોફૂતી કે કારે સેપાહ્
કે દરૂ બૂમહા બરૂ નેશાન્દમ બરાહ્
કે બીદાનેશીત આન્ નેયાયદ પસન્દ
નદાની હમી રાહે સૂદ અઝ ગઝન્દ
ચુનીનસ્ત પાસોખ કે અઝ રન્જે મન્
ફરાઝ આમદ ઇન્ નામવરૂ ગન્જે મન્
કે બીગાનગાન્ શહ્રૂહા બેસ્તદમ
હમહ્ દુશ્મનાન્રા બહમબરૂ ઝદમ
બદાન્ તા બઆરામ બરૂ તખ્તે નાઝ
નેશીનીમ બી રન્જો ગમ્ર્ગો ગોદાઝ
સવારાન્ પરાગન્દહ્ કર્દમ બમરૂઝ
પદીદ આમદ અકૂનૂન કે નાઅરૂઝ અરૂઝ

તેનું નામ રાખવા માટે ઘણીક તકરાર ચલાવી હતી-રોવડે તેનું નામ 'બાદ આવર' રાખ્યું હતું.

એવાં છવીસથી આડત્રીસ વર્ષ સુધી-ફરતો આસ્માન અમારી ઇચ્છા પ્રમાણેજ ફર્યો.

એ વખતમાં સઘળા સરદારો પોતે સુખી હતા-સઘળા દુશ્મનો બીતા રહેતા હતા.

હવે મેં જ્યારથી તારાં ફર્માન માટે સાંભળ્યું છે-ત્યારથી તારાં નબળાં વચનોથી દેશમાં બદી પંથરાઈ છે.

દેશમાં કોઈ પણ ખુશહાલ રહી શકતું નથી-એ બાબતમાં તો હવે ચૂપકીદીજ એખ્તયાર કરવી જોઇએ.

તું દેશને નુકસાન ભરેલો, દર્દ ભરેલો અને ફાયદા વગરનો કરવા ચાહે છે.

તેમજ જે નુકસાનકારક શખ્સો કે તારી નઝદીક છે-કે જેઓ અંધારી રાતે તારા બૃહસ્પતિ સેતારા થયલા છે,

તેઓ તારાં તખ્તને બરબાદ કરવા ચાહે છે-કે જેથી તું દુન્યામાં ખુશી રહી શકે નહીં,

જો તારી નઝદીક કોઈ અકલમંદ શખ્સો હતે-કે જેથી તારો સીઆહ ૨૫૧
જીવ રોશન બનતે,

તો પછી તારી બક્ષેશથી કોઇને કશું નુકસાન નહીં પુગતે-કારણકે તેવી દાનાઈભરી સખાવતથી હાજતમદોનેજ સારી દૌલત મળતે.

ઓ નાની ઉમરના અને થોડી અકલના બેટા!-સારી રીતે વિચાર કરવાથીજ તારો જીવ ખુશહાલ થશે.

તું એમજ સમજજે કે આ મારો ખઝાનોજ તારો મદદગાર છે-હમણા સઘળો ઝમાનો તારાજ હાથમાં છે.

એ ખઝાનોજ પાદશાહીનો સણગાર છે-પેસા વગર દેશ ખરાબીમાં આવી પડે છે.

પેસા વગરનો પાદશાહ ઝુલ્મગાર બને છે-ખાલી હાથવાળામાં જોર અને પરાક્રમ હોતાંજ નથી

તેનામાં બક્ષેશ કરવા માટેની શક્તિ હોતીજ નથી-દરેક જણ તેની ઠઠ્ઠા મસ્ખરી કરે છે કોઈ પાદશાહ કહેતું નથી.

અગરજો એ ખઝાનો તારી પાસેથી દુશ્મનના હાથમાં જશે-તો બ્રાહ્મણના હાથમાં સઘળી મૂર્ત્તિઓ જવા જેવું થશે (યાને દુશ્મનને ફાવતું થશે).

તે ગોયા ખોદાનો પૂજારી ખોદાથી બેઝાર બન્યા બરાબર ગણાશે-અને તેથી તારૂં નામ અને કીર્ત્તિ ઝાંખાં પડી જશે.

અને જ્યારે તું ગંજ વગરનો થશે ત્યારે તને લશ્કર પણ નહી મળશે-અને તારા નોકરો તને પાદશાહ તરીકે પણ નહીં કહેશે.

કુતરો તેજ ભલો કે જે રોટલીનો તલબગાર રહે-જો તું તેને ધરાયલો ૨૫૨
કરશે તો તે તારા જીવનો દુશ્મન બનશે.

બીજું જે તેં લશ્કરી કારોબાર માટે કહ્યું-કે મેં તે મુલકે મુલક ગોઠવી મૂક્યું.

તે તારી કમઅકલને સબબે તને ઠીક લાગતું નથી-નુકસાન કરતાં ફાયદાનો માર્ગ શું છે તે તું પિછાનતોજ નથી.

તેનો જવાબ એવો છે કે મારી મેહનતથી આ મારો નામીચો ખઝાનો ભેગો થયો છે.

મેં બેગાનાઓના હાથમાંથી આપણાં શેહરો લઈ લીધાં છે-અને તમામ દુશ્મનોને ઊંધા પાડયા છે.

કે જેથી આપણે આરામ સાથ નાઝ ભરેલાં તખ્ત ઉપર-નિરાન્તે તકલીફ વગર બેસીએ.

મેં મુલકમાં સવારો છોડી મૂક્યા-જેથી હાલ નાલાયકોમાંથી લાયક કેટલા છે તે જણાઇ આવ્યું.

ચુ અઝ હર્ સુઈ બાઝ્ ખાની સેપાહ્
કુશાદહ્ બેબીનહ્ બહ્ અન્દીશહ્ શાહ્
કે ઈરાન્ ચુ બાઘીસ્ત્ ખુર્રમ્ બહાર્
શેગોફ્તહ્ હમીશહ્ ગુલે કામગાર્
પુર્ અઝ નર્ગેસો સીબો નારો બેહી
ચુ પાલીઝ્ ગર્દદ્ ઝે મર્દુમ્ તેહી
૨૫૩ સપર્ધમ્ યકાયક્ ઝે બુન્ બર્કનન્દ્
હમહ્ શાખે નારો બેહી બેશ્કનન્દ્
સેપાહો સેલીહસ્ત્ દીવારે ઊય
બખુર્જશ હમહ્ તીર્હા ખારે ઊય
અગર્ બેફ્ગની ખીર્હ્ દીવારે બાઘ્
ચે બાઘો ચે દશ્તો ચે દર્યાઓ રાઘ્
નેગર્ તા તો દીવારે ઊ નફ્ગની
દેલો પોશ્તે ઈરાનેયાન્ નશ્કની
કઝાન્ પસ બુવદ્ ઘારતો તાખ્તન્
ખોરૂશી સવારાનો કીન્ આખ્તન્
ઝનો કૂદકો બૂમે ઈરાનેયાન્
બઅન્દીશએ બદ્ મનેહ્ દર્ મેયાન્
ચુ સાલી ચુનીન્ બર્ તો બર્ બુગ્ઝરદ્
ખેરદમન્દ્ ખાનદ્ તોરા બી ખરદ્
મન્ અયદૂન્ શનીદમ કે જાએ મેહી
હમી મર્દુમે નાસઝારા દેહી
ચુનાન્ દાન્ કે નૂશીરવાને કોબાદ્
બઅન્દર્ઝ નામહ્ ચુનીન્ કર્દ્ યાદ્
કે હર્ કૂ સેલીહરા બદુશ્મન્ દેહદ્
હમી ખીશ્તન્રા બકોશ્તન્ દેહદ્
૨૫૪ કે ચૂન્ બાઝ્ ખાહદ્ કે આયદ્ બકાર્
બદ્ અન્દીશ બા ઊ કુનદ્ કાર્ઝાર્
દેગર્ આન્ કે દાદી ઝે કયસર્ પયામ્
મરા ખાન્દી બદ્દેલો ખીરહ્ કામ્
સુખુન્હા ન અઝ યાદગારે તો બૂદ્
કે ગોફ્તારે આમૂઝ્ગારે તો બૂદ્
વફા કર્દને ઊઓ અઝ મન્ જફા
તો કય ખુદ્ શેનાસી જફા અઝ વફા
બદાન્ પાસોખ ઇન્ આયદ્ અય કમ ખરદ્
બગૂયમ્ જોઝ્ ઈન્ નીઝ્ કન્દર્ ખરદ્
તો દઅવી કુની હમ તો બાશી ગવા
ચુનીન્ મર્દે દાનેશ નદારદ્ રવા
ચુ કયસર્ ઝે ગર્દે બલા રોખ બેશુસ્ત
બમર્દી ચુ પર્વીઝ દામાદ્ જોસ્ત

હરાન્ કસ કે ગીતી બબદ્ નસ્પરદ્
બમધ્ઝ અન્દરશ ઈચ્ બાશદ્ ખરદ્
બેદાનદ્ કે બહરામ બસ્તહ્ મેયાન્
અબા ઊ યકી ગશ્તહ્ ઇરાનેયાન્
બરૂમી સેપાહી નશાયદ્ શેકસ્ત
નશાયદ્ રવાન્ રીગ્ બર્ કૂહ્ બસ્ત
૨૫૫ બદાન્ રઝ્મ યઝદાન્ મરા યાર્ બૂદ્
સેપાહે જહાન્ પીશે મન્ ખાર્ બૂદ્

જો તું યો તરફથી લશ્કરને પાછું બોલાવી લેશે-તો દુશ્મનો પોતાનો માર્ગ ખુલ્લો થયલો જોશે.

કારણકે ઇરાન ખુશી ભરેલા બહારની મિસાલનો એક બાગ છે-જ્યાં હમેશ મનગમતાં ફૂલો ખીલેલાંજ રહે છે.

તે બાગ નર્ગેસ, સેબ, દાડમ, અને બેહી ફળોથી ભરેલોજ છે-જ્યારે તે બાગ માણસોથી ખાલી થશે,

ત્યારે દુશ્મનો રેહાનને જડમૂળથી ઉખેડી નાખશે-તેમજ દાડમ અને બેહી ફળની ડાળીઓ સઘળી તોડી નાખશે.

લશ્કર અને હથિયાર એતો તે બાગની દીવાર છે-અને તીર તેના કિલ્લા છે.

અગરજો તું વગર સમજે તે બાગની દીવાર તોડી પાડશે-તો શું બાગ કે મયદાન, શું નદી કે શું જંગલ સઘળું સરખુંજ થઈ પડશે.

સંભાળજે તું તેની દીવાર તોડી ના પાડતો-અને ઈરાનીઓનાં દિલ અને પીઠ ભાંજી ના નાખતો.

નહીં તો કે તેથી લૂટફાટ અને હમ્લાઓ શુરૂ થશે-સવારોના પોકારો અને લડાઇ ચાલશે.

એવા તારા બૂરા વિચારે કરી ઈરાનીઓનાં બાયડી છોકરાં અને મુલકને તે ખરાબીમાં ના હોમાવતો

અગરજો એવીજ રીતનું એક વર્ષ તારી ઉપર પસાર થઈ જશે-તો અકલમંદ માણસ તને બેવકૂફજ ગણશે.

મેં એમ સાંભળ્યું છે કે મોટી મોટી પદવીઓ-તું નાલાયક માણસોને આપે છે.

તું જાણ કે કોબાદના બેટા નોશીરવાને પોતાનાં વસીયત નામામાં એમ કહ્યું છે,

કે 'જે કોઈ પોતાનાં હથિયાર દુશ્મનને આપે છે-તે પોતાને મારવા માટેજ આપે છે.

કારણકે જ્યારે તે કામ પડવે પાછાં માગે છે-ત્યારે દુશ્મન તેની સામેજ લડવા નીકળે છે'

બીજું જે તેં કયસરની વાત કહેવાડી-અને મને હીચકારો અને મતલબીઓ કહ્યો,

તો એ સખુનો કાંઇ તારા પોતા તરફના નહીં હતા-કેમકે તે સઘળા સખુનો તારા શીખવનાર તરફના હતા.

કયસરની વફાદારી અને મારી બેવફાઇની વાતો તેં મને કહેવાડી છે ખરી-પણ વફાદારી શું અને બેવફાઇ કોણને કહેવી તે તને ખબર નથી.

ઓ બેવકૂફ! એનો જવાબ તને કહું છું અને સાથે બીજું પણ કહું છું કે તને કામ લાગે.

તું પોતે એક વાતનો દાવો કરે છે અને પોતેજ તેનો સાક્ષી પણ બને છે-એવી વાત અકલમંદો વાજબી ગણતા નથી.

જ્યારે કયસરે આફતની ધૂળથી પોતાનો ચેહરો ધોઇ કાઢયો (યાને આફતમાં નહીં પડવા માગ્યું)-ત્યારે તેણે પર્વીઝ જેવા એક બહાદુર શખ્સને પોતાનો દામાદ બનાવ્યો.

જે કોઈનાં મગઝમાં કાંઇ પણ અકલ હોય છે તે પોતાનો દેશ ખરાબીમાં નાખતો નથી.

જાણવું કે બેહરામ લડવા તૈયાર થયો હતો-અને ઇરાનીઓ તેની સાથ મળી ગયા હતા.

રૂમી લશ્કરથી બેહરામને મેં હરાવ્યો નથી-ઉડતી રેતી કાંઇ પહાડ ઉપર ઠરે નહીં.

તે લડાઇમાં યઝદાન મારો મદદગાર હતો-જેથી દુન્યાનું લશ્કર મારી આગળ તુચ્છ હતું.

શેનૂદેહ્ ઈરાનેયાન્ આન્ચે બૂદ
તોરા નીઝ્ અઝીશાન્ બેબાયદ્ શેનૂદ્
મરા નીઝ્ ચીઝી કે બાયેસ્ત કરૂદ્
બજાએ નેયાતૂસ રૂઝે નબરૂદ્
ઝે ખૂબીઓ અઝ્ મરૂદુમી કર્દેહ્ અમ્
બપાદાશે આન્ રૂઝ્ નશ્મર્દેહ્ અમ્

બગૂયદ્ તોરા ઝાદ ફરૂરોખ્ હમીન્
જહાન્રા બચશ્મે જવાની મબીન્
ગોશસ્પ આન્ કે બુદ નીઝ્ ગન્જૂરે મા
હમાન્ મૂબદે પાકો દસ્તૂરે મા
કે દર્ ગન્જે મા બદ્રહ્ બુદ સદ્ હઝારૂ
કે દાદમ બદાન્ રૂમેયાન્ યાદગારૂ
નેયાતૂસરા મોહ્રહ્ દાદમ હઝારૂ
હમાન્ ઝરૂરે સુર્ખો હમાન્ ગૂશવારૂ
કુજા સન્ગ્ હર્ મોહ્રઈ બુદ હઝારૂ
ઝે મેસ્કાલ ગન્જી કે કર્દમ શુમારૂ
બદીન્ગૂનહ્ પુર્ દુરૂરે ખૂશાબ્ સદ્
દરૂ મર્દે દાના નદીદ્ ઈચ બદ્
કે હર્ ગઉહરીરા બહા સી હઝારૂ
બેદાદી દેરમ મર્દે ગઉહર્ શુમારૂ
સદ્ અસ્પે ગેરાન્માયહ્ પન્જાહ્ બઝીન્
હમહ્ કર્દેહ્ અઝ્ આખુરે મા ગઝીન્
દેગર્ ચીઝહ્ બા જુલ્લે દીબા બુદન્દ્
કે દર્ દશ્ત બા બાદ હમતા બુદન્દ્
બનઝદીકે કયસર્ ફેરેસ્તાદમ ઈન્
પસ્ અઝ્ ખાસ્તહ્ ખાન્દમ આફરીન્
ઝે દારે મસીહા કે ગોફ્તી સોખન્
બગન્જ અન્દર્ અફ્ગન્દહ્ ચૂબી કોહન્
નબુદ ઝાન્ મરા ઇચ સૂદો ઝેયાન્
ઝે તર્સા શનીદી તો આવાઝે આન્
શેગેફ્ત આમદમ ઝાન્ કે ચૂન્ કયસરી
સરફ્રાઝ્ મર્દીઓ કુન્દાવરી
હમહ્ ગેરૂદ્ બર્ ગેર્દે ઊ બેખ્રદાન્
હમહ્ ફયલસૂફો રદો મૂબદાન્
કે યઝદાન્ ચેરા ખાનદ્ આન્ કશ્તહ્રા
હમ ઇન ચૂબે ખુશ્કે તબહ્ ગશ્તહ્રા
ગર્ આન્ દારે બી કાર્ યઝદાન્ બુદી
સરે માહ્રા ઊરૂમુઝ્દ આન્ બુદી
બેરફ્તી બુદ અઝ્ ગન્જે મા નાગહાન્
મસીહા શુદ ઊ નીસ્તી દર્ જહાન્
દેગર્ આન્ કે ગોફ્તી કે પૂઝેશ બેગૂય
કુનૂન્ તૂબહ્ કુન્ રાહે યઝદાન્ બેજૂય
વરા પાસોખ્ ઈન્ બુદ કે રીઝન્દહ્ બાદ
ઝબાનો લબો દસ્તો પાએ કોબાદ્
મરા તાજ યઝદાન્ બસર્ બર્ નેહાદ્
પઝીરોફ્તમો ગશ્તમ અઝ્ દાદ શાદ્
બયઝદાન્ સેપોર્દમ ચુ ઊ બાઝ્ ખાસ્ત
નદાનમ ઝબાન્ દર્ દહાનત ચેરાસ્ત

જે કાંઇ બન્યું હતું તે ઇરાનીઓએ સાંભળ્યું છે-તારે પણ તેઓથી સાંભળવું જોઇએ.

લડાઇને દહાડે નેયાતુસ સાથ મારે પણ જે કાંઇ કરવું ઘટતું હતું,

તે મેં ખૂબીથી અને ઇન્સાનિયતપણાને છાજતું કીધું હતું-તેને તે દિવસનો બદલો આપવા માટેની મેં કાંઈ પણ ગણત્રી રાખીજ નહીં હતી (યાને પુષ્કળ આપ્યું હતું).

એ સઘળી વાત તને ઝાદફરરોખ કહેશે-તું દુન્યાને જવાનીની આંખોએ ના જો.

વળી ગોશસ્પ કે જે મારો ખઝાન્ચી તેમજ પવિત્ર મોબેદ અને મારો વડો વઝીર હતો તે પણ તને કહેશે,

કે મારા ખઝાનામાં જે એક લાખ થેલી હતી-તે સઘળી મેં રૂમીઓને ઇનામ તરીકે આપી દીધી.

વળી નેયાતુસને ઝુંડા ઉપર લગાડવાના સોનાના હઝાર મોહરા (ગોળા) આપ્યા-તેમજ નક્કર સોનું અને કાનની બાલીઓ આપી હતી.

જે દરેક મોહરાનું વઝન જ્યારે મેં ગણત્રી કરાવી ત્યારે હઝાર મિસ્કાલ થયું હતું.

તેવીજ રીતે સો આબદાર મોટાં મોતીઓ-કે જેમાં ઝવેરીઓએ કશી પણ ખામી જોઇ હતી નહીં.

અને દરેક મોતીની કીમત ઝવેરીઓએ ત્રીસ ત્રીસ હઝાર દિરમની આંકી હતી, તે આપ્યાં હતાં, ૨૫૬

વળી સો અરબી ઘોડા જેમાં પચાસ ઝીન સાથના હતા-અને જે સઘળા અમારા તબેલામાંથી ચુંટી કાઢેલા હતા.

વળી બીજા ખાસ રેશમી કપડાંની ઝૂલ સાથના હતા-અને જેઓ મયદાનમાં ગોયા પવનનાજ સાથી હતા,

તે સઘળું મેં કયસરની નઝદીક મોકલ્યું-અને તે હદયા પૂઠે તેની તારીફ પણ ગાઈ હતી.

વળી તેં ક્રાઇસ્ટની શૂળી કે જે એક લાકડાંનો જૂનો કકડો ખઝાનામાં પડેલો હતો, તે માટે જે કહ્યું,

તે લાકડાંના કકડાથી મને કાંઇ પણ ફાયદો કે નુકસાન હતું નહીં-તેની તારીફ તો તેં ખ્રિસ્તીઓથીજ સાંભળી હશે.

મને અજાયબી લાગી કે કયસર જેવો એક સરફરાઝ અને બહાદુર મર્દ,

જેની આસપાસ સઘળા અકલમંદો-ફીલસૂફો, સરદારો અને વઝીરો રહે છે,

તે પેલા માર્યા ગયલા શખ્સને તેમજ ભાગાટૂટા સુક્કાં લાકડાંના કકડાને ખોદા શા માટે ગણે છે?

અગર તે નકામી પડેલી શૂળી ખોદાજ હતે-અને દર મહિનાની શુરૂઆતનો પાક હોરમઝદ રોઝ તેજ હતે,

તો તે પોતેજ અમારા ખઝાનામાંથી આપોઆપ ગયબ થઈ જતે- ૨૫૭
અને જેમ ક્રાઈસ્ટ જતો રહ્યો તેમ તે પણ આ દુન્યામાં રહેતેજ નહીં.

બીજું તે કહેવાડિયું કે 'હવે તું માફી માગ-તોબાહ કર અને ખોદા તરફનો માર્ગ લે'

તેનો જવાબ એ છે કે એવું બોલનાર કોબાદની ઝબાન, હોઠ, હાથ અને પગ કપાઇજ જજો!"

મારે માથે તો યઝદાને તાજ મૂક્યું-તે મેં કબૂલ કીધું અને તેના ઇન્સાફથી ખુશહાલ થયો.

તેજ તાજ જ્યારે તેણે પાછું માંગ્યું ત્યારે તે યઝદાનને સ્વાધીન કર્યું-હું નથી જાણુતો કે તારાં મોંમાં એટલી બધી ઝબાન શા માટે છે?

બયઝ્દાન્ બેગૂયમ ન બા હૂદશી
કે નેશનાસદ્ અઝ્ નીકો બદ્ અન્દકી
હમહ્ કારે યઝ્દાન્ પસન્દીદહ્ અમ
હમાન્ શૂરો તલ્ખી બસી દીદહ્ અમ
મરા બૂદ શાહી સીઓ હશ્ત સાલ્
કસ અઝ્ શહ્રયારાન્ નબૂદમ્ હમાલ્
કસી કીન્ જહાન્ દાદ દીગરૂ દેહદ
ન બરૂ મન્ સેપાસી હમી બરૂ નેહદ
બરીન્ પાદ્શાહી કુનમ્ આફ્રીન્
કે આબાદ્ બાદા બદાના ઝમીન્
૨૫૮ ચુ યઝ્દાન્ બુવદ યારો ફર્યાદરસ
નેયાઝદ બનફ્રીને મા હીચ્ કસ
બખરરાદ ગોફ્ત આન્ ઝમાન્ શહ્રયારૂ
કે અય અઝ્ રદાને જહાન્ યાદગારૂ
બદાન હૂદકે તીઝ નાદાન્ બેગૂય
કે મારા કુનૂન તીરહ્ ગશ્ત આબ્રૂય
કે પદરૂદ બાદી તો તા જાવદાન્
સરે કારે મા બાદ બા બેખ્રદાન્
શુમા અય ગેરામી ફેરેસ્તાદગાન્
સખુનગૂયો પુરૂમાયહ્ આઝાદગાન્
ઝે મન્ હરૂદુ પદરૂદ બાશીદ નીઝ
સખુન જોઝ્ શનીદહ્ મગૂઇદ નીઝ
કુનમ આફરીન્ બરૂ જહાન્ સરૂબસરૂ
કે ઊરા નદીદીમ જોઝ્ બરૂ ગુઝરૂ
બેમીરદ કસી કૂ ઝે માદરૂ બેઝાદ
ઝે ખુસ્રવ કે યાદ આવરી તા કોબાદ
ચુ હૂશન્ગો તહ્મૂરસો જમ્મશીદ
કઝીશાન જહાન્ બુદ બબીમો ઉમીદ
કે દીવો દદો દામ ફર્માનશ બોરૂદ
ચુ રૂઝે દરાઝશ સરૂ આમદ બેમોરૂદ

૨૫૯ ફરીદૂને ફરૂરોખ કે ઊ અઝ્ જેહાન્
બદી દૂરૂ કરૂદ આશ્કારો નેહાન્
ઝે બદ દસ્તે ઝહ્હાકે તાઝી બેબસ્ત
બમર્દી ઝે ચન્ગે ઝમાનહ્ નરસ્ત
ચુ આરશ કે બોર્દી બફર્સન્ગ્ તીરૂ
ચુ પીરૂઝગરૂ કારને શીરૂ ગીરૂ
કોબાદ આન્ કે આમદ ઝે અલ્બોરૂઝ કૂહ્
બઝર્દી જહાનદારૂ શુદ બરૂ ગોરૂહ્
કે અઝ્ આબ્ગીનહ્ હમી ખાનહ્ કરૂદ
વઝાન્ ખાનહ્ ગીતી પુરૂ અફ્સાનહ્ કરૂદ
હમાન્ નીઝ્ કાઊસે ઝૂરૂ આઝ્માય
કે બેયફ્ત ગીતી બતદ્બીરો રાય
હમાન્ શુદ સુએ ઈન્ બલન્દ આસમાન્
કે આગહ્ નબુદ ઊ ઝે ગશ્તે ઝમાન્
હમાન્ દુરૂરે ખૂશાબ્ બુદ પયકરશ
ઝે યાકૂત રખ્શન્દહ્ બુદી બરશ
સેયાવુશ હમાન્ નામદારે હેઝબ્રૂ
કે કોશ્તશ બઝ્ઝે જવાની દો બબ્રૂ

માફીના સખુનો હું ખોદાતાલાને કહીશ. નહીં કે સારાં માઠાંને જરા પણ નહીં પિછાનનારા એક નાદાન છોકરાને.

યઝદાનનાં સઘળાં કામો મેં પસંદજ કર્યાં છે-તેમજ મેં ખારૂં અને કડવું સઘળું જોયું છે.

મે આડત્રીસ વર્ષ પાદશાહી કીધી-જે વખતે પાદશાહોમાંથી કોઇ મારો જોડિયો નહીં હતો.

જે સાહેબે આ દુન્યા આપી તેજ સાહેબ બીજી દુન્યા પણ આપશે-અને તેમ કરી મારી ઉપર કશો પણ ઉપકાર કરશે નહીં.

હું આ પાદશાહી ઉપર દુઆ કરૂં છું-કે આ મુલક સઘળા દાનાઓ સાથ આબાદ રહેજો!

જ્યારે પાક યઝદાન અમારો મદદગાર અને ફર્યાદે પહોંચનારો છે-ત્યારે કોઇ પણ શખ્સ અમો ઉપર ફિટકાર નાખી શકશે નહીં."

પછી તુરત પાદશાહે ખરરાદને કહ્યું-કે "ઓ જેહાનના સરદારોમાંથી યાદગાર રહેલા શખ્સ!

તે નાદાન હુલ્લડ છોકરાને કહેજે-કે 'હવે અમારી આબરૂ ઝાંખી પડી ગઇ છે.

તને જાવેદાન સુધીની સલામ કરી લઉં છું (હવે તારી સાથ મને કશો સંબંધ નથી)-મારે દાનેશમંદો સાથ કામ છે.'

હવે તમો ઓ મારા વહાલા એલચીઓ-સુભાષિત બોલનારાઓ અને અને ઊંચી બુન્યાદના આઝાદગાનો!

મારી આગળથી તમો બન્ને જણ રવાના થાઓ-મારી તરફથી સાંભળેલા સખુન સિવાય બીજું કાંઇ પણ તેને કહેતા ના.

હું આ જેહાન કે જેને આપણે પસાર થયા વગરની જોઇજ નથી, તેની ઉપર દોઆ કરૂં છું.

જે કોઈ શખ્સ કે માને પેટથી જન્મ લે છે તે મરણજ પામે છે-ખુસરૂથી કે કોબાદ સુધીના પાદશાહોને ગણી જો.

હૂશંગ, તેહમૂરસ્પ અને જમશીદ જેવા પાદશાહો-કે જેઓથી જેહાન ધાસ્તીમાં તેમજ ઉમેદમાં હતી.

કારણકે તે જમશીદનું ફર્માન દેવો, ફાડી ખાનારા અને પાળેલાં જાનવરો વટિક બજા લાવતાં હતાં જ્યારે તેનો લામ્બો વખત પુરો થયો ત્યારે તે પણ મરણ પામ્યો.

મુબારક ફરીદૂન કે જેણે દુન્યામાંથી ઝાહેર તેમજ છુપી બદી દૂર કીધી.

જેણે ઝહ્હાક તાઝીના હાથ બૂરાઇ કરવાથી બાંધી દીધા હતા-તે પણ પોતાની બહાદુરાંગ્ય કરી ઝમાનાની ચુંગાલથી છૂટી શકયો નહીં.

આરશ જેવો પેહલવાન કે જે ફર્સંગો સૂધી તીર ફેંકતો હતો તે-તેમજ સિંહોને પકડનારો કારન જેવો ફતેહમંદ પેહલવાન,

કોબાદ જે અલ્બોર્ઝ પહાડ ઉપરથી આવી-બહાદુરીથી રૈયત ઉપર પાદશાહ બન્યો,

જેણે પોતાને માટે બિલોરી મેહલ બાંધ્યો હતો-અને જે વિષે દુન્યામાં દંતકથા હજી ચાલે છે.

તેમજ વળી ઝોરાવર કાઊસ-કે જેણે તદબીર અને અકલથી સઘળા દેશો હાથ કર્યા હતા.

વળી તે આ બુલંદ આસ્માન તરફ ગયો હતો-કારણકે તે ઝમાનાની ચાલથી બિન વાકેફ હતો.

તેમજ જેનો ચેહરો આબદાર મોતી જેવો ઝળકતો હતો-અને જેની છાતી યાકૂત કરતાં પણ વધુ ઝળકતી હતી

તેમજ નામદાર ચિત્તાની મિસાલનો સિયાવક્ષ-કે જેને જવાનીના દહાડામાં બે બબ્ર જેવાઓએ મારી નાંખ્યો હતો.

કુજા ગન્‌જ્હેમૂ કરૂદ જાઈ બરન્‌જ
વઝાન્ રન્‌જ બોર્દન્ નદીદ ઈચ્ ગન્‌જ
કુજા શુદ શાહે તુરૂકે અફ્રાસેયાબ્
કે દીગર્ શુન્ કસ ન બીનદ બખાબ્
કુજા રોસ્તમો ઝાલો એસ્ફન્દેયારૂ
કઝીશાન્ સખુન્ માન્દ માન્ યાદગારૂ
ચુ ગૂદર્ઝો હફ્તાદ પૂરે ગુઝીન્
સવારાને મયદાનો શીરાને કીન્
ચુ કયખુસ્રવે શીરે આઝાદ મર્દ
કુજા શીરૂ બોગીરૂત અન્દર્ નબર્દ
ચુ ગુશ્તારેપ્ શાહી કે દીને બેહી
બોપેઝ્રોફ્તો જ્ તાઝહ્ શુદ ફરૂરેહી
કુજા રફ્ત એસ્કન્દરે નામવરૂ
કઝુ ગશ્ત એકલીમ ઝીરો ઝબરૂ
ચુ જામાસ્પ્ કન્દર્ શુમારે સેપેહ્‌રૂ
ફોરૂઝન્દહ્ તર્ બુદ ઝે નાહીદો મેહ્‌રૂ
હમાન્ નામવર્ શાહ્ બહ્‌રામ ગૂરૂ
કે ચૂન્ ઊ નબુદ કસ બમર્દીઓ ઝૂરૂ
બબખ્શન્દગી શાહ્ ચુ ઊ બુદ નબૂદ
નેયારસ્ત કર્દન્ સરશારા બેસૂદ
નેયાએ મન્ આન્ શાહે રઉશન રવાન્
જહાન્દારૂ કેઆય નૂશીરવાન્
કુજા શુદ ચેલો હફ્ત શાહે જેહાન્
હમહ્ કારે ઈશાન્ શુદ અન્દર્ નેહાન્
શુદન્દ આન્ બુઝોર્ગાનો ફર્ઝાનગાન્
સવારાને જન્ગીઓ મર્દાનગાન્
કે અન્દર્ હોનર્ ઇન્ અઝાન્ બેહ્ બુદી
બસાલ્ આન્ યકી અઝ્ દેગર્ મેહ્ બુદી
બેપર્દાખ્તન્દ ઇન્ જહાને ફરાખ
બેમાન્દન્દ અયવાનો મયદાનો કાખ
ઝે શાહાન્ મરા નીઝ્ હમતા નબૂદ
અગર્ સાલ્‌રા ચન્દ બાલા નબૂદ
જહાન્‌રા સેપોર્દમ બનીકો બબદ
નમાન્દમ કે રૂઝી બમન્ બદ રસદ
બસી રાહે દુશ્વારૂ બુગ્ઝાશ્તમ
બસી દુશ્મન્ અઝ્ પીશ બર્દાશ્તમ
હમહ્ બૂમહા પુર્ ઝે ગન્જે મનસ્ત
કુજા આબો ખાકસ્ત રન્જે મનસ્ત
ચુ ઝીનગૂનહ્ બર્ મન્ સર્ આમદ જેહાન્
હમહ્ તીરહ્ ગર્દદ ઉમીદે મેહાન્
નમાનદ બફર્ઝન્દે મન્ નીઝ્ તખ્ત
બેગર્દદ ઝે તખ્તો સર્ આયદશ બખ્ત
ફેરેશ્તહ્ ચુ આયદ યકી જાન્ સેતાન્
બેગૂયમ બદૂ જાનમ આસાન્ સેતાન્
બતૂબહ્ દેલે રાસ્ત રઉશન્ કુનમ
બીઆઝારીએ ખીશ જઉશન્ કુનમ
ગુઝશ્તન્ ચુ બર્ ચીનવદ પુલ્ બુવદ
બઝીરે પય અન્દર્ હમહ્ ગુલ્ બુવદ
દુરોસ્તસ્ત ગોફ્તારે ફર્ઝાનગાન્
જહાન્દીદહો પાક્ દાનન્દગાન્

કે જેણે મેહનત લઇ ગંગદેઝ જેવી એક સરસ જગ્યા બનાવી હતી-અને તે લીધેલી મેહનતનો તેણે કાંઈ પણ ફાયદો જોયો નહી.

કયાં ગયો પેલો તુર્કી પાદશાહ અફ્રાસિયાબ?-કે જેના જેવો બૂરો ૨૯૦
પાદશાહ કોઇ ખાબમાં પણ જોશે નહીં.

કયાં ગયો રૂસ્તમ, ઝાલ અને અસ્ફંદિયાર?-કે જેઓની બહાદુરીની વાતો આપણી વચ્ચે યાદગાર રહી છે.

ગૂદર્ઝ અને તેના સિત્તેર બહાદુર છોકરાઓ-કે જેઓ મયદાનના સવારો અને કીનાના સિંહો હતા, તે જેવાઓ કયાં ગયા?

ઊંચી બુન્યાદનો સિંહ જેવો કયખુસરૂ-કે જે લડાઈમાં સિંહ પકડતો હતો, તે કયાં ગયો?

ગુશતારપ જેવો એક પાદશાહ કે જેણે ભલી દીન-કબૂલ કીધી અને જેનાથી દીનનો ઝળકાટ તાઝો થયો, તે કયાં ગયો?

કયાં ગયો નામવર સિકંદર-કે જેનાથી સઘળો મુલક ઝીરોઝબર થયો હતો?

જેવો કે જામાસ્પ કે જે સેતારાઓની ગણત્રી કરવામાં-શુક્ર સેતારા અને આફતાબ કરતાં પણ વધુ રોશન હતો, તે કયાં ગયો?

તેમજ નામવર પાદશાહ બેહરામ ગૂર-કે જેના જેવો મર્દાનગી અને ઝોરમાં કોઈ પાદશાહ નહીં હતો,

દયા દેખાડવામાં અને બક્ષેશ કરવામાં તેના જેવો કોઇ હતોજ નહીં-કોઈ પણ તેના કરતાં ચઢિયાતો થઇ શકયોજ નથી.

મારો વડિલ રોશન રવાનનો પાદશાહ નોશીરવાન પણ તેવો થયો નથી, તે કયાં ગયો?

કયાં ગયા તે જેહાનના સુડતાલીસ પાદશાહો?-તેઓની સઘળી કીર્ત્તિ ૨૯૧
ઢંકાઈ ગઈ છે.

તે સઘળા મોટાઓ, દાનાઓ, લડાઈના સવારો અને બહાદુરો ચાલી ગયા.

કે જેઓ કીર્ત્તિમાં એકેક કરતાં ચઢિયાતા હતા-અને ઉમરમાં પણ એક બીજા કરતાં વધુ હતા.

તેઓ બોહોળી દુન્યા ખાલી કરી ગયા-અને આ પાદશાહી અયવાનો, મયદાનો અને મેહલો છોડી ગયા.

જો કે ઘણાં વર્ષ થયાં નથી-તો પણ પાદશાહોમાંથી મારોબી કોઈ જોડિયો થયો નથી.

ભલાઈ સાથ દુન્યા છોડી જાઉં છું ખરાબ હાલતમાં-મૂકી જતો નથી કે જેથી મને કોઇ દહાડે બૂરાઇ મળે.

મેં ઘણી સખ્ત રાહ પસાર કીધી છે-અને ઘણાક દુશ્મનોને ફેંકી દીધા છે.

દરેક જગ્યા મારા ખઝાનાથી ભરેલી છે-જ્યાં આબાદી છે તે મારીજ મેહનતનું ફળ છે.

જ્યારે એવી રીતે આ જેહાન મારી ઉપર પુરી થઇ છે-ત્યારે હવે સઘળા મોટાઓ આશા ભંગજ થશે.

મારા બેટા પાસે પણ આ તખ્ત કાયમ રહેશે નહીં-તે તાજો તખ્તથી ઉલટો ચાલશે અને તેનું નસીબ ઊંધું વળશે.

જ્યારે મોતનો ફરેશ્તો મારી આગળ આવશે-ત્યારે હું તેને કહીશ ૨૯૨
કે 'તું મારો જીવ ધીરજથી લેજે.'

તે વખતે મારૂં સાચું અંતઃકરણ પશ્ચાતાપથી રોશન બનાવીશ-અને રેહમદિલીનું બખ્તર પેહેરીશ.

જેથી જ્યારે મને ચીનવદ પુલ પસાર કરવો પડશે-ત્યારે મારા પગ હેઠળ સઘળાં ફૂલજ હશે.

અકલમંદો, અનુભવીઓ અને પાકીઝેહ દાનાઓની આ વાત બરાબરજ છે,

કે ચૂન બખ્તે બીદારૂ ગીરદ નેશીબ
ઝે હરૂગૂનઈ દીદ બાયદ નેહીબ્
ચુ રૂઝી મેહી બરૂ કસી બુગ્ઝરદ
અગરૂ બાઝ ખાનદ નદારદ ખરદ
પયામે મન્ ઈનસ્ત સૂએ જેહાન્
બનઝ્દે મેહાનો બનઝ્દે કેહાન્
બસી બરૂ નેયાયદ બદીન્ રૂઝગારૂ
કે આન્ શાહો આન્ લશકરે નામદારૂ
હમહ્ યકદેગરૂરા બકોશતન્ દેહન્દ
બભૂમો બબરૂ આતેશ અન્દરૂ નેહન્દ
પેદરૂ કોશતહ્ ગર્દદ બદસ્તે પેસરૂ
પેસરૂ હમ. બહાનસાન્ બદસ્તે પેદરૂ
૨૬૩ બદ અન્દીશે મા આન્ કુજા ગોફૂત કરૂદ
ઝે કેર્દારે નાખૂબો આવાએ સરૂદ
ચુ મા રફૂતહ્ બાશીમ કયફરૂ બરન્દ
ન બસ રૂઝગારૂ અઝ જહાન્ બરૂ ખરન્દ
ચુ બરૂ મા સરૂ આમદ શાહીઓ મેહી
ચે શીરૂ ચે દીગરૂ બશાહનશેહી
ચુ અશતાદો ખરૂશાદે બર્ઝીને ગવ
શનીદન્દ પયઘામે આન્ પીશરવ
બપયકાન્ દેલે હરૂદુ દાના બેખસ્ત
બસરૂ બરૂ ઝદન્દ આન્ ઝમાન્ હરૂદુ દસ્ત
ઝે ગોફૂતારૂ હરૂદુ પશીમાન્ શદન્દ
તપાન્ચહ્ બરોખ્સારગાન્ બરૂ ઝદન્દ
બબરૂ બરૂ ઝે ઘમ જામહ્ કર્દન્દ ચાક
બસરૂ હરૂદો દાના પરાગન્દ ખાક
બેરફૂતન્દ ગેર્યાન્ ઝે પીશશ દો પીરૂ
પુરૂ અઝ દરૂદ દેલ પુરૂ ઝે પયકાને તીરૂ
બનઝ્દીકે શીરૂય શુદ આન્ દો મરૂદ
પુરૂ આઝન્ગ્ રોખ્સારો દેલ પુરૂ ઝે દરૂદ
યકાયક્ બેદાદન્દ પયઘામે શાહ્
બશીરૂયે બી મધઝો બી દસ્તગાહ્

કે જ્યારે બીદાર બખ્તની પડતી આવે-ત્યારે દરેક રીતની ધાસ્તી ખમવીજ જોઇએ.

જ્યારે કોઇ શખ્સની ઉપર મોટાઇનો દિવસ પસાર થઇ જાય-ત્યાર બાદ જો તે પાછા માગે, તો તેને બેવુકૂફ સમજવો.

ઇરાન દેશના શું મોટાઓ અને નાનાઓને મારો એવીજ રીતનો પયગામ છે,

કે આ હાલત ઉપર ઘણોક વખત નહીં પસાર થશે-કે તે દેશના પાદશાહો અને તે દેશનું નામીચું લશ્કર,

સઘળા આપસ આપસમાં કપાઇ મરશે-અને આ મુલક આ સર ઝમીનમાં આગ સળગાવશે.

એક બાપ પોતાના દીકરાના હાથ ઉપર અને તેવીજ રીતે દીકરો પોતાના બાપના હાથ ઉપર માર્યો જશે.

મારા દુશ્મનો કે જેઓએ નાલાયક કરણી કીધી છે-અને બેહુદી વાતો બોલ્યા છે,

તેઓ જ્યારે હું ગુઝરી જઇશ ત્યારે તેની સઝા પામશે-અને ટુંક મુદ્દતમાંજ આ દુન્યામાંથી તેનાં ફળ ચાખશે.

જ્યારે અમારીજ પાદશાહી અને મોટાઇ પુરી થઇ ગઇ-તો ત્યાર બાદ શું શીરૂય કે શું કોઇ બીજો પાદશાહી ઉપર આવે તે સરખુંજ છે."

જ્યારે અશ્તાદ અને પેહલવાન ખરરાદે બર્ઝીને-તે સરદારનો એવો પયગામ સાંભળ્યો,

ત્યારે બન્ને દાના શખ્સોનાં દિલ પાદશાહના ટીકાના બાણથી ઝખ્મી બન્યા-તે બન્નેએ તેજ વખત પોતાનું કપાળ કૂટયું.

તે બન્ને જણ પોતાના બોલવાથી પશેમાન થયા-અને પોતાના ગાલો ઉપર તમાચા મારવા લાગ્યા.

તેઓએ ગમથી આંગ ઉપરનાં કપડાં ચાક કીધાં-અને બન્ને દાનાઓએ સર ઉપર ખાક નાંખી.

પછી તે બન્ને બુઢ્ઢાઓ દુઃખ ભરેલા અને તીરનાં પયકાનથી ભરેલાં દિલે તે પાદશાહ આગળથી રડતા ગયા.

તે બન્ને મર્દો કરચલી ભરેલા ચેહરાએ અને દર્દ ભરેલાં દિલે શીરૂયની નઝદીક આવ્યા.

તેઓએ કમઅકલ અને દુર્બળ શીરૂયને પાદશાહનો સઘળો પયગામ પુગાડયો.

## અફ્સૂસ્ ખુર્દને શીરૂય બર્ ખુસવ્ પર્વીઝ્ વ નાખૂશ્ શુદને સર્દારાન્ અઝાન્.

## શીરૂયે ખુસરૂ પર્વીઝ માટે અફસોસ કરવો અને તેનાથી સરદારોનું નાખુશ થવું.

૨૬૪ ચુ બેશનીદ શીરૂય બેગ્રીસ્ત સખ્ત
દેલશ ગશ્ત તર્સાન્ અઝાન્ તાજો તખ્ત
ચુ અઝ પાશ બર્ખાસ્તન્દ આન્ ગોરૂહ્
કે ઊરા હમી દાશતન્દી સોતૂહ્
બગોફૂતારે ઝેશ્તો બખૂને પેદરૂ
જવાન્‌રા હમી સૂખ્તન્દી જેગરૂં
ફેરૂદ આમદ અઝ તખ્તે શાહી કોબાદ
દો દસ્તે ગેરામી બસરૂ બરૂં નેહાદ

જ્યારે શીરૂયે તે સાંભળ્યું ત્યારે તે ઘણોક રડયો-તેનું દિલ તે તાજ અને તખ્તથી ધાસ્તી ભર્યું બન્યું.

જ્યારે તેની આગળથી તે લોકો ઉઠી ગયા-કે જેઓ તેને તાબામાં રાખતા હતા.

ભૂંડી વાતોથી અને બાપનાં ખૂનની ઉશ્કેરણીથી-તે જવાન પાદશાહનું જીગર બાળતા હતા, તેઓ ઉઠી ગયા,

ત્યારે તે પાદશાહી તખ્ત ઉપરથી નીચે આવ્યો-અને પોતાના બન્ને કીમતી હાથ સર ઉપર મૂકયા (યાને અફસોસ કરવા લાગ્યો).

કે મેજ્ગાનશ બર્ બર્ હમી ખૂન્ ચકીદ
ચુ આગાહીએ ઊ બલશ્કર્ રસીદ
અઝાન્ ગેર્યહો ઝારીએ શહરૂયાર્
શુદન્દ આન્ હમહ લશ્કરશ તર્સગાર્
બયક્ જાય યક્સર્ બેગેરૂદ આમદન્દ
ઝે ખુસ્રવ હમી દાસ્તાનહા ઝદન્દ
કે પર્વીઝ અગર્ બર્ નેશીનદ બગાહ
બપાય અન્દર્ આરદ સરાને સેપાહ
ચુ બર્ ઝદ સર્ અઝ તીરહ કૂહ આફ્તાબ્
બદ અન્દીશરા સર્ બર્ આમદ ઝે ખાબ્
બેરફ્તન્દ યક્સર્ સુએ બાર્ગાહ
ચુ બેશનીદ બેન્શસ્ત બર્ તખ્ત શાહ
બેરફ્તન્દ ગર્દનકશાન્ પીશે ઊય
ઝે ગોર્દાને બીગાનહો ખીશે ઊય
નેશસ્તન્દ બા રૂય કર્દહ દેઝમ
ઝબાન્ શાન્ નજ્રુમ્બીદ બર્ બીશો કમ
બઈશાન્ ચુનીન્ ગોફ્ત પસ શહરૂયાર્
કે આન્ કસ સઝાવાર્ બાશદ બદાર્
કે ઘમગીન્ નબાશદ બદર્દે પેદર્
નખાનમશ જોઝ બદ તનો બદ ગોહર્
નબાયદ કે દારદ બદૂ કસ ઉમીદ
કે ઊ પૂદહ તર્ બાશદ અઝ પૂદે બીદ
ચુનીન્ યાફ્ત પાસોખ ઝે મર્દે ગુનાહ
કે હર્ કસ કે ગૂયદ પરસ્તમ દો શાહ
તો ઊરા બદેલ નાહુશીવાર્ દાન્
વગર્ અર્જમન્દી બુવદ ખાર્ દાન્
ચુનીન્ ગોફ્ત શીરૂય પાસોખ કે શાહ
ચુ બી ગન્જ બાશદ નેયાબદ સેપાહ
સખુન્ ખૂબ્ રાનીમ યક્ માહ નીઝ
ઝે રાહે દુરોશ્તી નગૂઈમ્ ચીઝ
મગર્ શાદ બાશીમ ઝન્દર્ઝે ઊય
કે ગન્જસ્ત સર્ તા બસર્ મર્ઝે ઊય
ચુ પાસોખ શનીદન્દ બર્ ખાસ્તન્દ
સુએ ખાનહા રફ્તન્ આરાસ્તન્દ
બખાલીગરાન્ શાહ શીરૂય ગોફ્ત
કે ચીઝી ઝે ખુસ્રવ નબાયદ નેહોફ્ત
બપીશશ હમહ ખાને ઝરુરીન્ નેહીદ
ખુરેશહા હમહ ચર્બો શીરીન્ નેહીદ
બોરન્દહ હમી બોર્દો ખુસ્રવ નખર્દ
ઝે ચીઝી કે દીદી બખાન્ ગર્મો સર્દ
હમહ ખુર્દશ અઝ દસ્તે શીરીન્ બુદી
કે શીરીન્ ઝે ઘમહાશ ઘમગીન્ બુદી
નબૂદી જોઝ ઊ શાહરા નીક્ યાર્
હમ ઊ બૂદ રૂઝો શબ્ અન્દર્ કેનાર્
અબા શાહ બૂદી બબીમો ઉમીદ
કે લર્ઝાન્ બર્ ખુદ ચુ અઝ બાદ બીદ
બર્ આમદ બરીન્ કાર્ યક્ માહ બાઝ
શબો રૂઝ ખુસ્રવ બદર્દો ગોદાઝ
હમી યાદ કર્દ અઝ ગુનાહો બઝેહ
નદાનેસ્ત અઝાન્ ઝેન્દગાની મઝેહ

તેની આંખોમાંથી તેની છાતી ઉપર આંસુ પડવા લાગ્યાં-જ્યારે એ ખબર તેનાં લશ્કરને પડી,

ત્યારે પાદશાહનાં એવી રીતે રડવાથી અને ઝારી કરવાથી-તેનું સઘળું લશ્કર ધાસ્તી ભર્યું બન્યું.

તેઓ એક જગ્યાએ એકઠા મળ્યા-અને ખુસરૂ માટેની વાતો કરવા લાગ્યા.

કે "જો ખુસરૂ પાછો તખ્ત ઉપર બેસશે-તો લશ્કરના સરદારોનાં સર પગ નીચે લાવશે."

પછી જ્યારે સીઆહ પહાડ ઉપરથી આફતાબ નીકળ્યો-ત્યારે પેલા બદ વિચારના શખ્સો ખાબમાંથી ઉઠયા.

તેઓ સઘળા દરબાર તરફ ગયા-જ્યારે પાદશાહે તે સાંભળ્યું ત્યારે તખ્ત ઉપર આવી બેઠો.

પાદશાહના પોતાના તેમજ પારકા પેહલવાનોમાંથી બહાદુરો તેની આગળ ગયા.

તેઓ તેની સામે દિલગીર ચેહરે બેઠા-તેઓની ઝબાન કમ ઝેયાદા બોલવા ઉપર ઉપડીજ નહીં.

પછી પાદશાહે તેઓને એ પ્રમાણે કહ્યું-કે "તે કોઇ શખ્સ શૂળીને લાયક હોય છે,

કે જે પોતાના બાપનાં દુઃખથી દિલગીર નહીં બનતો હોય-હું તેને ૨૬૫
બદમાસ અને બૂરી બુન્યાદનો ગણું છું.

તેવા માણસથી કોઇએ કાંઇ પણ ઉમીદ રાખવી નહીં જોઇએ-તે તો સડી ગયલાં બેદનાં લાકડાં કરતાં વધારે સડેલો હોય છે."

પેલા ગુનેહગાર શખ્સોમાંથી એકે એવો જવાબ દીધો-કે "જે કોઇ શખ્સ એમ બોલે કે 'હું બે પાદશાહનો નોકર છું,

તો તેને તું તારાં દિલ સાથ બેવુકુફ ગણ-જો તે ગમે એટલો મોટો હોય, તો પણ તું તેને હલકો ગણ.'"

શીરૂએ તેને જવાબ આપ્યો કે "પાદશાહ-જ્યારે પૈસા વગરનો થાય છે ત્યારે તેને લશ્કર મળતું નથી.

માટે આપણે એક મહિનો લગી તો તેની સાથ સારી સારીજ વાતો કરીશું-કાંઇ પણ સખ્ત ભાષા વાપરીશું નહીં.

કદાચને આપણે તેની નસીહતથી ખુશી થઈશું-કારણકે તેનો મુલક એક નાકેથી બીજા નાકે સુધી ખઝાનોજ છે."

જ્યારે તેઓએ એવો જવાબ સાંભળ્યો ત્યારે તેઓ ઉઠયા અને સર્વે પોતાનાં ઘર તરફ ગયા.

પછી પાદશાહ શીરૂએ બાવરચીઓને કહ્યું-કે "ખુસરૂને કાંઇ પણ ચીઝ આપવાની વાણ કરવી નહીં જોઇએ.

તેની નઝદીક સઘળા સોનેરીજ ખુમચા મૂકજો-અને તમામ લેઝતદાર અને મીઠાસદાર ખાણું પરીસજો."

બાવરચી તે પ્રમાણે ખાણું લઈ જતો હતો પણ ખુસરૂ તે ખાણામાં ૨૬૬
મૂકેલી ગરમ કે થંડી વાણીઓ કશી ખાતો નહીં હતો.

તે પોતાનો સઘળો ખોરાક શીરીનને હાથજ લેતો હતો-કારણકે શીરીનજ તેના ગમથી દિલગીર રહેતી હતી.

તેણી સિવાય પાદશાહનો વફાદાર દોસ્ત બીજો કોઈ નહીં હતો-તેણીજ રાત દહાડો તેની આગળ રહેતી હતી.

ધાસ્તીમાં તેમજ ઉમેદમાં પાદશાહ સાથ તેણીજ રહેલી હતી-કારણકે જેમ બેદનું ઝાડ પવનથી ધ્રુજે તેમ તેણીજ પાદશાહ આગળ ધ્રુજતી હતી.

આ બનાવ ઉપર પણ એક માસ પસાર થઇ ગયો-પાદશાહ રાત દિવસ દુઃખ અને દિલગીરીમાંજ રહેવા લાગ્યો.

તે પોતાના કીધેલા ગુનાહોની યાદ કરવા લાગ્યો-પોતાની આવી ઝિંદગીમાં કશી પણ માઝેહ સમજતો હતો નહીં.

## શીવને બારૂબુદ્ બરે ખુસ્રવ્ વ બુરીદને અન્ગુશ્તાને ખુદ્ વ સૂસ્રને સાઝે સોરૂદ્.

——:o:——

કુનૂન શીવને બારૂબુદ ગૂશ કુન
જહાન્‌રા સરાસર ફરામૂશ કુન
૨૫૭ ચુ આગાહ્ શુદ બારૂબુદ આન્ કે શાહ્
બેપર્દાખ્ત્ બી રાયો બી કામ ગાહ્
હમી ચારહ્ સાઝન્દ બર્ કુશ્તનશ
સેપહ્‌રા હેરીઘસ્ત અઝ્ બસ્તનશ
ઝે જેહ્‌રમ બેયામદ સૂએ તયસફૂન
પુર્ અઝ્ આબ્ મેઝ્‌ગાનો દેલ્ પુર્ ઝે ખૂન
બેયામદ બદાન્ ખાનહ્ ઊરા બેદીદ
શુદહ્ લઅલ્ રોખ્સારે ઊ શમ્બલીદ
ઝમાની હમી બૂદ બર્ પીશે શાહ્
ખોરૂશાન્ બેયામદ સુએ બારગાહ્
બદેલ્‌શ આતેશે મેહ્‌રે ઊ બર્ ફેરૂખ્ત
ઝે તીમારે ખુસ્રવ્ દેલો જાન્ બેસૂખ્ત
બેબારીદ ચશ્મશ ચુ અબ્રે બહાર્
કેનારશ ઝે દીદહ્ ચુ દર્યા કનાર્
બેસાઝીદ નૂહહ્ બઆવાઝે રૂદ
બબરૂબત હમી મૂયહ્ ઝદ બા સોરૂદ
અબર્ પહ્‌લવાની બર્ મૂયહ્ કરૂદ
દો રોખ્સારએ ઝર્દો દેલ્ પુર્ ઝે દરૂદ
હમી ગોફ્ત શાહા રદા ખુસ્રવા
બુઝોર્ગા સુતોર્ગા દેલાવર્ ગવા
૨૫૮ કુજાત આન્ બુઝોર્ગીઓ આન્ દસ્તગાહ્
કુજાત આન્ હમહ્ બખ્તો ફર્રો કોલાહ્
કુજાત આન્ ચુનાન્ બુઝે બાલાયો તાજ
કુજાત આન્ હમહ્ યારહો તખ્તે આજ
કુજાત આન્ હમહ્ મર્દીઓ ઝૂરો ફર્ર્
જહાન્‌રા હમી દાશ્તી ઝીરે પર્
કુજાત આન્ શબેસ્તાનો રામેશગરાન્
કુજાત આન્ દરો બારગાહો સરાન્
કુજાત અફ્સરો કાવેયાની દેરફ્શ
કુજાત આન્ હમહ્ તીગ્હાએ બેનફ્શ
કુજાત આન્ સરો અફ્સરે જાન્ સેપાર્
કે બા તખ્તે ઝર્ બૂદ બા ગૂશવાર્
કુજાત અસ્પે શબ્દીઝો ઝીનો રેકીબ્
કે ઝીરે તો અન્દર્ બુદી ના શેકીબ્
કુજાત આન્ સરો ખૂદો ઝરીન્ ઝેરેહ્
ઝે ગઊહર્ ફેગન્દહ્ ગેરેહ્ બર્ ગેરેહ્
કુજાત આન્ સવારાને ઝરીન્ સેતામ
કે દુશ્મન્ બુદી તીગ્ શાન્‌રા મેયામ
કુજાત આન હમહ્ રાહ્‌વાર્ ઉશ્તરાન્
અમારીએ ઝરીનો ફર્માન્ બરાન્

## ખુસરૂ આગળ બાર્બુદની માતમ અને તેણે પોતાનાં આગળાં કાપી નાખવા અને વાજન્તર બાળી મૂકવું.

——:o:——

હવે તું આ દુન્યાનાં સઘળાં કામોને વીસરી જઈ-બારબુદ ગવેયાએ ખુસરૂ આગળ કીધેલી માતમ સાંભળ.

જ્યારે બારબુદ વાકેફ થયો કે "પાદશાહે-લાચારીએ અને નામરજીથી તખ્ત તર્ક દીધું છે,

અને સરદારો તેને મારી નાખવાની વેતરણ કરે છે-તેમજ લશ્કર તેના કયદ પડવાથી નારાજ છે,"

ત્યારે તે આંસુ ભરેલી આંખોએ અને દિલગીર દિલે-જેહરમથી તયસફૂન તરફ આવ્યો.

તે પાદશાહના પેલા મેહલમાં આવ્યો અને તેને જોયો-તેનો રાતો ચેહરો શમ્બલીદનાં ફૂલ જેવો ઝર્દ થઈ ગયો હતો.

તે થોડોક વખત પાદશાહ આગળ થોભ્યો-પછી પોકારતો દરબાર તરફ આવ્યો.

તેનાં દિલમાં તેની મોહબ્બતનો આતશ રોશન થયો-ખુસરૂના ગમથી તેનું દિલ અને જીવ બળવા લાગ્યો.

તેની આંખો બહારના વાદળની મિસાલ આંસુ વરસાવવા લાગી-તે આંસુથી તેનો ખોળો દર્યાના કેનારા માફકનો બન્યો.

સિતારના સુરોદ સાથ તેણે રૂદન કરવું જારી કીધું-અને તે બરબત ઉપર રૂદનનાં ગીત ગાવા લાગ્યો.

પહલવી ભાષામાં પાદશાહ ઉપર રૂદન કરવા લાગ્યો-તેના બન્ને ગાલ ફિક્કા અને દિલ દુઃખથી ભરેલું હતું.

તે બોલવા લાગ્યો કે "અેા પાદશાહ! અેા સરદાર! અેા ખુસરૂ!-અેા બુઝોર્ગ! અેા મોટા અેા દિલાવર પેહલવાન!

કયાં ગઇ તે તારી બુઝોર્ગી અને તે શક્તિ?-કયાં ગયું તે તારૂં સઘળું ફતેહમંદ નસીબ, ખોદાઈ ખોરેહ અને પાદશાહી કોલાહ?

કયાં ગઈ તે તારી આવી રીતની મોટાઈ, બુલંદ કદ અને તાજ?-કયાં ગયાં તે સઘળા હારો અને હાથીદાંતનાં તખ્તો?

કયાં ગઇ તે તારી મર્દાનગી, ઝોર અને દબદબો?-તું સઘળા દેશને પોતાના સાયા નીચે રાખતો હતો.

કયાં ગયું તે તારૂં ઝનાનખાનું અને ગવૈયાઅેા?-કયાં ગઇ તે તારી દરબાર અને સરદારો?

કયાં ગયું તે તારૂં તાજ અને કાવેયાની ઝુંડો-કયાં ગઈ તે તારી તમામ આસ્માની રંગની તલવારો?

કયાં ગયો તે તારો સરદાર અને જીવ આપનારો સેનાપતિ-કે જે સોનેરી તખ્ત ધરાવતો હતો અને કાનમાં બાલી સાથનો હતો?

કયાં ગયો તારો શબદેઝ ઘોડો, ઝીન અને રેકાબ?-કે જે તારી રાન હેઠળ ધીરજ વગરનો થઈ જતો હતો?

કયાં ગયાં તે તારાં તાજ, ટોપ અને સોનેરી બખ્તર-કે જેનાં સાંધાઅેા ઉપર ગોહરો મઢેલાં હતાં?

કયાં ગયા તે તારા સોનેરી લગામવાળા સવારો?-કે જેઅેાની તલવારોનાં મેયાન દુશ્મન લોકો હતા.

કયાં ગયાં તે તારાં સઘળાં મંઝેલ કરનારાં ઊંટો-સોનેરી અમારીઅેા અને તાબેદાર નોકરો?

હયૂનાનો બાલાઓ પીલે સફીદ
હમહ ગશ્તહ અઝ જાને તૂ નાઉમીદ
કુજાત આન્ સખુન્ગૂય શીરીન્ ઝબાન્
કુજાત આન્ દેલો રાએ રઉશન્ રવાન્
ઝે હર્ ચીઝ્ તન્હા ચેરા માન્દી
ઝે દફ્તર્ ચુનીન્ રૂઝ્ કય ખાન્દી
મબાદા કે ગુસ્તાખ્ બાશી બદહર્
કે ઝહરશ ફેઝૂન્ આમદ અઝ પાય ઝહર્

પેસર્ ખાસ્તી તા બુવદ યારો પોશ્ત્
કુનૂન્ અઝ પેસર્ બન્દત્ આમદ બમોશ્ત્
ઝે ફર્ઝંન્દ શાહાન્ બનીરૂ શવન્દ
ઝે રન્જે ઝમાનહ બીઆહ શવન્દ
શાહનશાહરા ફરૂરો નીરૂ બેકાસ્ત્
ચુ બાલાએ ફર્ઝન્દે ઊ ગશ્ત્ રાસ્ત
હરાન્ કસ કે ઊ કારે ખુસ્રવ શેનૂદ
બગીતી નબાયદશ ગોસ્તાખ બૂદ
હમહ બૂમે ઈરાન્ તો વયરાન્ શુમાર્
કુનામે પલન્ગાનો શીરાન્ શુમાર્
સરે તોખ્મે સાસાનેયાન્ બૂદ શાહ
કે ચૂન્ ઊ નબીનદ કસી તાજો ગાહ
શુદ ઇન્ તોખ્મહ વયરાનો ઈરાન્ હમાન્
બર્ આમદ હમહ કામએ બદગમાન્
ફેઝૂન્ ઝીન્ નબાશદ કસીરા સેપાહ
ઝે લશ્કર્ કે આમદશ ફર્યાદ ખાહ
ગઝન્દ આમદ અઝ પાસ્બાને બુઝોર્ગ્
કુનૂન્ અન્દર્ આયદ બુએ રખ્નહ ગોર્ગ્
બશીરૂય ગૂયન્દ બીશરૂમ શાહ
ન ઈન્ બુદ સઝાવારે ઈન્ પીશગાહ
નબાશદ સેપાહે તો હમ પાયદાર્
ચુ બર્ખીઝદ અઝ ચાર્ સૂ કાર્ઝાર્
રવાને તોરા દાદગર્ યાર્ બાદ
સરે બદસેગાલત નેગૂનસાર્ બાદ
બયઝદાનો જાને તો અય શહર્યાર્
બનવરૂઝો મેહરો બખુર્રમ બહાર્
અગર્ દસ્તે મન્ ઝીન્ સેંપસ નીઝ્ રૂદ
બેસાઝદ બમન્ બર્ મબાદા દોરૂદ
બેસૂઝમ હમહ આલતે ખીશરા
બદાન્ તા નબીનમ બદઅન્દીશરા
બેબુર્રીદ હર્ ચાર્ અન્ગોશ્તે ખીશ
બુરીદહ હમી દાશ્ત્ દર્ મોશ્તે ખીશ
ચુ દર્ ખાનહ શુદ આતેશી બર્ ફેરૂખ્ત્
હમહ આલતે ખીશ યક્સર્ બેસૂખ્ત્

સાંઢણીઓ, ઘોડાઓ અને સફેદ હાથીઓ-જે સઘળા તારા જીવ માટે ૨૬૯
નાઉમેદ થયા છે, તે કયાં છે?

કયાં ગઈ તે તારી સુભાષિત બોલનારી શીરીન ઝબાન?-કયાં ગયું તે તારૂં હાતમ દિલ અને ચાલાક અકલ?

તું એ સઘળાંથી એકલો કેમ પડી ગયો?-તારાં લખાયલાં દફતરમાંથી એવો બૂરો દિવસ કયારે વાંચ્યો?

એવું કદી ના બનતું કે તું આ દુન્યા ઉપર મગરૂરી કરે-કારણકે પાઓ ઝેહર કરતાં તેનું ઝેહર વધારેજ હોય છે (યાને આ જહાન ફાયદા કરતાં નુકસાનકારક વધુ છે).

તું બેટો માંગતો હતો કે તે તારો યાર અને મદદગાર થાય-હવે તેજ બેટાથી તને કયદખાનું મળ્યું છે.

પાદશાહો પોતાના બેટાઓથી કોવતમંદ થાય છે-અને ઝમાનાની રંજથી મોકળા થાય છે,

પણ જ્યારે આ પાદશાહનો બેટો મોટો થયો-ત્યારે શેહનશાહનો દબદબો અને કૌવત ઘટી ગયું.

જે કોઇએ કે ખુસરૂની હાલત માટે સાંભળ્યું હોય-તેણે દુન્યામાં મગરૂર થવું નહીં જોઇએ.

હવે તું તમામ ઇરાન ઝમીનને વયરાનજ થયલી સમજજે-ચિત્તા અને સિંહોનું રહેઠાણ બનેલું સમજજે.

આ પાદશાહ સાસાનિયન તોખ્મનો સરતાજ હતો-કે જેના જેવો કોઈ બીજો પાદશાહ આ તાજ કે તખ્ત જોશે નહીં.

આ ખાન્દાન તેમજ ઈરાન પણ વયરાન થયું છે-દુશ્મનની તમામ ૨૭૦
મુરાદ બર આવી છે.

એ પાદશાહ કરતાં કોઈ બીજાનું લશ્કર વધારે નહીં હશે-તેજ લશ્કરમાંથી એની ફર્યાદ સાંભળનારૂં કોણ બન્યું?

દેશના રક્ષકનેજ દુ:ખ થયું છે-એટલે વરૂ દાખેલ થઇ નાશ કરશે.

લોકો શીરૂયને કહેશે કે 'ઓ બેશરમ પાદશાહ!-આ કામ આવાં તખ્તને લાયક નહીં હતું.

જ્યારે ચો તરફ લડાઇ ઉઠશે-ત્યારે તારૂં લશ્કર પણ પાયદાર રહેશે નહીં.'

ખોદાતાલા તારા (ખુસરૂના) જીવનો મદદગાર હોજો!-તારા દુશ્મનનાં સર ઊંધાં પડજો!

કસમ છે યઝદાનના, કસમ છે ઓ પાદશાહ! તારા જીવના-કસમ છે નવરૂઝ, મેહરંગાન અને ખુશહાલી ભરેલી બહારની મોસમના,

કે હવે પછીથી જો મારો હાથ આ રૂદ વાજન્તર-વગાડે તો મારી ઉપર શ્રાપ પડજો!

હું પોતાનાં સઘળાં હથિયારોને હવે બાળી નાંખીશ-કે જેથી કરીને તે બૂરા વિચારના (શીરૂય)ને ફરીથી જોવા પામું નહીં."

પછી તેણે પોતાના ચારે આંગળાં કાપી નાખ્યાં-અને તે કાપીને પોતાની મુઠીમાં રાખી મૂકયાં.

જ્યારે તે પોતાને ઘર ગયો ત્યારે એક આતશ રોશન કીધો-અને ૨૭૧
સઘળો પોતાનો ગાવાનો અસ્બાબ બાળી નાંખ્યો.

## ખાસ્તને સર્દારાન્ અઝ્ શીરૂયહ્ મર્ગે ખુસ્રવ્ વ કોશતહ્ શુદને ઊ બદસ્તે મેહ્રૂર્ હોર્મુઝ્દ્.

હશાન્ કસ કે બદ્ કરૂદ્ બા શાહ્‌રૂયાર્
શબો રૂઝ તર્સાન્ બુદ્ અઝ રૂઝગાર્
ચુ શીરૂય તર્સન્દહો ખામ બૂદ્
હમાન્ તખ્ત ઝીર્ અન્દરશ દામ બૂદ્
બેદાનેસ્ત મર્દુમ શુમર્ હર્ કે દીદ્
કે ઊ બર્ બુઝોર્ગી નખાહદ્ રસીદ્
બેરફ્તન્દ હર્ કસ કે બદ્ કર્દહ બૂદ્
બદાન્ કાર્ તાબ્ અન્દર્ આવર્દહ બૂદ્
બે દર્ગાહ્ યક્સર્ બપીશે કોબાદ્
અઝાન્ કારે બીદાદ્ કર્દન્દ યાદ્
કે યક્ બાર્ ગોફ્તીમો ઇન્ દીગરસ્ત
તોરા ખુદ્ બોઅઝ ઇન્ દાવરી દર્ સરસ્ત
નેશસ્તહ્ બયક્ જાયગહ્ બર્ દો શાહ્
યકી ગાહ્ દારો યકી ઝીરગાહ્
ચુ ખીશી ફેઝાયદ્ પેદર્ બા પેસર્
હમહ્ બન્દગાન્રા બેબુરન્દ્ સર્
ન ઈમ અન્દરીન્ કાર્ હમદાસ્તાન્
મઝન્ પીશ મા ઝીન્ સેપસ દાસ્તાન્
૨૭૨ બેતર્સીદ્ શીરૂયો તર્સન્દહ બૂદ્
કે દર્ ચન્ગ્ શાન ચૂન યકી બન્દહ બૂદ્
ચુનીન્ દાદ્ પાસોખ કે ઊરા બદામ
નેયારદ્ મગર્ મર્દુમે ઝેશ્ત નામ
શુમારા સૂએ ખાનહ્ બાયદ્ શદન્
બદીન્ અન્દરૂન રાય બાયદ્ ઝદન્
બેજૂઇદ્ તા કીસ્ત અન્દર્ જેહાન્
કે ઈન્ રન્જ બર્ મા સર્ આરદ્ નેહાન્
કોશન્દહ્ હમી જોસ્ત બદ્ખાહે શાહ્
બદાન્ તા કુનન્દશ નેહાની તબાહ્
કસ અન્દર્ જહાન્ ઝહરએ આન્ નદાશ્ત
ઝે મર્દી હમાન્ બહરએ આન્ નદાશ્ત
કે ખૂને ચુનાન્ ખુસ્રવી રીખ્તી
હમી કૂહ દર્ ગર્દન્ આવીખ્તી
ઝે હર્ સૂ હમી જોસ્ત બદ્ખાહે શાહ્
ચુનીન્ તા બેદીદન્દ્ મર્દી બરાહ્
દો ચશ્મશ કબૂદો દો રોખ્સારહ્ ઝરૂદ્
તને ખુશ્કો પુર્ મૂયો લબ્ લાજ્વરૂદ્
પુર્ અઝ ખાક્ પાયો શેકમ ગોર્સનહ્
સરે મર્દે બીદાદ્ગર્ બરૂહનહ્
૨૭૩ નદાનેસ્ત કસ નામે ઊ દર્ જેહાન્
મેયાને કેહાનો મેયાને મેહાન્
બરે ઝાદ્ફરૂરોખ શુદ્ ઈન મર્દે ઝેશ્ત
કે હર્ગેઝ મબીનાદ્ ખુર્રમ બેહેશ્ત

## સરદારોએ શીરૂયથી ખુસરૂને મારી નાખવા માટે માગણી કરવી અને તેનું મેહર હોરમઝદના હાથ ઉપર માર્યું જવું.

હવે જે કોઇએ કે પાદશાહ સાથે બદી કીધી હતી-તેઓ રાત દહાડો ઝમાનાની ચાલથી બીતા હતા.

જ્યારે શીરૂય બીકણ અને કાચી વયનો હતો-તેથીજ તેની નીચેનું તખ્ત તેને માટે ફાંદો બન્યું હતું.

જે કોઈ માણસના પિછાન કરનાર શખ્સે કે તેને (શીરૂયને) જોયો, તે સમજી ગયો-કે "એ પણ બુઝોર્ગીએ પહોંચવાનો નથી."

હવે જે કોઇ કે (ખુસરૂ સાથ) બદી કીધી હતી-અથવા બદી કરવાની હિમ્મત ધાધી હતી, તેઓ ગયા.

તે સઘળાઓ દરગાહમાંથી કોબાદની આગળ આવ્યા-તેઓ પેલાં ઝુલ્મી કામ માટે બોલવા લાગ્યા,

કે "અમોએ એક મરતબે કહ્યું છે અને આ બીજી વખત તને કહિયે છિયે તારા મનમાં કાંઇ જુદોજ વિચાર માલૂમ પડે છે.

બે પાદશાહ એકજ જગ્યા ઉપર બેઠેલા હોય-એક તખ્ત ધરાવનારો હોય અને બીજો ખુરસીએ બેસનારો હોય,

અને જ્યારે બાપ બેટા સાથ સગપણ વધારે-ત્યારે તેઓ સઘળા તાબેદારોનાં સર કાપી નાખે,

એ વાત અમોને કબૂલ નથી-માટે હવે પછી અમારી નઝદીક એવી વાતો કરતોજ ના."

શીરૂય જે હીચકરો હતો તે બીધો-કારણકે તે તેઓના હાથમાં એક ગોલામ જેવો હતો,

તેણે જવાબ આપ્યો કે "કોઈ બૂરા નામના શખ્સ સિવાય ખુસરૂને ફાંદામાં લાવી શકશે નહીં.

માટે હાલ તમોએ ઘર જઇને-આ બાબત ઉપર વિચાર ચલાવવો જોઇએ,

તમો શોધી કાઢો કે દુન્યામાં એવો કોણ છે?-કે જે આપણા ઉપરની આ આફતનો છુપીજ રીતે અંત લાવી નાખે?"

આથી પાદશાહના દુશ્મનો કોઇ તેવા ઘાટકી શખ્સની શોધ કરવા લાગ્યા-કે જેથી તેને છુપોજ પુરો કરી નાખે

પણ એવું કામ કરવા માટે જેહાનમાં કોઇ હિમ્મત ધરાવતું નહીં હતું-તેમજ કોઇ તેવી બહાદુરીનો હિસ્સો ધરાવતોજ નહીં હતો,

કે એવા એક પાદશાહનું ખૂન કરીને-એક પહાડને પોતાની ગર્દનમાં લટકાવતો રાખે.

પાદશાહના દુશ્મન ચો તરફ શોધ ચલાવતા હતા-જેમ કરતાં તેઓએ રાહમાં એક શખ્સને જોયો.

જેની બન્ને આંખો માજરી અને બન્ને ગાલો ફિક્કા પડેલા હતા-તેનું શરીર દુબળું અને બાલથી ભરેલું હતું અને હોઠ બલુ રંગના બનેલા હતા.

પગ ધૂળથી ભરેલા અને પેટ ભૂખ્યું હતું-તે ઝુલ્મગાર શખ્સનું માથું ઉઘાડું હતું.

દુન્યામાં શું નાનાઓ કે મોટાઓ વચ્ચે કોઈ તેનું નામ જાણતું હતુ નહીં.

આવી રીતનો બૂરો શખ્સ કે જે કદીએ ખુશી ભરેલું બેહેશ્ત જોતોજ ના, તે ઝાદફરરોખની નઝદીક ગયો.

બદ્ આદફરૂરોખ્ શુ બદ્ દાસ્તાન્
બદાન્ કારૂ ઊ ગશ્ત હમદાસ્તાન્
બદ્ ગોફ્ત ઇન્ રઝ્મ કારે મનસ્ત
શુ સીરમ કુનીદ ઈન્ શેકારે મનસ્ત
બદ્ ગોફ્ત રવ્ ગર્ તવાની બેકુન્
વઝીન્ નાઝ્ મુફ્શાય લબ્ બરૂ સખુન્
યકી કીસહ્ દીનારૂ દારમ તોરા
શુ ફર્ઝન્દે ખુદ યારૂ દારમ તોરા
યકી ખન્જરે તીઝ્ દાદશ શુ આબ્
બેયામદ્ કુશન્દહ્ હેલી પુરૂ શેતાબ્
શુ આન્ બદ્કુનેશ રફ્ત નઝ્દીકે શાહ્
વરા દીદ્ બા બન્દહ્ દરૂ પીશગાહ્
બેલર્ઝીદ્ ખુસ્રવ્ શુ ઊરા બેદીદ્
સેરેશકશ ઝે મેઝ્ગાન્ બરોખ્ બરૂ ચકીદ્
હમી દેલ્ ગવાહી બેદાદશ બરાન્
કે આમદ્ વરા રુઝ્ગારે ગરાન્
બદ્ ગોફ્ત કય ઝેશ્ત નામે તો ચીસ્ત
કે ઝાયન્દહ્રા બરૂ તો બાયદ્ ગેરીસ્ત
મરા મેહ્રૂ હોરમુઝ્દ ખાનન્દ ગોફ્ત
ઘરીબમ દરીન્ શહ્રૂ બી યારો જોફ્ત
ચુનીન્ ગોફ્ત ખુસ્રવ્ કે આમદ્ ઝમાન્
બદસ્તે ફેરૂમાયએ બદ્ગમાન્
બમરૂદુમ નમાનદ્ હમી ચેહ્રે ઊય
બગીતી નજૂયદ્ કસી મેહ્રે ઊય
યકી રીદકી પીશે ઊ બુદ્ બપાય
બરીદ્કૂ ચુનીન્ ગોફ્ત કય રહ્નુમાય
બેરવ્ તશ્તે આબ્ આરો મુશ્કો અબીરૂ
યકી પાકૂ તરૂ જામએ દેલ્ પઝીરૂ
પરસ્તન્દહ્ બેશ્નીદ્ આવાઝે ઊય
નદાનેસ્ત કૂદક્ હમી રાઝે ઊય
ઝે પીશશ બેયામદ્ પરસ્તારે ખોરૂદ્
યકી તશ્તે ઝરૂરીન્ બરે શાહ્ બોરૂદ્
અબા જામહો આબ્દસ્તાન્ પુરૂ આબ્
હમી કરૂદ્ ખુસ્રવ્ બરફ્તન્ શેતાબ્
શુ બર્સમ બેદીદ્ અન્દરૂ આમદ્ બબાઝ્
ન ગાહે સખુન્ બૂદો ગોફ્તારે રાઝ્
હમહ્ જામહારા બેપૂશીદ્ શાહ્
બઝમઝમ હમી તૂબહ્ કરૂદ્ અઝ્ ગુનાહ્
યકા ચાદરે નવ્ બસરૂ બરૂ કશીદ્
બદાન્ તા રોખે જાન્સેતાન્રા નદીદ્
બેશુદ્ મેહ્રૂ હોરમુઝ્દ ખન્જરૂ બદસ્ત
દરે ખાનએ પાદશાહ્રા બેબસ્ત
સબુકૂ રફ્ત જામહ્ અઝૂ દરૂ કશીદ્
જેગરૂગાહે શાહે જહાન્રા દરીદ્
બદીનગૂનહ્ ગર્દદ્ જહાને જેહાન્
હમી રાઝે ખીશ અઝ્ તો દારદ્ નેહાન્
સખુન્ સન્જે બીરન્જો ગરૂ મર્દે લાફૂ
ન બીનદ્ ઝે કેર્દારે ઊ જોઝ્ ગેઝાફૂ
અંગરૂ ગન્જ યાબી અગરૂ દર્દો રન્જ
નમાની હમી દરૂ સરાએ સેપન્જ

જ્યારે ઝાદફરરોખે તેને તે સઘળી બાબત કહી સંભળાવી-ત્યારે તે શખ્સ એ કામ કરવા રાઝી થયો.

તે બોલ્યો કે "તેની સાથ લડવાનું મારૂં કામ છે-જો તમો મને હરેક રીતે ધરાયલો કરો તો આ મારોજ શેકાર છે."

ઝાદ ફરરોખે તેને કહ્યું કે "જા, જો તું આ કામ બજાવી શકતો હોય તો બજાવ અને એ વાત તું કોઇને પણ કહેતો ના.

તારે માટે દીનારથી ભરેલી એક થેલી મારી પાસે તૈયાર છે-હું તને પોતાનાં ફર્ઝંદની માફકજ મદદ કરીશ."

પછી તેને એક પાણીદાર એક તેઝી ખંજર આપ્યું-જેથી તે કતલ કરનારો શખ્સ શેતાબી ભરેલાં દિલે આવ્યો.

જ્યારે તે બૂરા કરતુકનો શખ્સ પાદશાહની નઝદીક ગયો-ત્યારે તેને પોતાના નોકર સાથ દરબારમાં જોયો.

જ્યારે ખુસરૂએ તેને જોયો ત્યારે તે ધ્રુજવા લાગ્યો-અને તેની આંખોમાંથી તેનાં મોં ઉપર આંસુ ટપકવા લાગ્યા.

આ બનાવ ઉપર તેનું દિલજ તેને ગવાહી આપવા લાગ્યું-કે "તેનો ભારી વખત નઝદીક આવી લાગ્યો છે."

ખુસરૂએ તેને કહ્યું કે "ઓ બૂરા શખ્સ! તારૂં નામ શું છે?-કે ૨૭૪
તારી માદરને તારી ઉપર રડવું પડશે."

તે બોલ્યો કે "મને 'મેહર હોરમઝદ' કરી લોકો કહે છે-હું પરદેશી છું અને આ શેહરમાં કોઈ મારો મદદગાર અને સાથી છેજ નહીં."

ખુસરૂ બડબડવા લાગ્યો, કે "આ બદગુમાન કમીના શખ્સના હાથ ઉપર મારૂં મોત આવ્યું છે.

તેનો ચેહરો માણસ જેવો લાગતોજ નથી-દુન્યામાં કોઇ તેની મોહબતા શોધેજ નહીં."

એક છોકરો ખુસરૂ આગળ ઉભેલો હતો-તે નોકરને તેણે એ પ્રમાણે કહ્યું કે "ઓ મારા રેહનુમા!

તું જા અને પાણીની તશ્ત, કસ્તુરી અને અબીર લાવ-તેમજ એક જોડી નવાંજ દિલપઝીર કપડાં લઈ આવ."

તે ગોલામે તેનું કહેલું સાંભળ્યું-પણ તે છોકરો તેનો ભેદ સમજતો નહીં હતો.

તેની આગળથી તે નાનો ગોલામ આવ્યો-અને એક સોનેરી તશ્ત પાદશાહ આગળ લઈ ગયો.

કપડાં તેમજ પાણીથી ભરેલો કળસિયો લઇ ગયો-ખુસરૂ હવે આ દુન્યામાંથી જવાની ઉતાવળ કરવા લાગ્યો.

જ્યારે તેણે બર્સમ જોઇ ત્યારે તેને બાજ ધરવા માંડી-હવે વાત કરવાનો કે ભેદ ખોલવાનો વખત નહીં હતો.

પાદશાહે તે સઘળાં કપડાં પેહેર્યાં-અને બાજ ધરતાં ધરતાંજ પોતાના ૨૭૫
ગુનાહનો પસ્તાવો કરવા લાગ્યો.

એક નવી ચાદર પોતાનાં સર ઉપર ઓઢી-કે જેથી તે પોતાના જીવ લેનારનો ચેહરો જોઇ શક્યો નહીં.

મેહર હોરમઝદ હાથમાં ખંજર લઇને આવ્યો-અને પાદશાહનાં મકાનનો દરવાજો બંધ કીધો.

તે શેતાબ ગયો અને તેનાં કપડાં ખેંચી કાઢયાં-અને તેણે તે દેશના પાદશાહની પેહેલું ચીરી નાખી.

ફરતી દુન્યા એવીજ રીતે ફરે છે-તે પોતાનો ભેદ તારીથી છુપોજ રાખે છે.

ડહાપણવાળો માણસ હોય કે ખાલી પતરાજી કરનારો હોય-પણ તે દુન્યાથી દગા સિવાય કાંઈ જોવાનો નથી.

અગર તું ગમે એટલો ખઝાનો મેળવે કે અગર ગમે એટલું દુઃખ અને રંજ મેળવે-તો પણ તું આ મુસાફેરખાનારૂપી દુન્યામાં હમેશે રેહેવાનો નથી.

બીઆઆરીઓ રાસ્તી બરૂ ગુઝીન્
શુ ખાહી કે યાબી બદાદ આફરીન્
શુ આગાહી આમદ બબાઝારે શાહ
કે ખુસ્રવ બદાનગૂનહ બરૂ શુદ તબાહ
હમાન્ બદગુમાનાન્ બઝન્દાન્ શુદન્દ
બઆયવાને આન્ મુસ્તમન્દાન્ શુદન્દ
૨૭૬ ગેરામી દહો પન્જ ફર્ઝન્દ બૂદ
બઆયવાને શાહ આન્ કે દરૂ બન્દ બૂદ
બઝેન્દાન બેકોશતન્દ શાન્ બીગુનાહ
બદાનગહ કે બરૂ ગશ્તહ શુદ બખ્તે શાહ
જહાનદારૂ ચીઝી નેયારસ્ત ગોફ્ત
હમી દાશ્ત આન્ અન્દુહ અન્દરૂ નેહોફ્ત
શુ બશનીદ શીરૂય ચન્દી ગેરીસ્ત
વઝાન્ પસ નેગહબાન્ ફેરેસ્તાદ બીસ્ત
બદાન્ તા ઝનો ફરઝન્દાન્ શાન્ નેગાહ
બેદારદ પસ અઝ મર્ગે આન્ કોશ્તહ શાહ
શુદ આન્ પાદશાહીઓ ચન્દાન્ સેપાહ
બુઝોર્ગીઓ મર્દીઓ આન્ દસ્તગાહ
કે કસરા ઝે શાહનશાહાન્ આન્ નબૂદ
ન અઝ નામદારાને પીશીન શેનૂદ
બેરદમન્દ ગૂયા નદારદ બહા
કે દારદ સરૂ અન્દરૂ દમે અઝ્દહા
જહાનરા મખાન્ જોઝ દેલાવરૂ નહન્ગ
બેખાયદ બદન્દાન્ શુ ગીરદ બચન્ગ

સરૂ આમદ ફુનૂન કારે પર્વીઝ શાહ
શુદ આન્ નામવરૂ ગન્જો તખ્તો સેપાહ
૨૭૭ હરાન્ કસ કે દારદ ઝે ગીતી ઉમીદ
શુ જૂયન્દહ ખોર્માસ્ત અઝ શાખે બીદ
ચે પૂઇ બદીનગૂનહ ગુમ કરદ રાહ
બરૂઝે સપીદો શબાને સેયાહ
અઝ હરૂચે યાબી બદેહ કુન પસન્દ
ગરૂ આયદૂન કે જાનરા નખાહી ગઝન્દ
મદાન્ ખીશતનરા બજોઝ નાતવાન્
અગરૂ દસ્તરસ બાશદત ચફ્ઝમાન્
જવાન્ મર્દીઓ રાસ્તી પીશહ કુન્
હમહ નીકુઈ અન્દરૂ અન્દીશહ કુન્
બબખ્શો બેખુરૂ તા તવાની દેરમ
કે જોઝ ઈન્ દેગરૂ જુમ્લહ દર્દસ્તો ઘમ
ચે નીકૂ તરૂ અઝ મા વફાદારૂ દુસ્ત
વફાદારી અઝ દુસ્તાન્ બસ નેકૂસ્ત

જો તું ઈન્સાફ સાથની દુઆ મેળવવા ચાહતો હોય-તો તું નિર્દોષતા અને સચ્ચાઈજ એખ્તયાર કર.

હવે જ્યારે ખુસરૂ એવી રીતે માર્યો ગયાની ખબર સઘળાં બાઝારોમાં અને રસ્તાઓમાં ફેલાઈ,

ત્યારે પેલા દુશ્મનો બંદીખાનામાં તે હાજતમંદોનાં અયવાનમાં ગયા.

તેના પ્યારા પંદર બેટાઓ હતા-અને જેઓ પાદશાહના મેહલમાં કયદ હતા,

તે સઘળાઓને જે વખતે કે પાદશાહનું બખ્ત બરગશ્તે થયું-તે વખતે બંદીખાનામાંજ બેગુનાહ મારી નાખ્યા.

પાદશાહ શીરૂય એ બાબત ઉપર કાંઇ પણ બોલી શકયો નહીં-પણ તે ગમ પોતાનાં દિલમાંજ છુપાવી રાખવા લાગ્યો.

જ્યારે શીરૂએ એ સાંભળ્યું ત્યારે તે ઘણોક રડયો-પછી વીસ ચોકીબાન શખ્સોને મોકલ્યા,

જેથી તે માર્યા ગયેલા પાદશાહનાં મરણ પછી તેઓનાં સ્ત્રી અને બચ્ચાંને નેગાહ રાખે.

ખુસરૂની તે મોટી શેહનશાહતનું પુષ્કળ લશ્કર, તેની બહાદુરી અને તેનો મરતબો એ સઘળું જતું રહ્યું.

કે જેના જેવું પાદશાહોમાંથી કોઇ પણ પાદશાહને મળ્યું નહીં હતું-તેમજ આગળના નામદારોમાંથી કોઇયે સાંભળ્યું પણ નહીં હતું.

તું કહે ગોયા અકલમંદ શખ્સ કશી કીમત ધરાવતો નથી-કારણકે તેનું માથું તો અઝદહાનાં મોઢાંમાંજ છે.

તું આ દુન્યાને એક દિલાવર મગરમચ્છ સિવાય બીજું કાંઈ ના સમજતો-જ્યારે તે કોઇને પોતાની ચુંગાલમાં પકડે છે ત્યારે તેને પોતાનાં દાંતો વડે કરડી ખાય છે

શાહ ખુસરૂ પર્વીઝની વાતો હવે પુરી થઈ-તેનો નામીચો ખઝાનો, તેનું તખ્ત અને તેનું લશ્કર એ સઘળું જતું રહ્યું.

જે કોઇ કે આ દુન્યાથી ઉમેદ રાખે છે-તે બેદનાં ઝાડ ઉપરથી ખજૂર શોધનારની બરાબરનો છે.

તું પોતાની ખરી રાહ ગુમ કરીને ધોળે દિવસે અને અંધારી રાતે એમ શા માટે દોડે છે?

જો તું પોતાના જીવને દુઃખી કરવા નહીં માંગતો હોય તો તેનાથી જે કાંઈ તને મળે તે ઉપરજ સંતોશ પકડ.

અગર તને થોડોક વખત ગમે એટલી પણ શક્તિ મળે-તો પણ તું પોતાને એક નાતવાન સિવાય બીજો કાંઈ ના ગણ.

જવાનમર્દી અને રાસ્તીનોજ પેશો એખ્તયાર કર-અને સઘળો ભલાઇનોજ વિચાર કરતો રહે.

તારાથી બને ત્યાં સુધી તું પૈસાની બક્ષેશ કર-અને ખાઇ પી લે-કારણકે એ સિવાય બીજું સઘળું તો દુઃખ અને ગમજ છે,

આપણુ સઘળામાંથી સર્વથી ભલો વફાદાર દોસ્ત કોણ છે?-દોસ્તો તરફથી વફાદારી ઘણીજ સારી હોય છે.

## ખાસ્તને શીરૂય શીરીન્‌રા વ કોશતને શીરીન્ ખુદ્‌રા વ કોશતહ્ શુદને શીરૂય.

ચુ આવર્દમ ઈન્ રૂઝે ખુસવ બબુન્
ઝે શીરૂયો શીરીન્ કુશાયમ સખુન્
ચુ પન્જાહો સેહ્ રૂઝ બુગ્ઝશ્ત અઝીન્
કે શુદ કોશ્તહ્ આન્ શાહ બા આફરીન્
બશીરીન્ ફેરેસ્તાદ શીરૂય કસ
કે અય શીમને જાદુઈ દસ્તરસ
નદાની બોઝ અઝ તઝ્બુલો જાદુઈ
બઈરાન્ ગુનહ્ગારૂ તર્ કસ તુઈ
બતઝ્બુલ હમી દાશ્તી શાહરા
બચારહ્ ફેરૂદ આવરી માહરા
બેતરૂસ અય ગુનહ્ગારો નઝદે મન્ આય
બઆયવાન્ ચુનીન્ શાદો ઈમન્ મપાય
બરૂ આશોકૂત શીરીન્ ઝે પયઘામે ઊય
વઝાન્ બીહુદહ્ ઝેશ્ત દુશ્નામે ઊય
ચુનીન્ ગોફ્ત કાન્ કસ કે ખૂને પેદરૂ
બેરીઝદ મબાદાશ બાલાઓ ફરૂ
નબીનમ મન્ આન્ બદ કુનેશરા ઝે દૂરૂ
ન હન્ગામે માતમ ન હન્ગામે સૂરૂ
દબીરી બેયાવરૂદ અન્દ્રહ્ બરી
હમાન્ સાખ્તહ્ પહ્લવી દફતરી
બદાન્ મર્દે દાનન્દહ્ અન્દરૂઝ કરૂદ
હમી ખાસ્તહ્ પીશે ઊ અરૂઝ કરૂદ
હમી દાશ્ત લખ્તી બસન્દૂકે ઝહરૂ
કે ઝહરશ નબાયેસ્ત જોસ્તન્ બશહરૂ
હમી દાશ્ત આન્ ઝહરૂ બા ખીશ્તન્
હમી દૂખ્ત સર્વે ચમન્‌રા કફન્

ફેરેસ્તાદ પાસોખ બશીરૂયહ્ બાઝ
કે અય તાજવરૂ શાહે ગર્દનફરાઝ
સુખુનહા કે ગોફ્તી તો બગ્ઁશ્ત બાદ
દેલો જાને આન્ બદ કુનેશ પસ્ત બાદ
કે ઊ દર્ જહાન્ જાદુઈ જોઝ બનામ
શનીદહ્સ્તો બૂદહ્સ્ત અઝ શાદકામ
અગરૂ શાહ અઝીન્ રસ્મો અન્દાઝહ્ બૂદ
કે અઝ જાદુઈ જાને ઊ તાઝહ્ બૂદ
કે જાદૂ બુદી કસ બમુશ્કૂએ ઊય
નદીદહ્ બદીદી હમહ્ રૂએ ઊય
મરા અઝ પયે ફરૂરોખી દાશ્તી
કે શબ્ગીરૂ ચૂન્ ચશ્મ બુગ્માસ્તી
ઝે મુશ્કૂએ ઝરૂરીન્ મરા ખાસ્તી
બદીદારે મન્ જાન્ બેયારાસ્તી
ઝે ગોફ્તારહાએ ઝુનાન્ શરમ દારૂ
નઝીબદ સખુન્ કશ્ અબરૂ શહરૂયારૂ

## શીરૂએ શીરીનની માગણી કરવી અને શીરીને આપઘાત કરવો અને શીરૂય પણ માર્યો જવો.

હવે જ્યારે મેં ખુસરૂનો ઝમાનો પુરો કીધો છે-ત્યારે શીરૂય અને શીરીન માટેનું બેયાન કરૂં છું.

જ્યારે તે તારીફ લાયક પાદશાહને માર્યા ગયાને ત્રેપન દિવસ પસાર થયા,

ત્યારે શીરૂએ શીરીન આગળ કોઇને મોકલી કહેવાડિયું-કે "ઓ જાદુઇ શક્તિ ધરાવનારી રીમન અઉરત!

તું ફનફરેબ અને જાદુઈ સિવાય બીજું કાંઇ જાણતી નથી-ઇરાનમાં ૨૭૮
સર્વથી વધુ ગુનેહગાર તુંજ છે.

તુંજ પાદશાહને ફરેબ સાથ રાખતી હતી-ફરેબથી તું માહતાબને પણ નીચે લાવે છે.

ઓ ગુનેહગાર હવે તું ધાસ્તી ખા અને મારી આગળ આવ-એવી રીતે મેહલમાં ખુશહાલ અને નચિન્ત બની ના બેસ."

શીરીન તેના એવા પયગામથી અને તેની આવી બેહુદી ખરાબ ગાળ-ગલોચથી ગુસ્સે બની,

એ પ્રમાણે બોલવા લાગી કે "જે શખ્સ કે પોતાના બાપનુંજ ખૂન-રેઝ તેને મોટાઇ અને ઍારેહ હોતુંજ ના!

હું તે ભૂંડા કરતુકના શખ્સને શું માતમને વખતે કે શું ખુશીને વખતે દૂરથી પણ જોઇશ નહીં."

પછી તેણીએ પોતાના એક દિલસોઝ લખનારને બોલાવ્યો-અને પહ-લવ ભાષામાં એક કાગઝ લખાવ્યું.

તે વિદ્વાન શખ્સને પોતાની સઘળી વસીયત કીધી-અને તેની આગળ પોતાની માલ અને મિલ્કતની તફસીલ નોધાવા લાગી.

હવે તેણી કામ પડે ત્યારે શેહરમાં લેવા જવું નહીં પડે એવા હેતુથી પોતાની પેટીમાંજ થોડુંક ઝેહર રાખતી હતી.

તે ઝેહર તેણી પોતાની પાસે રાખવા લાગી-અને તેમ કરી પોતાનાં બાગનાં સરોવર માટે કફન સીવવા લાગી (યાને પોતાનાં મોતની સઘળી તૈયારી કરવા લાગી).

પછી તેણીએ શીરૂય ઉપર પાછો જવાબ મોકલ્યો-કે "ઓ ગર્દન- ૨૭૯
ફરાઝ તાજવર પાદશાહ!

તેં જે સખુનો કહ્યા તે મારે મનસે પવન મિસાલ છે-તે પાપી માણુસનાં દિલ અને જાન ઊંધાં પડજો,

કે જેને આ દુન્યામાં જાદુઈનાં માત્ર નામ સાંભળવા સિવાય બીજી રીતનો અનુભવ હોય અને તેમાં તે ખુશી રહેતું હોય.

અગરજો પાદશાહ ખુસરૂની રસમ અને પહોંચ એવી હતે-કે જાદુઇથી તેના જાનને તાઝગી મળે,

અને કોઈ જાદુગરણી તેનાં ઝનાનખાનામાં હતે-તો કોઈબી આંખો તેણીના ચેહરાને જોઇ નહીં શકતે.

તે તો મને શુભફાલ (auspiciousness)ને માટે રાખતો હતો-તે એમ કે બામદાદે ઊંઘમાંથી બેદાર થયા બાદ પહેલવહેલી નઝર દોડાવતી વખતે,

તે મને મારાં સોનેરી ઝનાનખાનામાંથી બોલાવી મંગાવતો-અને મારાં દર્શન કરીને પોતાના જાનને શોભા આપતો હતો.

માટે આવી વાતો બોલવાથી તું શર્મ પકડ-આછા સખુનો પાદશાહને ઝેબ આપતા નથી.

કે દાદારે નીકી હેહેદ યાદ કુન્
બપીશે કસ અન્દર મગૂ ઇન્ સખુન્
બેઆઇન્દ પાસોખ બનઝદીકે શાહ
બર્ આશોફ્ત શીરૂય અઝાન્ બીગુનાહ
૨૮૦ ચુનીન્ ગોફ્ત કઝ આમદન્ ચારહ નીસ્ત
ચુ તૂ દર જહાન્ નીઝ ખૂન્ખારહ નીસ્ત
બેયાઓ સરે તાજે મારા બેબીન્
અગર્ હસ્ત ઝીબન્દહ કુન્ આફરીન્
ચુ બેશ્નીદ શીરીન્ પુર્ અઝ દર્દ ગશ્ત
બેપીચીદો રન્ગે રૂખશ ઝર્દ ગશ્ત
ચુનીન્ દાદ પાસોખ કે નઝદે તો મન્
નેયાયમ મગર્ બા યકી અન્જુમન્
કે બાશન્દ નઝદે તો દાનન્દગાન્
જહાનદીદહો ચીઝ ખાનન્દગાન્
ફેરેસ્તાદ શીરૂય પન્જાહ મર્દ
બેયાવર્દ દાનન્દહો સાલખર્દ
બઝાન્ પસ બશીરીન્ ફેરેસ્તાદ કસ
કે બર્ખીઝો પીશ આયો ગોફ્તાર બસ
ચુ શીરીન્ શનીદ આન્ કબૂદો સેયાહ
બેપૂશીદો આમદ બનઝદીકે શાહ
બેશુદ તીઝ તા ગુલશને શાદગાન્
કે બુદ જાએ ગૂયન્દહ આઝાદગાન્
નેશસ્ત અઝ પસે પર્દએ પાદશા
ચુનાન્ ચૂન બુવદ મર્દુમે પારસા
૨૮૧ બનઝદીકે ઊ કસ ફેરેસ્તાદ શાહ
કે અઝ સૂગે ખુસ્રવ બર્ આમદ દો માહ
કુનૂન જોફ્તે મન્ બાશ તા બર્ ખરી
બદાન્ તા સુએ કમતરી નન્ગરી
બેદારમ તોરા હમ બસાને પેદર્
બઝાન્ નીઝ નામી તરો ખૂબ્ તર્
બદૂ ગોફ્ત શીરીન્ કે દાદમ નુખોસ્ત
બેદેહ વાન્ગહી જાને મન્ પીશે તોસ્ત
બઝાન્ પસ નેયાસાયમ અઝ પાસોખત
ઝે ફર્માનો રાયો દેલે ફર્રોખત
બદાન્ ગશ્ત શીરૂય હમદાસ્તાન્
કે બર્ ગૂયદ આન્ ખૂબ્રોખ દાસ્તાન્
ઝને મેહતર્ અઝ પર્દહ આવાઝ દાદ
કે અય શાહ પીરૂઝ બાદીઓ શાદ
તો ગોફ્તી કે મન્ બદ તનો જાદુઈમ
ઝે પાકીઓ અઝ રાસ્તી યકસુઈમ
બદૂ ગોફ્ત શીરૂય બૂદ ઇન્ ચુનીન્
ઝે તીઝી જવાનાન્ નગીરન્દ કીન્
ચુનીન્ ગોફ્ત શીરીન્ બઆઝાદગાન્
કે બૂદન્દ દર્ ગુલશને શાદગાન્
૨૮૨ કે અઝ મન્ ચે દીદી શુમા અઝ બદી
ઝે તારીઓ કઝીઓ નાબેખ્રદી
બસી સાલ બાનૂએ ઈરાન્ બુદમ
બહર્ કાર્ પોશ્તે દેલીરાન્ બુદમ
ન જોસ્તમ હમીશહ જોઝ અઝ રાસ્તી
ઝે મન્ દૂર બુદ કઝીઓ કાસ્તી

તું નેકી પહોંચાડનારા ખોદાતાલાને યાદ કર-એવી વાતો તું કોઇની આગળ ના બોલતો."

તેઓ પાદશાહની નઝદીક તે જવાબ લઈ ગયા-તે નિર્દોષ બાનૂથી શીરૂય ગુસ્સે થયો.

તેણે પાછું કહેવાડિયું કે "આવવા વગર તારો છૂટકો નથી-તારી મિસાલનો દુન્યામાં કોઇ બીજો ખૂની નથી.

તું આવ અને મારૂં તાજ સાથનું સર જો-અગર તે ઝેબ આપનારૂં હોય તો શાહ તરીકે કબૂલ રાખજે."

જ્યારે શીરીને સાંભળ્યું ત્યારે તેણી દુઃખી થઈ-તેણીએ કલ ખાધી અને તેના ચેહરાનો રંગ ફિકકો થયો.

તેણીએ જવાબ આપ્યો કે "હું તારી નઝદીક-બીજાં તે માણસોને સાથે લીધા વગર આવીશ નહીં,

કે જેઓ તારી નઝદીક દાનાઇ ધરાવનારા, અનુભવી અને દરેક ચીઝ વાંચી જાણનારા હોય."

શીરૂએ પચાસ માણસો જેઓ અકલમંદો અને વૃદ્ધ વયના હતા, તેઓને ભેગા કરી ત્યાં મોકલ્યા.

પછી શીરીન આગળ એક જણને મોકલી-કહેવડાવ્યું કે "ઉઠ, અમારી પાસે આવ અને વધુ બોલવાનું બંધ કર."

જ્યારે શીરીને તે સાંભળ્યું ત્યારે તેણીએ બલ્લુ અને કાળાં કપડાં-પેહેર્યાં અને પાદશાહની નઝદીક આવી.

તેણી "ગુલ્શને શાદગાન" સૂધી ઝડપથી ગઈ-કે જે શુભાષિત બોલનારા મોટા માણસોની જગ્યા હતી

અને જેમ પરહેઝગાર માણસને ઘટે તેમ પાદશાહના પરદા પાછળ તેણીએ બેઠક લીધી.

પાદશાહે કોઇને તેની આગળ મોકલી કહેવાડિયું-કે "ખુસરૂના સોગના બે મહિના નીકળી ગયા છે.

હવે તું મારી અઉરત થઈ રહે કે જેથી તું ફાયદો મેળવે-અને તેથી તું કશાની હાજતમંદ નહીં રહે.

જેમ બાપ તને રાખતો તેમજ હું પણ તને રાખીશ-બલ્કે તેનાં કરતાંબી વધારે નામદારી ભરી અને સારી રવેશે રાખીશ."

શીરીને તેને કહેવાડિયું કે "પહેલાં તું મને ઈન્સાફ-આપ અને પછી મારો જીવ પણ તારી આગળ હાઝેર છે.

અને ત્યાર પછી હું તને જવાબ દેવાથી વાર લગાડીશ નહીં અને તારાં ફર્માન, તારા વિચાર અને તારાં મુબારક દિલથી અટકીશ નહીં."

શીરૂય તે ખૂબસૂરત ચેહરેની જે કહે તે કરવા કબૂલ થયો.

તે પાદશાહી બનૂએ પરદા પછાડીથી બોલવા માંડિયું-કે "ઓ પાદશાહ! તું ફતેહમંદ અને ખુશહાલ રહેજો!

તેં તો કહ્યું હતું કે હું બૂરા તનની અને જાદુગર અઉરત છું-તેમજ પાકી અને રાસ્તીથી દૂર થયલી છું."

શીરૂએ તેણીને કહ્યું કે "હા, એમ કહ્યું હતું ખરૂં-પણ જવાન માણસો કોઈના સખ્ત બોલોનું વેર પોતાનાં દિલમાં નથી રાખતા."

પછી શીરીને પેલા આલીજાહ શખ્સો કે જેઓ તે "શાદગાન"ના બાગમાં હતા, તેઓને એ પ્રમાણે કહ્યું,

કે "મારેથી તમોએ બૂરાઈ, ફરેબ, જૂઠાઈ અને બેવુકૂફી ભરેલું શું જોયું છે?

ઘણાક વર્ષો સુધી હું ઇરાનની બાનૂ રહી હતી-અને દરેક કામમાં બહાદુર લોકોની મદદગાર રહી હતી.

મેં હમેશે રાસ્તી સિવાય બીજું કાંઇ શોધ્યુંજ નથી-મારેથી ફરેબ અને અપ્રમાણિકપણું દૂરજ રહ્યાં છે.

બસી કસ્ રે ગોફ્તારે મન્ શહ્રૂ યાફ્ત
બહ્‌રૂ બારઈ અઝ્ જહાન્ બહ્રૂ યાફ્ત
બબ્રરાન્ કે દીદ્ અઝ્ જુનહ્ સાયહ્ આમ
અગરૂ સાયહો તાજો પીરાયહ્ આમ
બેગૂયદ્ હરાન્ કસ્ કે દીદો શનીદ
હમહ્ કારૂ અઝીન પાસોખ્ આયદ્ પદીદ
બુઝોર્ગાન્ કે બૂદન્દ નઝદીકે શાહ્
ઝે શીરીન્ બખૂબી નમૂદન્દ રાહ્
કે ચૂન્ ઊ ઝની નીસ્ત્ અન્દરૂ જેહાન્
ચે દરૂ આશ્કારો ચે અન્દરૂ નેહાન્
ચુનીન્ ગોફ્ત્ શીરીન્ કે અય મેહ્તરાન્
જહાન્દીદહો કારૂ કર્દહ્ સરાન્
બસેહ્ ચીઝ્ બાશદ્ ઝનાન્રા બેહી
કે બાશન્દ્ ઝીબાએ તખ્તે મેહી
યકી આન્ કે બા શર્મો બા ખાસ્તહ્
કે જોફ્તશ્ બદ્ ખાનહ્ આરાસ્તહ્
દેગરૂ આન્ કે ફર્રોખ્ પેસરૂ ઝાયદ્ ઊય
ઝે શૂએ ખુજસ્તહ્ બેયફ્ઝાયદ્ ઊય
સે દીગરૂ કે બાલાઓ રૂયશ્ બુવદ્
બપૂશીદગી નીઝ્ ખૂયશ્ બુવદ્
બદાન્ગહ્ કે મન્ જોફ્તે ખુસ્રવ્ શુદમ્
બપૂશીદગી દરૂ જહાન્ નવ્ શુદમ્
ચુ બી કામો બી દેલ્ બેયામદ્ ઝે રૂમ્
નેશસ્તન્શ્ બૂદ્ અન્દરીન્ મર્ઝો બૂમ્
અઝાન્ પસ્ બદાન્ કામગારી રસીદ્
કે કસ્ દરૂ જહાન્ આન્ નદીદો શનીદ્
વઝૂ નીઝ્ ફર્ઝંદ્ બૂદમ્ ચહારૂ
બદીશાન્ બસી શાદ્ બુદ્ શહ્રૂયારૂ
ચુ નસ્તૂરો ચૂનૂ શહ્રૂયારો ફરૂદ્
ચુ મર્દાન્શાહ્ આન્ તાજે ચર્ખે કબૂદ્
ઝે જમ્શો ફરીદૂન્ ચુ ઈશાન્ નઝાદ્
ઝબાનમ્ મબાદ્ અરૂ બેપીચમ્ ઝે દાદ્
કે હરૂ ચારૂ અકૂનૂન્ બખાક્ અન્દરન્દ્
ગોરાઝાન્ બમીનૂએ પાક્ અન્દરન્દ્
બેગોફ્ત્ ઇનો બુર્કશાદ્ ચાદરૂ ઝે રૂય
હમહ્ રૂએ માહો હમહ્ મુશ્ક્ મૂય
વદીગરૂ ચુનીનસ્ત્ રૂયમ્ કે હસ્ત્
યકી ગરૂ દોરૂધસ્ત્ બેન્માય દસ્ત્
મરા અઝ્ હોનરૂ મૂય બુદ્ દરૂ નેહાન્
કે આન્રા નદીદી કસ્ અન્દરૂ જેહાન્
નમૂદમ્ હમીનસ્ત્ આન્ જાદુઈ
ન અઝ્ રુમ્બુલો મક્રો અઝ્ બદ્ ખુઈ
ન કસ્ મૂએ ઊ પીશ્ અઝીન્ દીદહ્ બૂદ્
ન અઝ્ મેહ્તરાન્ નીઝ્ બેશ્નીદહ્ બૂદ્
ઝે દીદારૂ પીરાન્ ફેરૂમાન્દન્દ્
બયૂ ઝીરે લબ્હા બરૂ અફ્શાન્દન્દ્
ચુ શીરૂય રૂખ્સારે શીરીન્ બદીદ્
રવાનશ્ નેહાની ઝે તન્ બરૂ પરીદ્
ચુનાન્ ખીરહ્ માન્દ્ અન્દરાન્ ચેહ્રે ઊય
કે શુદ્ દેલશ્ આગન્દહ્ અઝ્ મેહ્રે ઊય

ઘણાકોને મારા કહેવાથી રોહરો મળ્યાં છે-અને દરેક બાબદમાં મારાથી ફાયદોજ મેળવ્યો છે.

પહેલેથીજ ઈરાનમાં મારો ઓળો કોણે જોયો છે?-અગર મારો પડછાયો, મારૂં તાજ કે મારો સણગાર,

જે કોઇએ કે જોયો હોય અને સાંભળ્યો હોય તે બોલે-આ જવાબથી સઘળી બાબત ઝાહેર થઈ જશે."

જે બુઝોર્ગો કે પાદશાહની નઝદીક હતા-તેઓ શીરીનની ભલાઈ માટે બોલવા લાગ્યા,

કે "દુન્યામાં એના જેવી કોઈ પણ અઓરત શું ઝાહેરમાં કે શું બાતેનમાં કેથે પણ નથી."

શીરીન બોલી કે "ઓ મોટાઓ, અનુભવીઓ અને લડાઈ અઝમાવેલા સરદારો!

અઓરતોને ત્રણ વાતથી ભલાઈ મળે છે-અને તેથીજ તેણીઓ મોટાઈનાં તખ્તને ઝેબ આપનારી થાય છે.

એક તો એ કે તેણી શરમાલ અને સારી સ્થિતિની હોય-કે જેથી ૨૮૩
તેણીનો ધણી પોતાનું ઘર શોભાવે.

બીજું એ કે તેણી મુબારક બેટા જણે-અને ભાગ્યશાળી ધણીથી મોટાઈ મેળવે.

ત્રીજું એ કે તે ઊંચા કદવાળી અને ખૂબસૂરત હોય-તેની ખાસીયત મલાજા ભરેલી હોય.

જે વખતે કે હું ખુસરૂની અઓરત બની હતી-તે વખતે મલાજામાં હું દુન્યામાં વખણાઈ હતી.

જ્યારે ખુસરૂ ના મુરાદ અને નિરાશ થઇને રૂમથી આવ્યો-ત્યારે એજ જગ્યામાં તેણે પોતાનું પાયતખ્ત બનાવ્યું હતું.

ત્યાર પછી તે એવી મોટાઇએ પહોંચ્યો-કે જેવી કોઇએ દુન્યામાં જોઈ કે સાંભળી પણ નથી.

તેનાથી મને ચાર બેટાઓ પણ થયા હતા-જેઓથી પાદશાહ ઘણો ખુશહાલ રહેતો હતો.

જેવા કે નસ્તૂર, શેહરયાર અને ફરૂદ-તેમજ બલ્ક આસ્માનના તાજ જેવો મર્દાનશાહ.

પાદશાહ જમશીદ અને ફરીદૂને પણ એવા બેટા જણ્યા નથી-જો હું સાચું નહીં બોલતી હોઉં તો આ મારી ઝબાન હોતીજ ના!

કે જે ચારો જણા હમણા ખાકમાં પડયા છે-તેઓ પવિત્ર બેહેશતમાં ખુશહાલ દોડી ગયા છે."

તેણી એટલું બોલી પોતાનાં મોઢાં ઉપરથી ઓઢણી ખસેડી નાખી- ૨૮૪
તેણીનો સઘળો ચેહરો માહતાબ જેવો અને બાલ કસ્તુરી જેવા હતા.

અને તેણી બોલી કે "આ મારો ચેહરો જેવો છે તેવોજ છે-જો એમાં ખોડખાંપણ હોય તો કોઇ દેખાડે.

આ મારા છૂપાવેલા બાલ એજ મારાં પરાક્રમ હતાં-કે જે બાલને દુન્યામાં કોઇએ જોયાજ નથી.

આ મારા બાલ કે જે મેં બતાવ્યા તેજ મારી જાદુઇ છે-અને નહીં કે ફરેબ, દગો કે ભૂંડી ખાસિયતો મારી પાસ હતી."

એ આગમજ કોઇએ તેણીના બાલ જોયાજ નહીં હતા-તેમજ કોઈ સરદારોથી સાંભળ્યા પણ નહીં હતા.

તે બુઢ્ઢાઓ તેણીનો ચેહરો અને બાલ જોઇને અજબ થઇ ગયા-અને તેઓના હોઠ નીચે લબ નીકળવા લાગી.

જ્યારે શીરૂએ શીરીનનો ચેહરો જોયો ત્યારે તેનો જીવ તનમાંથી છૂપો ઉડીજ ગયો.

તે તેના ચેહરાથી એવો દીવાનો થયો-કે તેનું દિલ તેની મોહબતથી ભરેલું બન્યું.

વરા ગોફ્તા એય તૂ નબાયદ કમમ
શુ તૂ જોફ્ત યાબમ જે ઇરાન બસમ
નેયાયમ બેરૂન મન જે ફર્માને તૂ
નેબારમ ગુઝરૂ હીદ્દ્હ પયમાને તૂ
૨૮૫ ચને ખૂબ્રોખ પાસોખશ દાદ બાઝ
કે અઝ શાહે ઈરાન નેયમ બી નેયાઝ
હો હાજત બખાહમ શુ ફર્માન દેહી
કે બરૂ તૂ બેમાનાદ શાહન્શેહી
બદ્દુ ગોફ્ત શીરૂય જાનમ તોરાસ્ત
દેગરૂ આરઝૂ હરૂચે ખાહી રવાસ્ત
બદ્દુ ગોફ્ત શીરીન કે હરૂ ખાસ્તહ
કે બૂદમ બદીન કેશ્વરૂ આરાસ્તહ
અઝાન પસ સેપારી યકાયક બમન
હમહ પીશે ઇન નામદારૂ અન્જુમન
બદીન નામહ અન્દરૂ ચની ખતતે ખીશ
કે બીઝારમ અઝ ચીઝે ઊ કમ્મો બીશ
બેકરૂદ આનચે ફરૂમૂદ શીરૂય ઝૂદ
ચને આરઝૂહા શુ પાસોખ શેનૂદ
બરાહ્હ આમદ અઝ ગુલ્શને શાહગાન
જે પીશે બુઝોર્ગાને આઝાદગાન
બખાનહ શુદો બન્દહ આઝાદ કરૂદ
બદાન ખાસ્તહ બન્દહ્હરા શાદ કરૂદ
દેગરૂ હરૂચે બૂદશ બદર્વીશ દાદ
બદાન કસ કુજા ખીશ બુદ બીશ દાદ
૨૮૬ બેબખ્શીદ ચીઝી બઆતેશકદહ
શુ બરૂ જશ્ને નઉરૂઝો મેહ્હ્રો સદહ
દેગરૂ બરૂ કુનામી કે વયરાન બુદી
રેબાતી કે આરામે શીરાન બુદી
બમોબદે જહાનદારૂ ખુસ્રવ બેદાદ
બનીકી રવાને વરા કરૂદ શાદ
બેયામદ બદાન બાગે બુક્શાદ રૂય
નેશસ્ત અઝ બરૂ ખાક બી રન્ગો બૂય
હમહ મરૂદુમાનરા બરે ખીશ ખાન્દ
મરાન હરૂ યકીરા બખૂબી નેશાન્દ
ચુનીન ગોફ્ત અઝાન પસ બબાન્ગે બલન્દ
કે હરૂ કસ કે હસ્ત અઝ શુમા બી ગઝન્દ
હમહ ગૂશ દારીદ ગોફ્તારે મન
નબીનદ કસી નીઝ દીદારે મન
બેતર્સીદ અઝ દાવરે દાદખાહ
ફેરૂઝન્દએ અખ્તરો હુરો માહ
મગૂઈદ યકુસરૂ જોઝ અઝ રાસ્તી
નેયાયદ જે દાનન્દગાન કાસ્તી
કઝાન પસ કે મન પીશે ખુસ્રવ શુદમ
બશુસ્તૂએ ઝરૂરીને ઊ નવ શુદમ
૨૮૭ સરે બાનૂઆન બૂદમો ફરૂરે શાહ
અઝાન પસ ચે પયદા શુદ અઝ મન ગુનાહ
નબાયદ સખુન ઈચ ગોફ્તન બરૂય
ચે રૂય આયદ અન્દરૂ ચની ગુફ્તગૂય
હમહ યકુસરૂ અઝ જાય બરૂખાસ્તન્દ
ઝબાન પાસોખશરા બેઆરાસ્તન્દ

તેણીને કહ્યું કે "તારા સિવાય મને કોઇ બીજું જોઈતું નથી-તારા જેવી ધણીયાણી જો હું મેળવું તો પછી ઈરાન દેશમાંથી મને બીજું કશુંએ જોઇએ નહીં.

હું તારાં ફરમાનથી ફરીશ નહીં-અને તારૂં વચન હું મારી આંખ ઉપર ચીતારીશ."

તે ખુબસુરત સ્ત્રીએ તેને પાછો જવાબ આપ્યો-કે "હું ઈરાનના પાદશાહથી હાજત વગરની નથી.

જો તું શાહ કે તારી ઉપર આ શેહનશાહી કાયમ રહેજો!-તે મને હોકમ ફરમાવે તો હું બે ખાહેશ ધરાઉં છું."

શીરૂય બોલ્યો કે "મારો જીવ પણ તારોજ છે-બીજી જે કાંઇ તારી માગણી હોય તે માગ, મારે કબુલ છે."

શીરીને તેને કહ્યું કે "મારી દરેક માલ મિલ્કત જે આ દેશમાં મેં ભેગી કીધેલી હતી,

તે સઘળી આ નામદાર અંજુમન આગળ મને પાછી સ્વાધીન આપ.

અને આ કાગઝ ઉપર પોતાને હાથે લખ-કે 'શીરીનની થોડી કે ઘણી મિલ્કત મને જોઈતીજ નથી.'"

જે તેણીએ કહ્યું તે શીરૂએ તુરતજ કીધું-તે હાજતમંદ સ્ત્રીએ જ્યારે એવો જવાબ મેળવ્યો,

ત્યારે તેણી શાહગાનના બાગમાંથી તે બુઝોર્ગો અને મોટાઓ આગળથી બાહેર નીકળી.

તેણી ઘર જઇને પોતાના ગોલામોને આઝાદ કીધા-તેમજ તે ખઝાનાથી તે નોકરોને ખુશહાલ બનાવ્યા.

બીજું જે કાંઈ હતું તે ગરીબોને આપ્યું-તેણીના જેઓ ખેશી હતા તેઓને વધારે આપ્યું.

તેમજ નવરોઝ, મેહરંગાન અને સદેહના જશનો માટે-ઘણીક ચીઝો આતશકદેહમાં બક્ષેશ આપી.

બીજા જે રહેઠાણો કે વયરાન થયાં હતાં-અને જે મુસાફેરખાના કે સિંહોના મકાન બન્યાં હતાં,

તે પાદશાહ ખુસરૂની યાદમાં આબાદ કીધાં-અને તેવી ભલાઈ કરી તેનાં રવાનને ખુશનુદ કીધું.

પછી પાછી તેણી પેલા બાગમાં આવી પોતાનો ચેહરો ખુલ્લો કીધો-અને વગર સણગારે ખાક ઉપર બેઠી.

સઘળા જણને પોતાની નઝદીક બોલાવ્યા-તેઓ દરેકને ખૂબી સાથે બેસાડયા.

પછી તેણી બુલંદ આવાઝે એ પ્રમાણે બોલવા લાગી-કે તમારામાંથી જે કોઇ કે ઘાસ્તી વગરના હોય,

તમો સઘળા મારી વાત સાંભળો-હવે પછી કોઈબી શખ્સ મારા દીદાર જોશે નહીં.

તમો ઈન્સાફ ધરાવનાર દાદગર દાવર કે જે સેતારા, આફતાબ અને માહતાબને રોશન કરનારો છે, તેનાથી બીહને ચાલજો.

તમો રાસ્તી સિવાય કાંઈ બીજું બોલતાજ ના-દાના માણસો કદી જૂઠું બોલતાજ નથી,

કે જ્યારથી હું ખુસરૂની આગળ આવી-અને તેનાં ઝનાનખાનામાં નવીસવી ગઈ,

અને બાનૂઓની સરદાર તેમજ પાદશાહી દબદબાવાળી બની-ત્યારથી મારી તરફથી શું ગુનાહ ઝાહેર આવ્યો છે?

તમારે તે બાબત કાંઇ બોલવું નહીં જોઇએ-અબળાજાતીથી શું બની શકે?"

સઘળાઓ પોતાની જગ્યાથી ઉઠયા-અને તેણીને જવાબ દેવા લાગ્યા,

કે અય નામવરૂ બાનુએ બાનુઆન્
સખુનગૂયો દાનાઓ રઉશન્ રવાન્
બયઝદાન્ કે હરૂગેઝ તોરા કસ નદીદ્
ન નીઝ અઝ પસે પર્દહ આવા શનીદ્
ઝમાના કે હન્ગામે હુશન્ગ્ બાઝ
ચુ તૂ નીઝ નન્શાસ્ત બરૂ તખ્તે નાઝ
હમહ ખાદેમાનો પરસ્તન્દગાન્
જહાનજૂયો બીદારૂ દેલ બન્દગાન
બઆવાઝ ગોફૂતન્દ કય સરૂફરાઝ
સેતૂદહ બચીનો બરૂમો તરાઝ
કે યારદ સખુન ગોફૂતન્ અઝ તૂ બબદ્
બદી કર્દન્ અઝ રૂએ તૂ કય સઝદ્
ચુનીન્ ગોફૂત શીરીન્ કે ઈન્ બદ્ કુનેશ
કે ચર્ખે બલન્દશ કુનદ્ સર્ઝનેશ
પેદરૂરા બેકોશ્ત અઝ પયે તાજો તખ્ત
કઝીન્ પસ દો ચશ્મશ મબીનાદ્ બખ્ત
મગરૂ મરૂગ્રા પીશે દીવારૂ કરૂદ્
કે જાને પેદરૂરા ચુનીન્ ખારૂ કરૂદ્
પયામી ફેરેસ્તાદ્ નઝદીકે મન્
કે તારીક શુદ્ જાને બારીકે મન્
બદાન્ ગોફૂતમ ઇન્ મન્ કે તા ઝન્દહ અમ
જહાન્ આફરીનરા બદેલ બન્દહ અમ
પદીદારૂ કર્દમ હમહ રાહે ખીશ
પુરૂ અઝ દરૂદ્ બૂદમ ઝે બદખાહે ખીશ
પસ અઝ મર્ગે મન્ બરૂ સરે અન્જુમન્
ઝબાનશ મગરૂ બદ્ સરાયદ્ બમન્
હરાન્ કસ શુમા બૂદ્ બન્દહ મરા
શુદ્ આઝાદો અઝ મન્ કુશાદહ સરા
ઝે ગોફૂતારે ઊ વીઝહ ગેર્યાન્ શુદન્દ
હમ અઝ દર્દે પર્વીઝ બેર્યાન્ શુદન્દ
ચુ રફૂતન્દ ગૂયન્દગાન્ નઝદે શાહ
શનીદહ બેગોફૂતન્દ અઝાન્ બીગુનાહ
બેપુર્સીદ્ શીરૂય કાન્ નીકુખૂય
દેગરૂ અઝ ચે ચીઝ આમદશ આરૂઝૂય
ફેરેસ્તાદ્ શીરીન્ બશીરૂયહ કસ
કે અકૂનૂન ચકી આરૂઝૂ માન્દ્ બસ
કુશાયમ દરે દખ્મએ શાહ બાઝ
બદીદારે ઊ આમદસ્તમ નેયાઝ
ચુનીન્ ગોફૂત શીરૂય કારી રવાસ્ત
કે બરૂ તૂ ચુનીન્ આરૂઝૂહા સઝાસ્ત
નેગહબાન્ દરે દખ્મહરા બાઝ કરૂદ્
ઝને પારૂસા મૂયહ આઘાઝ કરૂદ્
બેશુદ્ ચેહરહ બરૂ ચેહરે ખુસ્રવ નેહાદ્
ગુઝશ્તહ સુખુનહા હમહ કરૂદ્ યાદ્
હમાન્ગાહ ઝહરે હલાહલ બેખરૂદ્
ઝે શીરીન્ રવાનશ બરૂઆવરૂદ્ ગરૂદ્
નેશસ્તહ બરે શાહ પૂશીદહ રૂય
બતન્ દરૂ ચકી જામહ કાફૂરૂ બૂય
બદીવારૂ પોશ્તશ નેહાદો બેમોરૂદ્
બેમાર્દી ઝે ગીતી સેતાયેશ બેબારૂદ્

કે "એ શુભાષિત બોલનારી, વિદ્વાન અને રોશન રવાનની નામીચી બાનુઓની બાનુ!

યઝદાનના કસમથી અમો કહિયે છિયે કે તને કદી પણ કોઇએ જોઈ નથી-તેમજ પરદા પાછળથી તારો સાદ પણ કોઇએ સાંભળ્યો નથી.

ખચીત કે હુશંગના વખત પછીથી-તારા જેવી એક પણ અઉરત નાઝ ભરેલાં તખ્ત ઉપર બેઠી નથી."

પછી તમામ નોકરો, ગોલામો, જેહાનના અનુભવી અને ચાલાક બંદાઓ,

બુલંદ આવાઝે બોલ્યા કે "એ ચીન, રૂમ અને તરાઝ શેહરની વખણાયલી સરફરાઝ બાનુ!

તારે માટે બૂરા સખુન કોણ બોલી શકે છે?-તારા જેવા ચેહરાવાળી માટે બૂરાઈ કરવી કેવી રીતે લાયક ગણાય?"

શીરીન બોલી કે "આ બૂરી કરણીનો શીરૂય-કે જેને બુલંદ આસ્માન ઠપકો આપશે,

તેણે તાજ અને તખ્તને ખાતેર પોતાના બાપને મારી નાખ્યો-કે ૨૮૮
હવે પછી તેની બન્ને આંખો સારૂં નસીબ જોતીજ ના!

કદાચ તેણે પોતાનાં મોતને બંદ કરી રાખ્યું હશે-કે એવી રીતે તેણે પોતાના બાપના જાનને ખુવાર કરી નાખ્યો.

તેણે મારી નઝદીક એક પયગામ મોકલ્યો કે જે પયગામથી મારી નાઝુક લાગની ઘણી દુઃખાઈ છે.

આ સઘળું મેં એટલાં માટેજ ઝાહેર કીધું છે કે હું જ્યાં સુધી જીવતી છું-ત્યાં સુધી ખરાં દિલથી ખોદાતાલાનીજ તાબેદાર છું.

હું મારા દુશ્મનથી દુઃખી થયલી છું-તેથીજ મેં મારી ચાલચલણ સઘળી તમોને જણાવી છે.

મારાં મરણ પછી આ અંજુમન આગળ-કદાચને તે મારી બદગૂઈ પણ કરે.

તમારામાંથી જેઓ મારા ગુલામો હતા-તે સઘળાઓ છૂટા થયા છે અને મારી તાબેદારીમાંથી સ્વતંત્ર બન્યા છે."

તેણીની વાત સાંભળી ખસૂસન તેઓ રડવા લાગ્યા-તેમજ ખુસરૂનાં દુઃખ માટે બળવા લાગ્યા.

જ્યારે પેલા કહેવા આવનારાઓ પાછા પાદશાહ શીરૂય આગળ ગયા-ત્યારે તેઓએ પેલી બેગુનાહ અઉરતથી સાંભળેલી વાતો કહી સંભળાવી.

શીરૂએ પૂછ્યું કે "તે નેક ખસલતની અઉરતે-બીજી કઈ ચીઝની ખાહેશ કીધી છે?"

આથી શીરીને શીરૂય આગળ માણસ મોકલી કહેવાડિયું-કે "હવે ૨૮૯
ફકત મારી એકજ ખાહેશ બકી રહી છે.

કે હું પાદશાહનાં દખ્માનો દરવાઝો ખોલું-અને તેનો ચેહરો જોવાની ખાહેશ થઈ છે."

શીરૂએ કહેવાડિયું કે "હા, ઠીક છે-કારણકે તારી એવી ઇચ્છાઓ વાજબી છે."

પછી રખેવાળે પાદશાહનાં દખ્માનો દરવાઝો ખુલ્લો કીધો-આથી તે પરહેઝગાર અઉરતે રડવું શુરૂં કીધું.

તેણી અંદર ગઇ અને ખુસરૂના ચેહરા ઉપર પોતાનું મોં મૂકયું-અને સઘળી બનેલી વાતો યાદ કીધી.

તેજ વખત તેણીએ પેલું કાતેલ ઝેહર ખાધું-જે ઝેહરે તેણીનાં મીઠા જીવની ગર્દ કાઢી નાખી.

તેણી પોતાનો ચેહરો ઢાંકીને પાદશાહની નઝદીક બેઠી હતી-તેનાં તનમાં કપૂરની ખુશબોના કપડાં પેહેરેલાં હતાં.

તેણી દીવારને અઢેલીને મરણ પામી-તેણી મરી ગઇ અને આ દુન્યામાંથી સઘળી તારીફજ લેતી ગઇ.

ચુ બેશ્નીદ શીરૂય બીમાર્ ગશ્ત
ઝે દીદારે ઊ પુર્ ઝે તીમાર્ ગશ્ત
બેફરમૂદ તા દખ્મહ્ દીગર્ કુનન્દ
ઝે મુશ્કો ઝે કાફૂરશ અફસર્ કુનન્દ
૨૯૦ દરે દખ્મએ શાહ્ કરદ ઉસ્તુવાર્
બસી બર્ નેયામદ બરીન્ રૂઝગાર્
કે શીરૂયરા બફૂર દાદન્દ નીઝ
જહાન્રા ઝે શાહાન્ પુર્ આમદ કફીઝ
બશૂમી બેઝાદો બશૂમી બેમીરદ
હમાન્ તખ્તે શાહી પેસરરા સેપોરદ
કસી પાદ્શાહી કુનદ હફ્ત માહ્
બહશ્તુમ ઝે કાફૂર્ યાબદ કોલાહ્
બગીતી બેહી બેહતર્ અઝ ગાહ્ નીસ્ત
બદી બદતર્ અઝ ઉમરે કૂતાહ્ નીસ્ત
કુનૂન્ પાદ્શાહીએ શાહ્ અરદ્શીર્
બેગૂયમ કે પીશ આમદમ નાગુઝીર્

જ્યારે શીરૂએ તે સાંભળ્યું ત્યારે તે પણ બીમાર થઇ ગયો-તેણીના દીદાર માટે ગમ ભરેલો બન્યો.

તેણે ફર્માવ્યું કે "એક બીજું દખ્મુ બનાવે-અને તેણીને માટે કસ્તુરી અને કપૂરનું તાજ તૈયાર કરે."

પછી પાદશાહનાં દખ્માનો દરવાઝો મઝબૂત બંધ કીધો-એ ઉપર ઘણોક વખત નહી ગયા,

કે લોકોએ શીરૂયને પણ ઝેહર આપી મારી નાખ્યો-જેહાનનું માપ તું પાદશાહોથી ભરાઈ ગયું (યાને જેહાન પાદશાહો મેળવી ધરાઈ ગઈ).

શીરૂયે શૂમિયતપણામાં જન્મ લીધો અને શૂમિયતપણામાંજ મરણ પણ પામ્યો-તેમજ પોતાનું પાદશાહી તખ્ત છોકરાને સોપી ગયો.

કોઈ ફકટ સાત મહિનાજ પાદશાહી કરે છે-અને આઠમે મહિને કપૂરનું તાજ મેળવે છે.

દુન્યામાં પાદશાહી કરતાં વધારે સારી ભલાઈ બીજી કોઈ નથી-અને ટુંકી ઉમર કરતાં વધારે બદતર બુરાઇ બીજી કોઇ નથી.

હવે હું પાદશાહ અર્દશીરના પાદશાહીનું-બેયાન કરૂં છું કેમકે એ પડતું મૂકાય તેમ નથી.

---

# અર્દશીર*

## પાદ્શાહીએ અર્દ્શીર્ શીરૂય શશ્ માહ્ બૂદ્ બર્ તખ્ત્ નેશસ્તને અર્દ્શીરે શીરૂય વ અન્દર્ઝ્ કર્દન્ બસર્દારાન્.

## શીરૂયના બેટા અર્દશીરની પાદશાહી છ મહિના હતી, અર્દશીરે શીરૂયનું તખ્ત ઉપર બેસવું અને સરદારોને નસીહત કરવી.

———:o:———

ચુ બેન્શસ્ત બર્ તખ્ત શાહ્ અરદ્શીર્
અઝ ઈરાન્ બેરફતન્દ બરનાઓ પીર્
બસી નામદારાને ગશ્તહ્ કોહન્
બદાન્ તા ચેગૂનહ્ સરાયદ સોખન્
બરે શાહ્ બેન્શસ્ત અઝ હર્ સુઈ
હમાન્ નામદારાન્ બહર્ પહ્લુઈ
ઝબાન્ બર્ કુશાદ અરદ્શીરે જવાન્
ચુનીન્ ગોફ્ત કય કાર્ કર્દહ્ ગવાન્
૨૯૧ હરાન્ કસ કે બર્ ગાહે શાહી નેશસ્ત
કુશાદહ્ રવાન્ બાદો યઝદાન્ પરસ્ત

જ્યારે પાદશાહ અર્દશીર તખ્ત ઉપર બેઠો-ત્યારે ઇરાની જવાન અને બુઢ્ઢાઓ તેની આગળ ગયા.

તેઓમાં ઘણાક વૃદ્ધ વયના નામદારો પણ આવ્યા હતા-તે એટલા માટેજ કે અર્દશીર કેવી રીતનું ભાષણ આપે છે?

પાદશાહની આગળ ચો તરફથી તેમજ દેશે દેશથી આવેલા નામદારો બેઠા.

જવાન અર્દશીરે પોતાની ઝબાન ખોલી-એ પ્રમાણે કહ્યું કે "ઓ અનુભવી પેહલવાનો!

જે કોઈ કે આ પાદશાહી તખ્ત ઉપર બેઠો-તે મોટા જીવનો અને ખોદાની પરસ્તેશ કરનારોજ હોજો!

---

* શીરૂયનો છોકરો. આ પાદશાહ માત્ર ૭ વર્ષની નાની વયમાં પાદશાહત ભોગવવા લાગ્યો, જેથી રાજ્યનો કારોબાર પીરૂઝ ખુસરૂ નામના વઝીરના હાથ હેઠળ ગયો. હવે સાસાનિયન પાદશાહોની નબળાઇ જોઈ ગેરાઝ કે જે ઘણો પગભર બન્યો હતો તેણે પોતે પાદશાહ થવાના બૂરા વિચારથી પીરૂઝ ખુસરૂ પાસેજ અર્દશીરને મારી નખાવ્યો આ પાદશાહે ફક્ટ છ મહિનાજ (ઈ. સ. ૬૨૮ નવેમ્બરથી ૬૨૯ એપ્રીલ) સૂધી રાજ્ય ભોગવી માર્યો ગયો.

બરૂ આઇને શાહાને પીશીન્ રવીમ
હમાન્ અઝ્ પસે ફરૂરહો દીન્ રવીમ
કે યઝ્દાને નીકી દેહેશ યાદ બાદ
હમહ્ કારો કેર્દારે મા દાદ બાદ
પરસ્તન્દગાન્રા હમહ્ બરૂ કશીમ
સેતમ્આરગાન્રા બખૂન્ દરૂ કશીમ
કુનમ્ તાઝહ્ આઇને નૂશીરવાન્
શવદ્ શાદ આઝાદગાન્રા રવાન્
નેયાબન્દ આરામ્ અઝ્ મન્ બદાન્
નબાશમ્ ઝમાની અબી મૂબદાન્
કે મન્ ગોસ્તરદ દરૂ જહાન્ ઈમની
નેહાની કુનમ્ રસ્મે આહરીમની
સેપહ્રા બઅન્દાઝહ્ પાયહ્ દેહમ્
બહરૂ કારૂ શાન્ નીઝ્ માયહ્ દેહમ્
બદીનારૂ દેલ્ શાન્ કુનમ્ શાદમાન્
નબાયદ કે બાશદ કસી બદ્ગમાન્
હરાન્ કસ કે ઉમ્મીદ દારદ બમા
બેગૂયદ કુનમ્ દરૂ ઝમાનશ રવા
કે લશકરૂ યકી ગરૂ કે ફર્માને મા
બેરૂન્ આયદ અઝ્ અહ્દો પઅ્માને મા
બોઝ્ અઝ્ કોશતને ઊ નબાશદ જઝા
સુનીનસ્ત બાદાફરહ્ ના સઝા
બપીરૂઝે ખુસ્રવ સેપોર્દમ્ સેપાહ્
કે અઝ્ દાદ શાદસ્તો શાદાન્ કે શાહ્
બઈરાન્ ચુ બાશદ ચુનૂ પહ્લવાન્
બેમાનીદ શાદાનો રઉશન્ રવાન્
બસી કસ બગોફ્તારશ આરામ યાફ્તા
વઝ્ આરામે ઊ હરૂ કસી કામ યાફ્ત

હું આગળા પાદશાહોની રાહરીતી મૂજબજ ચાલીશ-તેમજ હબદબા અને દીનનું અનુકરણ કરીશ

નેકી પહોંચાડનારા ખોદાતાલાની યાદ મને હમેશે હોજો-મારાં સઘળાં કામકાજો ઈન્સાફ ભરેલાંજ હોજો!

વફાદાર શખ્સોને હું ઊંચે દરજ્જે ચઢાવીશ-અને ઝુલમગારોનો નાશ કરીશ.

નોશીરવાનની રાહ રસમને સજીવન કરીશ-જેથી મોટા માણસોના જીવ ખુશહાલ થાય.

બૂરા શખ્સો મારાથી આરામ મેળવશે નહીં-મારા વઝીરો વગર હું એક પળ પણ રહીશ નહીં.

દેશમાં મારાથી શાન્તિજ પંથરાશે-એહરેમનની રાહ રસ્મને નાબૂદ કરીશ.

મારા સેપાહોને અંદાઝા પ્રમાણે મરતબો આપીશ-અને તેઓનાં કોઈ પણ કામમાં મદદ પણ આંપીશ.

દીનારની બક્ષેશથી તેઓને ખુશહાલ રાખીશ-મારે માટે કોઇએ પણ બૂરો વિચાર ધરાવવો નહીં.

જે કોઈ શખ્સ કે મારીથી કાંઇ ઉમેદ ધરાવતો હશે-અને તે જો મને કહેશે તો તેની તે હાજત તુરતજ પુરી પાડીશ.

લશકરમાંનો કોઇ શખ્સ અગરજો મારા હોકમથી તેમજ મારા કોલ ૨૯૨
અને વચનથી દૂર જશે,

તો તેનો બદલો તેના માર્યા જવા સિવાય બીજો કાંઇ નથી-તેને માટે એવીજ નાલાયક શિક્ષા છે.

મેં ખુસરૂના બેટા ફીરૂઝને લશકરનો હવાલો સોંપ્યો છે-કારણકે તે હમેશે ઇન્સાફથીજ રાઝી થાય છે અને પોતાના પાદશાહથી પણ ખુશહાલજ રહે છે:

ઇરાન દેશમાં જ્યારે એના જેવોજ પેહલવાન હશે-ત્યારેજ તમો ખુશહાલ અને રોશન જીવના રહી શકશો.

ઘણાઓ તેની વાતથી સન્તોષ પામ્યા-અને પાદશાહના આરામથી સર્વ ખુશ બન્યા.

## નાખુશ્ શુદને ગોરાઝ્ અઝ્ પાદ્શાહીએ અર્દ્શીર્ વ બચારએ ઊ કોશતઃ શુદને અર્દ્શીર્ બદસ્તે ફીરૂઝે ખુસ્રવ્.

પસ આગાહી આમદ બનઝ્દે ગોરાઝ્
કઝૂ બૂદ ખુસ્રવ બઅર્મો ગોદાઝ્
ફેરેસ્તાદ ગૂયન્દઈરા કે રૂમ
કે દરૂ ખાક શુદ તાજે શીરૂયે શૂમ
કે જાનશ બદૂઝખ ગેરેફ્તારૂ બાદ
સરે દખ્મએ ઊ નેગૂનસારૂ બાદ
કે દાનેસ્ત હરગેઝ્ કે સર્વે બલન્દ
બબાદ્ અઝ્ ગેયા યાફ્ત ખાહદ ગઝન્દ
ચુ ખુસ્રવ કે ચશ્મો દેહે રૂઝ્ગારૂ
નબીનદ ચુનૂ નીઝ યકૂ શહ્રૂયારૂ

## ગોરાઝનું અર્દશીરની પાદશાહીથી નાખુશ થવું અને તેના ચારાથી ખુસરૂના બેટા ફીરૂઝના હાથ ઉપર અર્દશીરનું માર્યું જવું.

ત્યાર બાદ ગોરાઝ કે જેનાથી ખુસરૂ પર્વીઝ ઘણો દુઃખી થયો હતો, તેને ખબર પડી,

તેણે એક છટાદાર બોલનારને રૂમથી મોકલ્યો-અને ઇરાનીઓને કહેવાડિયું કે "નંહેસ્ત શીરૂયનું તાજ ખાકમાં પડયું છે.

તેનો જીવ દોઝખમાં ગિરેફ્તાર હોજો!-અને તેનું દખ્મું ઊંધું પડજો!

કોણ જાણતું હતું કે બાગમાંનું બુલંદ સરોવર ઘાસથી નુકસાન પામશે (યાને ખુસરૂને શીરૂય મારી નાખશે).

ખુસરૂ કે જેના જેવા એક પાદશાહને ઝમાનાની બાતેનની આંખ પણ જોશે નહીં (યાને તેના જેવા પાદશાહને જોવાનો વિચાર પણ કરી શકશે નહીં).

૨૯૩ કે મારા રસીદ અઝ વય ઈન્ બરૂતરી
ન શુ બાઝ ગશતમ્ બફરમાન્ બરી
ઝમાનહ્ ફેરૂદ આરદ ઊરા ઝે તખ્ત્
બેતાબદ બયકબારહ્ ઝૂ રૂય બખ્ત
શવદ ચર્ખે ગર્દન્દહ્ બા ઊ બકીન્
કુનદ બહ્રે ઊરા નેહાન્ દરૂ ઝમીન્
બગીરદ અઝૂ મેહ્તરી હુરો માહ્
સેતાનદ ઝે શાહી ચુનાન્ તાજો ગાહ્
ચુ શીરૂયરા શહ્રૂયારી દેહદ
હમહ્ શહ્રે ઈરાન્ બખારી દેહદ
ચુ ઊ રફ્તો શુદ તાજદારૂ અરૂદશીરૂ
બદૂ શાદ બાશન્દ બરૂનાઓ પીરૂ
મરા ગરૂ ઝે ઈરાન્ રસદ હીચ્ બહ્રૂ
નમાનમ્ કે બરૂ વય જહદ બાદે શહ્રૂ

નબૂદમ મન્ આગહ્ કે પર્વીઝ શાહ્
બગોફતારે આન્ બદ નેશાન્ શુદ તબાહ્
નખાહમ્ કે બાશદ ચુનૂ શહ્રૂયારૂ
અગરૂ ચન્દ બી શાહ્ શુદ રૂઝગારૂ
કે ઊરા બસી દાવરી દરૂ સરસ્ત્
હમાન્ રાય બા લશ્કરે દીગરસ્ત્
૨૯૪ બેયાયમ્ કુનૂન બા સેપાહે ગરાન્
ઝે રૂમો ઝે ઈરાન્ ગુઝીદહ્ સરાન્
કે બીનીમ્ તા કીસ્ત્ આન્ કદખોદાય
કે બાશદ પસન્દશ બદીનગૂનહ્ રાય
ચુનાન્ બરૂ કનમ્ બીખે ઊરા ઝે બુન્
કઝાન્ 'પસ નરાનદ ઝે શાહી સખુન
નવન્દી બરૂ અફગન્દ પૂયાન્ બરાહ્
બનઝદીકે પીરાને ઈરાન્ સેપાહ્
દેગરૂ ગૂનહ્ આહન્ગ્ બદ કામહ્ કરૂદ
બપીરૂઝે ખુસ્રવ યકી નામહ્ કરૂદ
કે શુદ તીરહ્ આન્ બખ્તે સાસાનેયાન્
જહાનજૂય બાયદ કે બન્દદ મેયાન્
તો દાની મગરૂ ચારઈ સાખ્તન્
ઝે હરગૂનહ્ અન્દીશહ્ અન્દાખ્તન્
બેજૂઈ બસી યારૂ બર્નાઓ પીરૂ
જહાન્રા બેપર્દાઝી અઝ અરૂદશીરૂ
વઝાન્ પસ બેયાબી હમહ્ કામે ખીશ
શવી ઇમનો શાદ બારામે ખીશ
વરૂ અયદૂન કે ઈન્ રાઝ બીરૂન દેહી
હમી ખન્જરે કીનહ્રા ખૂન દેહી
૨૯૫ મન્ અઝ રૂમ ચન્દાન્ સેપાહ્ આવરમ્
કે ગીતી બચશમત સેયાહ્ આવરમ્
બઝર્ફી નેગહ્દારૂ ગોફતારે મન્
મબાદા કે ખારૂ આયદત કારે મન્
નબાયદ કે ગર્દી બખીરહ્ હલાક
ઝે ગાહે બુઝોર્ગી મશવ ઝીરે ખાક
પશીમાની આન્ગહ્ નદારદત સૂદ
ચુ શમ્શીરે મન્ સરૂ બકીનહ્ દોરૂદ

કે જેનાથીજ આ મોટાઈ મને મળી છે-અને તેનાં ફરમાનથી હું ઉલટો ચાલ્યો નથી.

ઝમાનો તેને તખ્તથી નીચે નાખે છે-અને નસીબ તેનાથી એકદમ મોં ફેરવી નાખે છે.

ફરતો આસમાન તેની સાથ કીના ભર્યો થાય છે-અને તેનાં નસીબને ઝમીનમાં છુપું કરે છે.

આફતાબ અને માહતાબ તેની પાસેથી મોટાઇ લઈ લે છે-અને એવા એક પાદશાહ પાસેથી તાજ અને તખ્ત છીનવી લે છે.

અને શીરૂય જેવાને પાદશાહી આપે છે-અને તમામ ઈરાન શેહરને ખુવાર કરે છે.

જ્યારે તે પણ મરી ગયો અને અર્દશીર તાજદાર થયો છે-ત્યારે તેનાથી જવાન અને બુઢાઓ ખુશહાલ થાય છે.

જ્યાં સુધી ઈરાન સાથ મને જરા પણ સંબંધ છે-ત્યાં સુધી હું એમ નહીં થવા દઇશ કે એની ઉપર કોઇ પણ શેહરની હવા ફૂકે (યાને એને હું કોઇ પણ દેશમાં રહેવા દઈશ નહીં).

મને ખબર નહીં હતી કે પર્વીઝ શાહ-તે બૂરા શખ્સના કહેવાથી માર્યો ગયો.

તેવો નાલાયક પાદશાહ બને એ મને પસંદ નથી-પછી ઝમાનો ગમે એટલો પાદશાહ વગરનો રહ્યો તો શું થયું?

કારણકે તેનાં સરમાં ઘણી સરકશી ભરેલી છે-વળી તેનો સબંધ પણ બીજાંજ લશ્કર સાથે છે.

તેથી હાલ હું રૂમ અને ઈરાનમાંથી સરદારો ચુંટી કાઢીને ભારી લશ્કર સાથ આવું છું.

કે આપણે જોઈએ તો ખરા કે એવો તે પાદશાહ કોણ છે-કે જેને એવી રીતનો વિચાર પસંદ પડયો છે?

હું તેની જડને મૂળમાંથી એવી ઉખેડી નાખીશ-કે ફરી તે પાદશાહીને યાદ કરશેજ નહીં"

તેણે ઈરાની લશ્કરના બુઝોર્ગોની નઝદીક એવી રીતના પયગામનો એક કાસેદ દોડાવ્યો.

તે પાપી શખ્સે વળી બીજી રીતની યુક્તિ કીધી-અને ખુસરૂના બેટા ફીરોઝ ઉપર એક નામુ લખ્યું.

કે સાસાનિયનોનુ નસીબ હવે સીઆહ થયું છે-તું દેશ જીતનારને ઘટે છે કે હવે લડાઈનો કમર બાંધે.

તું યુક્તિ કરવાની અને દરેક બાબત ઉપર વિચાર ચલાવવાની રીત જાણે છે.

માટે તારા ઘણાક જવાન અને બુઢા દોસ્તોને ભેગા કરી-અર્દશીરથી દેશ ખાલી કર.

ત્યાર બાદ તું પોતાની સઘળી મુરાદ મેળવશે-અને પોતાના આરામમાં નચિન્ત અને ખુશહાલ બનશે

જો તું આ મારો ભરમ ખુલ્લો કરી નાખશે-તો મારાં કીનાનાં ખંજરને તું તારૂં પોતાનું લોહી પાશે.

હું રૂમથી એટલું બધું લશ્કર લાવીશ-કે તારી આંખમાં જેહાન સીઆહ બનાવીશ.

આ મારી વાત ઉપર ઊંડાણથી નઝર કરજે-એવું ના બનતું કે આ મારાં કામને તું તુચ્છ સમજે.

એવું નહીં બનવું જોઇએ કે તું બેહુદાપનાએ હલાક થાય-બુઝોર્ગીનાં તખ્ત ઉપરથી ખાક હેઠળ ગબડતો ના.

જ્યારે મારી તલવાર કીનાથી તારૂં સર કાપી લેશે-ત્યારે તે વખતે તારો પસ્તાવો કાંઇજ ફાયદો કરી શકશે નહીં."

ચુ ફીરૂઝે ખુસવ ચુનાન્ નામહ દીદ
હમહ પીશો પસ્ રાએ ખુદકામહ દીદ
બસી કરૂદ અન્દીશહ દર્ ઈન્ સોખન્
બેગ્રહ રાય બા મેહતરાને કોહન્
કે ઈન્ કારૂ પીશ આમદમ નાગેહાન્
શવદ આશકારા બરૂ બરૂ નેહાન્
ચુનીન્ પાસોખ્ આમદ્ ઝે પીરાન્ બદ્દ્રય
કે અય પુરૂ હોનરૂ મેહતરે નામજૂય
અરૂ અયદૂન્ કે ઈન્ શાહ ગર્દદ તબાહ
તબહ ગશ્તને મા સઝદ ઝીન્ ગુનાહ
ચુનીન્ બદ મકુન્ તૂ બગોફતે ગોરાઝ
હમાન્ ચારએ કારે નીકૂ બેસાઝ
બેકુન્ પાસોખે નામહ અન્દરૂખરશ
અઝીન્ ખાબ્ બીદારૂ ગર્દાન્ સરશ
બેગૂયશ મકુન્ રાહે યઝદાન્ તબાહ
મદેહ દીવરા બરૂ દેલે ખીશ રાહ
બરૂ અન્દીશ અઝ કારે પર્વીઝ શાહ
અઝાન્ નાસઝાવારૂ કારે તબાહ
ચુ ઊરા ફેરૂદ આવરીદી ઝે તખ્ત
શુદ અઝ તોખ્મે સાસાન્ બયકુબારૂ બખ્ત
ચુ શીરૂય બરૂ તખ્તે શાહી નેશસ્ત
કમરૂ બરૂ મેયાને કયાની બેબસ્ત
હમહ આરૂઝૂ ફ્રૂઝે પર્વીઝ બૂદ
કે મગ્ઝશ બહરૂ કારૂહા તીઝ બૂદ
દેગરૂ ગશ્ત ગીતી અઝાન્ સાન કે બૂદ
નેયાવરૂદ અઝાન્ માયએ કારૂ સૂદ
ચુનાન્ શુદ ઝે બીહૂદહ કારે જેહાન્
કે યક બારહ શુદ નીકુઈહા નેહાન્
કુનૂન તા બજાએ કોબાદ અરૂદશીરૂ
બશાહી નેશસ્ત અઝ ફરાઝે સરીરૂ
જહાન્ શુદ ઝે અવરંગે ઊ શાદમાન્
બેનાઝદ ઝે ફરૂરશ ઝમીનો ઝમાન્
ચે બાયદ કે અર્મન્દહ ગીતી ચુનીન
પુરૂ આશૂબ્ ગર્દદ ઝે દર્દો ઝે કીન્
મકૂબીદ દરૂહાએ બદરા બમોશ્ત
ન ફરૂરોખ બુવદ બી ગૂનહ શાહ કોશ્ત
નબાયદ કે ઈન્ ગુરૂબહે તીઝ ગરૂદ
અઝ ઈરાન્ બરૂ આરદ અઝીન્ કીનહ ગરૂદ
બેતર્સમ કે યઝદાન્ બઈરાનેયાન્
અઝીન્ બદતરીહા સરૂ આરદ ઝમાન્
ચુ પીરૂઝ બેશ્નીદ અઝીન્ગૂનહ પન્દ
નેવેશ્ત ઊ યકી નામએ સૂદમન્દ
બનઝદે ગોરાઝ આન્ બદે બદ નેઝાદ
કે ચૂન ઊ સેપહબુદ જહાનરા મબાદ
ચુ આગાહ શુદ ઝાન્ સુખુનહા ગોરાઝ
તો ગોફ્તી કસી દેલ ગેરેફ્તશ બકાઝ
ઝે પીરૂઝે ખુસવ બરૂ આશોફ્ત સખ્ત
સેપહબુદ બરૂ આરાસ્ત હરૂ ગૂનહ રખ્ત
બેફરૂમૂદ લશ્કરૂ કે બીરૂન શવન્દ
ઝશાન્ શહરૂ યકસરૂ બહામૂન શવન્દ

જ્યારે ખુસરૂના ફીરોઝે એવી રીતનું નામુ જોયું-ત્યારે તે હઠીલા સરદારની મતલબ પહેલેથી તે છેલ્લે સુધી પામી ગયો.

તેણે એ બાબતમાં ઘણોક વિચાર કીધો-અને બુઢા સરદારો સાથે મસ્લહત કીધી.

કે "આ કામ અચિન્તું મારી સામે આવ્યું છે-સઘળું છુપું તેની આગળ ખુલ્લું થઈ જશે."

બુઢાઓએ તેને એવો જવાબ આપ્યો-કે "ઓ હુનર ભરેલા નામચીન સરદાર!

જો આ પાદશાહ માર્યો જશે-તો એ ગુનાહથી આપણુ પણ તબાહ થઇ જશું.

તું ગુરાઝના કહેવાથી એવું બૂરૂં ના કર-પણ કાંઇ સારાં કામની યુક્તિ રચ.

આ નામાનો જવાબ તેને લાયકનો લખ-અને તેનાં ઊંઘનસી માથાંને ૨૯૬
પાછું જાગૃત બનાવ.

તું તેને કહે કે યઝદાનનો માર્ગ ખરાબ ના કર-અને પોતાનાં દિલ ઉપર દેવને ગાલેબ ના આવવા દે.

પાદશાહ પર્વીઝ બાબતનો અને તેને તબાહ કરવાનાં નાલાયક કામ બાબતનો વિચાર કર.

જ્યારે તેને તું તખ્ત ઉપરથી નીચે લાવ્યો-ત્યારે સાસાનનાં તોખ્મમાંથી નસીબ તદ્દન જતુંજ રહ્યું.

જ્યારે શીરૂય પાદશાહી તખ્ત ઉપર બેઠો-ત્યારે તેણે પાદશાહી કમર ઉપર કમરબંદ બાંધ્યો.

તેની સઘળી ખાહેશ પર્વીઝના અમલ જેવીજ હતી-કારણકે તેનું મન દરેક કામમાં ઘણું તેઝ હતું.

પણ ઝમાનો તદ્દન ફેરવાઇ ગયો-અને તેની કારરવાઇથી કાંઇ ફાયદો હાસેલ થયો નહીં.

તેની બેવુકૂફાઇથી દેશનો મામલો એવો થયો-કે નેકી તદ્દન્ છુપાઈ ગઈ.

હવે કોબાદની જગ્યાએ અર્દશીર પાદશાહી તખ્ત ઉપર બેઠો છે.

તેનાં તખ્તથી દેશ ખુશહાલ બન્યો છે-અને તેના દબદબાથી ઝમીન અને ઝમાનો લાડ કરે છે.

તો આવો શાન્તિ ભર્યો દેશ પાછો દુઃખ અને કીનાથી ભરેલો બને ૨૯૭
એવું શા માટે કરવું જોઇયે?

તમો લોકો હાથે કરીને બૂરાઈના દરવાઝા ના ઠોકો-એક નિર્દોષ પાદશાહને મારી નાખવો એ સારા સગણુ નથી.

એવું નહીં બનવુ જોઇએ કે આ તેઝ ચાલનો ગુમ્બઝ-આ કીનાના બદલામાં ઇરાન દેશની પાયમાલી કરી નાખે.

મને ડર લાગે છે કે આ બદીઓના બદલામાં ખોદાતાલા ઈરાની લોકોની આખેરી લાવી મૂકશે."

જ્યારે ફીરોઝે એવી રીતની શીખામણ સાંભળી-ત્યારે તેણે એક ફાયદાકારક નામુ લખ્યું,

તે બૂરી બુન્યાદના ગુરાઝની નઝદીક મોકલ્યું-કે "તેના જેવો સરદાર દેશને માટે કાયમ હોતોજ ના!"

જ્યારે ગુરાઝ તે સખુનોથી વાકેફ થયો-ત્યારે ગોયા તેનાં બદનને કોઇએ પકડમાં પકડયું હોય તેમ થયું.

તે ખુસરૂના ફીરોઝથી ઘણો ગુસ્સે થયો તે સરદારે સઘળી રીતનો લડાઇનો અસ્બાબ તૈયાર કીધો.

તેણે ફરમાવ્યું કે "લશ્કર બાહેર પડે-અને શેહરમાંથી સઘળું મયદાનમાં જાય."

અઝીન્ આગહી સૂએ ફીરૂઝ રફૂત
હયૂની બરૂ આફૂગન્દ ફીરૂઝ તફૂત
૨૯૮ બનઝદે તોખારો મરૂરા બેખાન્દ
અઝીન્ દરૂ ફેરાવાન્ સુખુનહા બેરાન્દ
ચે કારે ગોરાઝરા શુ દાદ આગહી
વઝાન્ કીનહ બા તાજે શાહન્શાહી
બપીરૂઝે ખુસ્રવ ચે નઝદે તોખારૂ
સુનીન્ પાસોખ આમદ કે અય નામદારૂ
બખૂને બુઝોર્ગાને ઈરાન્ મકૂશ
સખુન્ હરૂચે ગૂયદ ગોરાઝ આન્ નેયૂશ
ચુ પીરૂઝે ખુસ્રવ સુનાન્ નામહ દીદ
અઝ અન્દીશએ બદ દેલશ નારમીદ
દેલે રઉશને નામવરૂ શુદ સેયાહ
કે તા ચૂન્ કુનદ બદ બદાન્ પાદશાહ
વરા ખાન્દી હરૂઝમાન્ અરૂદશીરૂ
કે ગૂયન્દહ મર્દી બુદો યાદગીરૂ
બરૂ આસાય દસ્તૂરૂ બૂદી વરા
હમાન્ નીઝ ગન્જૂરૂ બૂદી વરા
બેયામદ શબે તીરહગૂન બારૂ યાફ્ત
મયે રઉશનો ખૂબ્ ગોફ્તારૂ યાફ્ત
નેશસ્તહ બએવાને ખીશ અરૂદશીરૂ
તને ચન્દ બા ઊ ચે બર્નાઓ પીરૂ
૨૯૯ ચુ પીરૂઝે ખુસ્રવ બેયામદ બરશ
તો ગોફ્તી ચે ગરૂદૂન બરૂ આમદ બરશ
બેફરૂમૂદ તા બરૂ કશીદન્દ રૂદ
શુદ એયવાને ઊ પુરૂ ચે બાન્ગે સોરૂદ
ચુ નીમી ચે તીરહ શબ્ અન્દરૂ કશીદ
સેપહબુદ મયે યકુમની બરૂ કશીદ
શુદહ મસ્ત યારાને શાહ અરૂદશીરૂ
નમાન્દ ઈચ રામેશગરો યાદગીરૂ
બદઅન્દીશ યારાને ઊરા બેરાન્દ
બજોઝ શાહો પીરૂઝે ખુસ્રવ નમાન્દ
જફાપીશહ અઝ પીશે ખાનહ બજસ્ત
હમે શાહ બેગ્રીફ્ત નાગહ બદસ્ત
હમી દાશ્ત તા શુદ તબાહ અરૂદશીરૂ
હમહ કાખ શુદ પુરૂ ચે શમ્શીરો તીરૂ
હમહ યારે પીરૂઝે ખુસ્રવ બુદન્દ
અગરૂ નવ જહાનજૂ અગરૂ ગવ બુદન્દ
વરા પાદશાહી દો મહ બૂદો ચારૂ
બદીનસાન ચે ઉમ્રશ બરૂ આમદ દમારૂ

એ ખબર ફીરોઝ તરફ ગઇ-ફીરોઝે તુરત એક સાંઢણી સવાર દોડાવ્યો,

અને તોખારની નઝદીક મોકલી તેને બોલાવ્યો-અને એ બાબત માટેની ઘણીક વાતો કહેવાડી.

જ્યારે તેને ગુરાઝનાં કામ બાબતની અને તે શેહનશાહી તાજ સાથના કીનાની ખબર આપી,

ત્યારે તોખાર તરફથી ખુસરૂના ફીરોઝને-એવો જવાબ મળ્યો કે "ઓ નામદાર!

તું ઇરાનના બુઝોર્ગોનાં ખૂન માટે કોશેશ ના કર-ગુરાઝ જે કાંઈ કહે છે તેજ તું સાંભળ."

જ્યારે ખુસરૂના ફીરોઝે એવું નામુ જોયું-ત્યારે બૂરા અંદેશાથી તેનું દિલ બેકરાર બન્યું.

તે નામવરનું રોશન દિલ સીઆહ થયું-કે જેથી તે આવા પાદશાહ સાથ કેવી રીતે બૂરાઈ કરે?

અર્દશીર તેને દરેક વખત બોલાવતો હતો-કારણ તે સુભાષિત બોલનારો અને યાદદાશ્ત શક્તિવાળો હતો.

તે તેના વઝીરની માફક હતો-તેમજ તેનો ખઝાન્ચી પણ હતો.

ફીરોઝ એક અંધારી રાતે ત્યાં આવ્યો અને દરબારમાં દાખેલ થયો-તેને લેહઝતદાર મય અને સારો આવકાર મળ્યો.

અર્દશીર પોતાના મેહલમાં બેઠેલો હતો-તેની સાથે થોડાક જવાન અને બુઢ્ઢા શખ્સો હતા.

જ્યારે ખુસરૂનો ફીરોઝ પાદશાહની નઝદીક આવ્યો-ત્યારે ગોયા તેનું સર આસ્માન કરતાં પણ ઊંચું ચઢ્યું.

તેણે ફર્માવ્યું જેથી ગાયનની તેયારી થઈ-તેનો મેહલ ગાયનના રાગોથી ભરેલો થયો.

જ્યારે અંધારી રાતમાંથી અડધી રાત પસાર થઈ-ત્યારે તે સરદારે એકસેરી જામ ભરીને મય નોશ કીધો.

પાદશાહ અર્દશીરના દોસ્તો મસ્ત બન્યા-ગાનાર અને સાંભળનાર ત્યાં કોઇ રહ્યા નહીં.

બૂરા વિચારના ફીરોઝે પાદશાહના મિત્રોને બાહેર મોકલી દીધા-પાદશાહ અને ખુસરૂના બેટા ફીરોઝ સિવાય ત્યાં કોઈ બીજું રહ્યું નહીં.

હવે તે ઝુલ્મગાર પોતાની જગ્યા આગળથી કુદકો મારી ઉઠયો-તેણે એકદમ પાદશાહનું મોઢું પોતાના હાથમાં પકડી લઇ તેને ગુગળાવ્યો.

અને જ્યાં સૂધી અર્દશીર મરી ગયો ત્યાં સૂધી તે પકડી રાખ્યું-તેનો તમામ મેહલ તલવાર અને તીરોથી ભરાઈ ગયો.

તેઓ સઘળા ખુસરૂના બેટા ફીરોઝનાજ દોસ્તો હતા-જેમાં કોઇ નવા દેશ જીતનાર હતા અને કોઈ પેહલવાનો હતા.

તેની પાદશાહી છ મહિના રહી-અને એ પ્રમાણે તેની ઉમર આખેર થઇ.

# ગુરાઝ†

પાદ્શાહીએ ગોરાઝ્ કે ઊરા
ફરાઇન્ નીઝ્ ગોફ્તન્દી પન્જાહ્
રૂઝ્ બૂદ્ આગાહી યાફ્તને ગોરાઝ્
અઝ્ કોશ્તહ્ શુદને અર્દ્શીર્ વ
તાખ્તને ઊ બઇરાન્ વ બરૂ તખ્ત્
નેશસ્તન્ વ કોશ્તહ્ શુદને ઊ
બદસ્તે શહ્રાન્ ગોરાઝ્.

ગુરાઝ કે જેને ફરાઇન પણ કહેતા હતા તેની
પાદશાહી પચાસ દિવસ હતી. ગુરાઝને અર્દશીરના
માર્યા જવા વિષે ખબર થવી અને તેણે ઇરાન
ઉપર હમ્લો કરવો અને તેનું તખ્ત ઉપર
બેસવું તથા તેનું શેહરાન ગુરાઝના
હાથ ઉપર માર્યું જવું.

હયૂની બરૂ અફ્ગન્દ નઝ્દે ગોરાઝ
યકી નામઈ નીઝ બા ઊ બરાઝ
ફ્રેસ્તાદહ્ ચૂન્ શુદ બનઝ્દીકે ઊય
ચુ ખુરૂશીદ શુદ જાને તારીકે ઊય
બેયાવરૂદ અઝાન્ બૂમ ચન્દાન્ સેપાહ્
કે બરૂ મૂરો બરૂ પશ્શહ્ બરૂ બસ્તહ્ રાહ્
હમી તાખ્ત ચૂન્ બાદ તા તયસફૂન
સેપાહશ હમહ્ દસ્ત શુસ્તહ્ બખૂન
ચુ આવરૂદ અઝાન્ રૂય ઈરાન્ સેપાહ્
પઝીરહ્ શુદન્દશ બુઝોર્ગાને શાહ્
ઝે લશ્કરૂ નેયારસ્ત દમ ઝદ કસી
નબુદ ખુદ બદાન્ જાય લશ્કરૂ બસી
ગોરાઝ અન્દરૂ આમદ બશહ્રૂ અન્દરૂન
ન દસ્તૂરૂશ માન્દો ન રહ્નમૂન
યકી જાય બુગ્ઝીદ ખાલી ગોરાઝ
નેશસ્તન્દ બા ઊ બુઝોર્ગાન્ બરાઝ
ચુ બુક્શાદ પીરૂઝે ખુસ્રવ ઝબાન્
ચુનીન્ ગોફ્ત કય નામવરૂ પહ્લવાન્
કેરા બરૂ ગુઝીદી બશાહન્શેહી
કે ઝીબન્દહ્ બાશદ બતાજે મેહી
ચુનીન્ દાદ પાસોખ નબર્દહ્ ગોરાઝ
કે ચીઝી નદારીમ અઝ્ ઈરાન્ બરાઝ
બેબીનીદ ફર્દા યકી શાહે નવ્
નેશસ્તહ્ બબરૂ ગાહ્ ચૂન્ માહે નવ્

પછી ગુરાઝની નઝદીક એક સાંઢણી સવાર દોડાવ્યો-તેની સાથે એક
છુપું નામુ પણ મોકલ્યું.

જ્યારે કાસેદ તેની નઝદીક પુગ્યો-ત્યારે તેનો સીઆહ જીવ ખુરશી- ૩૦૦
દની માફક રોશન થયો.

તેણે તે મુલકમાંથી એટલું તો લશ્કર ચલાવ્યું-કે જેથી કીડી અને
મચ્છરનો રસ્તો પણ બંધ થઈ ગયો.

તે તેસેફોન સુધી પવનની માફક દોડવા લાગ્યો-તેનાં તમામ લશ્કરે
લોહીમાંજ હાથ ધોયલા હતા.

જ્યારે તે ઇરાનની સામે લશ્કર લઇને આવ્યો-ત્યારે પાદશાહના
મોટાઓ તેને એસ્તકેબાલ ગયા.

ઈરાની લશ્કરમાંથી કોઇ ત્યાં બોલી શક્યુંજ નહીં-ખુદ તે જગ્યાએ
લશ્કર પણ ઘણું નહીં હતું.

હવે ગુરાઝ શેહરની અંદર આવ્યો-તેણે પોતાની સાથે કોઈ વઝીર
કે કોઇ ભોમિયો રાખ્યો નહીં.

ગુરાઝે એક ખાલી જગ્યા પસંદ કીધી-જ્યાં ઇરાની બુઝોર્ગો તેની
સાથે મસ્લહતમાં બેઠા.

ખુસરૂનો ફીરોઝ ઝબાન ખોલી-એ પ્રમાણે બોલ્યો કે "ઓ નામવર
પેહલવાન!

તેં પાદશાહી માટે કોણ શખ્સને પસંદ કર્યો છે-કે જે મોટાઈનાં
તાજને શોભા આપનારો થાય?"

બહાદુર ગુરાઝે જવાબ આપ્યો-કે "ઇરાનથી હું કશું પણ છુપું રાખ-
વાનો નથી.

તમો આવતી કાલે તખ્ત ઉપર માહતાબની મિસાલનો એક નવો ૩૦૧
પાદશાહ બેઠેલો જોશો.

† આ ગુરાઝ જેને ફરાઇન પણ કહેતા હતા અને જેને રૂમીઓ "શેહરબરૂં"ને નામે ઓળખાવી ગયા છે તેણે અર્દશીરનું ખૂન કરાવી ઈરાનની ગાદી પચાવી પાડી, પણ શહરાન ગુરાઝ નામના ઇરાનના સરદારે તેને મારી નાખી ખુસરૂ પર્વીઝની છોકરી પૂરાન દુખ્તને ગાદીએ બેસાડી. આ ગુરાઝે માત્ર પચાસ દિવસ ઇરાનની રાજગાદી ભોગવી હતી (ઈ. સ. ૬૨૯).

બહાનેશ ખુવદ મરૂદરા આબ્રૂય
બબીદાનેશી તા તવાની મપૂય
સખુન ખૂબ્ ગૂયદ શુ દારદ ખેરદ
શુ બાશદ ખેરદ રસ્તહ્ ગર્દદ ઝે બદ
નેહ્ તરૂ હોનરૂ મરૂદરા બેખ્રદીસ્ત
કે કારે જહાનો રહે ઈઝદીસ્ત
બકારી કે ઝીબા નબાશદ કસી
નબાયદ કે યાદ આવરદ જાન્ બસી
કે ખુદરા બદાન્ ખારહ્ રોરવા કુનદ
વગરૂ ચન્દ કેર્દારે વાલા કુનદ
શુ અઝ સરૂ ખેરદ રફતો અઝ ચશમ શરૂમ
હમાન નામો નન્ગો હમાન સર્દો ગરૂમ
નદારદ અઝીન્ હીચ્ નામરૂદ બાકુ
ચે આન્ મર્દે ઝેન્દહ્ ચે દરૂ ઝીરે ખાકુ
હમહ્ નીકુઈ પીશહ્ કુન્ ગરૂ તવાન્
કે બરૂ કસ નમાનદ જહાન્ જાવેદાન્
હમહ્ મરૂદુમી બાયદ આઇને તૂ
હમહ્ રાદીઓ રાસ્તી દીને તૂ
૩૦૨ ફરાઇન્ ચુ તાજે કયાન્ બરૂ નેહાદ
હમી ગોફૂત ચીઝી કશ આમદ બયાદ
હમી ગોફૂત શાહી કુની યકઝમાન્
નેશીની બરે તખ્તે ઝરૂ શાદમાન્
બેહ્ અઝ બન્દગી તૂખ્તન્ શસ્ત સાલ
પુરાગન્દહ્ ગન્જો બરૂ આવર્દહ્ યાલ
નેશીનમ બશાહી હમી સાલેયાન્
હમંહ્ પૂશેશ અઝ ખઝઝો અઝ પર્નેયાન્
પસ અઝ.મન પેસરૂ બરૂ નેશીનદ બગાહ્
નેહદ બરૂ સરૂ ઈન્ ખુસ્રવાની કોલાહ્
બસાને પેદરૂ શહ્રૂયારી ખુવદ
ફરાઝદ સરૂ ઊ નામદારી ખુવદ
હરાન્ ક્ બમા શાદમાની કુનદ
અબરૂ મરૂદુમ ઊ કામરાની કુનદ
ગહે બઝમ હોલ્ શાદમાન્ મય ખરીમ
ગહે રઝમ બદખાહ્રા બેશકરીમ
નેહાની બદૂ ગોફૂત મેહ્તરૂ પેસરૂ
કે અઝ મા કે બૂદ અય પેદરૂ તાજ.વરૂ
મબાશ ઇમનો ગન્જરા યારહ્ કુન્
જહાનબાન્ શુદી કારૂ યકબારહ્ કુન્
૩૦૩ ચુ અઝ તોખમએ શહ્રૂયારાન્ કસી
બેયાયદ તો ઈદરૂ નમાની બસી
ઝે શાહી બદેલ્ માનદ અન્દૂહો દરૂદ
શવી ઝારો બીચારહો રૂએ ઝરૂદ
વઝાન્ પસ ચુનીન્ ગોફૂત કેહ્તરૂ પેસરૂ
કે અકૂનૂન બગીતી તોઈ તાજવરૂ
સઝાવારે શાહી સેપાહસ્તો ગન્જ
ચુ બી ગન્જ બાશી બેમાની બરન્જ
ફરીદૂન્ કે બુદ આતબીનશ પેદરૂ
મરૂરા કે બુદ પીશ અઝાન્ તાજવંરૂ
જહાનરા બસેહ્ પૂરે ફર્ખોન્દહ્ દાદ
કે અન્દરૂ જહાન ઊ બુદ અઝ દાદ શાદ

અકલથીજ એક માણુસને આબરૂ મળે છે-તું બને ત્યાં સુધી નાહાનિયત તરફ ના જતો.

જે અકલ ધરાવે છે તેજ સારા સખુનો પણુ બોલે છે-જ્યારે અકલ હોય છે ત્યારેજ બદીથી તેનો છુટકારો થાય છે.

એક માણુસને માટે સરસમાં સરસ હોનર તે અકલજ છે-કારણુકે દુન્યાનો કારોબાર અને ખોદા તરફ પુગવાનો માર્ગ તેજ છે.

જે કોઈ શખ્સ કે એક કામને માટે નાલાયક હોય-તેને તો ઘટે છે કે તે કામને માટે ઘણું નહીં બોલે.

કારણુકે તેવું બેહુદું બોલ્યાથી તે પોતાનીજ રૂસવાઇ કરે છે-પછી તે ગમે એટલું સારૂં કામ પણુ કાં નહીં કરતો હોય ?

જ્યારે માથાંમાંથી અકલજ જતી રહી અને આંખોમાંથી શરમ જતી રહી-તેમજ વળી નેકનામી અને કીર્ત્તિ તથા બીજી સર્વ નરમ ગરમ વાતો ભૂલાઇ જાય,

અને તે નામર્દ આ વાતોનો અંદેશો નહીં રાખે-તો તે માણુસ મૂવેલો અને જીવતો બન્ને સરખોજ છે.

જો તારાથી બની શકે તો તું સઘળો નેકીનોજ પેશો કર-કારણુકે આ દુન્યા કોઈની ઉપર જાવેદાન સૂધી રહેતી નથી.

તારી રીતભાત સઘળી ઇન્સાનિયતપણુાંની હોવી જોઇએ-તેમજ તારો ધર્મ સઘળો સખાવત અને રાસ્તીનોજ હોવો જોઇએ."

હવે જ્યારે ફરાઈને પાદશાહી તાજ પેહેર્યું ત્યારે તેને જે વાત યાદ આવી તે બોલવા લાગ્યો.

તે એમ બોલવા લાગ્યો કે "જો તું એક પળ પણુ સોનેરી તખ્ત ઉપર બેસીને ખુશહાલ પાદશાહી કરે,

તથા ભરેલા ખઝાના સાથ અને ઊંચી ગર્દન સાથ રાજ્ય કરે-તે સાઠ વર્ષ ખિદમત કરવા કરતાં વધારે સારૂં છે.

હું વર્ષો સૂધી પાદશાહી ભોગવીશ-સઘળાં બાલના વણેલાં અને રેશમી કપડાંજ પેહેરીશ.

મારી પછી મારો છોકરો તખ્ત ઉપર બેસશે-અને આ પાદશાહી તાજ સર ઉપર મૂકશે.

તે બાપની માફક પાદશાહ બનશે-તે પોતાનું સર ઉઠાવશે અને નામદાર થશે.

જે કોઈ અમારી સાથે ખુશહાલી કરશે-તે બીજાં માણુસો ઉપર મોભ્ભો ધરાવશે.

મજલેસને વખતે ખુશહાલ મને શરાબ પીશું-અને લડાઇને વખતે દુશ્મનનો શેકાર કરીશું."

ત્યારે વડા બેટાએ તેને હરૂસે કહ્યું-કે "એ બાપ આપણાં ખાન્દાનમાંથી કોણુ પાદશાહ બન્યો હતો ?

માટે તું નચિન્ત ના રહે અને ખઝાનો ભેગો કરવાની તદબીર કર-હમણાં તું પાદશાહ થયો છે તો એક મરતબે તે કામ કરી લે.

જો કોઇ પાદશાહોનાં ખાન્દાનમાંથી આવી લાગશે-તો તું અહીં ઘણો વખત સૂધી રહી શકશે નહીં.

પછી તારાં દિલમાં પાદશાહીનું દુઃખ દર્દ રહીજ જશે તું ખુવાર થશે, લાચાર બનશે અને ફિક્કા ચેહરાનો થશે"

પછી નાના બેટાએ તેને કહ્યું-કે "હમણા આ દેશમાં તુંજ પાદશાહ છે.

તું પાદશાહીને લાયક છે તારી પાસે લશ્કર અને ખઝાનો છે-પણુ જ્યારે તું ખઝાના વગરનો થશે ત્યારે રંજમાંજ રહેશે.

ફરીદૂન કે જેનો બાપ આતબીન હતો-તેની અગાઉ પાદશાહ કોણુ હતો ?

તે પોતાના ત્રણે મુબારક બેટાઓને આ જેહાન સોંપી ગયો હતો-કારણુકે તે દુન્યામાં ઈન્સાફથીજ ખુશહાલ રહેતો હતો.

બમર્દીઓ ગન્જ ઈન્ જહાન્રા બેદાર્
નઆયદ કે માદર્ કસી શહ્રૂયાર્
વરા ખુશતર્ આમદ બદીસાન્ સખુન્
બમેહ્તર્ પેસર્ ગોફ્ત ખામી મકુન્
કે ફર્માન્ મરા બાશદો નામો નન્ગ્
બફર્માને મન્ તા નેયારી દેરન્ગ્
હમ અકૂનૂન્ બેરવ્ અઝ્ બરે તખ્તે મન્
બેયફ્રૂઝ ઈન્ ફરૂરહો બખ્તે મન્
અરઝ્રા બદીવાને શાહી નેશાન્દ
સેપહ્રા સરાસર્ બદર્ગાહ્ ખાન્દ
શબો તીરહો રૂઝ દીનાર્ દાદ
બસી ખેલઅતે નાસઝાવાર્ દાદ
બદુ હફ્તહ્ અઝ્ ગન્જે શાહ્ અર્દશીર્
નમાન્દ અઝ્ બહાએ યકી પરૂરે તીર્
હરાનગહ્ કે રફ્તી બમય સૂએ બાઘ
નબોર્દી જોઝ અઝ શમએ અમ્બર્ ચરાઘ
હમહ્ તશ્તે ઝરૂરીનો સીમીન્ બુદી
ચુ ઝરૂરીન્ બુદી ગઉહર્ આગીન્ બુદી
ચુ હશ્તાદ દર્ પીશો હશ્તાદ પસ
પસે શમઅ યારાને ફર્યાદ રસ
હમહ્ શબ્ બુદી ખુર્દન્ આઇને ઊય
દેલે મેહ્તરાન્ પુર્ શુદ અઝ્ કીને ઊય
શબે તીરહ્ હમવારહ્ ગર્દાન્ બુદી
બપાલીઝહા યા બમયદાન્ બુદી
જોઝઅઝ્ખોફ્તોખીઝોજોઝઅઝ્ખોર્દબોર્દ
નાદાનેસ્ત આન્ ખીરહ્ સર્ મર્દે ખોર્દ
કે મય મસ્ત હમવારહ્ ખોફ્તહ્ બુદી
બદસ્તારે ચીન્ સર્ નેહોફ્તહ્ બુદી
દેલ્ આઝોર્દહ્ ઝુ ગશ્ત લશ્કર્ હમહ્
પુર્ આશૂબો પુર્ દર્દ કેશ્વર્ હમહ્
ફરાઈન્ હમહ્ નાજવાન્ મર્દ ગશ્ત
બબીદાદ બીબખ્તો બીખર્દ ગશ્ત
જહાની કે બીદાદે ઊ ગશ્ત પસ્ત
કે દસ્તશ્ બસર્ બર્ નેહાદહ્ દો દસ્ત
હમી રીખ્ત ખૂને સરે બીગુનાહ્
અઝાન્ પસ બર્ આશોફ્ત બર્ વય સેપાહ્
બઝર્ ચશ્મે ખુદરા ફેરૂ દૂખ્તી
જહાન્રા બદીનાર્ બેફૂખ્તી
બદુશ્નામ લબ્હા બેયારાસ્તન્દ
જહાની હમહ્ મર્ગે ઊ ખાસ્તન્દ
નેહાની બયકૂ જાય ગેર્દ આમદન્દ
અબર્ કારે ઊ દાસ્તાન્હા ઝદન્દ
શબી તીરહ્ હોર્મુઝ્દો શહ્રાન્ ગોરાઝ
સુખુન્હા બેગોફ્તન્દ ચન્દી બરાઝ
ગુઝીદહ્ સવારી કે શહ્રે સતખર્
કે આન્ મેહ્તરાન્રા બદૂ બૂદ ફખર્
બઇરાનેયાન્ ગોફ્ત કય મેહ્તરાન્
શુદ ઈન્ રૂઝગારે ફરાઈન્ ગરાન્
હમી દારદ ઊ મેહ્તરાન્રા સબુક્
ચેરા શુદ ચુનીન્ મઘઝો દેલ તાન્ તુનુક્

તું પણ આ દેશને મર્દાનગી અને ખજાના સાથ આબાદ રાખ-માને પેટથી કોઈ પાદશાહ થઇને પયદા પડતોજ નથી.”

તેને એવી રીતના સખુનો ઘણા પસંદ પડયા-જેથી તેણે પોતાના વડા બેટાને કહ્યું કે “તું નાદાની ના કર.

કારણકે હવડાં મારોજ હોકમ ચાલે છે અને કીર્તિ મેળવવાનો વખત પણ મારોજ છે-માટે બનતાં સૂધી તું મારાં ફર્માનને ઢીલમાં ના નાખ.

તું હવડાંજ આ મારાં તખ્ત આગળથી જા-અને આ મારા દબદબાને અને મારાં નસીબને રોશન કર.”

૩૦૪ આથી તેણે હાઝરી લખનારને પાદશાહી દીવાનખાનામાં બેસાડયો-અને તમામ લશ્કરને દરગાહમાં બોલાવ્યું.

અને શું સીઆહ રાતે કે દિવસે સઘળાને દીનારો આપવા માડયા-તેમજ ઘણાક અણઘટતા સરપાવો આપવા માડયા.

જેથી બે અઠવાડિયાંમાં પાદશાહ અર્દશીરના ખઝાનામાંથી-એક તીરનાં પરની કીમત જેટલું પણ નાણું બકી રાખ્યું નહીં.

તે જ્યારે પણ મયનોશી માટે બાગમાં જતો-ત્યારે અમ્બરની બત્તિ સિવાય કોઈ બીજો ચેરાગ લઈ જતો નહીં હતો.

તેની સઘળી તશ્તો સોનેરી અને રૂપેરી હતી-જે સોનેરી હતી તે ગોહર જડિત હતી.

તે મીણબત્તિની આગળ તેમજ પાછળ એંસી મદદગારો ચાલતા હતા.

તે આખી રાત ખાનીપીની ચલાવતો હતો-જેથી ઈરાની સરદારોના દિલ તેને માટે કીનાથી ભરેલાં થયાં.

તે હમેશે સીઆહ રાતે બાગોમાં યા મયદાનોમાં ભટકતો હતો.

તે કમઅકલ હલકો માણસ ઉઠવા બેસવા અને ખાવાપીવા અને ખૂંચવી લેવા સિવાય બીજું કાંઈ જાણતોજ નહીં હતો.

તે હમેશે મયથી મસ્ત બની સૂતેલો રહેતો હતો-અને પોતાનું સર ચીનાઈ રૂમાલથી ઢાંકેલુંજ રાખતો હતો.

૩૦૫ તમામ લશ્કરનું દિલ તેનાથી દુ:ખી થયું-સઘળો મુલક ગભરાત ભરેલો અને દુ:ખી બન્યો.

ફરાઈન બીલ્કુલ નાલાયક નીવડયો-ઝુલ્મને સબબે તે ભાગ્યહીન અને ખાવાપીવાનો મોહતાજમંદ બન્યો.

તમામ ખલ્કત તેના ઝુલ્મથી ખુવાર થઈ-તેના ઝુલ્માતથી અફસોસ કરવા લાગી.

તે બિન તકસીરવારનું સર કપાવી કાઢતો હતો-હવે તેની ઉપર રૈયત ગુસ્સે થઈ.

તે સોના ઉપરજ પોતાની આંખ સીવેલી રાખતો-અને પૈસા માટે દુન્યાને વેચી નાખતો હતો.

લોકોએ તેને ગાળ દેવી શુરૂ કીધી-સઘળી આલમ તેનું મોત ઇચ્છવા લાગી.

તેઓ છૂપા એક જગ્યાએ ભેગા મળ્યા-અને તેનાં કામ માટે વાતો ચલાવવા લાગ્યા.

એક સીઆહ રાતે હોરમઝદ અને શેહરાન ગુરાઝે-કેટલીક વાતો છૂપાછૂપ કીધી.

એસ્તખ્ર શેહરમાંનો એક નામીચો સવાર-કે જેની ઉપર સરદારો મગરૂર હતા,

તેણે ઇરાનીઓને કહ્યું કે “ઓ સરદારો!-આ ફરાઇનનો વખત ભારી થયો છે.

૩૦૬ તે સરદારોને હલકા ગણે છે-તમારાં દિલ અને મગઝ શા માટે હલકાં બન્યાં છે?

હમહ દીદહા શ્રૂ શુદહ પુર્ સેરશ્કુ
જેગર્ પુર્ ઝે ખૂન્ શુદ ન પયદા પેઝેશ્કુ
ન સાસાનીઆસ્તો ન તોખ્મહ કેયાન્
ચેરા પીશે ઊ બસ્ત બાયદ મેયાન્
હમાના કે દેલ તાન્ ઝે બર્ બર્ પરીદ
વયા બહ્રહ શુદ દર્ શેકમ નાપદીદ
ચુનીન્ દાદ પાસોખ મરૂરા સેપાહ
કે ચૂન્ કસ નમાન્દ અઝ દરે પીશગાહ
ન કસરા હમી આયદ અઝ રશ્કુ યાદ
કે બર્ દારદી દેલ અઝીન્ બદ નેઝાદ
બશાએ તોં ગશ્તીમ હમદાસ્તાન્
બગુ હર્ ચે દાની તો અઝ દાસ્તાન્
કઝીન્ શાહે દીવાનહો તીઝ મગ્ઝ
ન ગોફ્તારે નીકુ ન કેર્દારે નગ્ઝ
ચેગૂનહ રહાનીમ ઈરાન્ ઝમીન્
કે બર્ વય મબાદા બદાદ આફરીન્
બદીશાન ચુનીન્ ગોફ્ત શાહ્રાન ગોરાઝ
કે ઈન્ કારે ઇરાનેયાન્ શુદ દરાઝ
૩૦૭ ગર્ અયદૂન કે બર્ મન્ નસાઝીદ બદ
કુનીદ આન્ચે આઝાદ મર્દી સઝદ
હમ અકૂનૂન બની્રૂએ યઝદાને પાક
મન્ ઊરા ઝે તખ્ત અન્દર્ આરમ બખાક
ચુનીન્ યાફ્તં પાસોખ અઝ ઈરાનેયાન્
કે બર્ તૂ મબાદા કે આયદ ઝેયાન્
હમહ લશ્કર્ એમરૂઝ યારે તો ઈમ
ગરત્ ઝીન્ બદ આયદ હેસારે તો ઈમ
ચુ બેશ્નીદ આન્ ગોર્દે ખુસ્રવ પરસ્ત
હમી જોસ્ત બર્ શાહે બી માયહ દસ્ત
બેયારાસ્ત યક્ રૂઝ પસ શહ્રયાર્
શુદ અઝ શહ્ર બીરૂન ઝે બહ્રે શેકાર્
અબા ઊ ઝે ઈરાનેયાન્ લશ્કરી
હરાન્ કસ કે મેહ બૂદ ગર્ કેહતરી
ફરાઈન્ બર્ અન્ગીખ્ત અઝ જાય અસ્પ્
હમી તાખ્ત હર્ સૂ ચુ આઝર્ ગોશસ્પ્
સવારાન્ શુદહ ગેર્દે બા શહ્રયાર્
બનખ્ચીરૂ તાઝાન્ ઝે બહ્રે શેકાર્
બદાનગહ કે ઝી શહ્ર ગશતન્દ બાઝ
નેગહ કર્દ બીબાક શહ્રાન્ ગોરાઝ
૩૦૮ બદાન્ શાહે શૂમો ઝે તર્કશ બેજોસ્ત
યકી તીરે પૂલાદ પયકાન્ દુરોસ્ત
બર્ અન્ગીખ્ત અઝ જાય અસ્પે સેયાહ
હમી દાશ્ત લશ્કર્ મરૂરા નેગાહ
કમાનરા બબાઝૂ હમી દર્ કશીદ
ગહી દર્ બરો ગાહ બર્ સર્ કશીદ
બબાઝીગરી તીર્ બા ઝેહ બેબસ્ત
ચુ શુદ ઘર્કહ પયકાનશ બુક્શાદ દસ્ત
બેઝદ તીર્ નાગાહ દર્ પોશ્તે ઊય
બેયોફ્તાદ તાઝાનહ અઝ મોશ્તે ઊય
હમી તીર્ તા પર્ દર્ ખૂન્ ગુઝશ્ત
સરે આહન અઝ નાફ બીરૂન ગુઝશ્ત

સઘળી આંખો તેનાથી આંસુ ભરેલી થયલી છે-જીગર લોહી ભરેલાં થયાં છે કોઈ તેનો એલાજ કરનારો જણાતો નથી.

તે કાંઈ સાસાની ઓલાદનો નથી કે નથી કયાની તોખ્મનો-તો તેવા શખ્સની સામે શા માટે કમર બાંધી હજુ રહેવું જોઇએ?

ખચીત કે તમારાં અંતઃકરણ તમારી છાતીમાંથી ઉડી ગયાં છે-અથવા તમારા પિત્તા તમારાં બદનમાંથી ગુમ થયા છે"

ત્યારે રૈયતના લોકોએ તેને એવો જવાબ દીધો-કે "જ્યારે કોઈ પાદશાહીને લાયક રહ્યું નથી,

ત્યારે આવા બેઈન્યાદ પાદશાહને તજી દેવામાં કોઈ અદાવત રાખવાનું નથી.

અમો તારા વિચાર સાથ મળતા થઇએ છિયે-માટે તું જે કાંઈ વાત જાણતો હોય તે બોલ,

કે આ દેવાના અને આકળા મગઝના પાદશાહ કે જે નથી નેક બોલનારો કે નથી સારાં કામ કરનારો તેનાથી,

આ ઈરાન દેશનો કવી રીતે છુટકારો કર્યે?-કે જેની ઉપર કદીબી ઈન્સાફ માટેની દુઆ ના હોતી!"

શેહરાન ગુરાઝે તેઓને એ પ્રમાણે કહ્યું-કે "ઈરાનીઓનું કામ બહુ વધી ગયું છે.

જો તમો મારા ઉપર બદનામી નહી નાખો-અને જે કાંઈ એક આઝાદ મર્દને છાજે તેવુંજ કરો,

તો હમણા પાક યઝદાનનાં કૌવતની મદદથી-હું તેને તખ્ત ઉપરથી ખાકમાં નાખું."

તે ઇરાનીઓથી એવો જવાબ મળ્યો-કે "એમ કદી ના બનતું કે તને કશી હાનિ પુગે.

તમામ લશ્કર આજે તારૂં મદદગાર છે-અગરજો એથી તને કાંઇ બદી પહોંચે તો અમો તારો કિલ્લોજ છિયે (યાને અમો તને બચાવનાર છિયે)."

જ્યારે તે વફાદાર પેહલવાને એવું સાંભળ્યું-ત્યારે તે પેલા કમીના પાદશાહ ઉપર કાબૂ મેળવવાની તક શોધવા લાગ્યો

પછી પાદશાહ એક દહાડે તૈયાર થયો-અને શેકાર માટે શેહરમાંથી બાહેર ગયો.

તેની સાથે ઈરાનીઓનું શું નાના કે મોટાનું એક લશ્કર ગયું.

ફરાઇને પોતાની જગ્યાથી ઘોડો દપતાવ્યો તે આઝર ગોશસ્પની ઝડપે ચો તરફ દોડવા લાગ્યો.

સવારો પણ પાદશાહની આસપાસ ભેગા થઈ શેકાર માટે મયદાનમાં દોડતા હતા.

પછી જે વખતે કે તેઓ શેહર તરફ પાછા ફર્યા-ત્યારે હિમ્મતવાન શેહરાન ગુરાઝે,

પેલા શૂમ પાદશાહ તરફ નઝર કીધી-અને ભાથરામાંથી એક પોલાદી તીર સારી જેવી પયકાનનો જોઇને કાઢયો.

તેણે પોતાનો કાળો ઘોડો તે જગ્યાથી દપતાવ્યો તેનું લશ્કર ખાસ તેની તપાસ રાખતું હતું.

તે પોતાની કમાનને બાઝૂ ઉપરજ ખેંચવા લાગ્યો-કદી બગલમાં તો કદી માથાં ઉપર લેવા લાગ્યો.

એમ ખેલ કરતાં કરતાંજ તેણે ચિલ્લા સાથ તીર ચઢાવ્યો-અને જ્યારે તે તીરનું પયકાન ઢંકાઈ ગયું ત્યારે હાથ છોડી દીધો.

અને અચાનક તેની પીઠમાં તે તીર માર્યું-તેના હાથમાંથી ચાબુક પડી ગયો.

તે તીર છેક પર સુધી તેનાં લોહીમાં પસાર થયો-લોઢાંની નોક ડુંટીમાંથી બાહેર નીકળી ગઇ.

સેપહ્ તીરહા બર્ કશીદન્દ્ પાક્
બર્ આમદ્ શબે તીરહ્ અઝ્ દસ્ત્ ખાક્
હમહ્ શબ્ હમી ખન્જર્ અન્દાખ્તન્દ્
યકી અઝ્ દેગર્ બાઝ્ નેશનાખ્તન્દ્
હમી ઈન્ અઝાન્ બેસ્તદી આન્ અઝીન્
યકી કરૂદ નફ્રીન્ દીગર્ આફ્રીન્
ચુ પયદા શુદ આન્ ચાદરે ઝરૂદ રન્ગ્
વઝ્ ગશ્ત્ ગીતી ચુ પોશ્તે પલન્ગ્
બસી કોશ્તહ્ બૂદો બસી ખ્ફ્તહ્
સવારો સેપહ્બુદ બર્ આશોફ્તહ્
પરાગન્દ્ ગશ્ત્ આન્ સેપાહે બુઝોર્ગ્
ચુ મીશાને બીદેલ્ કે બીનન્દ્ ગોર્ગ્
ફરાવાન્ બેમાન્દન્દ્ બી શહરૂયાર્
નેયામદ્ કસી તાજરા ખાસ્તાર્
બેજોસ્તન્દ્ ફર્ઝન્દે શાહાન્ બસી
નદીદન્દ્ અઝાન્ નામદારાન્ કસી

તમામ લશ્કરે તલવારો ખેંચી-સીઆહ રાતે જંગલમાં ખાક ઉડી.

આખી રાત તેઓએ તલવારો ચલાવ્યા કીધી-તેઓએ એકબીજામાંથી કોઇને પિછાન્યા નહીં.

આ પેલાની પાસેથી અને પેલો એની પાસેથી ખેંચી લેવા લાગ્યા-એક લઆનત નાખતો ત્યારે બીજો દુઆ કરતો હતો.

જ્યારે પેલી સુનેરી રંગની ચાદર ઝાહેર થઈ-અને તેનાથી દુન્યા ચિત્તાની પીઠ મિસાલ થઇ (યાને સવાર પડી),

ત્યારે ઘણાક માર્યાં ગયલા અને ઘણાક ઘાયલ થયલા હતા-સવારો ૩૦૯
અને સરદારો ગુસ્સે બન્યા હતા.

પછી જેમ ગભરાયલાં મેંઢાં વરૂને જોઇને નાસે-તેમ તે મોટું લશ્કર વીખરાઇ ગયું.

તેઓ ઘણોક વખત પાદશાહ વગરજ રહ્યા-કોઇ તાજનો ઉમેદવાર ઝાહેર આવ્યોજ નહીં.

તેઓએ કોઈક પાદશાહોનાં ફર્ઝંદની ઘણીજ શોધ કીધી-પણ તે નામદારોમાંથી તેવો કોઇ જડયો નહીં.

---

## પૂરાનદોખ્ત§

## પાદ્શાહીએ પૂરાન્દોખ્ત્ શશમાહ્ બૂદ્ બર્ તખ્ત્ નેશસ્તને પૂરાન્દોખ્ત્ વ કોશતને ઊ પીરૂઝે ખુસ્રવ્રા વ સેપરી શુદને રૂઝ્ગારશ્.

—:o:—

યકી દોખ્તરી બૂદ પૂરાન્ બનામ
ચુ ઝન્ શાહ્ શુદ કારહા ગશ્ત્ ખામ
કે અઝ્ તોખ્મે સાસાન્ હમાન્ માન્દહ્ બૂદ
બસી દફ્તરે ખુસ્રવાન્ ખાન્દહ્ બૂદ
બરાન્ તખ્તે શાહીશ બેન્શાન્દન્દ્
ઝુઓર્ગાન્ બરૂ ગઉહર્ અફ્શાન્દન્દ્
ચુનીન્ ગોફ્ત્ પસ્ દોખ્ત્ પૂરાન્ કે મન્
નખાહમ્ પરાગન્દને અન્જુમન્
કસીરા કે દર્વીશ બાશદ્ ઝે ગન્જ
તવન્ગર્ કુનમ્ તા નમાનદ્ બરન્જ

## પૂરાનદોખ્તની પાદશાહી છ મહિના હતી. પૂરાનદોખ્તનું તખ્ત ઉપર બેસવું અને તેણીએ ફીરોઝ ખુસરૂને કતલ કરવો તથા તેના ઝમાનાનું આખેર થવું.

—:o:—

"પૂરાન" નામની એક છોકરી હતી-(અને જ્યારે સ્ત્રીને ગાદીએ બેસાડવાનો વખત આવે ત્યારે મામલો બગડેલો જાણવો).

કે જેણી સાસાનનાં તોખ્મથી રહી ગયલી હતી-અને જેણીએ પાદશાહોની તવારીખનાં ઘણાક દફતરો વાંચ્યાં હતાં.

તેણીને તેઓએ પાદશાહી તખ્ત ઉપર બેસાડી-અને તેણીની ઉપર સઘળા બુઝોર્ગોએ ગોહરોનો વધાવો કર્યો.

પૂરાનદુખ્ત બોલી કે "હું-મારી રૈયતને વીખેરી નાખવા ચાહતી નથી.

જે કોઈ કે પૈસાથી ગરીબ હશે-તેઓને હું તવંગર બનાવીશ કે જેથી તે રંજમાં રહે નહીં.

---

§ આ શાહઝાદી ખુસરૂ પર્વીઝની બેટી. પાદશાહી વંશમાં કોઇ લાયક શખ્સની કોતાહીને લીધે આ શાહઝાદીને શેહરાન ગુરાઝે ગાદી આપી. અર્દશીરના ખૂની પીરૂઝ ખુસરૂને આ શાહઝાદીએ પકડાવી મંગાવી મારી નખાવ્યો હતો. આ રાણીએ ફકટ ૭ મહિના (ઈ. સ. ૬૩૦) રાજગાદી ભોગવી મરણ પામી.

મબાદા કે ગીતી કસી જુસ્તમન્દ
કે અઝ દર્દે ઊ બરૂ મન્ આયદ ગઝન્દ
૩૧૦ કે કેશ્વરૂ કુનમ દૂરૂ બદ્ખાહરા
બરૂ આઇને શાહાન્ કુનમ શાહરા
નેશાની કે પીરૂઝે ખુસ્રવ્ બેજોરત્
બેયાવરૂદ બીગાનહ મર્દી દુરોસ્ત
ખબરૂ ચૂન્ બનઝદીકે પુરાન્ રસીદ
ઝે લશ્કરૂ બસી નામવરૂ બરૂ ગુઝીદ
બેઓર્દન્દ પીરૂઝરા પીશે ઊય
બદૂ ગોફ્ત્ કય બદ્તને ઝેશ્ત્ ખૂય
ઝે કારી કે કર્દી બેયાબી જઝા
ચુનાન્ ચૂન્ બુવદ દરખરે નાસઝા
મુકાફાત યાબી ઝે કર્દહ કુનૂન્
ચુનાન્ ચૂન્ બુવદ દરખરે સરૂનેગૂન્
ઝે આખુરૂ હમાન્ગહ યકી કુરૂરહ ખાસ્ત
બઝીન્ અન્દરૂન્ નૂઝ નાગશ્તહ રાસ્ત
બેબસ્તશ બરાન્ અસ્પે બી ઝીન્ ચુ સન્ગ્
ફેગન્દહ બગર્દન્ દરશ પાલહન્ગ્
ચુનાન્ કુરૂરએ તીઝ નાદીદહ ઝીન્
બમયદાન્ કશીદ આન્ બેદાદ્વન્દે કીન્
સવારાન્ બમયદાન્ ફેરેસ્તાદ ચન્દ
બફેત્રાકૂ બરૂ ગેરૂહ કર્દહ કમન્દ
૩૧૧ કે તા કુરૂરહ ઊરા હમી તાખ્તી
ઝમાન્ તા ઝમાનશ બરૂ અફ્રાખ્તી
ઝદી હરૂ ઝમાન્ ખીશ્તન્ બરૂ ઝમીન્
બરીન્ કુરૂરહ બરૂ બૂદ ચન્દ આફરીન્
ચુનીન્ તા બરૂ બરૂ બેદરૂરીદ ચરૂમ
હમી રફ્ત ખૂન્ અઝ તનશ નરૂમ નરૂમ
સરન્જામ જાન્શ બખારી બેદાદ
ચેરા જૂઈ અઝ કારે બીદાદ દાદ
જોઝ અઝ બદ્ નબાશદ મુકાફાતે બદ
ચુનીન્ અઝ રહે દાદ દાદન્ સઝદ
હમી દાશ્ત પૂરાન્ જહાન્રા બમેહરૂ
નજસ્ત અઝ બરે ખાકૂ બાદે સેપેહરૂ
ચુ શશ માહ બુગ્ઝશ્ત બરૂ કારે ઊય
બેબુદ નાગહાન્ કજ્ પરૂકારે ઊય
બયકૂ હફ્ત બીમારૂ બૂદો બેમોરૂદ
અબા ખીશ્તન્ નામે નીકી બેબોરૂદ
ચુનીનસ્ત આઇને ચર્ખે રવાન્
તવાના બહરૂ કારો મા નાતવાન્
ચે દર્વીશ બાશી ચે મેહ્ દેરમ
ચે અફ્ઝૂન બુવદ ઝેન્દગાની ચે કમ
૩૧૨ ચે બરૂ કામે દેલ્ કામગારી બુવદ
ચે બરૂ આરૂઝૂ તન્ બખારી બુવદ
અગરૂ મેહ્ ગન્જી વગરૂ મેહ્ રન્જ
ન રન્જત બુવદ જાવેદાનહ ન ગન્જ
ચે સદ સાલ્ શાહી બુવદ ચેહ હઝારૂ
ચે શસ્તો ચે સીઓ ચે દહ્ યા ચહારૂ
ચુ શુદ એસ્પરી રૂઝે હર્દૂ યકીસ્ત
ગરૂ અફ્ઝૂન બુવદ સાલ્ ગરૂ અન્દકીસ્ત

દુન્યામાં કોઈ હાજતમંદ રહેવુંજ ના–કારણકે તેનાં દુઃખથી મને હાનિ પુગશે.

હું આપણા મુલકમાંથી દુશ્મનને દૂર કરીશ–પાદશાહોની રાહ રસ્મ પ્રમાણે ચાલીશ"

પછી તેણીએ ખુસરૂના બેટા ફીરોઝની શોધ કઢાવી–જે એક બેગાના માણસે તે બરાબર લાવી આપી.

જ્યારે પૂરાનની નઝદીક એ ખબર પહોંચી–ત્યારે તેણીએ લશ્કરમાંથી ઘણા નામવરોને ચુંટી કાઢયા.

તેઓ ફીરોઝને તેણીની નઝદીક લઇ આવ્યા–તેણીએ તેને કહ્યું કે "ઓ બૂરાં તનનાં અને બૂરી બુન્યાદના શખ્સ!

હવે તેં જે કાંઈ કરતુકો કર્યાં છે તેનો બદલો જેમ એક નાલાયક શખ્સને ઘટે તેમ તને મળશે.

જેમ એક ઊંધા બખ્તને લાયકનો–પોતાનાં કીધેલાં કામોનો બદલો મેળવે તેમ હવે તું મેળવશે."

તેજ વખત તબીલામાંથી એક ઘોડાનો વછેરો મંગાવ્યો–કે જે હજુ ઝીનમાં જોડાયો નહીં હતો.

તે ઝીન નાખ્યા વગરનાં ટટુ ઉપર તેને પત્થરની માફક બાંધ્યો–અને તેની ગર્દનમાં તેની બાગદોર નાખી.

તે ઝીન નહીં જોએલું તેઝી ટટુ–પેલા કીનેબાઝ ફીરોઝને મયદાનમાં ઘસડી ગયું.

તેણીએ થોડાક સવારો મયદાનમાં મોકલાવ્યા–તેઓએ ઝીનના મોગરા ઉપર કમંદ વીટાળેલી હતી.

કે જેથી તે ટટુ દોડતાં દોડતાં ઘડી ઘડી ઝમીન ઉપર તેને અફાળતો જાય.

તે ટટુ ઘડી ઘડી ઝમીન ઉપર પડીને આળોટતો હતો–તે ટટુ ઉપર કેટલોક વખત આફરીનના પોકાર કરતા હતા.

એમ થતાં તેનાં બદન ઉપરની ચામડી ફાટવા લાગી–અને તેનાં શરીરમાંથી ધીરે ધીરે લોહી વહેવા લાગ્યું.

શેવટે તેણે ખુવારીથી પોતાનો જીવ ખોયો–તુ ગયર ઇન્સાફી કામો કરી ઈન્સાફની આશા શા માટે રાખે છે?

બદીનો બદલો બદી સિવાય બીજો કાંઇ હોતોજ નથી–ઈન્સાફની રાહે તો એવોજ બદલો આપવો લાયક છે.

એ પ્રમાણે પૂરાન પોતાના દેશને મોહબ્બત સાથ રાખવા લાગી–તેણીનાં રાજ્યમાં ખાક વટિકને પણ આસ્માનનો પવન લાગ્યો નહીં.

જ્યારે તેણીનાં રાજ્ય ઉપર છ મહિના ગુઝર્યા–ત્યારે એકાયક તેણીનો પરકાર વાંકો થઇ ગયો.

તેણી એક અથવાડિયું માંદી રહી અને મરણ પામી–તેણી પોતાની સાથે ભલું નામજ લઇ ગઇ.

આ ફરતા આસ્માનની રીત એવીજ છે–તેજ દરેક કામમાં શક્તિમાન છે અને આપણે નાતવાન છિયે.

તું શું ગરીબ હોય કે તવંગર હોય–તારી ઝિંદગાની શું લામ્બી હોય કે શું ટુંકી હોય,

તું શું તારાં દિલની મુરાદ માફક મુરાદમંદ બન્યો હોય–અથવા આશામાંને આશામાં શરીર ખુવાર થઈ ગયું હોય.

અગર તું પૈસાદાર હો કે ગમે દુઃખી હો–તો પણ તે તારૂં હમેશે રહેવાનું નથી તેમજ તારો ખઝાનો પણ કાયમ રહેવાનો નથી

કોઇની પાદશાહી શું સો વર્ષની હોય કે શું હઝાર વર્ષની હોય–કોઇની સાઠની હોય, ત્રીસની હોય, દશની હોય કે શું ચાર વર્ષની હોય,

પણ જ્યારે તે પુરીજ થઇ ગઈ ત્યારે બેઉના દિવસો સરખાજ છે–પછી અગર કોઇનાં વર્ષ ઘણાં હોય કે કોઇનાં થોડાં હોય.

તોરા યારૢ કેર્દારૢહા બાશદ બસ
કે બાશદ બહરૢ જાત ફર્યાદરસ
રહા કુન્ ઝે ચન્ગ્ ઇન્ સેપન્જી સરાય
કે પુરૢ માયહ તરૢ ઝીન્ તોરા હસ્ત જાય
બઆમૂખ્તન્ ગરૢ બેબન્દી મેયાન્
ઝે દાનેશ રવી બરૢ સેપેહ્રે રવાન્

તારી કરણીજ બસ તારો યાર રહેજો!-કારણકે તેજ દરેક ઠેકાણે તારો મદદગાર બનશે.

આ ત્રણપાંચ દિવસની મુસાફરખાનારૂપી દુન્યાને છોડી દે-કારણકે એના કરતાં પણ વધારે નામીચી જગ્યા તારે માટે તૈયાર છે.

અગરજો તું શીખવા ઉપરજ કમર બાંધશે-તો તું તારી દાનાઈથી ફરતા આસમાન ઉપર પણ જશે.

## આઝર્મેદોખ્ત*

### પાદ્શાહીએ આઝર્મૅદોખ્ત્ ચાર્ માહ્ બુદ્ બર્ તખ્ત્ નેશસ્તને આઝર્મૅદોખ્ત્ વ મોર્દનશ્.

### આઝર્મેદોખ્તની પાદશાહી ચાર મહિના હતી. આઝર્મેદોખ્તનું તખ્ત ઉપર બેસવું અને તેનું મરણ પામવું.

યકી દોખ્તરી બૂદ આઝરૂમ નામ
ઝે તાજે બુઝોર્ગી શુદ ઊ શાદકામ
બેયામદ બતખ્તે કઇ બરૢ નેશસ્ત
ગેરેફ્ત ઊ હમી ઈન્ જહાન્રા બદસ્ત
નુખોસ્તીન્ ચુનીન્ ગેફ્ત કય બેખ્રદાન્
જહાન્દીદહો કારૢ કર્દહ રદાન્
હમહ કારૢ બરૢ દાદો આઈન કુનીદ
કઝીન્ પસ હમહ ખેશ્ત બાલીન્ કુનીદ
હરાન્કસ કે બાશદ મરા દુસ્તદારૢ
શુનાનમ મરૂરા કે પર્વર્દેગારૢ
મરૂરા બદીનારૢ યારી કુનમ
ગુનહ ગરૢ કુનદ બોરૂદબારી કુનમ
કસી હૂ ઝે પયમાને મા બુગઝરૂદ
બેપાયદ ઝે આ઼ઇનો રાહે ખરદ
બખારી તનશરા ગરૢ આરમ બદારૢ
ઝે દેહકાનો તાઝીઓ રૂમી સવારૢ
હમી બૂદ બરૢ તખ્ત બરૢ ચારૢ માહ
બપન્જુમ શેકસ્ત અન્દરૢ આમદ બગાહ
શુદ ઊ નીઝ આન્ તખ્ત બી શાહ માન્દ
બકામે દેલે મર્દે બદખાહ માન્દ
હમહ કારે ગર્દન્દહ ચરૂખ ઈન બુવદ
ઝે [illegible]દેઓ ખીશ પુરૢ કીન બુવદ

એક "આઝર્મ" નામની છોકરી હતી-તેણી તે મોટાઇનાં તાજથી ભાગ્યશાળી બની.

તેણી આવીને પાદશાહી તખ્ત ઉપર બેઠી-તેણીએ આ દેશનાં રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી.

તેણીએ પહેલાં એ પ્રમાણે કહ્યું કે "ઓ અકલમંદો!-અનુભવીઓ અને લડાઈ અઝમાવેલા સરદારો!

તમો સઘળા ઇન્સાફ અને રીત રેવાજ પ્રમાણેજ વર્તજો-કારણકે શેવટે ૩૧૩
સઘળાને મરવુંજ છે.

જે કોઇ કે મારા ખયરખાહ તરીકે રહેશે-તેઓની ઉપર હું જેમ ખોદાતાલા મેહરબાની રાખે છે, તેમ મેહરબાની રાખીશ.

તેને હું પેસાથી મદદ કરીશ-જો તે કાંઇ વાંક કરશે તો હું સાંખી જઇશ.

જે કોઇ કે મારાં વચનથી ફરશે-અને આપણા રીત રેવાજથી તેમજ અકલની રાહથી ઉલટો ચાલશે,

તો તે ઇરાની હોય કે અરબ અથવા રૂમી સવાર હોય-તો પણ તેનાં બદનને ખુવારી સાથ ફાંસીએ લટકાવીશ."

એ પ્રમાણે તેણી ચાર મહિના તખ્ત ઉપર રહી-પાંચમે મહિને તેનાં તખ્ત ઉપર આફત આવી.

તેણી પણ ચાલી ગઇ અને તે તખ્ત દુશ્મનનાં દિલની મુરાદ પ્રમાણે પાદશાહ વગરનુંજ રહ્યું.

ફરતાં આસ્માનનું કામ સઘળું એવુંજ છે-તે પોતાનાજ પાળેલા શખ્સથી કીના ભર્યો બને છે.

* આ શાહઝાદી પણ પૂરાનદુખ્તની બેહેન અને ખુસરૂ પર્વીઝની છોકરી. એ પોતાની બેહેનનાં મરણ બાદ ગાદીએ આવી ચાર મહિના (ઇ. સ. ૬૩૧) રાજગાદી ભોગવી મરણ પામી.

# ફરરોખઝાદ†

## પાદ્શાહીએ ફ્રૂરોખ્ઝાદ્ યક્ માહ્ બૂદ્ બર્ તખ્ત્ નેશસ્તને ફ્રૂરોખ્ઝાદ્ વ કોશતહ્ શુદનશ્ બદસ્તે બન્દઈ.

——:o:——

ઝે જેહુરમ ફ્રૂરોખ્ઝાહૂરા ખાન્દન્દ
બશાન્ તખ્તે શાહીશ બેન્શાન્દન્દ
શુ બર્ તખ્ત બેન્શાસ્ત કર્દ આફ્રીન્
બનીકી રવાન્ બર્ જહાન્ આફ્રીન્
૬૧૪ મનમ્ ગોફ્ત્ ફર્ઝન્દે શાહન્શાહાન્
નખાહમ્ બજોઝ્ ઈમની દર્ જહાન્
બગીતી હરાન્ કસ કે જૂયદ ગઝન્દ
શુ મન્ શાહ્ બાશમ્ નગર્દદ બલન્દ
હરાન્ કસ . કે જૂયદ બદેલ રાસ્તી
નદારદ બદાદ અન્દરૂન્ કાસ્તી
બેદારમશ ચૂન્ જાને પાક્ અરૂજમન્દ
નજૂયમ્ અબર્ બી ગઝન્દાન્ ગઝન્દ
કસી કુ બુવદ અઝ પયે મા બરન્જ
મુકાફાતે આન્ રન્જ બખ્શીમ્ ગન્જ
હમહ્ દૂસ્તાન્રા ગેરામી કુનીમ્
મેહાન્રા બહર્ જાય નામી કુનીમ્
હમહ્ ઝીર્દસ્તાન્ ઝે મન્ ઈમનન્દ
અગર્ દૂસ્તદારન્દ ગર્ દુશ્મનન્દ
સેપહ્ ખાન્દ યક્સર્ બરૂ આફ્રીન્
કે બી તૂ મબાદા ઝમાનો ઝમીન્
શુ યક્ માહ્ બુગ્ઝશ્ત બર્ તખ્તે ઊય
બખાક્ અન્દર્ આમદ સરે બખ્તે ઊય
યકી બન્દહ્ બૂદશ શુ સર્વે સહી
બબા ખૂબીઓ ઝીબો બા ફ્રૂરહી
૬૧૫ સેયહ્ ચશ્મ બુદ નામે આન્ બદ હોનર્
કે ચૂન્ ઊ મેયારાદ ગર્દૂન્ દેગર્
યકી પર્સતારશ બદેલ દુસ્ત ગશ્ત
બનાગાહ્ રૂઝી બદ્ બર્ ગુઝશ્ત
સુએ આન્ પરસ્તાર્ પયધામ્ કર્દ
કે બા મન્ ગર્ આઈ બયકજાય ગર્દ

## ફરરોખઝાદની પાદશાહી એક મહિનો હતી. ફરરોખઝાદનું તખ્ત ઉપર બેસવું અને તેનું એક ગોલામના હાથ ઉપર માર્યું જવું.

——:o:——

પછી લોકોએ જેહરમથી ફરરોખઝાદને બોલાવી મંગાવ્યો—અને તેને તે પાદશાહી તખ્ત ઉપર બેસાડયો.

જ્યારે તે તખ્ત ઉપર બેઠો ત્યારે ભલી મનસ્નીથી દુન્યાના પયદા કરનારા સાહેબ ઉપર દુવ્આ કીધી.

પછી તે બોલ્યો કે "હું શેહન્શાહોનુંજ ફર્ઝંદ છું—દેશમાં શાન્તિ ફેલાવા સિવાય કાંઈ બીજું ચાહતો નથી.

જે કોઈ શખ્સ કે આ દેશને નુકસાન પુગાડી મોટો થવા માગશે— તેને જ્યાં સુધી હું પાદશાહ હોઈશ ત્યાં સુધી તેમ થવા દઈશ નહીં.

જે કોઇ કે ખરાં દિલથી રાસ્તીજ શોધશે—અને ઇન્સાફનાં કામમાં કોતાહી નહીં કરશે,

તેને હું મારા પાક જીવની માફક વહાલો રાખીશ—હું નિર્દોષોને ઈજા નહીં પુગાડીશ.

જે કોઇ કે મારે માટે રંજ ખેંચશે—તેને તે રંજના બદલામાં ગંજ બક્ષેશ કરીશ.

મારા સઘળા મિત્રોને વહાલા ગણીશ—મારા સરદારોને દરેક જગ્યાએ મશહૂર કરીશ.

અમારી રૈયત પછી તે મારી દોસ્ત હોય કે દુશ્મન હોય, તે મારાથી નચિન્ત છે."

તમામ લશ્કરે તેની ઉપર દુવ્આ કીધી—કે "તારા વગર ઝમાનો અને ઝમીન હોતીજ ના!"

જ્યારે તેને તખ્ત ઉપર બેસવાને એક મહિનો ગુઝર્યો—ત્યારે તેનું નસીબ ખાકમાં પડયું.

તે પાદશાહનો એક સીધાં સરોવરની મિસાલનો ખૂબી, રોનક અને દબદબા સાથનો ગોલામ હતો.

તે બદ હુનર શખ્સનું નામ "સીઆહ ચશ્મ" હતું—કે આ આસ્માન તેના જેવા બીજાને પયદા કર્તુંજ ના!

તે પાદશાહની એક લોન્ડી ઉપર આશક પડયો—તે લોન્ડી એક દિવસ અચિન્તી તેની આગળથી પસાર થઇ.

ત્યારે તેણે તે લોન્ડી પાસ એવી માગણી કીધી—કે "જો તું મારી સાથ આવી એક ઠેકાણે રહેશે,

---

† ઈરાનનું પાદશાહી તખ્ત ખાલી પડવાથી આ એક શાહઝાદાને લાવી ગાદીએ બેસાડયો, પણ તે એક મહિનામાંજ (ઇ. સ. ૬૩૧) એક ગોલામને હાથ માર્યો ગયો.

બેયાબી કે મન્ બીકરાન્ ખાસ્તહ
બગઉહર્ કુનમ્ તાજત્ આરાસ્તહ
પરસ્તાર્ બેશ્નીદ્ પાસોખ્ નદાદ
બનઝ્દે ફરોખઝાદ્ ઈન્ કરદ્ યાદ
ચુ બેશ્નીદ્ ઈન્ શાહ પુર્ તાબ્ શુદ
અઝ્ અન્દૂહ બી ખુર્દો બી ખાબ્ શુદ
સેયહ ચશ્મરા બન્દ બર્ પાય કરદ
બઝેન્દાન્ દર્ન મર્દરા જાય કરદ
ચુ ગુઝશ્ત ચન્દી બરાન્ બી હોનર્
કે બસ્તહ ગુદશ આન્ શાહે દાદગર્
અઝ્ શાહ બદાસ્ત બન્દે ગરાન્
ચુ બેસ્યાર્ ગશ્તન્દ ખાહેશગરાન્
દેગર્ બારહ ઝી ખેદમતે શાહ શુદ
અઝ્ શાહરા ઉમર્ કુતાહ શુદ
હમી જોસ્ત અઝ્ કીનહ બર્ શાહ જાય
ચુનાન્ બદ્ કુનેશ બન્દએ ઝેશ્ત રાય
હમીન્ બૂદશ અઝ્ રૂઝે આરામ બહર્
સેયહ ચશ્મ બા મય બર્ આમીખ્ત ઝહર્
બેખુર્દો બયક્ હફતહ જાન્ પસ્ બેઝીસ્ત
હરાન્ કસ્ કે બેશ્નીદ્ બહરશ ગેરીસ્ત
હમી પાદશાહી બપાયાન્ રસીદ્
ઝે હર્ સૂ હમી દુશ્મન્ આમદ્ પદીદ્
નેગૂનસાર્ શુદ્ તખ્તે સાસાનેયાન્
અઝાન્ ઝેશ્ત કેર્દારે ઇરાનેયાન્
ચુનીનસ્ત કેર્દારે ગર્દન્દહ દહર્
નેગહ કુન્ કઝ્ ચન્દ યાબી તો બહર્
બેખુર્ હર્ચે દારી બફર્દા મપાય
કે ફર્દા મગર્ દીગર્ આયદશ રાય
સેતાનદ્ ઝે તૂ દીગરીરા દેહદ્
જહાન્ ખાનીઅશ બીગુમાન્ બર્ જેહદ્
બેખુર્ હર્ચે દારી ફેઝૂની બેદેહ
તો રન્જીદઈ બહરે દુશ્મન્ મનેહ
હરાન્ગહ કે રૂઝે તો અન્દર્ ગુઝશ્ત
નેહાદહ હમી બાદ્ ગર્દદ્ બદસ્ત
બદુશ્મન્ રસદ્ આન્ચે બાશદ્ બગન્જ
બેદેહ તા રવાનત્ નબાશદ્ બરન્જ

તો હું તને બેહદ ખઝાનો આપીશ-અને તારી કોલાહને ગોહરથી સણુગારીશ."

લોંડીએ તે સાંભળ્યું પણ કાંઈ જવાબ નહીં આપ્યો-તેણીએ ફરોખઝાદને સઘળું કહી દીધું.

જ્યારે પાદશાહે આ સાંભળ્યું ત્યારે તે ગુસ્સે થયો-અને ગમથી તેનો અયરા આરામ જતો રહ્યો.

તેણે સીઆહ ચશ્મને બેડી નાખી-તેને બંદીખાને નાખ્યો.

જ્યારે તે બેહુનર શખ્સ કે જેને તે દાદગર પાદશાહે બંદીખાને નાખ્યો હતો તેની ઉપર કેટલોક વખત પસાર થયો,

ત્યારે ઘણા જણાઓની ભલામણ ઉપરથી પાદશાહે તેનો છુટકારો કીધો.

હવે ફરીથી તે પાદશાહની ખિદમત કરવા લાગ્યો-અંને તેનાથી પાદશાહની ઉમર ટુંકી થઇ.

તે આવી બૂરી કરણીનો બદ વિચારનો નોકર-પાદશાહ ઉપર કીનો ૩૧૬
લેવાની તક શોધતો હતો.

પાદશાહના સુખના દિવસનો એટલોજ હિસ્સો બાકી હતો-તેથી સીઆહ ચશ્મે તેના શરાબમાં ઝેહર ભેળ્યું.

જે તેણે પીધું અને ત્યાર બાદ તે એક હફતો જીવ્યો-જે કોઇયે કે એ સાંભળ્યું તેઓ તેને માટે રડવા લાગ્યા.

એ પ્રમાણે તેની પાદશાહી તમામ થઈ-ચો તરફથી દુશ્મનો ઝાહેર થવા લાગ્યા.

ઇરાનીઓનાં એવાં બૂરાં કામોથી-સાસાનિયાન તખ્ત ઊંધું પડયું.

આ ફરતી દુન્યાનાં કામો એવાંજ હોય છે-તું તેની પાસેથી કેટલો હિસ્સો મેળવે છે તે ધ્યાનમાં રાખ.

તારી પાસ જે કાંઇ હોય તે આજે ખાઇ લે કાલ માટે ના થોભ-કારણકે કદાચ આવતી કાલે આ દુન્યાનો વિચાર તારે માટે બીજો પણ થાય.

કાલે તારી પાસેથી તે સઘળું લઈ લેશે અને બીજાને આપશે-તું એનું નામ "જેહાન" (એટલે ફરતી) કરી કહે છે તો બેશક તે (બીજા ઉપર) ફરશેજ.

તારી પાસ હોય તે ખાઇ લે અને જે વધે તેની સખાવત કર-તેં રંજ ભોગવી એકઠું કર્યું છે તે દુશ્મન માટે ના છોડી જા.

જે વખતે કે તારા દિવસો પુરા થયા-તે વખતે તારૂં એકઠું કરેલું સઘળું બરબાદ જશે.

તારા ખઝાનામાં જે કાંઈ હશે તે દુશ્મનને મળશે-માટે તે બક્ષી દે ૩૧૭
કે જેથી તારો જીવ દુ:ખી નહીં થાય.

# યઝદગેર્દ*

## પાદ્શાહીએ યઝ્દગેર્દ્ બીસ્ત્ સાલ્ બૂદ્ બર્ તખ્ત્ નેશસ્તને યઝ્દગેર્દ્ વ અન્દર્ઝ્ કર્દન્ બસર્દારાન્.

ચુ બુગ્ઝશ્ત્ ઊ શાહ્ શુદ યઝદગેર્દ
બમાહે સેફન્દારમુઝ રૂઝે એર્દ
ચે ગોફ્ત આન્ સખુન ગૂએ મર્દે દેલીર્
કે અઝ ગર્દેશે રૂઝ બરૂગશ્ત સીર્
કે બારી નઝાદી મરા મદારમ
નગશ્તી સેપેહ્રે બુલન્દ અઝ બરમ
ન રૂઝે બુઝોર્ગી ન રૂઝે નેયાઝ
બમાનદ હમી બર્ કસી બર્ દરાઝ
ઝમાનહ્ ઝમાનીસ્ત ચૂન્ બેન્ગરી
નદારદ કસી આલતે દાવરી
બેયારાય ખાનો બેપયમાય જામ
ઝે તીમારે ગીતી મબર્ હીચ નામ
અગર્ ચર્ખે ગર્દાન્ કશદ ઝીને તૂ
સરન્જામ ખેશ્તસ્ત બાલીને તૂ
અગર્ શાહ્ ગર્દી સરન્જામ ચેહ્
ઝે આગાઝ તખ્તો ઝે ફર્જામ ચેહ્
દેલતરા બતીમાર્ ચન્દી મબન્દ
બસ ઇમન્ મશવ બર્ સેપહ્રે બલન્દ
૬૧૮ કે બા પીલો બા શીર્ બાઝી કુનદ
ચુનાન્ દાન્ કે અઝ બી નેયાઝી કુનદ

## યઝદગેર્દની પાદશાહી વીસ વર્ષ હતી. યઝદગેર્દનું તખ્ત ઉપર બેસવું અને તેણે સરદારોને નસીહત કરવી.

જ્યારે ફરરોખઝાદ ગુઝરી ગયો ત્યારે સફંદારમંદ મહિનાના અર્શી-શવંગ રોઝે યઝદગેર્દ પાદશાહ થયો.

પેલો સુભાષિત બોલનારો બહાદુર મર્દ કે જે ઝમાનાની ગર્દેશથી ધરાઇ ગયો હતો, તેણે શું કહ્યું છે?

કે "એક વખત મારી મા મને જન્મ આપતેજ નહીં-તો આ બુલંદ આસ્માન મારી ઉપર ફરતેજ નહીં.

કોઇનો મોટાઇનો દિવસ કે કોઈનો હાજતનો દહાડો તેની ઉપર લાગ્બો વખત સુધી કાયમ રહેતો નથી.

જો તું બરાબર વિચારે તો ઝમાનો એક પળનોજ છે-એ સંબંધી વાદવિવાદ કરવાનાં સાંધણુ કોઇ ધરાવતું નથી.

માટે તું ખાવાપીવાની તૈયારી કર અને શરાબની જામ ભર-દુન્યાની જંજાળનું જરાગ્મી નામ ના લે.

અગરજો ફરતું આસ્માન પણ તારૂં ઝીન ઉઠાવે-તો પણ શેવટે તો તારો તકયો ઇંટનોજ છે.

અગર તું પાદશાહ બન પણ શેવટે શું-શુરૂઆતથી તું તખ્ત ભોગવે પણ છેલ્લે સરવાલે શું?

તારાં દિલને તું ગમમાં એટલું બધું ના નાખ-બુલંદ આસ્માન ઉપર ઘણો નચિન્ત ના રહે.

કારણકે તે હાથી અને સિંહ સાથે પણ ખેલ કરે છે-તું એમજ જાણ કે તે એ સઘળું કાંઈ પણ હાજત વગરજ કરે છે.

---

* આ ઈરાન દેશની જાહોજલાલી ભરી ગાદી ઉપર બિરાજનાર સાસાની વંશનો છેલ્લો કમનસીબ પાદશાહ યઝદગેર્દ ખુસરૂ પર્વીઝનો નબીરો અને શેહરયારનો છોકરો હતો. જો કે આ પાદશાહ ઘણો બહાદુર, હિમ્મતવાન અને ભલો હતો, પણ ઈરાની સલ્તનતનાં કમભાગ્યે ઇરાનીઓની માહોમાહેની લડાઈ અને અયારીપણાંને લીધે અરબો સાથની લડાઇમાં એન નામર્દ પડયું હતું. એક વખત આખી દુન્યાને કાંઈક ઝમાનાઓ સુધી ધુજાવનારી પ્રજાએ પોતાનાં દિલમાં મગરૂરી અને અહંકારી પયવસ્ત થવા દીધાથી પોતાની જાહોજલાલીને તર્ક કરવી પડી. પાદશાહ યઝદગેર્દના બહાદુર સરદાર રૂસ્તમ ઈરાની શેહન્શાહત ટેકવી રાખવા માટે ઘણી સખ્ત લડાઇઓ કરી, પણ જ્યારે એક શેહન્શાહત પડી ભાગવાની હોય ત્યારે ગમે એટલી કોશેશ નકામી નીવડે છે, તેમ તે હિમ્મતવાન સરદાર શેવટે અરબોની લડાઈમાં બહાદુરીથી માર્યો ગયો અને પાર્સી રાજ્યનું શેવટ આવ્યું. હઝારો વર્ષ સુધી પાદશાહ ફરીદૂનનો ભાગ્યશાળી "કાવેયાની" ઝુંડો જાળવી રાખનાર બહાદુર પ્રજાને તે નામીચો, કીમતી અને સબ્કતો ઝુંડો આખેરે ખોવો પડયો. બીજા તવારીખનવેસો મૂજબ યઝદગેર્દનાં ફર્ઝંદોમાં બે બેટાઓ નામે બેહરામ અને ફીરૂઝ હતા, તેમજ એક છોકરી નામે શેહરબાનુ હતી, જેણી યઝદગેર્દનાં મરણ પછી અરબોના કબ્જામાં ગઇ હતી અને પાછળથી હઝરત મોહમ્મદની બેટી ફાતેમહના છોકરા (હઝરતઅલીના છોકરા) હસન સાથ પરણી હતી, જેણીનો કબીલો બહુ મોટો હતો.

ફિર્દોસી મૂજબ આ પાદશાહ સફંદારમદ મહિનો અને અર્શીશવંગ રોઝ (તા૦ ૧૬ મી જુન સને ૬૩૨)ને દીને તખ્તનેશીન થયો અને ખોરદાદ મહિનાના અનેરાન રોઝની કમનસીબ રાતે (તા૦ ૨૩ મી આગસ્ટ સને ૬૫૧) મર્વના હાકેમ માહુએ સૂરીના ફર્માનથી એક દળનારે આ છેલ્લા પાર્સી-પાદશાહનું ખૂન કર્યું. આ પાદશાહ વીસ વર્ષ નાસભાગમાં રાજગાદી ભોગવી મરણ પામ્યો.

તો બી જાન્ શવી ઊ બેમાનદ્ દરાઝ્
હદીસી દરાઝસ્ત ચન્દીન્ મનાઝ્
તો અઝ્ આફ્રીદૂન્ ફોઝૂન્ તરૂ નઇ
ચુ પર્વીઝ બા તખ્તો અફ્સરૂ નઇ
ચુ જમશીદ્ દીવત બફર્માન્ નબૂદ્
ચુ કાઊસ જાનત બયઝ્દાન્ નબૂદ્
બઝર્ફી નેગહ્ કુન્ કે બા યઝદગેરૂદ્
ચે કરૂદ્ ઈન્ બરૂ અફ્રાખ્તહ્ હફ્ત ગેરૂદ્
ચુ બરૂ ખુસ્રવી તખ્ત બેન્શસ્ત શાહ્
કોલાહે બુઝોર્ગી બસરૂ બર્ નેહાદ્
ચુનીન્ ગોફૂત કઝ દઉરે ચર્ખે રવાન્
મનમ પાકૂ ફર્ઝન્દે નૂશીરવાન્
પેદરૂ બરૂ પેદરૂ પાદ્શાહી મરાસ્ત
ખુરો ખૂશહો બોર્જે માહી મરાસ્ત
બેજૂયમ બલન્દીઓ ફર્ઝાનગી
હમાન્ રઝ્મો તુન્દીઓ મર્દાનગી
કે બરૂ કસ નમાનદ્ હમી રૂઝે બખ્ત
ન ગન્જો ન દીહીમે શાહી ન તખ્ત
હમી નામ જાવીદ્ માનદ્ ન કામ
બેયન્દાઝ્ કામો બરૂ અફ્રાઝ્ નામ
ઝે નામસ્ત તા જાવેદાન્ ઝેન્દહ્ મરૂદ્
કે મોર્દહ્ શવદ્ કાલ્બુદ્ ઝીરે ગરૂદ્
ચે નીકૂ બુવદ્ શાહરા દાદો દીન્
ઝે નામશ ઝબાનહા પુરૂ અઝ્ આફરીન્
બરૂઆનમ કે તા ઝેન્દહ્ માનદ્ તનમ
બુનો બીખે બદ્ અઝ્ જહાન્ બરૂ કનમ
બુઝોર્ગાન્ બરૂ આફરીન્ ખાન્દન્દ
વરા શહ્રૂયારે ઝમીન્ ખાન્દન્દ
બરીનગૂનહ્ તા સાલ શુદ્ બરૂ દો હશ્ત
હમી માહો ખુરૂશીદ્ બરૂ સરૂ ગુઝશ્ત
હમી દાશ્ત ગીતી બઆઇનો દાદ્
હમહ્ શહ્રે ઈરાન્ બરૂ બૂદ્ શાદ્

તું તો મરી જશે પણ તે તો લામ્બો વખત કાયમ રહેશે-એ વાત ઘણી લામ્બી છે તું તેની ઉપર એટલો બધો લાડ ના કર.

તું કાંઇ ફરીદૂન કરતાં વધારે ચઢિયાતો નથી-તું કાંઇ પર્વીઝના જેવો તખ્ત અને તાજવાળો નથી.

જમશીદની માફક દેવો તારાં ફર્માનમાં નથી-કાઊસની માફક તારો જીવ યઝદાન સાથ મળેલો નથી.

તું ઊંડી નઝર કરી જો કે યઝદગેર્દ સાથે-આ ઊંચે ચઢેલાં સાતે આસ્માનાએ શું કીધું?

જ્યારે તે પાદશાહી તખ્ત ઉપર ખુશહાલ બેઠો-અને બુઝોર્ગીનું તાજ સર ઉપર મેલ્યું,

ત્યારે તે બોલ્યો કે "આ ફરતા આસ્માનના દોરથી હું નોશીરવાનનું પાક ફર્ઝંદ છું.

પેઢી દર પેઢી આ પાદશાહી મારીજ છે-આફતાબ તેમજ કન્યા અને મીનરાશિ સુધીનું સઘળું મારૂંજ છે.

હું મોટાઈ અને દાનાઈ મેળવતો રહીશ-તેમજ લડાઈ, ગુસ્સો અને મર્દાનગી પણ શોધતોજ રહીશ.

કારણકે કોઇની ઉપર બખ્તાવર દિવસ તેમજ ગન્જ, ખઝાનો અને પાદશાહી તાજ તથા તખ્ત કાયમ રહેતું નથી.

તેનું નામજ જાવેદાન સુધી કાયમ રહે છે નહીં કે તેની મુરાદ-માટે ૩૧૦
તું તારી મુરાદ ફેંકી દે અને ફકટ નામજ ઉઠાવ.

એક માણસ તેનાં નામથીજ જાવેદાન સુધી જીવતો રહે છે-કારણકે તેનું શરીર તો ખાક હેઠળ નાશ પામે છે.

પાદશાહને માટે ઇન્સાફ અને દીનધર્મ કેવો સરસ હોય છે?-તેનાં નેકનામથીજ લોકોની ઝબાન તારીફથી ભરેલી રહે છે.

મારો એવો વિચાર છે કે જ્યાં સુધી મારૂં શરીર જીવતું રહે-ત્યાં સુધી બદીની બુનબેખ દુન્યામાંથી ઉખેડી નાખું."

સઘળા બુઝોર્ગોએ તેની ઉપર દુઆ કીધી-અને તેને દેશનો પાદશાહ કહ્યો.

એવી રીતે સોળ વર્ષ ગુઝર્યાં ત્યાં સુધી-માહતાબ અને આફતાબ તેનાં સર ઉપર પસાર થવા લાગ્યા.

તે આગળી રાહરસ્તિ અને ઈન્સાફથી પોતાનો મુલક ચલાવવા લાગ્યો-તમામ ઇરાન શેહર તેના ઉપર ખુશહાલ હતું.

## તાખ્તને સઅદે વક્કાસ્ બઈરાન્ વ ફેરેસ્તાદને યઝ્દગેર્દ્ રોસ્તમ્રા બજન્ગે ઊ વ નામહ્ નેવેશ્તને રોસ્તમ્ બબેરાદરશ્.

——:o:——

## સઅદે વક્કાસનું ઈરાન ઉપર ચઢી આવવું અને યઝદગેર્દે રૂસ્તમને તેની લડાઈ માટે મોકલવો અને રૂસ્તમે પોતાના ભાઈ ઉપર નામુ લખવું

——:o:——

ચુનાન્ બુદ્ કુજા સરફરાઝે અરબ્
કે અઝ્ તીઘે ઊ રૂઝ્ ગશ્તી ચુ શબ્
ઓમરૂ આન્ કે બુદ્ મૂમેનાન્રા અમીરૂ
સેતૂદહ્ વરા ખાલેકે બી નઝીરૂ
ગુઝીન્ સઅદે વક્કાસરા બા સેપાહ્
ફેરેસ્તાદ્ તા રઝ્મ જૂયદ્ ઝે શાહ્

હવે એવો બનાવ બન્યો કે અરબેસ્તાનનો પાદશાહ-કે જેની તલવારથી દહાડો પણ રાતની માફક સીઆહ બનતો હતો,

તે ઓમર કે જે મૂમેનો (orthodox ઇસ્લામી)નો વડો સરદાર હતો-અને જેને મિસલ વગરના પયદા કરનાર સાહેબે વખાણ્યો હતો,

તેણે પસંદ થયલા સઅદે વક્કાસને લશ્કર સાથ-ઈરાન મોકલ્યો કે જેથી તે ઈરાની પાદશાહ સાથ લડાઇ કરે.

૩૨૦ ચુ બખ્તે અરબ્ બર્ અજમ ચીરહ્ શુદ
હમી બખ્તે સાસાનેયાન્ તીરહ્ શુદ
પુર્ આમદ્ ઝે શાહાન્ જહાન્રા કફીય-
નેહાન્ શુદ્ ઝરો ગશ્ત પયદા પેશીઝ
હમાન્ ઝેશ્ત શુદ્ ખૂબો શુદ્ ખૂબ્ ઝેશ્ત
શુદહ્ રાહે દુઝખ પદીદ્ અઝ બેહેશ્ત
દેગર્ ગૂનહ્ શુદ્ ચર્ખે ગર્દાન્ બચેહ્ર
ઝે આઝાદગાન્ પાક્ બુબ્રીદ્ મેહ્ર
બફરમાને જહાન્ આફ્રરીન્ કેર્દેગાર્
બેબાયદ્ હમી બન્દહ્રા કરૂદ્ કાર્
બઆઝારે ઊ બન્દહ્રા પાય નીસ્ત
બેઝ ઊ જાન્ દેહો ચેહ્રહ્ આરાય નીસ્ત
ચુ આગાહ્ શુદ્ ઝાન્ સખુન યઝ્દગેર્દ
ઝે હર્સૂ સેપાહ્ અન્દર્ આવરૂદ્ ગેર્દ
બેફર્મૂદ્ તા પૂરે હોર્મુઝદ્ રાહ્
બેપયમાયદો બર્ કશદ્ બા સેપાહ્
કે રોસ્તમ બુદશ્ નામો બીદાર્ બૂદ્
ખેરદ્મન્દો ગોર્દો જહાન્દાર્ બૂદ્
સેતારહ્ શુમોર્ બૂદો બેસ્યાર્ હુશ
બગોફ્તારે મૂબેદ્ નેહાદહ્ દો ગૂશ
૩૨૧ બેરફ્તો ગેરાન્માયગાન્રા બબોરૂદ્
હરાન્ કસ કે બૂદન્દ બીદારો ગોર્દ
બદીનગૂનહ્ તા માહ્ બુગ્ઝશ્ત સી
હમી રઝ્મ જોસ્તન્દ તા કાદસી
બેદાનેસ્ત રોસ્તમ શુમારે સેપેહ્ર
સેતારહ્ શુમોર્ બૂદો બા દાદો મેહ્ર
હમી ગોફ્ત કીન્ રઝ્મરા રૂય નીસ્ત
રહે આબે શાહન્ બદીન્ જૂય નીસ્ત
બેયાવર્દ્ સુર્લાબે અખ્તર્ ગેરેફ્ત
ઝે રૂઝે બલા દસ્ત બર્ સર્ ગેરેફ્ત
યકી નામહ્ સૂએ બેરાદર્ બદર્દ્
નબેશ્તો સુખુનહા હમહ્ યાદ કર્દ્
નુખોસ્ત આફ્રરીન્ કર્દ્ બર્ કેર્દેગાર્
કઝ્ ઊ દીદ નીકો બદે રૂઝગાર્
દેગર્ ગોફ્ત કઝ ગર્દેશે આસમાન્
પેઝૂહન્દહ્ મર્દુમ શવદ્ બદ્ગમાન્
ગુનહ્ગાર્ તર્ દર્ ઝમાનહ્ મનમ
અઝીરા ગેરેફ્તારે અહ્રીમનમ
કે ઈન્ ખાનહ્ અઝ પાદ્શાહી તેહીસ્ત
ન હન્ગામે ફીરૂઝીઓ ફરૂરેહીસ્ત
૩૨૨ ઝે ચારમ હમી બેન્ગરદ્ આફ્તાબ્
બજન્ગે બુઝોર્ગાનશ આમદ્ શેતાબ્
ઝે બહ્રામો ઝોહ્રહ્સ્ત મારા ગઝન્દ
નશાયદ્ ગુઝશ્તન્ ઝે ચર્ખે બલન્દ
હમાન્ તીરો કયવાન્ બરાબર્ શુદહ્સ્ત
ઉતારદ્ બબુર્જે દો પયકર્ શુદહ્સ્ત
ચુનીનસ્તો કારી બુઝોર્ગસ્ત પીશ
હમી સીર્ ગર્દદ્ દેલે અઝ જાને ખીશ
હમહ્ બૂદનીહા બેબીનમ્ હમી
વઝાન્ ખામોશી બર્ ગુઝીનમ હમી

જ્યારે અરબોનું નસીબ ઇરાન ઉપર ગાલેબ થયું-ત્યારે સાસાનીઓનું બખ્ત સીઆહ બન્યું.

દુન્યા પાદશાહોથી ધરાઇ ગઇ-સોનું છુપાઈ ગયું અને કોડીઓ ઉભરી નીકળી (એટલે સારા બુન્યાદી માણસો જતા રહ્યા અને બે બુન્યાદો ઝાહેર આવ્યા).

તેમજ જે ખરાબ હતું તે સારૂં બની ગયું અને જે સારૂં હતું તે ખરાબ બની ગયું-બેહેસ્તમાંથી દોઝખનો રસ્તો દેખાવા લાગ્યો.

ફરતાં આસ્માનનો ચેહરોજ બદલાઇ ગયો-તેણે પ્રતાપી શખ્સો ઉપરથી બિલ્કુલ મોહબ્બત તોડીજ નાખી.

દુન્યાના પયદા કરનાર ખોદાતાલાના હોકમ પ્રમાણેજ-આપણુ બંદાઓને કામ કરવું જોઇયે.

તેની સઝા કોઈ ખમી શકે નહીં-તેના સિવાય જીવ બક્ષનારો અને ચેહરો સણગારનારો બીજો કોઈ નથી.

જ્યારે તે વાતથી યઝદગેર્દ વાકેફ થયો-ત્યારે તેણે ચો તરફથી લશ્કર એકઠું કીધું.

તેણે ફરમાવ્યું કે હોરમઝનો બેટો રસ્તો-કાપે અને લશ્કરને લઈ જાય,

કે જેનું નામ રૂસ્તમ હતું અને જે હુશ્યાર હતો-જે દાનેશમંદ, બહાદુર અને દેશની સંભાળ કરનારો હતો.

તે નુજૂમી પણ હતો અને ઘણો બાહોશ હતો-તેણે દાના મોબેદોની ઘણીક વાતો સાંભળી હતી.

તે ગયો અને સરદારોને તેમજ જે કોઈ કે હુશ્યાર અને બહાદુર લોકો હતા, તેઓને સાથે લઇ ગયો.

એ પ્રમાણે ત્રીસ મહિના પસાર થયા ત્યાં સૂધી તે લડાઈ ચાલુ રહી-અને "કાદસિયા" સૂધી તે લડાઇ લમ્બાઈ.

રૂસ્તમ આસ્માનની ગણત્રી સમજી ગયો-તે નુજૂમી હતો અને ઈન્સાફ તથા મોહબ્બત સાથનો હતો.

તે બોલવા લાગ્યો કે "આ લડાઇનો કશો ઢંગધડો નથી-પાદશાહોનાં પાણીનો રોહ આ નદીમાં પુગે એમ લાગતું નથી."

પછી તે ગ્રહોની ચાલ તપાસવાનું યંત્ર લાવ્યો અને ગ્રહો તપાસી જોયા-અને આવી પડનારી આફત માટે માથું કૂટવા લાગ્યો.

તેણે દુઃખ સાથ પોતાના ભાઇ ઉપર એક નામુ-લખ્યું અને સઘળી વિગતો જણાવી.

તેણે પહેલાં ખોદાતાલા કે જેનાથી ઝમાનાનું ભલું અને બૂરૂં ઝાહેર થયું છે, તે સાહેબ ઉપર દોઆ કીધી.

પછી લખ્યું કે "આસ્માનની ગર્દેશથી-ડહાપણ ધરાવનારો શખ્સ પણ બદ વિચારનો બને છે.

આ ઝમાનામાં હું સઉથી વધારે ગુનેહગાર છું-એટલા માટે એહરેમનના ફાંદામાં હું પડયો છું.

કારણકે આ ઘર પાદશાહીથી ખાલી છે-હવે ફતેહમંદી અને દબદબાનો વખત નથી.

ચોથે ઘરથી સૂરજ પાપદ્રષ્ટિ કરે છે-તેણે બુઝોર્ગોની લડાઇ માટે શેતાબી કીધી છે.

મંગળ અને શુક્ર સેતારાની પાપદ્રષ્ટિથી આપણને નુકસાન છે-તેઓને બુલંદ આસ્માનથી પસાર થઈ શકાતું નથી.

તેમજ બુધ અને શનિશ્ચર સામાસામી થયા છે-બુધ મિથુન રાશિમાં પડયો છે.

એવી હાલત છે અને મહાભારત કામ આવી પડયું છે-આ શરીર પોતાના જીવથી ધરાઇ જાય છે.

સઘળા બનનારા બનાવો હું જોઉં છું-અને તેથીજ ચૂપકીદી એખ્તયાર કરૂં છું.

ચુ આગાહ્ગશતમ્ અઝીન્ રાઝે ચરૂખ
કે મારા અઝ્ નીસ્ત્ જોઝ્ રન્જ્ બરૂખ
બઈરાનેયાન્ ઝારા ગેર્યાન્ શુદમ
ઝે સાસાનેયાન્ નીઝ્ બેર્યાન્ શુદમ
દેરીગ્ આન્ સરો તાજો અવરન્ગો તખ્ત
દેરીગ્ આન્ બુઝોર્ગીઓ આન્ ફરૂરો બખ્ત
કઝીન્ પસ શેકસ્ત આયદ અઝ્ તાઝેયાન્
સેતારહ્ નગર્દદ મગર્ બર્ ઝેયાન્
બદીન્ સાલેયાન્ ચાર્ સદ્ બુગ્ઝરદ્
કઝીન્ તોખ્મહ્ ગીતી કસી નસ્પરદ્
અઝીશાન્ ફેરેસ્તાદહ્ આમદ્ બમન્
સખુન્ રફ્ત હર્ ગૂનહ્ બર્ અન્જુમન્
કે અઝ્ કાદસી તા લબે જૂયબાર્
ઝમીન્રા બેબખ્શીમ બા શહ્રયાર્
વઝાન્ પસ કુજા બર્ કુશાયન્દ્ શહ્
બશાહરી કુજા હસ્ત બાઝાર્ગાહ્
બદાન્ તા ફરૂશીમો બેખ્રીમ ચીઝ
વઝાન્ પસ ફેઝૂની નજૂઈમ નીઝ
પઝીરીમ બા બાઝો સાવે ગરાન્
નજૂઈમ દીહીમે કુન્દાવરાન્
શાહન્શાહરા નીઝ્ ફર્માન્ બરીમ
ગર્ અઝ્ મા બેખાહદ્ ગેરઉગાન્ બરીમ
ચુનીસ્ત ગોફ્તારો કેર્દાર્ નીસ્ત
બજોઝ્ અખ્તરે કમૂમ્ દર્ કાર્ નીસ્ત
બદીન્ નીઝ્ જન્ગી બુવદ હર્ ઝમાન્
કે કોશ્તહ્ શવદ્ સદ્ હેઝબ્રે દમાન્
બુઝોર્ગાન્ કે બા મન્ બજન્ગ્ અન્દરન્દ
બગોફ્તારે ઈશાન્ હમી નન્ગરન્દ
ચુ ગુલબૂએ તબ્રીઓ ચૂન્ અર્મની
બજન્ગ્ અન્દ બા કીશે અહ્રીમની
ચુ માહુએ સૂરાનો ઈન્ મેહતરાન્
કે ગૂપાલ્ દારન્દો ગોર્ઝે ગરાન્
હમી સર્ફરાઝન્દ આનાન્ કે અન્દ
બઈરાનો માઝન્દરાન્ બર્ ચે અન્દ
અગર્ મર્ઝો રાહસ્ત અગર્ નીકો બદ્
બગોર્ઝો બશમ્શીર્ બાયદ સેતદ્
બેકૂશીમો મર્દી બકાર્ આવરીમ
બરીશાન્ જહાન્ તન્ગો તાર્ આવરીમ
નદાનદ્ કસી રાઝે ગર્દાન્ સેપેહર્
દેગર્ ગૂનહ્ ગશતસ્ત બા મા બચેહર્
ચુ નામહ્ બેખાની તો બા મેહતરાન્
બર્ અન્દાઝો બર્ સાઝો લશ્કર્ બરાન્
હમહ્ ગેર્દ કુન્ ખાસ્તહ્ હરચે હસ્ત
પરસ્તન્દહો જામહાએ નેશસ્ત
હમી તાઝ્ તા આઝર્ આબાદગાન્
બજાએ બુઝોર્ગાનો આઝાદગાન્
હમીદૂન ગલહ્ હરચે દારી ઝે અસ્પ
બેબર્ સૂએ ગન્જૂરે આઝર્ગોશસ્પ
ઝે ઝાબુલસેતાન્ અર્ ઝે ઈરાન્ સેપાહ્
હરાન્ કસ કે આયન્દ ઝેન્હાર્ ખાહ્

જ્યારે હું આ આસ્માન કે જેનાથી આપણને રંજ સિવાય બીજો કશો હિસ્સો મળતો નથી, તેના ભેદથી વાકેફ થયો,

ત્યારે હું ઈરાનીઓ માટે ઘણોક રડવા લાગ્યો-અને સાસાનિયાન માટે પણ બળાપો કરવા લાગ્યો.

અફસોસ! તે પાદશાહી સરનો, તાજનો, દબદબાનો અને તખ્તનો-અફસોસ! તે બુઝોર્ગીનો અને તે ખોદાઈ ખોરેહનો અને તે નસીબનો અફસોસ!

કે હવે પછી અરબોથી આપણને સેકસ્ત મળશે-અને સેતારાઓ આપણું નુકસાન કરવા ઉપરજ ફરશે.

બીજાં ચારસો વર્ષ ગુઝરશે-કે આ ખાન્દાનનું કોઈ માણસ જીવતું રહેશે નહીં.

તેઓમાંથી એક એલચી મારી પાસે આવ્યો હતો-અને આ અંજુ 323
મનની સામે ઘણીક વાતો ચાલી હતી.

કે 'કાદસિયાથી તે નદીના કિનારા સુધીનો-મુલક અમો તમારા પાદશાહને આપ્યે.

અને ત્યાર બાદ જે જે શેહરોમાં કે વેપારની ઉથલપાથલ થતી હોય તે શેહરોના દરવાઝા અમારે માટે ખુલ્લા મૂકે,

કે જેથી અમો પણ ત્યાં વેપારવણજ કર્યે-પછી અમો કાંઇ પણ વધુ નહીં માંગીશું.

અમો તમો તરફની મેહસૂલ અને ભારી ખંડણી કબૂલ કરીશું-અને બહાદુર લોકોનું તખ્ત નહીં માગીશું.

પછી અમો તમારા પાદશાહનો હોકમ પણ માનીશું-અગરજો અમારી પાસથી કાંઈ જામીનગીરી માગશે તો તે પણ આપીશું.'

એવી વાતો થઈ છે પણ કશું કામ થયું નથી-ઊંધો સિતારોજ સઘળું કામ કરે છે.

એ છતાં પણ દર વખતે લડાઇ થાય છે-કે જેમાં મસ્ત ચિત્તા જેવા સેંકડો માર્યા જાય છે.

જે બુઝોર્ગો કે મારી સાથે લડાઇમાં આવેલા છે-તેઓ' અરબોની વાતો ઉપર કશું ધ્યાન આપતા નથી.

જેવા કે ગુલબૂએ તબરી અને અરમની-કે જેઓ એહરેમનની રૂઢીએ લડે છે.

જેવા કે માહુએ સૂરાન અને આ સરદારો કે જેઓ ભારી ગોર્ઝ 324
ધરાવનારા છે.

જેઓ છે તેઓ મોટા માણસો છે ખરા-પણ ઈરાન અને માઝન્દરાનમાં રહેલા તેઓ શું કામના છે?

દેશ હોય અને ત્યાં જવાનો રસ્તો હોય પછી તે ભલો કે ભૂંડો હોય-તો પણ તે ગોર્ઝ અને તલવાર વડે લેવો જોઇયે.

અમો કોશેશ કરીશું અને મર્દાનગી વાપરીશું-તેઓ ઉપર જેહાન તંગ અને અંધારી બનાવીશું.

ફરતાં આસ્માનનો ભેદ કોઇ જાણતું નથી-તેણે આપણી સાથ પોતાનો ચેહરો બદલીજ નાખ્યો છે.

જ્યારે તું આ નામુ વાંચે ત્યારે સરદારો સાથે-વિચાર ચલાવજે, ગોઠવણ કરજે અને લશ્કર હંકારજે.

જે કાંઇ અસબાબ હોય, તે એકઠો કરીને-ગોલામો અને ગલીચા લઇને,

બુઝોર્ગો તથા મોટાઓની જગ્યા જે આઝર આબાદગાન છે ત્યાં સુધી દોડતો કે આવજે.

તેમજ ઘોડાના જેટલાં ટોળાં તારી પાસે હોય-તે આઝરગોશસ્પ આતશકદેહના ખઝાન્ચી તરફ રવાના કરજે.

ઝાબુલેસ્તાનથી કે ઈરાની લશકરમાંથી-જેઓ કે તારી પનાહ માગવા આવે,

૩૨૫ બેહારી કે પૂશેશ બેયારાએ મેહૂર
નેગહ્ કુન્ બદીન્ કારે બર્દાન્ સેપેહૂર
કજ્ શાદમાનીમ્ વજ્ પુર નેહીબ્
ઝમાની ફરાઝો ઝમાની નેશીબ્
સખુન્ હરૂચે ગોફતમ બમાદર બેગૂય
ન બીનદ્ હમાના મરા નીઝ રૂય
દોરૂદશ દેહ્ અઝ માઓ બેસ્પાર પન્દ
બદાન્ તા નબાશદ્ બગીતી નેઝન્દ
વર અઝ મન્ બદ્ આગાહી આરદ્ કસી
મબાશ અન્દરીન્ કાર ઘમ્ગીન્ બસી
ચુનાન્ દાન્ કે અન્દર સરાએ સેપન્જ્
કસી ફ નેહદ્ ગન્જ્ બા દસ્તરન્જ્
ક ગન્જે જહાન્ રન્જ્ પીશ આવરદ્
અઝાન્ રન્જે ઊ દીગરી બર ખરદ્
ચે સૂદત બસી ઈન ચુનીન્ રન્જો આઝ
કે અઝ બીશતર કમ નગર્દદ્ નેયાઝ
હમીશહ્ બયઝદાન્ પરસ્તી ગેરાય
બેપર્દાઝ દેલ ઝીન્ સેપન્જી સરાય
કે આમદ્ બતન્ગ્ અન્દરૂન્ રૂઝગાર
નબીનદ્ મરા ઝીન્ સેપસ શહ્રયાર
૩૨૬ તો બા હરકે અઝ દૂદએ મા બુવદ્
અગર પીર અગર મર્દ બર્ના બુવદ્
હમીશહ્ બયઝદાન્ સેતાયેશ કુનીદ્
જહાન્ આફરીનરા નેયાયેશ કુનીદ્
કે મન્ બા સેપાહી બસખ્તી દરમ
બરન્જો ઘમો શૂર બખ્તી દરમ
રહાઈ નેયાબમ સરન્જામ અઝીન્
ખુશા બાદ્ નૂશીને ઈરાન્ ઝમીન્
ચુ ગીતી શવદ્ તન્ગ્ બર શહ્રયાર
તો ગન્જો તનો જાન્ ગેરામી મદાર
કઝાન્ તોખ્મએ નામદાર અરૂજમન્દ
નમાન્દહ્ અસ્ત જોઝ શહ્રયારે બલન્દ
નેગહ્દાર ઊરા બરૂઝો બશબ્
કે તા ચૂન શવદ્ કારે મન્ બા અરબ્
ઝે કૂશેશ મકુન હીચ સુસ્તી બકાર
બગીતી જોઝ ઊ નીસ્ત પર્વર્દેગાર
ઝે સાસાનેયાન્ યાદગારસ્તો બસ
કઝીન્ પસ નબીનદ્ અઝીન્ ખાનહ્ કસ
દેરીઘ આન્ સરો તાજો આન્ મેહરો દાદ્
કે ખાહદ્ શુદન્ તખ્તે શાહી બબાદ્
૩૨૭ તો પદરૂદ્ બાશો બી આઝાર બાશ
હમીશહ્ બપીશે જહાનદાર બાશ
ગર ઊરા બદ્ આયદ્ તો સર પીશે ઊય
બશમ્શીર બેસ્પારો યાવહ્ મગૂય
ચુ બા તખ્ત મેમ્બર બરાબર શવદ્
હમહ્ નામે બૂબકરો ઓમ્મર શવદ્
તબહ્ ગર્દદ્ ઈન રન્જહાએ દરાઝ
નેશીબી દરાઝસ્ત પીશે ફરાઝ
ન તખ્તો ન દીહીમ બીની ન શહ્ર
ઝે અખ્તર હમહ્ તાઝેયાનરાસ્ત બહ્ર

તેઓને તું રાખજે અને માફી બક્ષી મોહબ્બત દેખાડજે-આ ફરતા આસ્માનનાં કામ ઉપર નેગાહ કરજે.

કારણકે એનાથીજ આપણે ખુશહાલ છિયે અને એનાથીજ દુઃખ ભરેલા પણ છિયે-તેનાથીજ ઘડીકમાં બુલંદી અને ઘડીકમાં પડતી મળે છે.

મેં જે કાંઈ સખુનો કહ્યા છે તે આપણી માને પણ કહેજે-હવે તે મારો ચેહરો પણ જોશે નહીં.

તેને મારી તરફથી દુઆ કહેજે અને ઘણીક શીખામણો આપજે-કે જેથી તે આ દુન્યામાં દિલગીર નહીં થાય.

અગર કોઈ મારે માટે બૂરી ખબર લાવે-તો તું તે વાતથી ઘણો દિલગીર ના બનતો.

યાદ રાખજે કે આ ત્રણપાંચ દિવસની મુસાફરખાનારૂપી દુન્યામાં-જે કોઇ પોતાના હુનરથી પૈસા ભેગા કરે છે,

તે એવા આ દુન્યાના પૈસાથી દુઃખ પયદા કરે છે-અને તે તેની મેહનતનું ફળ બીજો શખ્સ ખાય છે

આટલી બધી મેહનત કરવામાં અને આટલો બધો લોભ રાખવામાં તને ફાયદો શું ?-કારણકે ઘણી દઉલત રાખવાથી આપણી હાજત રવા થતી નથી.

તું હમેશે યઝદાનની બંદગીની ખાહેશ કર-અને આ મુસાફેરખાનારૂપી દુન્યાથી દિલ ઉઠાવી લે.

કારણકે વખત છેક પાસે આવી લાગ્યો છે-પાદશાહ હવે પછી મને જોશે નહીં.

તું આપણા બુઢ્ઢા કે જવાન કુટુંબીઓ સાથ,

હમેશે યઝદાનની સેતાયશ કરજો-અને જેહાનના પયદા કરનાર સાહેબની નિયાયેશ કરતા રહેજો !

કારણકે હું તો લશ્કર સાથ આફતમાં સપડાયલો છું-રંજ, ગમ અને બદબખ્તીમાં પડેલો છું.

હું આ લડાઇથી શેવટે છુટકારો નથી પામવાનો-આ પ્યારી ઈરાન ઝમીન ખુશહાલ રહેજો !

જો આપણા પાદશાહ ઉપર દુન્યા તંગ થાય-તો તું તારા ગન્જ ખઝાનાને અને તારાં તન અને જીવને વહાલો ના ગણતો,

કારણકે તે નામીચાં કીમતી ખાન્દાનમાંથી-આ બુલંદ પાદશાહ સિવાય કોઇ બીજું રહ્યું નથી.

તેની રાત દહાડો તું સંભાળ રાખજે-કારણકે અરબો સાથની મારી લડાઈનું શેવટ કોણ જાણે કેમ આવશે ?

તું મેહનત કરવામાં જરા પણ સુસ્તી ના કરતો-દેશમાં દુન્યામાં તેના સિવાય કોઈ બીજો રૈયતની પર્વરેશ કરનારો બાકી રહેલો નથી.

સાસાનીઓનો બસ તેજ એક યાદગાર રહેલો છે-એની પછી એ ખાનદાનમાંથી બીજો કેઇ નથી.

અફસોસ ! તેનાં પાદશાહી સરનો તેનાં તાજનો તેની મોહબ્બતનો અને તેના ઇન્સાફનો અફસોસ !-કારણકે હવે તે પાદશાહી તખ્ત બરબાદ થશે.

તને છેલ્લી સલામ હોજો ! તું કોઇને દુઃખ દેતો ના અને હમેશે પાદશાહની આગળજ રહેજે.

અગરજો તેને હાનિ પહોંચે તો તું તેની આગળ પોતાનું સર-તલવારનેજ સોંપજે અને કશી બકબક ના કરતો.

જ્યારે ઈરાની પાદશાહોનું આ તખ્ત તેઓની ખુત્બો પઢવાની જગ્યાની બરાબર થશે-ત્યારે સઘળે અબૂબક્ર અને ઓમરનું નામ ફેલાશે.

આ લાગ્બા વખતની ખેડેલી મેહનત સઘળી બરબાદ જશે-હવે આપણી ચઢતી આગળ એક લમ્બાણ પડતી આવી છે.

હવે તું તખ્ત કે તાજ કે શેહર કાંઈ જોશે નહીં-નસીબ સંજોગે એ સઘળું અરબોને ફાળે ગયું છે.

ચુ રૂઝ અન્દર્ આયદ્ બરૂઝે હશાચ્
શવદ્ શાન્ સર્ અઝ્ ખાસ્તહ્ બીનેયાઝ્
બેપૂશન્દ્ અઝીશાન્ ગોરૂહી સેયાહ્
ઝે દીબા નેહન્દ્ અઝ્ બરે સર્ કોલાહ્
ન તખ્તો ન તાજો ન ઝરૂરીનહ્ કમૂર
ન ગઉહર્ ન અફૂસર્ ન રખ્શાન્ દેરફૂશ
બેરન્જદ્ યકી દીગરી બર્ ખરદ્
બદાદો બબખ્શીશ કસી નન્ગરદ્
શબ્ આયદ્ યકી ચશ્મ્ રખ્શાન્ કુનદ્
નેહોફ્તહ્ કસીરા ખોફ્શાન્ કુનદ્
શેતાબાન્ હમહ્ રૂઝો શબ્ દીગરસ્ત
કમર્ બર્ મેયાનો કોલાહ્ બર્ સરસ્ત
ઝે પયમાન્ બેગર્દન્દ્ વઝ્ રાસ્તી
ગેરામી શવદ્ કઝ્ઝીઓ કાસ્તી
પેયાદહ્ શવદ્ મર્દુમે રઝમજૂય
સવાર્ આન્ કે લાફ્ આરદો ગોફ્તગૂય
કશાવર્ઝ જન્ગી શવદ્ બી હોનર્
નેઝાદો ગોહર્ કમતર્ આયદ્ બબર્
રેબાયદ્ હમી ઇન્ અઝાન્ આન્ અઝીન્
ઝે નફ્રીન્ નદાનન્દ્ બાઝ્ આફરીન્
નેહાની બતર્ ઝાશ્કારા શવદ્
દેલે મર્દુમાન્ સન્ગે ખારા શવદ્
બદ્અન્દીશ ગર્દદ્ પેદર્ બર્ પેસર્
પેસર્ હમચુનીન્ બર્ પેદર્ ચારહ્ગર્
શવદ્ બન્દએ બીહોનર્ શહ્રૂયાર્
નેઝાદો બુઝોર્ગી નેયાયદ્ બકાર્
બગીતી નમાનદ્ કસીરા વફા
રવાનો ઝબાનહા શવદ્ પુર્ જફા
અઝ્ ઈરાનો અઝ્ તુર્કો અઝ્ તાઝેયાન્
નેઝાદી પદીદ્ આયદ્ અન્દર્ મેયાન્
ન દેહ્કાન્ ન તુર્કો ન તાઝી બુવદ્
સુખુનહા બકેર્દારે બાઝી બુવદ્
હમહ્ ગન્જહા ઝીરે દામન્ નેહન્દ્
બેકૂશન્દો કૂશેશ બદુશ્મન્ દેહન્દ્
ચુનાન્ ફાશ ગર્દદ્ ગમો રન્જો શૂર્
કે રામેશ બહન્ગામે બહ્રામ ગૂર્
ન જશ્નો ન રામેશ ન ગઉહર્ ન નામ
બકૂશેશ ઝે હર્ ગૂનહ્ સાઝન્દ્ દામ
ઝેયાને કસાન્ અઝ્ પયે સૂદે ખીશ
બેજૂયન્દો દીન્ અન્દર્ આરન્દ્ પીશ
નબાશદ્ બહાર્ અઝ્ ઝમેસ્તાન્ પદીદ્
નેયારન્દ્ હન્ગામે રામેશ નબીદ્
ઝે પીશીઓ બીશી નદારન્દ્ હૂશ
ખુરેશ નાને કશ્કીનો પશ્મીનહ્ પૂશ
ચુ બેસ્યાર્ અઝીન્ દાસ્તાન્ બુગઝરદ્
કસી સૂએ આઝાદગાન્ નન્ગરદ્
બેરીઝન્દ્ ખૂન્ અઝ્ પયે ખાસ્તહ્
શવદ્ રૂઝગારે બદ્ આરાસ્તહ્
દેલે મન પુર્ અઝ્ ખૂન શુદો રૂએ ઝર્દ્
દહાન્ ખુશ્ક લબ્હા પુર્ અઝ્ બાદ્ સર્દ્

વખતના વહેવા સાથ-તેઓ દઉલત દુન્યાની પરવા રાખશે નહીં.

તેઓમાંનો એક ટોળો સીઆહ પોશાક પેહેરશે-અને સર ઉપર લીલાં રેશમી કપડાંની કોલાહ મૂકશે.

તેઓ તખ્તની, તાજની, સોનેરી જુતીની-જવાહેરની, પાદશાહી કોલાહની કે ઝળકતા ઝુંડાની દરકાર રાખશે નહીં.

એક મેહનત કરશે અને બીજો માણસ તેનાં ફળ ખાશે-ઈન્સાફ કે દયા તરફ કોઇ નઝર કરશે નહીં.

કાળી રાતે એક કાળાં કરમ કરવા જાગશે-અને સૂતેલાં માણસને રડાવશે.

કોઈ બીજો રાતદહાડો દોડધામ કરશે-કમર ઉપર કમરબંદ બાંધશે ૩૨૮
અને માથે કોલાહ મૂકશે.

તેઓ કોલ વચનથી અને રાસ્તીથી ફરી બેસશે-જૂઠાઇ અને અપ્રમાણિકપણું તેઓ વહાલું ગણશે.

ખરા લડાયક બચ્ચાઓ ઘોડા વગરના બની જશે-અને લાફ મારનારા અને બકબક કરનારાજ સવારમાં ખપશે.

બેહુનર ખેડુત લડાયક બનશે-ખાન્દાની અને બુન્યાદી માણસોની કાંઇ પણ કદર બુઝશે નહીં.

તેઓ એકમેકને લૂટશે-દુઆ કે બદ દુઆ જેવું કશું જાણશેજ નહીં.

ઝાહેર કરતાં ખાનગીમાં વધારે બૂરાં કામો થશે-માણસોનાં દિલ પત્થર જેવાં ઘાતકી બનશે.

એક બાપ પોતાના બેટાનો દુશ્મન થશે-એજ પ્રમાણે બેટો પણ પોતાના બાપ માટે ફાંદો રચશે.

હુનર વગરના નોકરો પાદશાહ બનશે-બુન્યાદ અને બુઝોર્ગી કાંઈજ કામ આવશે નહીં.

દુન્યામાં કોઇ વફાદારી ધરાવશેજ નહીં-લોકોના જીવ અને ઝબાનો ઝુલ્માત ભરેલાં બનશે.

ઈરાન, તુર્કેસ્તાન અને અરબેસ્તાનની ભેળમભેળથી-એક જુદીજ અઉલાદ ઝાહેર આવશે,

જેઓ નહીં ઈરાની, કે નહીં તુર્કી, કે નહીં અરબી પ્રજા તરીકે ઓળ- ૩૨૯
ખાશે-તેઓની વાતચિત્ત એક ખાલી ઠઠ્ઠા મશ્કેરી જેવીજ ગણાશે.

તેઓ સઘળો ખઝાનો એકઠો કરવા માડશે-તે માટે તેઓ મેહનત કરશે અને તે સઘળી મેહનત શેવટે દુશ્મનને આપી દેશે.

જેમ બેહરામ ગૂરના વખતમાં ખુશીની મજલેસના પોકારો નીકળતા હતા-તેમ ગમ, રંજ અને રૂદનના પોકારો નીકળશે.

નહીં જશનો, નહીં ખુશહાલી, નહીં બુન્યાદ કે નહીં નામ કાયમ રહેશે-છળ કપટની તરેહવાર જાળો પંથરાશે.

તેઓ દીનનુ બહાનું આગળ કરીને પોતાનાજ ફાયદા માટે લોકોનું નુકસાન કરશે.

શિયાળાની મોસમમાં કે વસંતરૂતુમાં કાંઈ ફર્ક રહેશે નહીં-ખુશહાલીના હન્યામ ઉપર તેઓ શરાબબાઝી કરશે નહીં.

મોટાઈ કે ઝિયાદતી માટેનું કશું ધ્યાન રાખશેજ નહીં-તેઓ જવની રોટલીનોજ ખોરાક ખાશે અને ઉનનાં કપડાં પેહેરશે.

જ્યારે આ મારી કહેલી વાતોથી પણ વધુ બનશે-ત્યારે ઇરાનીઓ તરફ કોઇ ઝંખીને જોશે પણ નહીં.

તેઓ માલ ખઝાના માટે લોકોનાં ખૂન રેડશે-અને સઘળો બૂરોજ વખત સજગાર પામશે.

મારૂં દિલ ખૂન ભર્યું બન્યું છે અને ચેહરો ફિકકો પડયો છે-મોઢું સૂકાઇ ગયું છે અને હોઠ સર્દ હાય ભર્યાં બન્યા છે,

૩૩૦ કે તા મન્ શુદમ પહૂલવાન્ અઝ મેયાન્
ચુનીન્ તીરહ્ શુદ બખ્તે સાસાનેયા
ચુનીન્ બીવફા ગશ્ત ગર્દાન્ સેપેહ્રૂ
દેઝમ ગશ્ત વઝ મા બેબુરીદ મેહ્રૂ
અગરૂ નીઝહ્ બરૂ કૂહે રૂઈન્ ઝનમ
ગુઝારદ્ કુનદ ઝાન્ કે રૂઈન્ તનમ
કુનૂન તીરો પયકાને આહન ગુઝારૂ
હમી બરૂ બરહ્નનહ્ નેયાયદ બકારૂ
હમાન્ તીઘ કાન્ ગર્દને પીલો શીરૂ
ફેગન્દી બઝખ્મ અન્દરૂ આવરૂદ ઝીરૂ
નબુરૂરદ હમી પૂસ્ત બરૂ તાઝેયાન્
ઝે દાનેશ ઝેયાન્ આમદમ બરૂ ઝેયાન્
મરા કાશકી ગરૂ ખેરદ નીસ્તી
ગરૂ આગાહીએ રૂઝે બદ નીસ્તી
બુઝોર્ગાન્ કે અઝ કાદસી બા મનન્દ
દુરોશતન્દો બી તાઝેયાન્ દુશ્મનન્દ
ગુમાનન્દ કીન્ બીશહ્ પુરૂ ખૂન્ શવદ
ઝે દુશ્મન્ ઝમીન્ રૂદે જયહુન્ શવદ
ઝે રાઝે સેપેહ્રી કસ આગાહ્ નીસ્ત
નદાનન્દ કીન્ રન્જ કૂતાહ્ નીસ્ત
૩૩૧ ચુ બરૂ તોખ્મઈ બુગ્ઝરદ રૂઝગારૂ
ચે સૂદ આયદ અઝ રન્જ વઝ કારૂઝારૂ
તોરા અય બેરાદરૂ તન્ આબાદ બાદ
દેલે શાહે ઈરાન્ બતૂ શાદ બાદ
કે ઈન્ કાદસી દખ્મગાહે મનસ્ત
કફન્ જઉશનો ખૂન કોલાહે મનસ્ત
ચુનીનસ્ત રાઝે સેપેહ્રે બલન્દ
તો દેલરાં બદર્દે મન અન્દરૂ મબન્દ
તો દીદહ્ ઝે શાહે જહાન્ બરૂ મદારૂ
ફેદા કુન તને ખીશ દરૂ કારૂઝારૂ
કે ઝૂદ આયદ ઈન્ રૂઝે અહરીમની
ચુ ગરૂદૂને ગર્દાન કુનદ દુશ્મની
ચુ નામહ્ બમોહ્રૂ અન્દરૂ આવરૂદ ગોફ્ત
કે પૂયન્દહ્રા આફરીન બાદ જોફ્ત
કે ઈન્ નામહ્ નઝદે બેરાદરૂ બરદ
બગૂયદ જોઝ ઈન્ હરૂચે અન્દરૂખરદ

કે હું જ્યારે લશ્કરનો વડો થયો-ત્યારે સાસાની વંશનું નસીબ આવું ઊંધું વળે છે.

ફરતો આસ્માન એવો બેવફા થયો છે-તે ગુસ્સે થયું છે અને આપણાથી મોહબ્બત તોડી નાખી છે.

અગર હું કાંસાંના પહાડ ઉપર મારો નેઝો મારૂં-તો તે તેમાં પણ પેસી જાય કારણકે હું રોઇનતન છું.

પણ હવે આ લોઢું વિંધનારો તીર અને પયકાન-અરબોનાં ખુલ્લાં શરીર ઉપર અસર કરતો નથી.

તેમજ આ તલવાર કે જે હાથી અને સિંહની ગર્દન-એક ઝખ્મમાં નીચે નાખતી હતી,

તે અરબોનાં બદન ઉપરની ચામડી પણ કાપતી નથી-મારી વિદ્યાને લીધે મને નુકસાન ઉપર નુકસાન પુગ્યું છે.

અગરજો મને આ વિદ્યા હાસેલ થઇજ નહીં હતે-અને જો આ ભૂંડા દહાડાની મને આગાહી નહીં થઈ હતે તો કેવું સારૂં થતે?

કાદસીના જે મોટાઓ કે મારી સાથે છે-તેઓ ઘણા કરડા છે અને અરબોના દુશ્મન છે.

તેઓ તો એમજ વિચારે છે કે આ મયદાન ખૂન ભરેલું થશે-અને દુશ્મનોથી આ દેશ જયહુન નદી જેવો બનશે.

પણ આસ્માનના ભેદથી તેઓ કોઇ વાકેફ નથી-તેઓ જાણતા નથી કે આ રન્જ કોતાહ થનાર નથી.

જ્યારે કોઇ ખાન્દાનજ તબાહ થઈ જવાનું હોય-તો પછી ગમે એટલી મેહનત અને લડાઇથી તેઓને શું ફાયદો થનાર છે.?

ઓ બેરાદર! તારૂં શરીર કાયમ રહેજો-ઇરાનના પાદશાહનું દિલ તારીથી ખુશહાલ રહેજો!

કારણકે આ કાદસીજ મારાં દખ્માની જગ્યા છે-આ બખ્તરજ મારૂં કફન થશે અને લોહી એજ મારી કોલાહ બનશે.

બુલંદ આસ્માનનો ભેદ એવોજ છે-મારાં દુઃખમાં તારૂં દિલ ના લગાડતો.

તું દેશના પાદશાહ ઉપરથી આંખ ખસાડતોજ ના-અને પોતાનું શરીર લડાઈમાં ફિદા કરજે.

કારણકે જ્યારે આ ફરતો આસ્માન દુશ્મની દેખાડશે-ત્યારે આફતનો દિવસ જલ્દીથીજ આવી લાગશે."

પછી જ્યારે તે નામા ઉપર મોહર કીધી ત્યારે બોલ્યો-કે "તે કાસેદનો સાથી દુઆ હોજો!

કે જે આ નામુ મારા ભાઇની નઝદીક લઈ જાય-અને એ નામામાં લખ્યા સિવાય બીજું જે કાંઇ કહેવું ઘટતું હોય તે તેને કહે."

## નામએ રોસ્તમ્ બસઅદે વક્કાસ્ વ પાસોખે આન્.

———:૦:———

ફેરેસ્તાદઈ નીઝ ચૂન બર્કો રઅદ
ફેરેસ્તાદ અઝીન સૂ બનઝદીકે સઅદ
યકી નામઈ બરૂ હરીરે સફીદ
નેવેશ્તન્દ પુરૂ બીમો ચન્દી ઉમીદ
૩૩૨ બઅન્વાન બરૂ અઝ પૂરે હોરમુઝદ શાહ્
જહાન્ પહ્લવાન્ રોસ્તમે કીનહ્ખાહ્

## રૂસ્તમનું સઅદે વક્કાસ ઉપર નામુ અને તેનો જવાબ.

———:૦:———

પછી રૂસ્તમે આ તરફ સઅદે વક્કાસની નઝદીક એક વીજળી અને ગગડાટ મિસાલનો તેઝ કાસેદ મોકલ્યો.

તેણે સફેદ રેશમી કપડાં ઉપર ધમકી ભરેલું તેમજ કેટલીક આશા ઉમેદ આપનારૂં એક નામુ લખ્યું.

સરનામા ઉપર લખ્યું કે "પાદશાહ હોરમઝના બેટા જેહાન પેહલવાન કીનેખાહ રૂસ્તમ તરફથી,

સુએ સઅદે વક્કાસ જૂયન્દહ જન્ગ્
પુર્ અઝ રાયો પુર્ દાનેશો પુર્ હેરન્ગ્
સરે નામહ ગોફ્ત અઝ જહાનદાર્ પાક્
નબાયદ કે બાશીમ બી તર્સો બાક્
કઝૂયસ્ત ગર્દાને ગર્દાન્ સેપેહર્
હમહ પાદશાહીશ દાદસ્તો મેહર્
વઝૂ બાદ બર્ શહરયાર્ આફ્રીન્
કે ઝીબાએ તાજસ્તો તખ્તો નેગીન્
કે દારદ બફર્ર્ અહરમન્રા બબન્દ
ખોદાવન્દે તીગો કોલાહો કમન્દ
બપીશ આમદ ઇન્ નાપસન્દીદહ કાર્
બબીહૂદહ ઇન્ રન્જો ઇન્ કારઝાર્
બમન્ બાઝ ગૂય આન્ કે શાહે તો કીસ્ત
ચે મર્દીઓ આઇનો રાહે તો ચીસ્ત
બનઝદે કે જૂઈ હમી દસ્તગાહ
બરહનહ સેપહબુદ બરહનહ સેપાહ
બનાની તો સીરીઓ હમ ગોર્સનહ
ન પીલો ન તખ્તો ન યારો બનહ
બઈરાન્ તોરા ઝેન્દગાની બસસ્ત
કે મોહરો કોલહ બહરે દીગર્ કસસ્ત
કે બા પીલો ફરહસ્તો બા તાજો ગાહ
પેદર્ બર્ પેદર્ નામબર્દાર્ શાહ
બબાલાએ ઊ તખ્તરા શાહ નીસ્ત
બદીદારે ઊ દર્ ફલક્ માહ નીસ્ત
હરાન્ કસ કે બર્ ગાહ ખન્દાન્ શવદ
કુશાદહ લબો સીમ દન્દાન્ શવદ
બેબખ્શદ બહાએ સરે તાઝેયાન્
કે ગન્જશ નગીરદ ઝે બખ્શેશ ઝેયાન્
સગો યૂઝો બાઝશ દહો દુ હઝાર્
કે બા ઝન્ગે ઝરૂન્દો બા ગૂશવાર્
બસાલી હમહ દશ્તે નીઝહ વરાન્
નેયારન્દ ખુર્દ અઝ કરાન્ તા કરાન્
કે ઊરા બેબાયદ બયૂઝો બસગ્
કે બર્ દશ્તે નખ્ચીર્ ગીરદ બતગ્
ઝે શીરે શુતર્ ખુર્દનો સૂસમાર્
અરબ્રા બજાઈ રસીદસ્ત કાર્
કે તખ્તે કયાન્રા કુનદ આરઝૂય
તોફ્ બાદ બર્ ચર્ખે ગર્દાન્ તોફૂય
શુમારા બદીદહ દરૂન્ શર્મ નીસ્ત
ઝે રાહે ખેરદ મેહરો આઝર્મ નીસ્ત
બદીન્ ચેહરો ઇન્ મેહરો ઇન્ રાહો ખૂય
હમી તખ્તો તાજ આયદત આરઝૂય
જહાન્ ગર્ બઅન્દાઝહ જૂઈ હમી
સખુન્ બર્ ગેઝાફહ નગૂઈ હમી
સખુનગૂય મર્દી બરે મા ફેરેસ્ત
જહાનદીદહો ગોર્દો દાના ફેરેસ્ત
બદાન્ તા બેગૂયદ કે રાએ તો ચીસ્ત
બતખ્તે કયાન્ રહનુમાએ તો કીસ્ત
સવારી ફેરેસ્તમ બનઝદીકે શાહ
બેખાહમ અઝૂ હરચે ખાહી બેખાહ

લડાઇ શોધનારા, અકલ તેમજ દાનાઇ ભરેલાં અને ધીરજવંત સઅદે વક્કાસને પુગે."

નામાની શુરૂઆતમાં લખ્યું કે "પાક યઝદાનથી આપણે ધાસ્તી અને બીક વગર રહેવું નહીં જોઇયે,

કે જેનાથી ફરતો આસ્માન બરપા રહેલો છે-તેની તમામ પાદશાહી ઈન્સાફ અને માયાજ છે.

તે સાહેબથી અમારા પાદશાહ ઉપર દુઆ હોજો!-કે જે તાજ, તખ્ત અને નગીનાને ઝેબ આપનારો છે.

જે પોતાનાં ખોદાઇ ખોરેહથી નાપાક એહરેમનને બંદમાં રાખે છે-જે તલવાર, કોલાહ અને કમંદનો સાહેબ છે.

આ નાપસંદ કામ, આ રંજ અને આ લડાઇ બેહુદાપણાથી આવી લાગી છે.

મને ખુલ્લું કહે કે તારો પાદશાહ કોણ છે?-તું કોણ શખ્સ છે અને તારી રાહ રસમ શું છે?

તું કોણની સામે મોટાઈ મેળવવા માગે છે?-તારૂં લશ્કર અને તારા સરદારો સઘળા ઉઘાડે દિલે છે.

તું ફકટ એક રોટલીથી ધરાય છે અને ભૂખ્યો પણ રહે છે-નથી તારી પાસે હાથી કે નથી તખ્ત કે નથી કોઈ મદદગાર કે માલ અસબાબ.

ઈરાનમાં તારે તો ફકટ ખાલી ઝિંદગી ગુઝારવી એજ બસ છે-કારણકે 333
મોહર અને કોલાહ એ બીજાજ શખ્સને માટે છે.

કે જે હાથી, ખોદાઈ ખોરેહ, તાજ અને તખ્ત સાથનો છે-પેઢી દર પેઢી નામ ઉઠાવનારો પાદશાહ છે.

તેના જેવાં કદનો તખ્ત ઉપર બીજો કોઈ પાદશાહ નથી-તેના ચેહરા જેવો આસ્માન ઉપર માહતાબ પણ નથી.

જે વખતે કે તે તખ્ત ઉપર હસે છે-હોઠ ખોલે છે અને રૂપેરી દાંત દેખાડે છે,

ત્યારે તે અરબોનાં માથાંની કીમત જેટલી ખેરાત કરી દે છે-કારણકે બક્ષેશ કરવાથી તેનો ખઝાનો ઘટતો નથી.

તેની પાસે બાર હઝાર શિકારી કુતરા, ચિત્તા અને બાઝ પક્ષીઓ છે-કે જેઓ સોનેરી ઘંટી અને બાલીઓ સાથના છે.

તમામ અરબેસ્તાનના લોકો એક વર્ષે પણ ખાઇ શકશે નહીં, એટલો ખોરાક,

કે શિકારી વાઘો અને કુતરાઓ પાદશાહનાં શિકારગાહમાં એક દિવસમાં ખાય છે.

ઊંટડીનું દૂધ અને સોસવાટ ખાઇને-અરબો એટલી હદે પહોંચી ગયા છે,

કે તેઓ કયાની તખ્ત મેળવવાની ખાહેશ કરે છે-ધિક્કાર! આ ફરતાં આસ્માન ઉપર ધિક્કાર હોજો!

તમારી આંખમાં બિલ્કુલ શર્મ નથી-અકલની રાહે તમો મોહબ્બત 334
કે મુરવ્વત ધરાવતા નથી.

તારાં આવાં મોઢાંએ, આવી મોહબ્બતે, આવી રાહરીતિએ અને આવી ખસ્લતે-તને તખ્ત અને તાજની અભિલાષા થઈ છે.

જો તું પોતાની હદમાં રહીને દુન્યા પણ મેળવવા માંગતો હોય-અને ખાલી બેહુદી વાતો નહીં કહેવા માગતો હોય,

તો મારી નઝદીક કોઇ સુભાષિત બોલનારો, અનુભવી, બહાદુર અને દાના મર્દને મોકલી આપ,

કે જે તારો વિચાર શું છે અને આ પાદશાહી તખ્ત લેવા માટે તને માર્ગ દેખાડનારો કોણ છે, તે મને કહે.

પછી હું મારા પાદશાહની નઝદીક એક સવાર મોકલીશ-અને તારી જે કાંઈ માગણી હોય તે હું માગી લઈશ.

તો જંગે ચુનીન્ પાદશાહી મજૂય
કે ફર્જામે ઇન્ ખારી આરદ બરૂય
નબીરે જહાન્દારે નૂશીરવાન્
કે બા દાદે ઊ પીર ગર્દદ જવાન્
પેદર બર પેદર શાહો ખુદ શાહરૂયાર
ઝમાનહ નદારદ ચુનૂ યાદગાર
જહાન્‌રા મકુન્ પુર ઝે નફ્રીને ખીશ
મશવ્ બદ્‌ગુમાન્ અન્દર આઇને ખીશ
૩૩૫ નેગહ્ કુન્ બદીન્ નામએ પન્દમન્દ
મકુન્ ચશ્મો ગૂશી ખેરદરા બબન્દ
ચુ નામહ બમોહર અન્દર આમદ બેદાદ
બપીરૂઝે શાપૂરે ફરૂખ નેઝાદ
બરે સઅદે વક્કાસ શુદ પહલવાન્
અઝ ઈરાન્ બુઝોર્ગાને રઊશન રવાન્
હમહ ઘરકે દર આહનો સીમો ઝર
સેપરહાએ ઝરીનો ઝરીન કમર
ચુ બેશ્નીદ સઅદ આન્ ગેરાન્‌માયહ મર્દ
પઝીરહ શુદશ બા સેપાહી ચુ ગર્દ
સેપહબુદ ફેરૂદ આમદ અન્દર ઝમાન્
ઝે લશ્કર બેપુર્સીદ વઝ પહલવાન્
હમ અઝ શાહો દસ્તૂર વઝ લશ્કરશ
ઝે સાલારે બીદાર વઝ કેશ્વરશ
રદા ઝીરે પીરૂઝ અફગન્દો ગોફ્ત
કે મા નીઝહો તીગ દારીમ જોફ્ત
ઝે દીબા નગૂયન્દ મર્દાને મર્દ
ઝે ઝરો ઝે સીમો ઝે ખાબો ઝે ખર્દ
શુમારા બમર્દાનગી નીસ્ત કાર
હમાન્ ચૂન્ ઝનાન્ રન્ગો બૂયો નેગાર
૩૩૬ હોનર તાન્ બદીબાસ્ત પીરાસ્તન્
હેગર નકુશો બામો દર આરાસ્તન્
હમાન્‌ગાહ પીરૂઝ નામહ બેદાદ
સુખુન્‌હાએ રોસ્તમ હમહ કર્દ યાદ
સુખુન્‌હાશ બેશ્નીદો નામહ બેખાન્દ
વઝાન્ નામએ પહલવી ખીરહ માન્દ
બતાઝી યકી નામહ પાસોખ નેવેશ્ત
પદીદ આવરીદ અન્દર ખૂબો ઝેશ્ત
સરે નામહ બેન્વેશ્ત નામે ખોદાય
મોહમ્મદ રસૂલશ બહક રહનુમાય
ઝે જેન્ની સખુન ગોફ્ત વઝ આદમી
ઝે ગોફ્તારે પયગમ્બરે હાશમી
ઝે તઉહીદો કુરઆનો વઅદહ વઈદ
ઝે તહદીદ વઝ રસ્મહાએ જદીદ
ઝે કત્રાનો અઝ આતેશો ઝમહરીર
ઝે ફેર્દઉસો જૂએ મયો જૂએ શીર

ઝે કાફૂરો અઝ મુશ્કો માએ મઈન્
દેરખ્તે બેહેશ્તો મયો અન્ગબીન્

કે ગર શાહ બેપઝીરદ ઈન્ દીને રાસ્ત
દો આલમ બશાદીઓ શાહી વરાસ્ત

તું એવા એક પાદશાહ સામે લડાઇ ના શોધ-કારણકે એનું શેવટ તારી ખુવારીજ લાવશે.

તે પાદશાહ નોશીરવાનનો નબીરો છે-કે જેના ઇન્સાફથી બુઢ્ઢો શખ્સ પણ જવાન થાય છે.

પેઢી દર પેઢી પાદશાહથી છે અને પોતે પણ પાદશાહ છે-ઝમાનો પણ એના જેવો યાદગાર પાદશાહ ધરાવતો નથી.

દુન્યા તારી ઉપર લઅનત નાખે એવું ના કર-તું પોતાનીજ રાહ રસમમાં બદગુમાન ના બન.

આ મારાં શીખામણ ભર્યાં નામા ઉપર ધ્યાન આપજે-અકલની આંખ અને કાનને બંદ ના કરી દેતો."

જ્યારે તે નામુ મોહરબંદ થયું ત્યારે મુબારક બુન્યાદના શાપૂરના બેટા ફીરોઝને હવાલે કીધું.

તે પેહલવાન સઅદે વક્કાસની આગળ ગયો-ઈરાનમાંથી બીજા બાહોશ બુઝોર્ગો,

સઘળા હથિયાર તેમજ રૂપાં અને સોનામાં તથા સોનેરી ઢાલો અને સોનેરી કમરબંદમાં ગર્ક થયલા હતા તેઓ પણ ગયા.

જ્યારે સઅદે સાંભળ્યું ત્યારે તે મોટો માણસ-તેને લશ્કર સાથ શિતાબીથી એસ્તેકબાલ ગયો.

તેજ વખત તે અરબ સરદાર ઘોડા ઉપરથી નીચે ઉતર્યો-તેણે લશ્કર અને તે પેહલવાનની ખબર આફીયત પૂછી.

તેમજ પાદશાહ, વઝીર અને તેનાં લશ્કર માટે-તેના હુશ્યાર સરદાર અને તેના મુલક માટે પૂછ્યું.

પછી ફીરોઝને બેસવા માટે તેણે એક ચાદર પાંથરી અને બોલ્યો-કે "અમો નેઝા અને તલવારનેજ સાથી તરીકે રાખ્યે છિયે.

મર્દાને મર્દો રેશમી કપડાંની, તેમજ સોના, ચાંદી કે ખાધાપીધાની વાતો કરતાજ નથી.

તમોને મર્દાનગી સાથે કામ નથી-પણ બૈરાંઓની માફક સણગારજ કરી જાણો છો.

તમારો હોનર બસ રેશમી કપડાં પેહેરવામાં-અથવા ઘરોને સણગારવામાંજ છે."

તેજ વખતે ફીરોઝે પેલું નામુ આપ્યું-અને રૂસ્તમના સઘળા સખુનો કહી સંભળાવ્યા.

તેના સખુનો સાંભળ્યા અને નામુ વાંચ્યું-અને તે પહલવી ભાષાનાં નામાથી અજબ રહ્યો.

પછી તેણે અરબીમાં તે નામાનો જવાબ લખ્યો-તેમાં સારૂં માઠું સઘળુ દર્શાવ્યું.

નામાની શરૂઆતે ખુદાતાલાનું અને સચ્ચાઈનો રસ્તો દેખાડનાર તેના પયગમ્બર મોહમ્મદનું નામ લખ્યું.

પછી જીનપરી માટેની તેમજ આદમીઓ માટેની વાતો લખી-અને હાશમી વંશના પયગમ્બર વિષેની વાતો લખી.

ખોદા એક છે તે માટે કુરાન માટે અને તેમાં જે જે ઉમેદો ખોદા તરફથી અપાયલી છે તે માટે-પાપની સઝા માટે, અને નવી નવી રસમો માટે લખ્યું.

દોઝખમાં બળતા ડામર વિષે અને આતશ વિષે તેમજ ત્યાંની સખ્ત થંડી (જે સઘળી ચીઝોથી ગુનેહગારોને સઝા થવાની છે તે) માટે-તેમજ બેહેસ્ત વિષે અને ત્યાંની દૂધ અને મયની વહેતી નદીઓ વિષે લખ્યું.

કપૂર અને કસ્તુરીની નદીઓ વિષે, સ્વચ્છ પાણી વિષે-"તૂબા" નામનાં બેહેસ્તનાં ઝાડ વિષે અને મય તેમજ મધની નદીઓ (જે સર્વ બેહેસ્તમાં મળે છે તે) વિષે લખ્યું.

પછી લખ્યું કે "જો પાદશાહ આ અમારી રાસ્ત દીન કબૂલ કરે-તો બન્ને દુન્યાની ખુશહાલી અને પાદશાહી તેનીજ છે.

હમાન્ તાજ યાબદ્ હમાન્ ગૂશવારૂ
હમહ્ સાજહ્ બા બૂયો રન્ગો નેગારૂ
શફીઆ અઝ્ ગુનાહશ મોહમ્મદ બુવદ્
તનશ ચૂન્ ગોલાબે મુસઅબદ્ બુવદ્
બકારી કે પાદાશ યાબી બેહેસ્ત્
નબાયદ્ બબાઘે બલા ખારૂ કેશ્ત્
તને યઝદગેર્દી જહાને ફરાખ્
ચુનીન્ બાઘો મયદાનો અયવાનો કાખ્
હમહ્ તખ્તો તાજો હમહ્ જશ્નો સૂર
નેયર્ઝદ્ બદીદારે યક્ મૂએ હૂર
દો ચશ્મે તો અન્દર્ સરાએ સેપન્જ
ચુનીન્ ખીરહ્ ગશ્ત્ અઝ્ પયે તાજો ગન્જ
બસ ઇમન્ શુદસ્તી બરીન્ તખ્તે આજ
બદીન્ ગન્જો મોહુરો બદીન્ બખ્તો તાજ
જહાની કુજા શર્બતે આબે સર્દ્
નેયર્ઝદ્ બરૂ રેશ્ ચે દારી બદર્દ્
હરાન્ કસ કે પીશે મન્ આયદ્ બજન્ગ્
ન બીનદ્ બજોઝ દૂઝખો ગૂરે તન્ગ્
બેહેશતસ્ત્ અગર્ બેગ્રવદ્ જાએ ઊય
નેગર્ તા ચે બાશદ્ કુનૂન્ રાએ ઊય
હમીશહ્ બુવદ્ આનો ઈન્ બુગઝરદ્
ચુનીન્ દાનદ્ આન્ કસ કે દારદ્ ખરદ્
બકેર્તાસ મોહુરે અરબ્ બર્ નેહાદ્
દોરૂદે મોહમ્મદ હમી કર્દ્ યાદ્
ફેરેસ્તાદએ સઅદે વક્કાસ્ રફ્ત્
બનઝ્દીકે રોસ્તમ ખરામીદ્ તફ્ત્
ચુ શોઅબહ્ મોઘયરહ્ બેરફ્ત્ અઝ્ ગવાન્
કે આયદ્ બરે રોસ્તમે પહ્લવાન્
અઝ્ ઈરાનેયાન્ નામદારી ચે રાહ્
બેયામદ્ બરે પહ્લવાને સેપાહ્
કે આમદ્ ફેરેસ્તાદએ પીરો સોસ્ત્
ન અસ્પો સેલીહો ન જામહ્ દુરોસ્ત્
યકી તીઘ્ બારીક્ દર્ ગર્દનશ
પદીદ્ આમદહ્ ચાક્ પીરાહનશ
ચુ રોસ્તમ બગોફ્તારે ઊ બેન્ગરીદ્
ઝે દીબા સરાપર્દઈ બર્કશીદ્
ઝે ઝરબફ્ત્ ચીની કશીદન્દ્ નખ્
સેપાહ્ અન્દર્ આમદ્ ચુ મૂરો મલખ્
નેહાદન્દ્ ઝરીન્ યકી ઝીરગાહ્
નેશસ્ત અઝ્ બરશ પહ્લવાને સેપાહ્
નેશસ્તન્દ્ પીશશ સદો શસ્ત મર્દ્
સવારાનો શીરાને રૂઝે નબર્દ્
અબા અફ્સરો જામહાએ બેનફ્શ
બપાય અન્દરૂન્ કર્દહ્ ઝરીનહ્ કફ્શ
હમાન્ તઉક્ દારાન્ અબા ગૂશવાર
સરાપર્દહ્ આરાસ્તહ્ શાહ્વાર
ચુ શોઅબહ્ બબાલાએ પર્દહ્ સરાય
બેયામદ્ બરાન્ જામહ્ નન્હાદ્ પાય
હમી રફ્ત્ બર્ ખાક્ બર્ ખાર્ ખાર્
ઝે શમ્શીર્ કર્દહ્ યકી દસ્ત્ વાર્

તેમજ તે તાજ અને બાલી પણ મેળવવા પામશે-અને સઘળાં વર્ષ ૩૩૭
રંગરાગમાં પસાર કરશે.

પયગમ્બર મોહમ્મદ તેના ગુનાહોની માફી અપાવનારો બનશે-અને તેનું શરીર નીતરા ગોલાબ જેવું થશે.

જે કામના બદલામાં કે બેહેસ્ત મળતું હોય-તે છોડી આફતના બાગમાં કાંટા વાવવા એ ઘટારત નથી.

યઝદગેર્દનું તન તેમજ આ બોહોળી દુન્યા-આવા બાગો, મયદાનો, અયવાનો અને મેહલો,

સઘળાં તખ્તો અને તાજ તેમજ સઘળાં જશનો અને ખુશીની મજલેસો-બેહેશતની હુરીના એક બાલના દર્શન જેટલી પણ કીમત ધરાવતાં નથી.

આ મુસાફરખાનારૂપી દુન્યામાં તારી બેહુ આંખો-તાજે તખ્ત અને ખઝાના માટે એવી અન્જાઈ ગઈ છે,

કે તેથીજ તું આ હાથીદાંતનાં તખ્ત ઉપર આ ગંજ, મોહર, આ બુલંદ બખ્ત અને તાજ ઉપર ઘણો નચિન્ત થયો છે.

જો દુન્યા કે એક થંડા પાણીનાં શરબત જેટલી પણ-કીમત ધરાવતી નથી તેને માટે કાં એટલી બધી હેજગારી વેઠે છે?

જે કોઇ કે મારી સામે લડાઈ કરવા આવશે-તે દોઝખ અને સાંકડી ઘોર સિવાય બીજું કાંઇ જોશે નહીં.

પણ જો તે આ લડાઈથી પાછો ફરશે તો બેહેશતમાં તેની જગ્યા થશે-માટે હવે તે તારા પાદશાહનો શું વિચાર છે તે તપાસ.

મીનોઈ દુન્યા હમેશે કાયમ રહેશે આ જેહાન તો પસાર થઇ જશે- ૩૩૮
જેનામાં અકલ હોય છે તેજ એમ સમજે છે"

પછી તે કાગઝ ઉપર અરબી મોહર દાબી-અને મોહમ્મદ પયગમ્બરની દોઆ પઢવા લાગ્યો.

સઅદે વક્કાસનો એલચી ચાલતો શેતાબ રૂસ્તમની નઝદીક ગયો.

જ્યારે અરબી પેહલવાનોમાંથી "શોઅબહ મોઘયરહ". નામનો એક પેહલવાન નીકળ્યો-કે તે પેહલવાન રૂસ્તમની નઝદીક જાય,

ત્યારે ઇરાનીઓમાંથી એક નામદાર રસ્તામાંથી-તે લશ્કરના પેહલવાન રૂસ્તમની નઝદીક આવ્યો,

અને બોલ્યો કે "એક એલચી બુઢ્ઢો અને નબળો આવ્યો છે-તેની પાસે ઘોડો, હથિયાર કે આંગ ઉપર પાધરશાં પુરાં કપડાં પણ નથી.

તેની ગર્દનમાં એક બારીક તલવાર-દેખાય છે અને તેનું પેહેરણ ચાક કીધેલું છે."

જ્યારે રૂસ્તમે તેની વાત સાંભળી-ત્યારે રેશમી કપડાંનો એક તંબુ તૈયાર કરાવ્યો.

ચીનાઇ કસબી ગલીચા પાંથર્યાં-તે તંબુમાં તેનું લશ્કર કીડી અને તીડની માફક દાખેલ થયું.

એક સોનેરી કુરસી મૂકવામાં આવી-તેની ઉપર લશ્કરનો પેહલવાન રૂસ્તમ બેઠો,

તેની આગળ એકસો સાઠ મર્દો કે જેઓ લડાઇને દહાડેના સવારો ૩૩૯
અને સિંહો હતા તેઓ બેઠા.

તેઓ તાજ અને આસ્માની રંગનાં કપડાં સાથના હતા-પગમાં સોનેરી જોડા પેહેરેલા હતા.

તેમજ સાંકળી અને બાલી પેહેરી હતી-પાદશાહોને છાજતી રીતે તંબુ સણગારેલો હતો.

જ્યારે પેલો શોઅબહ તે મોટા તંબુ આગળ-આવી લાગ્યો ત્યારે તેણે તે રેશમી કપડાં ઉપર પગ પણ મૂકયો નહીં.

તે ધીમે ધીમે ખાલી ઝમીન ઉપરજ ચાલવા લાગ્યો-તેણે લાકડીની જગ્યાએ હાથમાં તલવાર લીધી હતી.

નેશસ્ત અઝ બરે ખાકો કસરા નદીદ
સુએ પહલવાનો સરાન્ નન્ગરીદ
બદુ ગોફ્ત રોસ્તમ કે જાન્ શાદ દાર
બદાનેશ રવાનો તન્ આબાદ દાર
બદુ ગોફ્ત શોઅબહ કે અય નીકુનામ
અગર્ દીન પઝીરી અલયકોસ્સલામ
બપીચીદ રોસ્તમ ઝે ગોફ્તારે ઊય
બરફ્હાશ પુર્ ચીન્ શુદ અઝ કારે ઊય
અઝૂ નામહ બેસ્તદ બખાનન્દહ દાદ
સુખુનહા બરૂ કરદ દાનન્દહ યાદ
૩૪૦ ચુનીન્ દાદ પાસોખ કે ઊરા બગૂય
ન તૂ શાહ્‌રૂયારી ન દીહીમ જૂય
નદીદી સરે નીઝહ બખ્તે મરા
દેલત આરઝૂ કરદ તખ્તે મરા
સખુન નઝદે દાનન્દગાન્ ખાર્ નીસ્ત
તોરા અન્દરીન્ શાહ્ દીદાર્ નીસ્ત
અગર્ સઅદ બા તાજે સાસાન્ બુદી
મરા રઝ્મો બઝ્મે વય આસાન્ બુદી
વલીકેન્ ચુ બદ અખ્તરે બી વફાસ્ત
ચે ગૂયમ કે એમરૂઝ રૂઝે બલાસ્ત
મરા ગર્ મોહમ્મદ બુવદ પીશરવ
ઝે દીને કોહન્ ગીરમ ઇન્ દીને નવ

હમીન્ કબ્ર બુવદ કારે ઇન્ ચર્ખ પોશ્ત
બખાહદ હમી બૂદ બા મા દુરોશ્ત
તો અકનૂન્ બદીન્ ખુર્રમી બાઝ ગર્દ
કે જાએ સખુન નીસ્ત રૂઝે નબર્દ
બગૂયશ કે દર્ જન્ગ્ મોર્દન બનામ
મરા બેહતર આયદ ઝે ગોફ્તારે ખામ

તે ખાક ઉપરજ બેઠો અને કોઇ તરફ નઝર પણ નહીં કીધી-પેહલવાનો અને સરદારો તરફ જોયુંજ નહીં.

રૂસ્તમે તેને કહ્યું કે "તું તારો જીવ ખુશહાલ રાખ-દાનાઈથી તારાં રવાનને અને શરીરને આબાદ રાખ."

શોઅબહ બોલ્યો કે "ઓ નેકનામ!-જો તું અમારી દીન કબૂલ કરે તો તને સલામ કરૂં."

રૂસ્તમે તેની વાતથી વળ ખાધો-અને તેનાં ભવાં ઉપર કરચલી ચઢી.

તેની પાસેથી નામુ લઈ મુન્શીને આપ્યું-અને તે બાહોશ શખ્સે તેની આગળ વાંચી સંભળાવ્યું.

રૂસ્તમે જવાબ આપ્યો કે "તેને કહેજે કે તું નથી પાદશાહ કે નથી તાજ શોધનારો.

હજી તેં મારા નસીબના નેઝાની નોક જોઇ નથી-તેથીજ તારાં દિલે મારાં તખ્તની ખાહેશ કીધી છે.

અકલમંદો આગળ વાત કહેવી ફોકટ જતી નથી-પણ તને એ માર્ગ સુઝ પડતોજ નથી.

જો સઅદે સાસાની તાજ પેહેરેલું હતે-તો મને તેની લડાઈ અને ખુશીની મજલેસ આસાન થઈ પડતે.

પણ બેવફા નસીબથી જ્યારે બૂરાઈજ છે-ત્યારે હું શું કહું કારણકે આજે આફતનોજ દહાડો છે.

અગરજો મોહમ્મદ પયગમ્બર મારો રાહબર થાય (યાને મારો બૂરો સેતારો દૂર કરે)-તો હું આ પૂરાણી દીન છોડી નવી દીન પણ એખતયાર કરૂં (પણ તેમ કદી બનનાર નથી).

આ વાંકી પીઠવાળાં આસ્માનનાં કામો એવાં વાંકાંજ હોય છે-તે અમો ઉપર સખ્ત થવા ચાહે છે.

તું હમણા તો આવી ખુશહાલીમાં પાછો ફર-કારણકે લડાઇને દહાડે વાત કરવાની જગ્યા નથી.

તેને કહેજે કે આવી નાલાયક વાતો કરતાં લડાઈમાં નામદારી સાથ મરવું મને બેહતર લાગે છે."

## રઝ્મે રોસ્તમ્ બા સઅદે વક્કાસ્ વ કોશ્તહ્ શુદને રોસ્તમ્.

## રૂસ્તમની સઅદે વક્કાસ સાથની લડાઈ અને રૂસ્તમનું માર્યું જવું.

ચુ શોઅબહ ઝે નઝદીકે ઊ ગશ્ત બાઝ
સેપહબુદ બેફરમૂદ તા કરદ સાઝ
૩૪૧ બેફરમૂદ તા બર્ કશીદન્દ નાય
સેપહ અન્દર્ આમદ ઝે હર્ સૂ બજાય
બર્ આમદ યકી ગર્દ બર્ શુદ ખોરૂશ
હમહ કર્ શુદી મર્દુમે તીઝ ગૂશ
સનાનહાએ અલમાસ દર્ તીરહ ગર્દ
સેતારહુસ્ત ગોફ્તી શબે લાજવર્દ
હમી નીઝહ બર્ મેગ્ફરે આબ્દાર
નેયામદ બઝખ્મ અન્દરૂન પાયદાર
સે રૂઝ અન્દરાન્ જાયગહ બૂદ જંગ્
બર્ ઇરાનેયાન્ બર્ બેબૂદ આબ્ તન્ગ્

જ્યારે શોઅબહ તેની નઝદીકથી પાછો ફર્યો-ત્યારે તેણે લશ્કરને ફર્માવ્યું જેથી અસબાબ તૈયાર કીધો.

તેણે હુકમ કીધો જેથી કરનાય વજાડી-ચો તરફથી લશ્કર ભેગું થયું.

એક ભારી ગર્દ ઉઠી રહી અને પોકારો બાહેર આવ્યા-જેથી તિક્ષ્ણ કાનવાળા શખ્સો સઘળા બેહેરા થવા લાગ્યા.

સીઆહ ધૂળમાં અલમાસના નેઝાઓ-જાણે અંધારી રાતે સેતારા હોય તેમ લાગતા હતા.

તે નેઝાઓ પાણી પાયલાં લોઢાંની ટોપીઓ ઉપર ઝખમ કરવામાં પાયદાર રહી શકયા નહીં.

તે જગ્યામાં ત્રણ દહાડા લડાઈ ચાલી-ઇરાનીઓ ઉપર પાણીની તંગી પડવા લાગી.

શુદ અઝ તેશનગી દસ્તે ગોર્દાન્ ઝે કાર
હમ અસ્પે ગેશાન્માયહ્ અઝ કારઝાર
લબે રોસ્તમ અઝ તેશનગી શુદ ચુ ખાક
ઝબાન્ ગશ્ત અન્દર દહાન્ ચાક ચાક
ચુનાન્ તન્ગ્ શુદ રૂઝગારે નબરૂદ
ગેલે તર બેખુર્દન્ ગેરેફ્ત અસ્પો મરૂદ
ખોરૂશી બર આમદ બકેર્દારે રઅદ
અઝીન્ રૂય રોસ્તમ વઝાન્ રૂય સઅદ
બેરફ્તન્દ હરદુ ઝે કલ્બે સેપાહ
બયક્સૂ કશીદન્દ અઝ આવરદગાહ
ચુ અઝ લશ્કર આન્ હરદો તન્હા શુદન્દ
બઝીરે યકી તુન્દ બાલા શુદન્દ
હમી તાખ્તન્દ અન્દરાન્ રઝ્મગાહ
દો સાલાર બર યક દેગર કીનહ્ખાહ
ખોરૂશી બર આમદ ઝે રોસ્તમ ચુ રઅદ
યકી તીઘ્ ઝદ બર સરે અસ્પે સઅદ
તગાવર ઝે દરદ અન્દર આમદ બસર
જુદા ગશ્ત અઝ સઅદે પર્ખાશખર
બર આહીખ્ત રોસ્તમ યકી તીઘે તીઝ
બદાન્ તા નુમાયદ બદ રસ્તખીઝ
હમી ખાસ્ત અઝ તન્ સરશરા બુરીદ
ઝે ગેર્દે સેપાહ ઇન્ મશાન્રા નદીદ
ફેરૂદ આમદ અઝ અસ્પો ઝીને પલન્ગ્
બેઝદ બર કમર બર સરે પાલહન્ગ્
બેપૂશીદ દીદારે રોસ્તમ ઝે ગરદ
બેશુદ સઅદ પૂયાન્ ઝે જાએ નબરદ
યકી તીઘ્ ઝદ બર સરે તર્કે ઊય
કે ખૂન્ અન્દર આમદ ઝે તર્કશ બરૂય
ચુ દીદારે રોસ્તમ ઝે ખૂન્ તીરહ ગશ્ત
જહાન્જૂય તાઝી બરૂ ચીરહ ગશ્ત
દેગર તીઘ્ ઝદ બર સરો ગર્દનશ
બખાક અન્દર અફગન્દ જન્ગી તનશ
સેપાહ અઝ દો રૂયહ કસ આગાહ નહ
કસીરા સુએ પહલવાન્ રાહ નહ
હમી જોસ્ત મર પહલવાન્રા સેપાહ
બેરફ્તન્દ તા પીશે આવરદગાહ
બેદીદન્દશ અઝ દૂર પુર ખૂનો ખાક
સરાપાય ગશ્તહ બશમ્શીર ચાક
અઝાન્ કીનહ બા લશ્કરે તાઝેયાન્
યકી હમ્લહ બોર્દન્દ ઈરાનેયાન્
સેપહરા બેકર્દન્દ ઝીરો ઝબર
બતીરો બઝૂબીન્ બતીઘો તબર
બેકોશતન્દ અઝાન્ તાઝેયાન્ બીશુમાર
બેદાદન્દ દાદ અન્દરાન્ કારઝાર
વલીકેન્ હમઝ તેશનગી બા ખોરૂશ
ન બા મરદ ઝૂરો ન બા અસ્પ તૂશ
ચુ બી આબ લશ્કર ચુનાન્ ખીરહ ગશ્ત
બરીશાન્ સેપાહે અરબ્ ચીરહ ગશ્ત
હઝીમત ગેરેફ્તન્દ ઈરાનેયાન્
બસી નામવર કોશ્તહ શુદ દર મેયાન્

તરસને લીધે પેહલવાનોના હાથ તેમજ નામીચા ઘોડાઓ લડાઈથી થાકી ગયા.

પાણીની સોસથી રૂસ્તમના હોઠ ખાકની માફકના સુક્કા બન્યા-અને મોઢાંમાં ઝબાન ઉપર કાપ પડવા લાગ્યા.

તેઓ ઉપર લડાઇનો દિવસ એવો તંગ બન્યો-કે ઘોડા અને માણુસો ભીની મટોડી ખાવા લાગ્યા.

હવે વાદળના ગગડાટ માફકનો એક પોકાર બાહેર આવ્યો-આ તરફથી રૂસ્તમ અને પેલી તરફથી સઅદ,

બન્ને જણાંઓ લશ્કરની કલ્બગાહમાંથી બાહેર પડયા-લડાઈગાહમાંથી તેઓ એક તરફ ગયા

જ્યારે લશ્કરમાંથી તેઓ બન્ને જણા એકલા પડયા-ત્યારે એક ઊચી ૩૪૨
ટેકડીની નીચે ગયા.

તે લડાઈગાહમાં બન્ને સરદારો એક બીજા ઉપર કીનેખાહ બની હમ્લો કરવા લાગ્યા.

રૂસ્તમે વાદળની ગરજના માફકનો એક પોકાર મારી-સઅદના ઘોડાનાં સર ઉપર એક તલવારનો ફટકો માર્યો.

તે ઝખ્મથી ઘોડો ઊંઘે મસ્તક પડયો-લડાયક સઅદ તે ઉપરથી ઉતરી પડયો.

રૂસ્તમે એક તેઝી તલવાર મેયાનમાંથી બાહેર ખેંચી-કે જેથી તેને રસ્તાખેઝ બતાવે.

તે ચાહતો હતો કે તેનાં સરને તનથી કાપી કાઢે-તેવામાં લશ્કરની ધૂળથી તેઓ એકબીજાને જોઈ શકયા નહીં.

ચિત્તાનાં ઝીનવાળા ઘોડા ઉપરથી તે નીચે ઉતર્યો-અને બાગદોર કમર સાથે બાંધી.

રૂસ્તમની આંખો ધૂળથી ભરાઇ ગઇ હતી-તેવોજ સઅદ લડાઈની જગ્યાએથી દોડતો ગયો.

તેણે તેનાં લોઢાંની ટોપી સાથનાં સર ઉપર એક તલવારનો ઝર્બ માર્યો-કે જેથી તેની ટોપીમાંથી તેનાં મોઢાં ઉપર લોહી ટીપાવા લાગ્યું.

જ્યારે રૂસ્તમની આંખો લોહીથી ભરાઈ ગઈ-ત્યારે તે દેશ જીતનારો અરબ રૂસ્તમ ઉપર ફાવી ગયો

તેણે પોતાની તલવારનો એક બીજો ફટકો તેનાં સર ઉપર અને ગર્દન ૩૪૩
ઉપર માર્યો-અને તેનુ જંગી તન ખાકમાં નાખ્યું.

બન્ને તરફનાં લશ્કરમાંથી કોઇયે આ વાત જાણી નહીં-તે પેહલવાનો તરફ જવાના માર્ગની કોઇને ખબર હતીજ નહીં.

ઈરાની લશ્કર પેહલવાન રૂસ્તમને શોધવા લાગ્યું-શોધતા શોધતા પેલી લડાઇગાહ સૂધી તેઓ ગયા.

તેઓએ તેને દૂરથી લોહી અને ખાક ભરેલો જોયો-સરથી માથાં સૂધી તલવારે કરી ચાક થઈ ગયલો હતો.

પોતાના સરદારના માર્યા જવાનાં વેરમાં ઇરાની લશ્કરે અરબો ઉપર એક હમ્લો કર્યો.

તીર, ભાલા, તલવાર અને કોદાળી વડે-અરબી લશ્કરની ઘણીક ખરાબી કરી.

અરબી લશ્કરમાંના બેશુમાર માણુસોને મારી-લડાઇ લડવામાં મોટી બહાદુરી દેખાડી.

પણ પાણીની ગયરહાઝેરીથી વધારે લડવાની શક્તિ સવારોમાં તેમજ તેઓના ઘોડાઓમાં રહી નહીં.

જ્યારે પાણી વગર ઈરાની લશ્કર લાચાર બન્યું-ત્યારે અરબો તેઓ ઉપર ફાવી ગયા.

ઇરાનીઓએ શિકસ્ત ખાધી-તે લડાઈ વચ્ચે ઘણાક નામવરો માર્યા ગયા.

૩૪૪ બસી તેશનહ્ બરૂ ઝીન્ બેમોર્દન્દ નીઝ
ગે શાહાન્ જહાન્‌રા પુરૂ આમદ કફીઝ
સુએ શાહે ઈરાન્ બેયામદ સેપાહ્
શબો તીરહો રૂઝ તાઝાન્ બરાહ્
ચુ રોસ્તમ બજન્ગ્ અન્દરૂન્ કશ્તહ્ શુદ
સરે નામદારાન્ હમહ્ ગશ્તહ્ શુદ
ઘે માયહ્ બેકોશ્તન્દ અઝ ઈરાન્ સેપાહ્
બસી બાઝ ગશ્તન્દ અઝ આવરદગાહ્
સેપાહે મુસલમાન્ પસ અન્દરૂ દમાન્
હમી શુદ બકેર્દારે શીરે ઝેયાન્
બબગ્દાદ બૂદ આન્ ઝમાન્ યઝ્દગેર્દ
કે ઊરા સેપાહ્ અન્દરૂ આમદ બગેર્દ
બેગોફ્તન્દ બા ઊ કે રોસ્તમ નમાન્દ
અઝાન્ ઘમ બદર્યા દરૂન્ નમ નમાન્દ
બેકોશ્તન્દ ચન્દી ઝે ઈરાન્ સેપાહ્
દેગર બાઝ ગશ્તન્દ અઝાન્ રઝમગાહ્
અઝાન્ જા બકરૂખ અન્દરૂ આમદ સેપાહ્
હમ અઝ પારૂસી હમ ઝે તાઝી બરાહ્
ફરોખઝાદે હોરૂમઝદ બા આબે ચશ્મ
અઝ અર્વન્દ રૂદ અન્દરૂ આમદ બખશ્મ
૩૪૫ બકરૂખ અન્દરૂ આમદ યકી હમ્લહ્ બોરદ
કે અઝ નીઝહ્‌દારાન્ નમાન્દ ઈચ ગોર્દ
યકાયક ઝે બગ્દાદ બીરૂન્ શુદન્દ
સુએ રઝમ જોસ્તન્ બહામૂન્ શુદન્દ
ચુ બર્ખાસ્ત ગર્દે નબર્દ અઝ મેયાન્
શેકસ્ત અન્દરૂ આમદ બઈરાનેયાન્

ઘણાકો ઘોડાનાં ઝીન ઉપરજ તરસ્યા મરણ પામ્યા-આ દુન્યા પાદશાહોથી ધરાઇ ગઇ.

લશ્કર રાત અને દહાડો રાહમાં દોડતું ઈરાનના શાહ પાસે આવ્યું.

જ્યારે રૂસ્તમ લડાઈમાં માર્યો ગયો-ત્યારે સઘળા નામદારોનું નસીબ ફરી ગયું.

ઈરાની લશ્કરમાંથી ઘણાકો માર્યા ગયા-ઘણાકો લડાઇગાહમાંથી પાછા ફર્યા.

ઈસ્લામી લશ્કર તેઓ પાછળ મસ્ત સિંહની માફક જોરા કરતું દોડતું હતું.

જે વખતે કે ઇરાની લશ્કર તેને આવી મળ્યું તે વખતે શાહ યઝદગેર્દ બગદાદમાં હતો.

તેઓએ તેને કહ્યું કે "રૂસ્તમ માર્યો ગયો છે-અને તેના ગમથી દર્યામાં ભીનાસ વટિક રહ્યો નથી.

તેઓએ ઇરાની લશ્કરમાંથી ઘણાકોને માર્યા છે-અને બાકીના તે લડાઈગાહમાંથી પાછા ફર્યા છે."

ત્યાર બાદ તે જગ્યાએથી ઇરાની તેમજ અરબી લશ્કર કર્ખમાં દાખેલ થયાં.

હોરમઝદનો બેટો ફરરોખઝાદ આંખમાં આંસુ સાથ-અર્વન્દ (Tigris) નદી તરફથી ગુસ્સામાં ધસી આવ્યો.

કર્ખમાં આવી એવો તો ઝનુની હમ્લો દુશ્મન ઉપર કીધો-કે અરબોની નિશાન પણ રહી નહીં.

તેઓ સઘળા બગદાદમાંથી બાહેર નીકળી ગયા-અને લડાઈ કરવા માટે મયદાન તરફ ગયા.

જ્યારે તેઓ વચ્ચે લડાઈની ધૂળ ઉઠી-ત્યારે ઈરાનીઓ ઉપર શિકસ્ત આવી પડી.

## રાય ઝદને યઝ્દગેર્દ્ બઈરાનેયાન્ વ રફ્તનશ્ બસૂએ ખોરાસાન્.

ફરોખઝાદ બરૂ ગશ્ત નઝદીકે શાહ્
પુરૂ અઝ ગરૂદ બા આલતે રઝમગાહ્
ફેરૂદ આમદો બોરૂદ પીશશ નમાઝ
દો દીદહ્ પુરૂ અઝ ખૂનો તન્ પુરૂ ગોદાઝ
બદૂ ગોફ્ત ચન્દીન્ ચે મૂઇ હમી
કે તખ્તે કયાન્‌રા બેશૂઈ હમી
ઝે તોખ્મે કયાન્ કસ્ નમાન્દ
કે બા તાજ બરૂ તખ્ત બાયદ નેશાન્દ
તોઇ યક તનો દુશ્મનત સદ હઝારૂ
મેયાને જહાન્ ચૂન્ કુની કારઝારૂ
બેરવ તા સુએ બીશએ નારવન્
જહાની શવદ બરૂ તો બરૂ અન્જુમન્
વઝાન્ જાયગહ્ ચૂન્ ફેરીદૂને ગવ
જવાની યકી કારૂ બરૂ સાઝ નવ
૩૪૬ ફરોખઝાદ ગોફ્તો શહનશાહ્ શનીદ
યકી તાઝહ્ અન્દીશહ્ આમદ પદીદ

## યઝદગેર્દે ઈરાનીઓ સાથ મસ્લેહત કરવી અને તેનું ખોરાસાન જવું.

હવે ફરરોખઝાદ પાદશાહની નઝદીક લડાઈગાહનાં હથિયાર સાથ ધૂળથી ભરેલો પાછો ફર્યો.

તે ઘોડા ઉપરથી નીચે ઉતર્યો અને તેની નઝદીક નમન કીધું-તેની બન્ને આંખો આંસુ ભરેલી અને શરીર નબળું હતું.

તેણે પાદશાહને કહ્યું કે "તું એટલો બધો શા માટે રડે છે-કે આ કયાનીઓનાં તખ્તને પણ ધોઇ નાખે છે?

તારા સિવાય કયાની તોખ્મમાંથી કોઈ બાકી રહ્યું નથી-કે જેને તાજ પેહેરાવી આ તખ્ત ઉપર બેસાડી શકાય.

તું તો એકલો છે અને તારા દુશ્મનો એક લાખ છે-ત્યારે તું તે લોકો વચ્ચે કેવી રીતે લડી શકશે?

માટે તું નારવનના જંગલ તરફ જા-જ્યાં લોકો તારી આગળ એકઠા થશે.

બહાદુર ફરીદૂનની માફક તું પણ નાની વયનો છે, માટે ત્યાંથી એક નવો સાહસ માથે ઉઠાવ."

ફરરોખઝાદ એ પ્રમાણે બોલ્યો અને શેહનશાહે તે સાંભળ્યું-પણ તેને એક નવોજ વિચાર ઝાહેર આવ્યો.

હેમરૂ રૂઝ બેન્શસ્ત બરૂ ગાહ શાહ
બસરૂ બરૂ નેહાદ આન્ કયાની કોલાહ
યકી અન્જુમન્ કરૂદ બા બેખ્રદાન્
બુઝોર્ગાનો બીદારૂ દેલ મૂબદાન્
ચે બીનીદ ગોફૂત અન્દરીન્ દાસ્તાન્
ચે દારીદ યાદ અઝ ગહે બાસ્તાન્
ફરેરોખઝાદ ગૂયદ કે બા અન્જુમન્
ગુઝરૂ કુન સુએ બીશએ નારવન્
બઆમુલ પરસ્તન્દગાને તો અન્દ
બસારી હમહ બન્દગાને તો અન્દ
ચુ લશ્કરૂ ફરાવાન્ શવદ બાઝ ગરૂદ
બમર્દાન્ તવાન્ કરૂદ નન્ગો નબરૂદ
શુમારા પસન્દ આયદ ઇન્ ગોફૂતગૂય
બઆવાઝ ગોફૂતન્દ કીનસ્ત રૂય
શહનશાહ ગોફૂત ઈન્ ન અન્દરૂખરસ્ત
મરા દરૂ દેલ અન્દીશએ દીગરસ્ત
બુઝોર્ગાને ઈરાનો ચન્દાન્ સેપાહ
બરો બૂમે ઇરાનો તખ્તો કોલાહ
સરે ખીશ ગીરમ બેમાનમ બજાય
બુઝોર્ગી નબાશદ ન મર્દી ન રાય
મરા જન્ગે દુશ્મન્ બેહ આયદ ઝે જન્ગ્
યકી દાસ્તાન્ ઝદ બરીન્ બરૂ પલન્ગ્
કે ખીશ્ત બબદખાહ મન્માય પોશ્ત
ચુ પીશ આયદત્ રૂઝગારે દુરોશ્ત
ચુનાન્ હમ કે કેહતરૂ ઝે ફર્માને શાહ
બહો નીકૂ બાયદ કે દારદ નેગાહ
શહનશાહ બાયદ કે ઊરા બરન્જ
નમાનદ બજાએો શવદ સૂએ ગન્જ
બુઝોર્ગાન્ બરૂ ખાન્દન્દ આફરીન્
કે ઈનસ્ત ફર્જામે તખ્તો નેગીન્
નેગહ કુન્ કે અકૂનૂન ચે ફર્માન્ દેહી
ચે ખાહીએ બા મા ચે પયમાનૂ દેહી
મેહાન્રા ચુનીન્ પાસોખ આવરૂદ શાહ
કઝ અન્દીશહ ગર્દદ હમી દેલ તબાહ
હમાન્ બેહ કે સૂએ ખોરાસાન્ શવીમ
ઝે પયકારે દુશ્મન્ તન્આસાન્ શવીમ
કે આન્ સૂ ફરાવાન્ મરા લશ્કરન્દ
બસી પહલવાનાને કુન્દાવરન્દ
બુઝોર્ગાને તુર્કાનો ખાકાનો ચીન્
બેયાયન્દો બરૂ મા કુનન્દ આફરીન્
બરાન્ દૂસ્તી નીઝ બીશી કુનમ
અબા દોખ્તે ફગફૂર ખીશી કુનમ
બયારી સેપાહી બેયાયદ ગરાન્
બુઝોર્ગાને તૂરાનો કુન્દાવરાન્
કોનારન્ગ્ મર્દસ્ત માહૂય નીઝ
અબા લશ્કરો પીલો હરૂગૂનહ ચીઝ
કુજા પીશકારો શબાનાને માસ્ત
બરૂ આવર્દએ દસ્તબાનાને માસ્ત
વરા બરૂ કશીદમ કે પૂયન્દહ બૂદ
સરાયન્દહો ગોર્દો ગૂયન્દહ બૂદ

બીજે દહાડે પાદશાહ તખ્ત ઉપર બેઠો-અને સર ઉપર પાદશાહી તાજ મૂકયું.

તેણે અકલમંદો, બુઝોર્ગો અને ચાલાક દિલના વઝીરોને એકઠા કીધા.

તે બોલ્યો કે "તમો આ બાબતમાં શું વિચાર આપો છો-અને આગળા વખતની વાતોમાંથી કઇ વાત યાદ રાખો છો?

ફરેરોખઝાદ કહે છે કે તું લશ્કર સાથ-નારવનનાં જંગલ તરફ જા.

આમુલમાં તારા વફાદાર નોકરો છે-અને સારીમાં તારા સઘળા તાબેદારો છે.

જ્યારે લશ્કર ભેગું થાય ત્યારે પાછો ફરજે-બહાદુર લોકોની મદદથીજ લડાઈ કરી શકાય છે.

શું તમોને આ વાત પસંદ આવે છે?"-ત્યારે તેઓએ એકે આવાઝે જવાબ દીધો કે "એ જે કહે છે તે બરાબર છે."

શેહન્શાહે કહ્યું કે "એ વાત લાયક નથી-મારાં દિલમાં બીજોજ વિચાર આવે છે.

ઇરાનના બુઝોર્ગો અને આટલું બધું લશ્કર-ઈરાનની સર ઝમીન, તખ્ત અને કોલાહ,

એ સઘળું આ જગ્યાએ પડતું મેલી મારી પોતાની સંભાળ માટે ૩૪૭
ચાલી જાઉં-એ મોટાઈ, બહાદુરી અને ડહાપણ નહીં કહેવાય.

એવી નામોસી કરતાં તો દુશ્મન સામે લડવું મને સારૂં લાગે છે-એ બાબત ઉપર એક ચિત્તાએ એક કહેવત કહી છે,

કે 'જ્યારે સખ્તીનો વખત નઝદીક આવે ત્યારે બેહુદી રીતે તું દુશ્મનને તારી પીઠ ના બતાવતો.'

જેમ નોકરની ફર્ઝ છે કે પાદશાહનો ભલો કે બૂરો હોકમ બજા લાવવો જોઇયે,

તેમ શેહન્શાહે પણ પ્રજાને છોડીને દઉલત તરફ જવું નહીં જોઇએ."

આથી સઘળા બુઝોર્ગોએ તેની ઉપર દુઆ કીધી-કે "તખ્ત અને નગીનાનું શેવટ એજ છે.

તું ધ્યાન પુગાડ કે હવે શું હોકમ ફર્માવે છે-તું શું કરવા માગે છે અને અમો સાથ શું કોલકરાર કરાવવા ચાહે છે?"

પાદશાહે તે મોટાઓને એવો જવાબ આપ્યો-કે "તરેહવાર અંદેશાઓ કરવાથી આપણું દિલ ખરાબ થાય છે.

માટે એજ બેહતર છે કે આપણે ખુરાસાન તરફ જઇયે અને દુશ્મનોની લડાઈથી નચિન્ત બન્યે,

કારણકે ત્યાં મારૂં ઘણુંક લશ્કર છે-તેમજ ઘણાક બહાદુર પેહલવાનો છે.

તુર્કી બુઝોર્ગો અને ખાકાને ચીન-મારી મુલાકાતે આવશે અને પાદ- ૩૪૮
શાહ તરીકેની મારી ઉપર દોઆ કરશે,

તો તે દોસ્તીમાં હું પણ વધારો કરીશ-અને ફગફૂરની છોકરી સાથ સગપણ કરીશ.

પછી તૂરાનના બુઝોર્ગો અને પેહલવાનો મોટી સંખ્યામાં મદદે આવશે.

માહૂય પણ લશ્કર, હાથી અને સઘળા અસ્બાબ સાથનો એક બહાદુર સરદાર છે.

તે આપણા ભરવાડોનો ઉપરી છે-અને આપણા જંગલના રક્ષકો વચ્ચે ઉછરી મોટો થયલો છે.

તે મારા ઘોડા સાથ દોડનારો હતો, તે ગાણું ગાનારો હતો, હિમ્મતવાન હતો અને સુભાષિત બોલનારો હતો, તેથી મેં તેને વધાર્યો.

ચુ બીઆરૂઅશ નામ દાહીમો અરૂઅ
કોનારંગો પીલાનો મર્દાનો મરૂઅ
અગર ચન્દ બી માયહો બી તનસ્ત
બરૂઆવર્દઈએ બારૂગાહે મનસ્ત
ઝે મુબેદ શનીદસ્તમ ઈન્ દાસ્તાન્
કે બરૂ ખાન્દ અઝ ગોફ્તએ બાસ્તાન્
કે પરૂહીઝ અઝાન્ કુન્ કે બદ કર્દઈ
કે ઊરા બ બીહુદહ્ આઝર્દઈ
૩૪૯ બહાન્ દારૂ ઉમ્મીદ ફ્રશ બમેહરૂ
સરૂ અઝ ખારેતહ્ બોર્દઇ બરૂ સેપેહરૂ
મન્ ઊરા નેયાઝોર્દમ અઝ હીચ રૂય
ઝે દુશ્મન બુવદ ઈન્ ઝમાન્ કીનજૂય
ફરેરોખઝાદ બરૂ હમ બેઝદ હરૂ દુ દસ્ત
ચુનીન્ ગોફ્ત કય શાહે યઝદાન પરસ્ત
બબદગઉહરાન્ બરૂ બસ ઈમન્ મશવ
કે ઈન્રા યકી દાસ્તાનસ્ત નવ
કે હરૂ ચન્દ બરૂ ગઉહરૂ અફ્સૂન કુની
બેકૂશી કશ અઝ રંગ બીરૂન કુની
ચુ પર્વર્દેગારશ ચુનાન્ આફરીદ
તો બરૂ બન્દે યઝદાન્ નેયાબી કલીદ
બદૂ ગોફ્ત શાહ્ અય હેઝબ્રે ઝેયાન્
અઝીન્ આઝમાયેશ નદારમ ઝેયાન્
બેબૂદ આન્ શબો બામદાદાન પગાહ્
ગેરાન્માયગાન્ બરૂ ગેરેફ્તન્દ રાહ્
ઝે બગદાદ રાહે ખોરાસાન્ ગેરેફ્ત
હમહ્ રંજહા.બરૂ દેલ આસાન્ ગેરેફ્ત
બુઝોર્ગાને ઈરાન્ હમહ્ પુરૂ ઝે દરૂદ
બેરફ્તન્દ બા શાહે આઝાદ મરૂદ
૩૫૦ બરૂ બરૂ હમી ખાન્દન્દ આફરીન્
કે બી તો મબાદા ઝમાનો ઝમીન્
ખોરૂશી બરૂ આમદ ઝે લશ્કરૂ બઝારૂ
ઝે તીમારૂ વઝ રફ્તને શહ્રૂયારૂ
અઝીશાન્ હરાન્ કસ કે દેહકાન બુદન્દ
અઝ ઈરાનો પોશ્તે દલીરાન્ બુદન્દ
ખોરૂશાન્ બરે શહ્રૂયારૂ આમદન્દ
હમહ્ દીદહ્ ચુ જૂયબારૂ આમદન્દ
બેગોફ્તન્દ કય શાહ્ મા બન્દઈમ
તનો જાન્ બમેહ્રે તો આગન્દઈમ
હમહ્ બા તો આઇમ તા રૂઝગારૂ
ચે બાઝી કુનદ દરૂ દમે શહ્રૂયારૂ
કે મારા દેલ અઝ બૂમો આરામગાહ્
ચે ગૂનહ્ બુવદ શાદ બી રૂએ શાહ્
હમાન બૂમો આબાદો ફર્ઝન્દો ગન્જ
બેમાનીમ બા તૂ ગુઝીનીમ રંજ
ઝમાનહ્ નખાહીમ બી તખ્તે તૂ
મબાદા કે પીચાન્ શવદ બખ્તે તૂ
અઝ ઈરાનેયાન આન્ કે બુદ ચરૂબ ગૂય
બખાકે સેયહ્ બરૂ નેહાદન્દ રૂય
૩૫૧ કે મા બૂમે આબાદ બુગ્ઝાશ્તીમ
જહાન દરૂ પનાહે તો -પેન્દાશ્તીમ

તે એક ગરીબ માણુસ હતો પણ મેં તેને હાકેમી તથા દેશ અને લશ્કર તેમજ હાથીઓ આપીને લાયક તેમજ નામચીન બનાવ્યો.

જો કે તે એક ગરીબ અને નાચાર હતો-છતાં તે મારી દરબારમાં મોટો થયલો છે.

મેં એક મોબેદથી વાત સાંભળી છે-કે જે તેણે આગળા વડવાઓના કહેવા ઉપરથી કહી છે,

કે 'જેની સાથે તેં બદી કીધી હોય તેનાથી તું દૂરજ રહેજે-કારણકે તેં તેને વગર ફોકટનો સતાવ્યો છે.

અને તે શખ્સથી તું ભલાઇની આશા રાખજે કે જેને તેં મોહબ્બત સાથ પાળ્યો હોય-અને જેનાં સરને માલ ખઝાનાથી આસ્માનસે ચઢાવ્યું હોય.'

મેં તેને જરા પણ દુઃખ દીધું નથી-જેથી તે આ વખત દુશ્મનો ઉપર કીનો લેશે"

ત્યારે ફરરોખઝાદ હાથ ઉપર હાથ અફાળી-એ પ્રમાણે બોલ્યો કે "ઓ યઝદાન પરસ્ત પાદશાહ!

બૂરી બુન્યાદનાઓ ઉપર તું ઘણો વિશ્વાસ ના મૂક-કારણકે એ વિષેની એક બીજી નવીજ વાત ઝાહેર છે.

કે 'તું એક ગોહર ઉપર ગમે એટલું મંત્ર ફુંકે-અને તેનો રંગ બદલવાની કોશેશ કરે,

પણ જ્યારે પરવરદેગારેજ તેને એવી રીતનું બનાવ્યું છે-ત્યારે તને ખોદાતાલાના ભેદ ભરમની ચાવી મળવાનીજ નથી.'"

પાદશાહે તેને કહ્યું કે "ઓ વિકરાળ ચિત્તા જેવા સરદાર! એવી આઝમાયેશ કર્યાથી મને કાંઇ નુકસાન જવાનું નથી."

પાદશાહ તે રાત ત્યાંજ થોભ્યો અને બામદાદે સવારને પોહોર-સઘળા સરદારોએ ત્યાંથી કુચ કીધી

તેઓએ બગદાદથી ખોરાસાનનો રસ્તો લીધો-અને સઘળી મુશ્કેલીઓને તેઓએ સેહલી ગણી.

ઈરાનના સઘળા બુઝોર્ગો દર્દ ભરેલાં દિલે-તે પ્રતાપી લોકોના પાદશાહની સાથ ચાલવા લાગ્યા.

અને તેની ઉપર દુઆ કરવા લાગ્યા-કે "તારા વગર આ ઝમાનો અને ઝમીન કાયમ રહેતાંજ ના!"

રૈયતના લોકોમાંથી પાદશાહના ચાલી જવાની ગમગીની માટે રૂદનનો પોકાર ઉઠયો.

તેઓમાંથી જે કોઇ કે ઇરાની દેહકાનો અને બહાદુર લોકોના મદદગારો હતા,

તેઓ સઘળા પોકારતા અને નદી મિસાલની આંસુ ભરેલી આંખોએ પાદશાહની આગળ આવ્યા.

તેઓ બોલ્યા કે "ઓ પાદશાહ! અમો તારા બંદા છિયે-અમારાં તન અને જાન તારીજ મોહબ્બતથી ભરેલાં છે

અમો સઘળા તારી સાથે આવીશું કે જેથી ઝમાનો-પાદશાહ સાથ શું ખેલ કરે છે તે જોઇયે?

કારણકે આ મુલકમાં અને આ આરામગાહમાં રહેવાથી અમારાં દિલ-પાદશાહના દીદાર જોયા વગર કેમ ખુશહાલ રહી શકે?

અમો આ આબાદ મુલક, અમારાં ફર્ઝંદો તેમજ માલ ખઝાનો-છોડી દઈ તારી સાથેજ રંજ ખેંચીશું.

અમો તારાં તખ્ત વગરનો ઝમાનો ચાહતાજ નથી-એવું કદીબી ના બનતું કે તારૂં બુલંદ બખ્ત બરગશ્તે થાય."

ઈરાનીઓમાંથી જે કોઈ કે શીરીન ઝબાને બોલનારા હતા-તેઓ સીઆહ ખાક ઉપર પોતાના મોઢાં મસળી બોલ્યા,

કે "અમોએ આ ઈરાનનો આબાદ મુલક છોડી દીધો છે-તારી પનાહમાંજ સઘળી દુન્યા સમજી છે.

કુનૂન હાલ દેલ પીસે ખાકાન શવીમ
અઝ ઇરાન સુએ મર્ઝે તૂરાન શવીમ
શાહનશાહ મેઝ્ગાન પુર અઝ આબ કરદ
ચુનીન ગોફ્ત બા નામદારાને મરદ
કે યકસર બયઝદાન સેતાયેશ કુનીદ
સેતાયેશ વરા દર ફેઝાયેશ કુનીદ
મગર બાઝ બીનમ શુમારા દેગર
શવદ દર્દો અન્દુહે મારા બસર
શુમા પાક પર્વર્દેગારે મનીદ
હમાન અઝ પેદર યાદગારે મનીદ
નખાહમ કે આયદ શુમારા ગઝન્દ
મબાશીદ બા મન બબદ યારમન્દ
બેબીનીમ તા રાએ ગર્દાન સેપેહર
ચે અફ્ઝાયદો બર કે તાબદ બમેહર
શુમા સાઝ ગીરીદ બા સાઝે ઊય
ગુઝર નીસ્ત બર ગર્દેશે રાઝે ઊય
વઝાન પસ બબાઝારગાનાને ચીન
ચુનીન ગોફ્ત કકનૂન બઇરાન ઝમીન
મબાશીદ યક ચન્દ કઝ તાઝેયાન
બરીન સૂદ જોસ્તન સર આયદ ઝેયાન
અઝ્ઝૂ બાઝ ગશતન્દ બા દર્દો જૂશ
બતીમારો બા નાલહો બા ખોરૂશ
ફરોખઝાદે હોરમુઝદ લશ્કર બેરાન્દ
અઝ ઈરાન જહાનદીદગાનરા બેખાન્દ
હમી રફ્ત બા નાલહો દરદ શાહ
સેપહબુદ બપીશ અન્દરૂન બા સેપાહ
ચુ મન્ઝેલ બમન્ઝેલ બેયામદ બરય
બેબૂદ બર આસૂદ અઝ રૂદો મય
ઝે રય સૂએ ગોર્ગાન બેયામદ ચુ બાદ
હમી બૂદ યક હફ્તહ ના શાદો શાદ
ઝે ગોર્ગાન બેયામદ સુએ રાહે બોસ્ત
પુર આઝન્ગ રોખસારો ના તન્દુરોસ્ત

માટે હવે આપણે દુઃખી દિલે ઈરાન ઝમીનથી તૂરાન ઝમીન તરફ ખાકાન આગળ જઇયે."

શેહનશાહે પોતાની આંખ આંસુ ભરેલી કીધી-અને તે બહાદુર નામદારોને એવો જવાબ દીધો,

કે "તમો સઘળા પાક યઝદાનની સેતાયેશ કરો-તેની સેતાયેશ ઘણા વધારા સાથ કરો.

કે જેથી કદાચ હું તમોને ફરીથી જોઇ શકું-અને મારાં દર્દ અને ગમનો પણ અંત આવે.

તમો સઘળા પર્વરેશીના કરનારા છો-તેમજ મારા બાપની યાદગારી તરીકે છો.

હું એવું નથી ચાહતો કે તમોને કશું નુકસાન પહોંચે-તમો મારી સાથે આફતમાં મદદગાર ના બનો.

જોઇયે આ ફરતા આસ્માનનો વિચાર-શું કરવાનો છે અને કોણ ઉપર તેની પ્રીતિ ઉતરે છે?

તમો તેનાં કામો સાથ મળતા થાવો-તેની ભેદ ભરેલી ગર્દેશમાંથી કોઇ છટકી શકતું નથી."

ત્યાર પછી તેણે ચીનના વેપારીઓને-કહ્યું કે "હાલ ઇરાન ઝમીનમાં ૩૫૨

થોડોક વખત તમો ના રહેતા નહીં તો કે અરબોને હાથે-તમારો આ નફો નુકસાન મેળવવાનો અંતજ આવી જશે."

પછી તેઓ તેની આગળથી દુઃખ, જોશ, ધાસ્તી, ફર્યાદ અને પોકાર સાથે પાછા ફર્યા.

હોરમઝદના ફરરોખઝાદે ઇરાનમાંથી અનુભવીઓને બોલાવી મંગાવી લશ્કર આગળ ચલાવ્યું.

પાદશાહ પોકાર અને દુઃખ સાથ ચાલવા લાગ્યો-તેનો સરદાર લશ્કર લઇ આગળ ચાલતો હતો.

જ્યારે તે મંઝલ ઉપર મંઝલ કાપતો રય શેહરમાં આવી પહોંચ્યો-ત્યારે ત્યાં થોભ્યો અને ગાયનના સુરોદ અને મયનૂશીથી આસૂદા બન્યો.

રયથી પવનની ઝડપે ગોરગાન તરફ આવ્યો-તે ત્યાં એક હફતો જેમ તેમ રહ્યો.

ગોરગાનથી તે કરચલી ભરેલા ચેહરાએ અને કાહેલી બનીને બોસ્તના માર્ગ તરફ આવી લાગ્યો.

## નામએ યઝ્દગેર્દ બમાહૂએ સૂરી.

જહાનદાર ચૂન કરદ આહન્ગે મર્વ
બમાહૂએ સૂરી કોનારન્ગે મર્વ
યકી નામહ બેન્વેશ્ત બા દર્દો ખશ્મ
પુર અઝ આરઝૂ દેલ પુર અઝ આબ ચશ્મ
દબીરહ જહાનદીદહરા પીશ ખાન્દ
દેલ આગન્દહ બૂદશ હમહ બર ફેશાન્દ
નુખોસ્ત આફરીન કરદ બર કેર્દેગાર
ખોદાવન્દે દાનાઓ પર્વરદેગાર
ખોદાવન્દે ગર્દન્દહ બહરામો હૂર
ખોદાવન્દે પીલો ખોદાવન્દે મૂર
કુનદ ચૂન બેખાહદ ઝે નાચીઝ ચીઝ
કે આમૂઝગારશ નબાયદ બનીઝ

## યઝદગેર્દનું માહૂએ સૂરી ઉપરનું નામુ.

જ્યારે પાદશાહે મર્વ જવાનો ઈરાદો કીધો-ત્યારે તેણે મર્વના હાકેમ માહૂએ સૂરી ઉપર,

દુઃખ તેમજ ખીજવાત ભરેલું એક નામુ લખ્યું-તેનું દિલ ઉમેદથી ભરેલું અને આંખ આંસુથી ભરેલી હતી.

તેણે એક અનુભવી મુન્શીને નઝદીક બોલાવ્યો-અને જે જે વાતોથી તેનું દિલ ભરેલું હતું તે સઘળું ખાલી કીધું (યાને કહ્યું).

પહેલાં ખોદાતાલા ઉપર દુઆ લખાવી-કે "જે દાના લોકોનો સાહેબ ૩૫૩
છે અને સર્વની પર્વરેશીનો કરનારો છે.

જે આસ્માન ઉપર ફરતા મંગળ અને આફતાબનો સાહેબ છે-એક ઝોરાવર હાથી તેમજ એક નબળી કીડીનો સાહેબ પણ તેજ છે.

જ્યારે પણ તે ચાહે છે ત્યારે તે કોઈ નજીવી ચીઝમાંથી એક કીમતી ચીઝ પયદા કરી શકે છે-તેમ કરતાં તેને કોઇ શિક્ષકની ઝરૂર પડતીજ નથી."

બગોફ્ત આન્ કે મારા ચે આમદ બરૂય
વઝીન્ પાદશાહી બેશુદ રન્ગો બૂય
કે રોસ્તમ ફુજા કોશ્તહ શુદ બે જન્ગ્
બે તીમાર્ બર્ મા જહાન્ ગશ્ત તન્ગ્
બદસ્તે યકી સઅદે વક્કાસ નામ
ન બૂમો ન ઝાદો ન દાનેશ ન કામ
કુનૂન તા દરે તયસફૂન લશ્કરસ્ત
હમાન્ શાધો બીશહ્ બપીશ અન્દરસ્ત
તો બા લશ્કરત રઝમરા સાઝ કુન
સેપહ્રા બરીન્ બર્ હમ આવાઝ કુન
મન્ અન્દર્ :નેશાપૂર્ યક હફ્તહ્ બીશ
નબાશમ કે. રન્જે દરાઝસ્ત પીશ
બમર્વ આયમો કસ ફેરેસ્તમ બદીન્
બખાકાને તુર્કો બફગ્ફૂરે ચીન્
૩૫૪ વઝીશાન્ બખાહમ ફરાવાન્ સેપાહ્
મગર્ બખ્તે બર્ગશ્તહ્ આયદ બરાહ્
મન્ ઈનક્ પસે નામહ્ બર્સાને બાદ
બયાયમ હેહમ હર્ચે દારમ્ બયાદ
હયૂની બર્ અફ્ગન્દ બર્સાને બાદ
બનઝદીકે માહૂએ સૂરી નેઝાદ

પછી તેણે પોતા ઉપર શું શું આવી પડયું અને આ રોહન્થાહત-માંથી જાહોજલાલી કેવી રીતે નાશ પામી, તે સઘળું દરશાવ્યું.

કે "રૂસ્તમ લડાઇને દહાડે માર્યો ગયો છે-અને તેના ગમથી અમારી ઉપર જેહાન તંગ થઇ છે.

તે એક મુલક વગરના, બુન્યાદ વગરના, અકલ વગરના અને મુરાદ વગરના સઅદે વક્કાસ નામના શખ્સના હાથ ઉપર માર્યો ગયો છે.

હમણા તેસેફોનના દરવાઝા સૂધી લશ્કર પથરાયહું છે-તેમજ જંગલ અને ઝાડી તેની હરોલમાં છે.

માટે તું તારાં લશ્કર સાથ લડાઇની સઘળી તૈયારી કર-અને તારાં લશ્કરને એ બાબત ઉપર એકમત કર.

હું નિશાપૂરમાં એક અઠવાડિયાંથી વધુવાર-થોભીશ નહીં કારણકે મોટી મેહનત આગળ ખેડવી છે.

હું મર્વમાં આવું છું અને એ માટે તુર્કી ખાકાન અને ચીનના ફગફૂર આગળ માણસ મોકલુ છું.

અને તેઓ પાસેથી ઘણુંક લશ્કર માંગુ છું-જેથી કદાચ મારૂં બરગશ્તે થયલું બખ્ત પાછું રાહ ઉપર આવી જાય.

હું તુરતજ પવનની ઝડપે આ નામાની પછાડી-આવું છું અને બીજું જે કાંઇ મને યાદ છે તે સઘળું તને કહું છું."

તે નામા સાથ એક સાંઢણી સવાર સૂરી વંશના માહૂની નઝદીક ઝડપથી દોડાવ્યો.

## નામએ યઝૂદગેર્દ બમર્ઝ-બાનાને તૂસ્.

ફેરેસ્તાદએ દીગર્ અઝ્ અન્જુમન
ગુઝીન કર્દ બીના દેલો રાયઝન્
યકી નામહ્ બેન્વેશ્ત દીગર્ બતૂસ
પુર્ અઝ ખૂન દલો રૂય ચૂન સન્દરૂસ
નુખોસ્ત આફરીન્ કર્દ બર્ દાદગર્
કઝૂયસ્ત નીરૂયો બખ્તો હોનર્
વઝૂયસ્ત પીરૂઝીઓ ફર્રહી
હમાન્ તખ્તો દીહીમે શાહન્શાહી
પયે પશ્શહ્ તા પર્રે પર્રાન્ ઓકાબ્
બખુશ્કી ચુ પીલો નહન્ગ્ અન્દર્ આબ્
બે પયમાનો ફર્માને ઊ નુગ્ઝરદ
દમે ખીશ્ બી રાએ ઊ નુશ્મરદ
ઝે શાહે જહાન્ યઝ્દગેર્દે બુઝોર્ગ્
પેદર્ નામવર્ શહ્રયારે સુતોર્ગ્
૩૫૫ સેપહ્દારે ઈરાનો પીરૂઝગર્
નેગહ્બાનો જૂયન્દએ બૂમો બર્
ઝે તોખ્મે બુઝોર્ગાને યઝ્દાન્ શેનાસ
કે અઝ તાજ દારન્દ ઝખ્તર્ સેપાસ
કઝીશાન્ શુદ આબાદ રૂએ ઝમીન્
ફેરૂઝન્દએ તાજો તખ્તે નેગીન્
સુએ મર્ઝબાનાને બા ગન્જો ગાહ્
કે બા ફર્રો બોર્ઝન્દો તાજો સેપાહ્

## યઝદગેર્દનું તૂસના હાકેમો ઉપરનું નામુ.

ત્યાર બાદ તેણે ઈરાની અંજુમનમાંથી એક બીજો ચાલાક દિલનો અને સલાહકાર એલચી પસંદ કીધો.

અને એક બીજું નામુ ઝખ્મી દિલે અને ઉતરેલે ચેહરે તૂસના હાકેમો ઉપર લખ્યું.

પ્રથમ દાદગર દાવર ઉપર દુઆ લખી-કે "જે સાહેબથી ઈન્સાનને કોવત, બુલંદ નસીબ અને હોનર મળે છે.

તેનાથીજ ફતેહમંદી અને ખોદાઈ નૂર તેમજ શેહેનશાહી તખ્ત અને તાજ મળે છે.

એક મચ્છરના પગથી તે ઉડનારાં ઓકાબ પક્ષીની પાંખ સૂધીનું-તેમજ ઝમીન ઉપર હાથી જેવું અને દર્યામાં મગરમચ્છ જેવું જાનવર,

તે સાહેબના વચન અને હુકમથી ફરી શકતું નથી-અને તેની મરજી વગર પોતાનો દમ લઇ શકતુ નથી.

દેશનો પાદશાહ બુઝોર્ગ યઝદગેર્દ-જેનો બાપ દબદબા ભરેલો નામવર શેહરયાર હતો, તેની તરફથી.

જે ઇરાનનો સરદાર અને ફતેહમંદી ભરેલો છે-તે દેશનો નેગેહબાન છે અને મુલકનો જીતનારો છે.

જે યઝદાનની પિછાન કરનારા પાદશાહોની બુન્યાદથી ઉતરી આવેલો છે-કે જેઓ પોતાનાં રાજ્ય માટે નેક સેતારાઓને આભારી હતા,

કે જેઓથી આ ઝમીનની સપાટી આબાદ બની હતી અને જેઓ તાજ, તખ્ત અને નગીનાને રોશન કરનારા હતા, તેવા શાહ યઝદગેર્દ તરફથી,

ખઝાના અને તખ્ત સાથના હાકમો તરફ આ નામુ પુગે-કે જેઓ દબદબા, મોટાઈ, તાજ અને લશ્કર સાથના છે,

**શમીરાનો રૂઈનહો શાદહુ કૂહુ**
**કલાત અઝ દેગર દસ્તો દીગર ગોરૂહુ**
**નેગહબાને મા બાદ પર્વર્દેગાર**
**શુમા બી ગઝન્દ અઝ બદે રૂઝગાર**
**ઝમાના શનીદન્દ ગર્દનકશાન**
**ખનીદહુ શુદ અન્દર જહાન ઈન નશાન**
**કે બર કાર્ઝારીઓ મર્દે નેઝાદ**
**દેલે મા પુર આઝર્મો મેહરસ્તો દાદ**
**બવીઝહુ નેઝાદે શુમારા કે રન્જ**
**ફેઝૂનસ્ત નઝદીકે શાહાન ઝે ગન્જ**
**ચુ બહેરામે વાઝૂનહુ આમદ પદીદ**
**ઝે ફર્માનો દીહીમે મા સર કશીદ**
**શુમારા દેલ અઝ મર્ઝો શહરે ફરાખ**
**બેપીચીદો અઝ બાઘો મયદાનો કાખ**
**બદીન દાસ્તાન શાધો કૂહે બલન્દ**
**કદહુ સાખ્તીદ અઝ નેહીબે ગઝન્દ**
**ગર અયઝદ કે નીરૂ દેહદ કેર્દેગાર**
**બકામે દેલે મા શવદ રૂઝગાર**
**બપાદાશ નીકી ફેઝાયેશ કુનીમ**
**બપીશે જહાનબાન નેયાયેશ કુનીમ**
**ઝમાના કે આમદ શુમારા ખબર**
**કે મારા ચે આમદ ઝે અખ્તર બસર**
**અઝીન માર ખાર અહરમન ચહરગાન**
**ઝે દાનાઈઓ શરમ બી બહરગાન**
**ન ગન્જો ન નામો ન તખ્તો નેઝાદ**
**હમી દાદ ખાહન્દ ગીતી બબાદ**
**ચુનીનસ્ત પરગારે ચર્ખે બલન્દ**
**કે આયદ બદીન પાદશાહી ગઝન્દ**
**અઝીન ઝાગ સારાને બી આબો રન્ગ**
**ન હુશો ન દાનેશ ન નામો ન નન્ગ**
**બદીન તખ્તે શાહી નેહાદસ્ત રૂય**
**શેકમ ગોર્સનહુ મર્દે દીહીમ જૂય**
**અનૂશીરવાન દીદહુ બુદ ઈન બખાબ**
**કઝીન તખ્ત બેપરાગનદ રન્ગો આબ**
**ચુનાન દીદ કઝ તાઝેયાન સદ હઝાર**
**હયૂનાને મસ્તો ગુસેસ્તહુ મહાર**
**ગુઝર યાફતન્દી બઅર્વન્દ રૂદ**
**નમાન્દી બદીન બૂમો બર તારો પૂદ**
**હમ આતેશ બેમોર્દી બઆતેશકદહુ**
**શુદી તીરહુ નવરૂઝો જશ્ને સદહુ**
**બઇરાનો બાબુલ ઝે કેશ્તો દોરૂદ**
**બચર્ખે ઝોહલ બર શુદી તીરહુ દૂદ**
**ઝે અયવાને શાહે જહાન કુન્ગરહુ**
**ફેતાદી બમયદાને ઊ યકસરહુ**
**કુનૂન ખાબરા પાસોખ આમદ પદીદ**
**ઝે મા બખ્ત ગરદૂન બેખાહદ કશીદ**
**શવદ ખાર હર કસ કે બૂદ અરઝમન્દ**
**ફેરૂમાયહુ અઝ બખ્ત ગર્દદ બલન્દ**
**પરાગન્દહુ ગરદદ બદી દર જેહાન**
**ગઝન્દ આશકારાઓ ખૂબી નેહાન**

ઝમીરાનના, રૂઇનહના અને શાદહકોહના સૂબાઓને-વળી બીજા હાથ ઉપર કલાતના સૂબાઓને અને બીજાઓને પુગે.

પરવરદેગાર આપણો નેગેહબાન હોજો!-તમો ઝમાનાની બદીથી નુકસાન વગરના હોજો!

તમો બહાદુરોએ સાંભળેલું છે-બલ્કે તમામ દુન્યામાં આ બીના મશહૂર છે,

કે બહાદુર અને બુન્યાદી શખ્સો ઉપર-મારૂં દિલ માયા મોહબ્બત અને ઇન્સાફ ભરેલું રહે છે.

ખસૂસ કરીને તમારી બુન્યાદ માટે-કારણકે પાદશાહોની નઝદીક ગંજ કરતાં કોઇ રંજ ખેંચે તેજ ચઢિયાતી ગણાય છે.

જ્યારે પેલો નેહેસ્ત બેહરામ ઝાહેર થયો-અને અમારાં ફરમાનથી અને અમારાં તાજથી તેણે સર ફેરવ્યું,

ત્યારે તેણે તમો લોકોનું મન દેશ ઉપરથી અને મોટાં શેહરો ઉપરથી- ૩૫૬
ફેરવ્યું અને તેથી તમો બાગ, મયદાન અને હવેલીઓ છોડીને,

તેના કહેવાથી જંગલ અને પહાડો ઉપર-ધાસ્તીના માર્યા જઈ વસ્યા.

હવે જો કેરદેગાર આપણને કૌવત બક્ષે-અને આ ઝમાનો આપણાં દિલની મુરાદ પ્રમાણે થાય,

તો તેના બદલામાં આપણે નેકીનોજ વધારો કરીશું-અને દુન્યાના સાહેબની નેયાયેશ કરીશું.

ખચીત કે તમોને ખબર તો પડી હશે-કે નસીબને ઝોરે મારાં સર ઉપર શું શું વીત્યું છે?

આ સાપ ખાનારા એહરેમનને ચેહરેના અરબોથી-ડહાપણ અને સભ્યતાનો હિસ્સો લેશ માત્ર પણ નહીં ધરાવનારા શખ્સોથી મારી ઉપર શું આવી પડયું છે?

જેઓ પાસે નથી ખઝાનો, કે નથી કીર્ત્તિ કે નથી પાદશાહત કે નથી ઊંચું ખાન્દાન-તેઓ આપણા મુલકની બરબાદી કરવા માંગે છે.

બુલંદ આસ્માનની મરજી એવીજ છે-કે આ પાદશાહીને નુકસાન પુગાડે,

તેથીજ આ રંગરૂપ વગરના કાગડા જેવાઓ-જેઓમાં નથી અક્લ, નથી વિદ્યા, નથી નામના કે નથી કીર્ત્તિ,

તેઓએ આ પાદશાહી તખ્ત તરફ મોં કીધાં છે-ભૂખે મરતા શખ્સો પાદશાહી લેવા આવ્યા છે.

આ બાબત નોશીરવાને પોતાના ખાબમાં જોઈ હતી-કે આ પાદ- ૩૫૭
શાહતથી જાહોજલાલી પરાગન્દે થઇ જશે.

તેણે જોયું હતું કે 'અરબોમાંથી એક લાખ માણસ-તુટેલી નકેલની મસ્ત સાંઢણીઓ સાથ,

અરવંદ નદી પસાર કરી ગયા છે-અને આ મુલકમાં કાંઇ પણ શાચ રચીલું રહેવા દીધું નથી.

આતશકદેહમાં આતશ પણ બુઝાઇ ગયા છે-નવરોઝ અને જશ્ને-સદેહના રેવાજો સીઆહ બન્યા છે.

ઇરાન અને બાબુલમાં વાવણી અને કાપણીનો-સીઆહ ધુંવો શનિશ્ચર સેતારાનાં આસ્માન સૂધી ઉડી રહ્યો છે.

દેશના પાદશાહના મેહલમાંના કુંગુરા-સઘળા મયદાનમાં પડી જાય છે.'

હવે તે ખાબની તાસીર જણાઈ છે-આસ્માન આપણાથી આ બુલંદ નસીબ પાછું ખેંચી લેવા માંગે છે.

જે કોઈ કે મોબાદાર શખ્સો છે તેઓ ખુવાર થશે-અને કમીનાઓ નસીબથી બુલંદ બનશે.

દુન્યામાં બદી ફેલાઇ જશે-નુકસાન ઝાહેર થશે અને ખૂબી છુપાઈ જશે.

બહરૂ કેશવરી દરૂ સેતમગારઈ
પદીદ્ આયદો જેશ્ત પત્યારઈ
૩૫૮ નેશાને શબે તીરહ્ આમદ્ પદીદ્
જે મા બખ્તે ફરૂરોખ્ બેખાહદ્ બુરીદ્
કુનૂન્ મા બદસ્તૂરીએ રહનુમાય
હમાન્ પહલવાનાને પાકીઝહ્ રાય
બસૂએ ખોરાસાન્ નેહાદીમ્ રૂય
ગાહે મરૂઝબાનાને પર્ખાશજૂય
પસ અકૂનૂન્ જે બહરે કેનારન્ગે તૂસ
બદીન સૂ કશીદીમ પીલાનો કૂસ
બેબીનીમ તા ગરૂદેશે રૂઝગારૂ
ચે બન્દદ્ બદીન બન્દે નાઉસ્તુવારૂ
મેયાનશ બેબસ્તમ કુનૂન્ રઝમજૂય
કે બા તાઝેયાન્ અન્દરૂ આરીમ રૂય
ફરોખઝાદ્ બા મન્ રગો પૂસ્તરેત
બપયવસ્તગી નીઝ હમ દૂસ્તરેત
બઅલ્તૂનીહસ્ત ઊ કુનૂન્ રઝમજૂય
બરૂએ સેપહ્ અન્દરૂ આવરૂદહ્ રૂય
કુનૂન્ કેશમેગાન્ પૂરે આન્ રઝમખાહ્
બરે મા બેયામદ્ બરીન્ બારૂગાહ્
બેગોફ્ત આન્ કે બાયદ્ જે શાયેસ્તગી
હમ અઝ બન્દગી હમ જે બાયેસ્તગી
૩૫૯ શનીદીમ્ અઝીન્ મરૂઝહા હરૂચે ગોફ્ત
બલન્દીઓ પંસ્તીઓ ધારો નેહોફ્ત
દેઝે ગુમ્બદાન્ તીહ બા ખરૂમનહ્
દેઝે લાઝવર્દી જે બહરે બુનહ્
ચું આલો ચુ મખ્ઝૂમો ચૂન્ દશ્તે ગેલ
જે ખૂબી નમૂદ્ આન્ ચે બૂદશ બદેલ
ચુનીન્ લશકરે ગશ્ન્ બા મા બજન્ગ્
બદીન્ તન્ગ્ દેઝહા નશાયદ્ દેરન્ગ્
નેશસ્તીમો ગોફ્તીમ બા રાયઝન્
હમહ્ પહ્લવાનાન્ શુદન્દ્ અન્જુમન
જે હરૂગૂનહ્ ગોફ્તીમો પર્દાખ્તીમ
સરન્જામ યકસરૂ બદીન્ સાખ્તીમ
કે અઝ તાજો અઝ તખ્તો મોહરો નેગીન્
હમહ્ જામએ રૂમો કશ્મીરો ચીન્
કે પુરૂમાયહ્ ચીઝી કે આયદ્ બદસ્ત
જે કબ્ચાકો અઝ કીરૂવાન્ હરૂચે હસ્ત
હમહ્ હરૂચે અઝ મા પરાગન્દનીસ્ત
ગરૂ અઝ પૂશની ગરૂ જે અફગન્દનીસ્ત
જે ઝરૂરીનહો ગઉહરે નાબેસૂદ્
જે ચીઝી કે ઊરા બેબાયદ્ સેતૂદ્
૩૬૦ હમ અઝ ખુરૂદનીહાઓ હરૂગૂનહ્ સાઝ
કે મારા બેબાયદ્ બરૂઝે દરાઝ
જે ગાવાને ગરૂદૂનકશાન્ ચેહલ્ હઝારૂ
બખૂરશહ્ દરૂન્ ગન્દુમ આરન્દ્ બારૂ
બખરૂવારૂ અઝાન્ પસ દહો દૂ હઝારૂ
કરેન્જ્ આવરન્દ્ આન્ કે આયદ્ બકારૂ

દરેક મુલકમાં ઝુલ્મગારો અને બૂરી બલાઓ ઝાહેર થશે.

તે સીઆહ રાતની તે નિશાનો ઝાહેર થઇ ચૂકી છે-આપણાંમાંથી હવે મુબારક નસીબ જુદું પડનાર છે.

હમણા અમો રેહનુમાઇ કરનારા તેમજ નેક વિચારના પેહલવાનોની સલાહથી,

ખોરાસાન તરફ તમો લડાયક હાકેમોની નઝદીક આવ્યા છિયે.

હાલ તુરત તો તૂસના હાકેમની મદદ માટે-આ તરફ હાથીઓ અને નગારાં લાવ્યા છિયે.

આપણે જોઇયે કે ઝમાનાની ગર્દેશ આ ઢીલા બંધ ઉપર કેવો બંધ બાંધે છે?

હાલ લડાઈ કરવા માટે મેં કમર બાંધી છે-કે અરબો સાથ આપણે લડાઇ કર.

ફરરોખઝાદ મને મારાં બદનનાં લોહી અને ચામડી મિસાલ છે-તથા સગપણ ઉપરાંત તે મને વફાદાર છે.

હાલ તે અલ્તુનિયામાં સામાસામી લશ્કર લાવી લડવામાં ગુંતાયલો છે.

હમણા તે લડાયકનો બેટો કેશમેગાન-આ દરબારમાં મારી નઝદીક આવ્યો છે.

ઝરૂરનું જે કાંઇ કરવાનું છે, તે તેણે મને કહ્યું છે-જે ખિદમત તથા ફર્ઝ બજા લાવવી છે, તે સર્વ કહી છે.

આ મુલકો માટે તેણે જે કહ્યું તે મેં સાંભળ્યું છે-ઊંચાણવાળી અને નીચાણવાળી જગ્યા વિષે, ધારો વિષે, છૂપાવાની જગ્યા વિષે,

તેમજ દેઝે ગુમ્બદાન નામનો કિલ્લો, ખાંડેલા અનાજ અને વગર ખાંડેલા અનાજ માટે-અને દેઝે લાઝવર્દી નામનો કિલ્લો સરસામાનને માટે,

તેમજ બીજી જગ્યાઓ જેનાં નામ આલ અને મખ્ઝૂમ અને દશ્તેગેલ છે-એ સઘળાંનું તેણે પોતાનાં દિલમાં જે હતું તેનું ખૂબી સાથ બેયાન કીધું.

આવડાં મોટાં લશ્કરો આપણી સાથે લડવા તૈયાર હોય-તો પછી આવા નાના કિલ્લાઓમાં પડી રહી વખત કાઢવો નહીં જોઇયે.

સઘળા પેહલવાનો એકઠા મળ્યા-અને વઝીર સાથ બેસીને મસ્લહત કીધી છે.

દરેક બાબતનો વાદવિવાદ ચાલ્યો છે-અને શેવટે એવો ઠરાવ થયો છે,

કે તાજ, તખ્ત, મોહર અને નગીના-તમામ રૂમી, કેશ્મીરી અને ચીનાઇ કપડાં,

જે કોઇ કીમતી ચીઝો હાથમાં આવે તે-તેમજ જે કબચાક અને કીરવાનની નામીચી ચીઝોમાંથી મળે તે,

સઘળું જે કાંઇ કે આપણને સંઘરવા લાયકનું છે-પછી તે પેહેરવાનું હોય કે પાંથરવાનું હોય;

સોનેરી બનાવટની ચીઝોમાંથી વિંધ્યા વગરનાં મોતીઓમાંથી-તેમજ જે ચીઝો કે વખાણવા લાયકની હોય;

વળી ખોરાકી અને દરેક તરેહનો અસ્બાબ-કે આપણને લામ્બા દિવસ સૂધી ચાલે એટલો જોઇશે.

બળદોમાંથી ચાળીસ હઝાર બળદનાં ગાડાંમાં-કણસ સાથનાં ઘઉં લાધી લીયે.

તે પછી બાર હઝાર ખરવાર* કામમાં આવે તેવા મસુર ભરી લીયે.

* સોળ રતલનો એક સેર, ૮ સેરનો એક મણ અને દશ મણનો એક ખરવાર.

હમાન્ અર્ઝનો જુસ્તહો નારૂદાન્
બેયારદ્ યકી મૂબદે કારૂદાન્
બખરૂવારૂ અઝાન્ પસ ફરાવાન્ નમકૂ
ફેરેસ્તન્દ્ તા બરૂ બે ગરૂદદ્ ફલકૂ
શુતોરૂવારૂ અર્ઝન્ બદીન્ હમ શુમારૂ
હમાન્ દુમ્બહો મશકો રઉધન્ હઝારૂ
ઝે ખોર્મા હઝારો ઝે શકૂકરૂ હઝારૂ
હયૂનાને બોખ્તી બેયારન્દ બારૂ
દહો દુ હઝારૂ અન્ગબીન્ ચમ્બરહુ
બદેઝૂહા કશન્દ્ ઇન્ હમહુ યકૂસરહુ
નમકૂ ખુરૂદહુ હરૂ ગૂશ્ત ચૂન્ ચેલ હઝારૂ
જોઝ ઈન્ પીશકારાન્ બેયારન્દ્ બારૂ
શુતોરૂવારૂ સીસદ્ ઝે નફૂતે સેયાહુ
બેયારન્દ્ બરૂ બારૂહા તા દુ માહુ
બેયાયદ્ યકી મૂબેદી બા ગોરૂહુ
ઝે ગાહે શમીરાનો અઝ રાદહુ કૂહુ
બદીદારે પીશાનો ફર્હન્ગેયાન્
બુઝોર્ગાન્ કે અન્દ્ અઝ કોનારન્ગેયાન્
અઝીન્ હરૂચે બાયદ્ બદેઝૂહા કશન્દ્
યકી નામહુ ગન્જૂરે મારા દેહન્દ્
દેગરૂ ખુદ્ બેદારન્દ્ બા ખીશતન્
બુઝોર્ગાન્ કે બાશન્દ્ અઝાન્ અન્જુમન્
હમાના બદાન્ રાઘો કૂહે બલન્દ્
ઝે તુર્કો ઝે તાઝી નેયાયદ્ ગઝન્દ્
શુમારા બદીન્ રૂઝગારે સુતોરૂગ્
યકી દસ્ત્ બાશદ્ બરે મા બુઝોરૂગ્
ખેરદમન્દ્ પાકીઝહુ દસ્તૂરે મા
બેફર્માયદ્ અફૂનૂન્ બગન્જૂરે મા
કે હરૂ કસ કે ઈનરા બેયારદ્ બરન્જ
ફેરેસ્તદ્ વરા પારૂસી જામહુ પન્જ
યકી ખૂબ્ સરૂબન્દ્ પયકરૂ બઝરૂ
બેયાબદ્ બફર્જામ અઝીન્ રન્જ બરૂ
બદીન્ રૂઝગારે તબાહે દેઝમ
બેયાબદ્ ઝે ગન્જૂરે મા ચેલ્ દેરમ
પસ આનગહુ કસી કૂ બુવદ્ ઝીરૂદસ્ત
યકી ઝાન્ દેરમહા કે આયદ્ બશસ્ત
અઝીન્ શસ્ત બરૂતરૂ શશો ચારૂ દાન્ગ્
બેયાબદ્ નેવેશતહુ બેખાનદ્ બબાન્ગ્
બયકૂ રૂઇ બરૂ નામે યઝદાને પાકૂ
કઝૂયસ્ત ઉમ્મીદો હમ તર્સો બાકૂ
દેગરૂ પયકરો અફૂસરો ચેહરે મા
ઝમીન્ બારૂવરૂ ગશ્તહુ અઝ મેહરે મા
બનઉરૂઝ ઈન્ હમ બરૂ આરાસ્તહુસ્ત
દો ચશ્મે બુઝોર્ગાન્ પુરૂ અઝ ખાસ્તહુસ્ત
દોરૂદે ખોદા બરૂ કમ આઝારૂ મરૂદ
કસી..કૂ ઝે દીહીમે મા યાદ્ કરૂદ
ચુ નામહુ બમોહરૂ અન્દરૂ આવરૂદ શાહુ
ફેરેસ્તાદ્ ઝી મેહતરાને સેપાહુ
બલન્દ્ અખ્તરી નામજૂયો સવારૂ
બેયામદ્ બકફ્ નામએ શહરૂયારૂ

તેમજ એક અનુભવી અમલદાર બાજરી, કુન્દુક (કોટલાં સાથનો મેવો) અને દાડમ ભરી લાવે.

ત્યારબાદ ઘણાક ખરવાર મીઠું-લઈ આવે. જોઇયે કે ફરતો આસ્માન શું કરવા માગે છે?

ખરવાર ખરવાર ઊંટ ઉપર બાજરી લાદી લાવે-સાથે વળી ચરબી અને હઝાર ઘીના ડબ્બા લઇ આવે.

ઊંટના એક હઝાર ભાર ખજૂર તથા એક હઝાર ભાર ખાંડ લઈ આવે.

મધના ભરેલા બાર હઝાર ચંબુરા લઈ આવે-એ સઘળો અસબાબ કિલ્લામાં લઈ જાય.

ચાળીસ હઝાર આથેલાં ગોશ્તના કકડા-અને એ સિવાયનો બીજો માલ નોકરો લાવે.

બે મહિના સુધી ચાલે એટલો ત્રણસો ઊંટનો બોજો કાળાં તેલનો લાવે.

શમીરાન અને રાદેકોહ તરફનાં લોકોની એક ચોક્કસ સંખ્યા એક ૩૬૧
અમલદાર સાથે,

સૂબાઓના પહાડી ઇલાકાના વડાઓ અને દાનેશમંદો આગળ હાઝેર થાય.

એ ઉપરાંત જે કાંઈ જોઇયે તે કિલ્લાઓમાં લઈ જાય-તે સઘળા સામાનની એક ટીપ મારા ખઝાન્ચીને આપે.

બીજી ટીપ તે ટોળાના બુઝોર્ગો પોતાની પાસે રાખે.

ખચીત તે જંગલ અને બુલંદ પહાડને-તુર્કો અને અરબોથી નુકસાન નહીંજ પુગશે.

આવા મુશ્કેલ વખતમાં તેમ કરવાથી મારી ઉપર તમારો મોટો ઉપકાર રહેશે.

મારો અકલમંદ પાકીઝેહ વઝીર-મારા ખઝાન્ચીને ફરમાવશે,

કે જે કોઈ કે મેહનત લઇને એ સઘળું લાવે-તેને માટે પાંચ પારસી લેબાસની ભેટ મોકલે.

વળી તેણે ઉઠાવેલી મેહનતનાં બદલામાં તે એક સારી જેવી સોનેરી પાઘડી પણ મેળવશે.

અને આ ગમ ભરેલા ખરાબ વખતમાં-મારા ખઝાન્ચી પાસેથી તે ચાળીસ દિરમ પણ મેળવશે.

પછી જે હાથ નીચેનો (અથવા ગરીબ) હોય-તેને દિરમોમાંનો એક ૩૬૨
કે જે દરેક દિરમ સાઠ દાંગનો થાય છે,

બલ્કે સાઠથી વધુ દશ દાંગનો થાય છે, તે મળશે. તેની ઉપરનું લખેલું તે મોટેથી વાંચે.

તે દિરમની એક બાજૂએ પાક યઝદાન કે જેનાથી આપણે ઉમેદવાર છિયે અને જેનાથી આપણે બીકમાં છિયે તેનું નામ છે.

દિરમની બીજી બાજૂએ અમારો આકાર, તાજ અને ચેહરો પાડેલો છે-અને લેખ છે કે 'અમારી મોહબતથી ઝમીન ફળદ્રુપ થયલી છે.'

આ સઘળાંની ગોઠવણ નવરોઝ ઉપર રાખેલી છે-જે વેળા બુઝોર્ગોની આંખો ભેટ સોગાદ વગેરે ઉપરજ ઠરેલી રહે છે.

નિર્દોષ લોકો ઉપર તેમજ જે કોઈ કે અમારાં તાજ તરફ વફાદારી ધરાવતા હોય તેઓ ઉપર ખોદાતાલા તરફની દોઆ હોજો!"

જ્યારે પાદશાહે તે નામા ઉપર મોહર કીધી-ત્યારે તે લશકરના સરદારો તરફ રવાના કર્યું

એક બુલંદ સેતારેનો, નામ શોધનારો અને બહાદુર સવાર-પોતાના હાથમાં પાદશાહનું તે નામુ લઇને ત્યાં આવી લાગ્યો.

## રફ્તને યઝ્દગેર્દ્ બતૂસ્ વ પઝીરહ્ શુદને માહૂએ સૂરી ઊરા.

વઝાન્ જાયગહ્ બર્ કશીદન્દ્ કૂસ
ઝે શહ્રે નેશાપૂર્ શુદ્ સૂએ તૂસ
ખબર્ યાફ્ત માહૂએ સૂરી કે શાહ્
બસૂએ દહેસ્તાન્ બર્ આમદ્ ઝે રાહ્
૩૬૩ પઝીરહ્ શુદશ્ બા સેપાહી ગરાન્
હમહ્ નીઝહ્દારાનો જઉશન્ વરાન્
ચુ પયદા શુદ્ આન્ ફરે અવરન્દે. શાહ્
દેરફ્શે બુઝોર્ગીઓ ચન્દીન્ સેપાહ્
પેયાદહ્ શુદ્ અઝ્ અસ્પ્ માહુય ઝૂદ્
શહનશાહ્રા બન્દગીહા નમૂદ્
હમી રફ્ત નરૂમ અઝ્ બરે ખાક્ ગરૂમ
દો દીદહ્ પુર્ અઝ્ આબ્ કર્દહ્ ઝે શરૂમ
ઝમીનરા બેબૂસીદો બોર્દશ્ નમાઝ્
હમી બૂદ પીશશ્ ઝમાની દરાઝ્
સેપાહશ્ હમહ્ ખાન્દન્દ્ આફરીન્
યકાયક્ નેહાદન્દ્ સર્ બર્ ઝમીન્
ફરોખઝાદ્ ચૂન્ રૂએ માહૂ બેદીદ્
સરાસર્ સેપાહશ્ રદહ્ બર્ કશીદ્
ઝે માહૂએ સૂરી દેલશ્ ગશ્ત્ શાદ્
બસ્ બર્ બસી પન્દહા કર્દ્ યાદ્
કે ઈન્ શાહ્રા અઝ્ નેઝાદે કેયાન્
સેપોર્દમ બતૂ તા બેબન્દી મેયાન્
નમાની કે બાદી બર્ ઊ બર્ જેહદ્
વયા કસ સેપાસી બરૂ બર્ નેહદ્
૩૬૪ મરા રફ્ત બાયદ્ હમી સૂએ રય
નદાનમ્ કે કય બીનમ્ ઈન્ તાજે કય
કે ચૂન્ મન્ ફરાવાન્ બઆવર્દગાહ્
શુદ્ અઝ્ જન્ગે ઈન્ નીઝહ્દારાન્ તબાહ્
ચુ રોસ્તમ બગીતી સવારી નબૂદ્
ન ગૂશે ખેરદમન્દ્ હર્ગેઝ્ શુનૂદ્
બદસ્તે યકી ઝાગ્ સર્ કશ્તહ્ શુદ્
બમા બર્ ચુનીન્ રૂઝ્ બર્ ગશ્તહ્ શુદ્
કે યઝ્દાન્ વરા જાએ નીકાન્ દેહાદ્
સેયહ્ ઝાગ્રા જખ્મે પયકાન્ દેહાદ્
બદ્ ગોફ્ત માહુય કય પહ્લવાન્
મરા શાહ્ ચશ્મસ્તો રઉશન્ રવાન્
પઝીરોફ્તમ ' ઈન્ ઝીનહારે તોરા
સેપહ્રે તોરા શહ્રયારે તોરા
ફરોખઝાદે હોર્મુઝદ્ અઝાન્ બારગાહ્
બેયામદ્ સુએ રય બફર્માને શાહ્
બરીન્ નીઝ્ બુગ્ઝશ્ત્ ચન્દી સેપેહ્ર્
જુદા શુદ્ ઝે મગ્ઝે બદઅન્દીશ મેહ્ર્
નેયારસ્ત શુદ્ પીશ શાન્ કસ બજન્ગ્
કે બુદ યાર શાન્ ચર્ખે પીરૂઝ્ રન્ગ્

## યઝદગેર્દનું તૂસ જવું અને માહૂએ સૂરીનું તેને એસ્તેકબાલ જવું.

પછી તે જગ્યાએથી નગારાં ઊંચકયાં-નિશાપૂર શેહરથી પાદશાહ તૂસ તરફ ગયો.

માહૂએ સૂરીને ખબર પડી કે પાદશાહ-તે રાહમાંથી અહીં દેહેસ્તાન તરફ આવ્યો છે,

ત્યારે તે પોતાના સઘળા ભાલાદાર અને બખ્તર પેહેરનારા સવારોનાં એક ભારી લશ્કર સાથ પાદશાહને સામો લેવા ગયો.

જ્યારે પાદશાહનો તે દબદબો, તખ્ત, બુઝોર્ગી ભર્યો ઝુડો અને કેટલુંક લશ્કર દેખાયું,

ત્યારે માહુય શેતાબ ઘોડા ઉપરથી પેયાદો થયો-અને તેણે શેહનશાહને પોતાની તાબેદારી દેખાડી.

તે શર્મિંદગીથી પોતાની બન્ને આંખો આંસુ ભરી કરી ધીરે ધીરે ત્યાંની ગર્મ બનેલી ખાક ઉપરથી ચાલવા લાગ્યો.

તેણે ઝમીનને ચુમ્બન કરી પાદશાહને નમન કીધું-અને તેની આગળ ઘણો વખત થોભી ગયો.

તેના સઘળાં લશ્કરે પણ તેની ઉપર દોઆ કીધી-અને એકેએક જણે સર ઝમીન ઉપર મૂકયાં.

જ્યારે ફરરોખઝાદે માહુયને જોયો-ત્યારે તેનાં તમામ લશ્કરે સફ ખેંચી.

માહુય સૂરીથી તેનું દિલ ખુશહાલ બન્યું-તેણે તેને ઘણીક શીખામણની વાતો કહી,

કે "આ કયાની અવલાદના પાદશાહને-મેં તને સોંપ્યો છે તેની આગળ તું કમર બાંધેલી રાખજે.

તું તેની ઉપર પવન પણ લાગવા દેતો ના-અથવા કોઈ તેની ઉપર કશો ઉપકાર કરે, તેમ પણ થવા દેતો ના.

મને તો રય તરફ જવું પડે છે-હું નથી જાણતો કે આ પાદશાહી તાજ હવે પાછું કયારે જોઈશ?

કારણકે તે લડાઈગાહમાં મારા જેવા ઘણાકો-આ ભાલાદાર અરઓની લડાઇથી નાશ પામ્યા છે.

રૂસ્તમના જેવો દુન્યામાં એક પણ સવાર નહીં હતો-તેમજ તેના જેવો અકલમંદ શખ્સોના કાને પણ સાંભળ્યો નહીં હતો.

તે પણ એક કાગડા જેવાં માથાંવાળા સવારના હાથ ઉપર માર્યો ગયો-આપણી ઉપર દહાડો એવી રીતનો બરગશ્તે બન્યો છે,

કે ખોદાતાલા તેને નેક લોકોને લાયકનીજ જગ્યા આપજો-અને તે કાળા કાગડાને તીરનાં પયકાનનોજ ઝખ્મ આપજો,"

માહૂએ તેને કહ્યું કે "એ પેહલવાન!-આ પાદશાહ મારી આંખ અને રોશન જીવ જેવો છે.

આ તારી અમાનત, આ તારું વફાદારી ભર્યું આસ્માન અને આ તારો પાદશાહ મેં સ્વીકાર્યો છે."

હવે ફરરોખઝાદે હોરમઝદ તે દરબારમાંથી-પાદશાહના હોકમથી રય તરફ આવ્યો.

એ ઉપર પણ ઘણોક વખત નીકળી ગયો-અને દુશ્મનોના મગઝમાંથી પણ મોહબ્બત નીકળીજ ગઈ.

કોઇ તેઓની સામે લડી શકયું નહીં-કારણકે પીરોઝા રંગનો આસ્માન તેઓનોજ મદદગાર હતો.

શેખે શાહે ઈરાન્ પુર્ આઝન્ગ્ શુદ
વઝાન્ કારે દુશ્મન્ દેલશ તન્ગ્ શુદ
ચુ માહૂય મર્ શાહરા માન્દહ્ દીદ
બબીકામી ઉ બખ્તરા રાન્દહ્ દીદ
શેતાબાન્ હમી કર્દ તખ્ત આરઝૂય
દેગર્ શુદ બરાયો દેગર્ શુદ બખૂય
તને ખીશ એકૂખાન્દ બીમાર્ કર્દ
પરસ્તીદને શાહ્ દુશ્વાર્ કર્દ

ઈરાનના પાદશાહનો ચેહરો કરચલી ભરેલો બન્યો-અને દુશ્મનનાં ૩૬૫
તેવાં કામોથી તેનું દિલ તંગ થયું.

જ્યારે માહૂએ પાદશાહને આજેઝ થયલો જોયો-અને તેની મરજી
વિરૂદ્ધ તેનાં નસીબને દૂર થયલું જોયું,

ત્યારે તે જલ્દીથી તેનું તખ્ત લેવાની ખાહેશ કરવા લાગ્યો-તેના
સઘળા વિચારો અને ખાસિયતો બદલાઇજ ગઈ.

તેણે થોડોક વખત સુધી પોતાનાં શરીરને બીમાર કરી પાડયું-અને
તે બહાને પાદશાહના ખિદમત મઉકૂફ કીધી.

---

## બર્ અન્ગીખ્તને માહૂએ સૂરી બીઝન્રા બજન્ગે યઝ્દગેર્દ્ વ ગુરીખ્તને યઝ્દગેર્દ્ વ પેન્હાન્ શુદન્ દર્ આસેયા.

યકી પહૂલવાન્ બૂદ ગુસ્તરૂદ કામ
નેઝાદશ ઝે તર્ખાનો બીઝન્ બનામ
નેશસ્તશ બમર્ઝે સમર્કન્દ્ બૂદ
દરાન્ મર્ઝ ચન્દીનશ પયવન્દ્ બૂદ
ચુ માહૂએ બદબખ્ત ખુદકામહ્ શુદ
અઝ્ નઝ્દે બીઝન્ યકી નામહ્ શુદ
કે અય પહૂલવાન્ ઝાદએ બી ગઝન્દ
યકી રઝ્મ પીશ આમદત સૂદમન્દ
કે શાહે જહાન્ બી સેપાહ્ ઈદરસ્ત
નેશસ્તશ ઝે ગીતી બમર્વ્ અન્દરસ્ત
ગર્ આઈ સરો તાજો ગાહશ તોરાસ્ત
હમાન્ ગન્જો ચત્રો સેપાહશ તોરાસ્ત
ઝે કીને નેયાગાન્ બદેલ યાદ કુન્
બદીન્ તોખ્મહ્ બર્ દાદ બીદાદ કુન્
ચુ બીઝન નેગહ્ કર્દ આન્ નામહ્ દીદ
જહાન્ પીશે માહૂએ ખુદકામહ્ દીદ
બદસ્તૂર્ ગોફ્ત અય સરે રાસ્તાન્
ચે દારી બયાદ અન્દરીન્ દાસ્તાન્
બયારીએ માહૂય ગર્ મન્ સેપાહ્
બેરાનમ્ શવદ્ કારમ ઈદર્ તબાહ્
બમન્ બર્ કુનદ શાહ્ ચન્દીન્ ફેસૂસ
મરા બી મનેશ ખાનદો ચાપ્લૂસ
વગર્ નહ્ બગૂયન્દ કઝ બીમે ગર્દ
હમી તર્સદ અઝ્ રૂઝગારે નબર્દ
ચુનીન્ દાદ દસ્તૂર્ પાસોખ બદૂય
કે અય શીરૂદેલ મર્દે પર્ખાશજૂય
અઝ્ ઈદર્ તોરા નન્ગ્ બાયદ શદન્
બયારીએ માહૂયો બાઝ્ આમદન્
બબર્ સામ્ ફર્માય તા બા સેપાહ્
બયારી શવદ્ સૂએ આન્ રઝ્મગાહ્

## માહૂએ સૂરીનું બીઝનને યઝદગેર્દની લડાઈ માટે ઉસકેરવું અને યઝદગેર્દનું નાસવું અને ઘંટીનાં કારખાનામાં છૂપાઈ જવું.

હવે એક મુરાદમંદ પેહલવાન હતો-તેની બુન્યાદ તર્ખાનથી હતી અને તેનું નામ બીઝન હતું.

તેનું રહેઠાણ સમરકંદના મુલકમાં હતું-તેજ મુલકમાં તેનું કેટલુંક કુટુંબ પણ હતું.

જ્યારે બદબખ્ત માહૂય આપએખ્તયાર બન્યો-ત્યારે તેની તરફથી બીઝનની નઝદીક એક નામુ રવાના થયું,

કે "ઓ સુખવાસી પેહલવાનઝાદા!-તારે માટે એક ફાયદેમંદ લડાઇ આવી લાગી છે.

કારણકે દેશનો પાદશાહ યઝદગેર્દ વગર લશ્કરે અહીં આવેલો છે-પોતાના દેશમાંથી હાલ તેનું રહેઠાણ મર્વમાં છે.

માટે જો તું અત્રે આવે તો તેનું સર, તાજ અને તખ્ત તારૂંજ છે-તેમજ તેનો ખઝાનો, છત્ર અને લશ્કર પણ તારૂંજ છે

તારા નેયાગાનોનો કીનો તારાં દિલમાં યાદ કર-એ ખાન્દાન ઉપર ૩૬૬
ઇન્સાફને ગયર ઈન્સાફ બનાવ."

જ્યારે બીઝને નેગાહ કીધી અને તે નામુ જોયું અને જેહાન આપએખ્તયાર માહૂયની તાબેદાર બનેલી જોઇ,

ત્યારે વઝીરને કહ્યું કે "ઓ રાસ્ત લોકોના સરદાર!-તું એ બાબતમાં શું મત ધરાવે છે?

અગરજો હું એ માહૂયની મદદમાં લશ્કર-આગળ ચલાઉં છું તો અહીં મારૂં કામ ખરાબ થાય છે.

પાદશાહ મને ઘણાક તાના મારશે-મને વગર અકલનો અને પતરાજી કરનારો કહેશે.

અગર તેમ નહીં તો આ લોકો કહેશે કે લડાઇની ધાસ્તીએ કરી-તે લડાઇના દહાડાથી બીહ જાય છે"

વઝીરે તેને એવો જવાબ દીધો કે "ઓ સિંહની હિમ્મતના લડાયક શખ્સ!

માહૂયની મદદે અહીંથી જવું અને પાછું આવવું એ તારા મરતબાને છાજતું નથી.

તું બરસામને ફરમાવ કે જેથી લશ્કર લઈ-મદદને માટે તે લડાઈગાહ તરફ જાય.

બગોહૂતારે સૂરી શવી સૂએ જન્ગ્
સખુફ્સારૂ ખાનહ તોરા મર્દે સન્ગ્
૩૬૭ ચુનીન્ ગોહૂત બીઝન્ કે ઈનસ્ત રાય
મરા ખુદ નબુઅબીદ બાયદ ઝે જાય
બબરૂસામ ફ્રૂમૂદ તા દહ હઝારૂ
નબર્દહ સવારાને ખન્જરૂ ગુઝારૂ
બમરૂવ આરશો સાઝે જન્ગ્ આવરદ
મગરૂ શાહે ઈરાન્ બચન્ગ્ આવરદ
સેપાહ અઝ બોખારા ચુ પરૂરાન્ તઝરૂવ
બયક હફતહ આમદ બદાન્ શહરે મરૂવ
શબે તીરહ હન્ગામે બાન્ગે ખોરૂસ
અઝાન્ દશ્ત બરૂખાસ્ત આવાએ કૂસ
શાહનશાહ આગીન્ ખુદ કય આગાહ બૂદ
કે માહૂય સૂરીરા બદખાહ બૂદ
ખોરૂશી બરૂ આમદ હમઅન્દરૂ ઝમાન્
સવારી બિયામદ સપીદહ દમાન્
કે માહૂય ગૂયદ કે આમદ સેપાહ
ઝે તુર્કાન્ કુનૂન બરૂ ચે રાયસ્ત શાહ
સેપહદારૂ ખાનસ્તો ફગફૂરે ચીન્
સેપહ રાન્ હમી બરૂ નતાબદ ઝમીન્
બરૂ આશોહૂતો જઉશન્ બપૂશીદ શાહ
ફ્રાઝ્ આમદન્દ અઝ દો રૂયહ સેપાહ
૩૬૮ રદહ બરૂ કશીદન્દો બરૂ શુદ ખોરૂશ
સેપહદારે ઈરાન્ બરૂ આમદ બજૂશ
બરૂ આરાસ્ત બા મયમનહ મયસરહ
બજન્ગ્ અન્દરૂ આમદ સેપહ યકુસરહ
હમી બૂદ બા નીઝહ દરૂ કલબ્ગાહ
શુદ અઝ ગર્દે ગીતી સરાસરૂ સેયાહ
ચુ નીરૂએ પર્ખાશે તુર્કાન્ બદીદ
બઝદ દસ્તો તીઘ અઝ મેયાન બરૂ કશીદ
બપીશે સેપાહ અન્દરૂ આમદ ચુ પીલ
ઝમીન્ શુદ બકેર્દારે દર્યાએ નીલ
ચુ અબ્રે ખોરૂશાન્ યકી હમ્લહ બોરૂદ
પસે પોશ્તે ઊ દરૂ નમાન્દ ઈચ ગોરૂદ
હમહ પોશ્ત બરૂ નામવરૂ કાશ્તન્દ
મેયાને સવારાન્શ બુગ્ઝાશ્તન્દ
ચુ બરૂગશ્ત માહૂય શાહે જેહાન્
બદાનેસ્ત નયરન્ગે ઊ દરૂ નેહાન્
ચુનીન્ બૂદ માહૂયરા રાયો રાહ
કે આયદ બદાન્ સાન્ ગેરેફ્તારૂ શાહ
શાહનશાહ દરૂ જન્ગ્ મર્દી નમૂદ
દલેરીઓ તુન્દીઓ ગર્દી નમૂદ
૩૬૯ બકલબ્ અન્દરૂન્ ચન્દ અઝીશાન્ બેકોશ્ત
ચુ બીચારહ તરૂ ગશ્ત બેન્મૂદ પોશ્ત
ઝે તુર્કાન્ બસી દરૂ પસે પોશ્તે ઊય
યકી કાબુલી તીઘ દરૂ મોશ્તે ઊય
હમી તાખ્ત હમચૂન્ શબે તીરહ બરૂક
યકી આસેયા દીદ બરૂ આબે ઝરૂક
ફેરૂદ આમદ અઝ અસ્પ શાહે જેહાન્
ઝે બદખાહ દરૂ આસેયા શુદ નેહાન્

જો તું સૂરીના કહેવાથી લડાઇ કરવા જશે-તો મોશ્બાહાર શખ્સો તને કમીનો કહેશે."

બીઝને કહ્યું કે "એ બરાબર છે-મારે પોતાને અહીંથી જવું નહીં જોઇયે."

તેણે બરસામને ફરમાવ્યું કે "દશ હઝાર-ખંજર મારનારા બહાદુર સવારો,

મર્વમાં લઇ જાય અને લડાઈ કરે-અને ઈરાનના શાહને પણ પકડી લીયે."

આથી તેનું ઉડતાં લાવરી પક્ષીની માફકનું લશ્કર બોખારાથી ઉપડેલું-એક અઠવાડિયાંમાં મર્વ શેહરમાં આવ્યું.

સીઆહ રાતે મરઘાની બાંગને વખતે-તે મયદાનમાંથી નગારાંના આવાઝ નીકળ્યા.

શેહન્શાહ યઝદગેર્દને એવી કયાં ખબર હતી-કે "માહૂએ સૂરી તેનો દુશ્મન બન્યો છે?"

તેવામાં એક પોકાર નીકળ્યો-અને સવાર પડતાં પાદશાહ આગળ એક સવાર આવી લાગ્યો,

કે "માહૂય કહે છે કે તુર્કીઓનું લશ્કર આવ્યું છે માટે એ બાબત હવે પાદશાહનો શું વિચાર છે?

ખાન અને ફગફૂરે ચીન તે લશ્કરના સરદારો છે-અને ઝમીન પણ તેઓનાં લશ્કરનો બોજો ઊંચકી શક્તિ નથી"

એ સાંભળી પાદશાહ ગુસ્સે થયો અને બખ્તર પેહેર્યું-બન્ને તરફથી લશ્કર નઝદીક આવ્યું.

તેઓએ સફ સમારી અને લડાઈના પોકારો નીકળી રહ્યા-ઇરાનનો પાદશાહ જોશમાં આવ્યો

તેણે ડાબા, જમણી લશ્કરની તૈયારી કીધી-અને તમામ લશ્કર લડાઇમાં ઉતર્યું.

પાદશાહ પોતે હાથમાં નેઝા લઈ લશ્કરની વચ્ચોવચમાં ઉભો-લડાઈની ધૂળથી ગોયા તમામ દુન્યા સીઆહ થઇ ગઈ.

જ્યારે તેણે તુર્કીઓની લડાઇનું કૌવત જોયું-ત્યારે તલવાર ઉપર હાથ નાખી તેને મેયાનમાંથી બાહેર કાઢી.

અને હાથીની માફક લશ્કરની હરોલમાં ધસ્યો-ઝમીન નાઇલ નદીની માફક લોહી ભરી બની.

પાદશાહે પોકારતાં વાદળની મિસાલ એક હમ્લો કીધો-પણ તેની પીઠ પાછળ કોઈ પેહલવાન ઉભો રહ્યો નહીં હતો.

સઘળાઓએ તે નામવર ઉપર પીઠ ફેરવી-અને તેને દુશ્મનના સવારોની વચમાં છોડી દીધો.

જ્યારે માહૂય પાછો ફર્યો ત્યારે દેશનો પાદશાહ-તેનું છૂપું કાવતરૂં સમજી ગયો.

માહૂયનો વિચાર અને મતલબ તો એવીજ હતી-કે એવી રીતે પાદશાહ પકડાઇ જશે.

પણ શેહન્શાહે તો લડાઇમાં મર્દાનગી બતાવી-દિલાવરી, હિમ્મત અને બહાદુરીજ દેખાડી.

તેણે કલબગાહમાં દુશ્મનોમાંથી ઘણાકોને માર્યા-જ્યારે તે ઘણો લાચાર થયો ત્યારે પીઠ ફેરવી.

તુર્કીઓમાંથી ઘણાકો તેની પીઠ પાછળ લાગેલા હતા-પાદશાહના હાથમાં એક કાબુલી તલવાર હતી.

અંધારી રાતે તે વીજળીની ઝડપે દોડતો હતો તેવામાં ઝર્ક નદી આગળ અનાજ દળવાની એક ઘંટી બાંધેલી જોઇ.

દેશનો પાદશાહ ઘોડા ઉપરથી નીચે ઉતર્યો-અને દુશ્મનથી બચવા માટે તે કારખાનામાં છૂપાઇ ગયો.

સવારાન્ બેબેસ્તન્ નેહાદન્દ રૂય
હમહ્ ચરૂરૂ અઝ્ અસ્ત પુર્ ગોફ્તગૂય
અઝ્ બાઝ માન્દ અસ્પે ઝરૂરીન્ લેગામ
હમાન્ ગોર્ઝો શમ્શીરે ઝરૂરીન્ નેયામ
બબોસ્તનશ્ તુર્કાન્ ખોરૂશાન્ શુદન્દ
અઝાન્ અસ્પો આન્ સાઝ જૂશાન્ શુદન્દ
નેહાન્ શાહ દર્ ખાનએ આસેયા
નેશસ્ત અઝ્ બરે ખુશ્ક લખ્તી ગેયા
ચુનીનસ્ત રસ્મે સરાએ ફેરીબ્
ફરાઝશ બબન્દસ્તો પસ્તશ નેશીબ્
બદાનગહ કે બીદાર્ બુદ બખ્તે ઊય
બગર્દૂન્ કશીદી ફલક્ તખ્તે ઊય
કુનૂન આસેયાઇ બેયામદશ બહૂર્
ઝે શાહદશ ફરાવાન્ ફેઝૂન દાદ ઝહૂર્
અગર્ બેખરદી દર્ જહાન્ દેલ મબન્દ
કે નાયદ બફર્જામ અઝ્ ઓઝ ગઝન્દ
બગાહે બેસૂદન ચુ મારાસ્ત નરૂમ
વલીકેન્ ગહે ઝહૂર્ દાદનશ ગરૂમ
ચે બન્દી દેલ અન્દર્ સરાએ ફેસૂસ
કે હરમાન્ બગૂશ આયદ આવાએ કૂસ
ખોરૂશી બર્ આયદ કે બર્ બન્દ રખ્ત
નબીની જોઝ અઝ તખ્તાએ ગૂર્ તખ્ત

દહાન્ નાચરીદહ દો દીદહ પુર્ આબ્
હમી બૂદ તા સર્ કશીદ આફ્તાબ્
કુશાદ આસેયાબાન્ દરે આસેયા
બપોશ્ત અન્દરશ બારે લખ્તી ગેયા
ફેરૂમાયઇ બૂદ ખુસ્રવ બનામ
ન ચીઝો ન હુશો ન નામો ન કામ
ખુરે ખીશ અઝાન્ આસેયા સાખ્તી
બકારી દેગર્ ઝાન્ નપર્દાખ્તી
ગવી દીદ બરૂસાને સર્વે બલન્દ
નેશસ્તહ બર્ આન્ ખાક બર્ મુસ્તમન્દ
યકી અફ્સરી ખુસ્રવી બર્ સરશ
દેરફ્શાન્ ઝે દીબાએ રૂમી બરશ
દો ચશ્મે ગવઝ્નો બરો યાલે શીર્
નશુદ દીદહ અઝ દીદનશ હીચ સીર્
બપાયકર્ યકી કફ્શે ઝરૂરીન્ બપાય
ઝે ખૂશાબો ઝર્ આસ્તીને કબાય
નેગહ કરદ ખુસ્રવ બદૂ ખીરહ માન્દ
બદાન્ ખીરગી નામે યઝ્દાન્ બેખાન્દ
બદૂ ગોફ્ત કય મર્દે ખુર્શીદ રૂય
બદીન્ આસેયા ચૂન્ રસીદી બેગૂય
ચે જાએ નેશસ્તે તો બૂદ આસેયા
પુર્ અઝ્ ગન્દુમો ખાકો યન્દીન્ ગેયા
ચે મર્દી બદીન્ બુર્ઝો ઇન્ ફરૂશો બેહૂર્
કે ચૂન્ તુ ન બીનદ હમાના સેપેહૂર્
મરા ઇરાનેયાનમ્ બદૂ ગોફ્ત શાહ
હઝીમત ગેરેફ્તમ્ ઝે તુરાન્ સેપાહ

તે સવારોએ ત્યાં શોધ ચલાવવા માડી-ચક્કીની જગ્યાએ ધાંધાટ મચી ગયો.

પાદશાહનો સોનેરી લગામનો ઘોડો તેમજ ગોર્ઝ અને સોનેરી મેયાન સાથની તલવાર ત્યાંજ રહી ગયાં.

આથી તેને શોધવા માટે તુર્કીઓ પોકાર કરવા લાગ્યા-પેલો ઘોડો અને પેલો અસ્બાબ જોઈ જોરામાં આવ્યા.

પાદશાહ પેલાં ચક્કીવાળાં મકાનમાં થોડાંક સુકાં ઘાસ ઉપર છુપાઈ બેઠો.

આ ફરેબી દુન્યાની રાહ રસ્મ એવીજ રીતની છે-તેની ચઢતી વધારે બુલંદ છે તેમજ તેની પડતી વધારે નીચી છે.

જે વખતે કે તેનું બખ્ત બીદાર હતું-તે વખતે આસ્માન તેનાં તખ્તને વાદળ સૂધી ઊંચે લઈ જતું હતું.

હાલ તો તેને નસીબે એક ઘંટી આવી-તેને મધ કરતાં ઝેહર વધારે ૩૭૦
આપ્યું.

જો તું ડાહ્યો હોય તો દુન્યામાં દિલ ના બાંધતો-કારણકે તેનાથી શેવટે નુકસાન સિવાય બીજું કાંઇ મળશેજ નહીં.

પસવારતી વખતે તો તે સાપ જેવી નરમ છે-પણ ઝેહર આપતી વખતે તે ઘણી ગરમ થાય છે.

આ અફસોસ ભરેલી દુન્યામાં તું શા માટે દિલ બાંધે છે?-કારણકે તેમાંથી દર પળ તારા કાનમાં કુચ કરવાનાં નગારાંનો આવાઝ આવશે.

એવો આવાઝ સંભળાશે કે "દુન્યામાંથી ચાલી જવાની તૈયારી કર-આ દુન્યામાં લાશને નવાડવાનું પાટિયું અને દફનાવવાની જગ્યા સિવાય બીજું આસન તને મળશે નહીં.

સવારે આફતાબ નીકળ્યો ત્યાં સૂધી પાદશાહ ભૂખે પેટ અને આંસુ ભરી આંખ્યોએ ત્યાંજ રહ્યો.

હવે ઘંટીવાળાએ પોતાની ઘંટીનો દરવાઝો ખોલ્યો-તેની પીઠ ઉપર એક નાનો ઘાસનો ભારો હતો.

તે ખુસરૂ નામનો એક કમીનો શખ્સ હતો-તેની પાસે કોઇ ચીઝ કે અકલ, નામના અને કીર્તિ હતી નહીં.

તે આ ઘંટીથીજ પોતાનુ ગુજરાન કરતો હતો-ઘંટી છોડી કોઈ બીજા કામમાં મશગૂલ થતો હતો નહીં.

ત્યાં તેણે એક બુલંદ સરોવરની મિસાલનો એક પેહલવાન જોયો-જે લાચાર થઇ ખાક ઉપર બેઠેલો હતો.

તેનાં માથા ઉપર એક પાદશાહી તાજ હતું-તેની છાતી રૂમી રેશમી ૩૭૧
કપડાંથી ઝળકતી હતી.

બન્ને આંખો સાબર જેવી ચળકતી અને છાતી તથા ગર્દન સિંહ જેવી ફરાખ હતી-ગોયા આંખો તેને જોવાથી જરા પણ ધરાતીજ નહીં હતી.

તેના પગમાં ચીતાર સાથનો સોનેરી જોડો હતો-ડગલાની બાંય ઉપર સોના અને કીમતી મોતીનો જડાવ હતો.

ખુસરૂએ નઝર કીધી અને તેને જોઈ અજબ થયો-તેવી અચરતીમાં તેણે યઝદાનનું નામ લીધું.

તે બોલ્યો કે "ઓ ખુરશીદને ચેહરેના શખ્સ!-આ ઘંટીમાં કેમ આવી પહોંચ્યો તે કહે?

શું આ ઘઉં, ધૂળ અને ઘાસથી ભરેલી ચક્કી તારે બેસવા લાયકની જગ્યા છે?

આવાં બુલંદ કદનો, આવા દબદબાનો અને આવા ચેહરાનો તું કોણ શખ્સ છે?-ખચીત કે તારા જેવો મર્દ આસ્માનબી જોશે નહીં."

પાદશાહે તેને કહ્યું કે "હું એક ઇરાની છું-અને મેં તુરાની લશ્કરથી શિકસ્ત ખાધી છે."

બદૂ આસેયાબાન્ બતશ્વીર્ ગોફ્તુ
કે જોઝ્ બીનવાઇ મરા નીસ્ત્ જોફ્તુ
અગર્ નાને કશકીનત્ આયદ બકાર્
વઝીન્ નાસઝા તરૂરએ જૂયબાર્
૩૭૨ બેયારમ જોઝ્ ઈન્ નીસ્ત્ ચીઝી કે હસ્ત્
ખોરૂશાન્ બુવદ મરૂદુમે તન્ગ્ દસ્ત્
બસેહ રૂઝ શાહે જહાન્રા ઝે રઝમ
નબુદ હીચ પર્દાઝેશે ખાબો બઝમ
બદ્ ગોફ્ત શાહ્ આન્ચે દારી બેયાર્
ખુરેશ નીઝ્ બા બર્સમ આયદ બકાર્
બેશુદ મર્દ બી માયએ બદ્નેઝાદ
બરશ તરૂરએ નાને કશકીન્ નેહાદ
બબર્સમ શેતાબીદો આમદ બરાહ્
બજાઇ કે બૂદ અન્દરાન્ બાઝ્ ગાહ્
બરે મેહતરે ઝરૂફ્ શુદ ઝાન્ કનાર્
કે બર્સમ ચકી ઝૂ કુનદ ખાસ્તાર્
બહરૂ સૂ ફેરેસ્તાદ માહૂય કસ
ઝે ગીતી હમી શાહ્રા જોસ્તો બસ
અઝીન્ આસેયાબાન્ બેપુર્સીદ મેહ
કે બર્સમ કેરા ખાહી અય રૂઝબેહ
બદૂ ગોફ્ત ખુસ્રવ કે દર્ આસેયા
નેશસ્તસ્ત્ કુન્દાવરી બર્ ગેયા
બબાલા બર્કદ્દારે સર્વે સહી
બદીદાર્ ખુરશીદ બા ફરૂરહી
૩૭૩ દો અબ્રૂ કમાનો દો નર્ગેસ દેઝમ
દહાન્ પુર્ ઝે બાદો રવાન્ પુર્ ઝે ઘમ
ચકી કોહનહ્ ખાની નેહાદમશ પીશ
બર્ નાને કશકીન્ સઝાવારે ખીશ
બબર્સમ હમી બાઝ્ ખાહદ ગેરેફ્ત
સઝદ ગર્ બેમાની અઝ્ દર્ શેગેફ્ત
બદૂ ગોફ્ત મેહતર્ કઝ ઈદર્ બેપૂય
ચુનીન્ હમ બમાહૂએ સૂરી બેગૂય
નબાયદ કે આન્ બદ્નેઝાદે પલીદ
શુ ઇન્ બેશનવદ ગઉહર્ આરદ પદીદ
સબુક્ મેહતર્ ઊરા બમર્દી સેપોરૂદ
સઝાવાર્ તા પીશે માહૂય બોરૂદ
બેપુર્સીદ માહૂય ઝીન્ ચારહજૂય
કે બર્સમ કેરા ખાસ્તી રાસ્ત્ ગૂય
ચુનીન્ દાદ પાસોખ બદૂ તરૂસગાર્
કે મન્ બાર્ કર્દમ હમી ખાસ્તાર્
દરે આસેયારા કુશાદમ બખશ્મ
ચુનાન્ દાન્ કે ખુરૂશીદ આમદ બચશ્મ
દો નર્ગેસ ચું નર્ આહૂ અન્દર્ હેરાસ
દો ગીસૂ ચુ અઝ્ શબ્ ગુઝશ્તહ્ સે પાસ
૩૭૪ હમી બૂએ મુશ્ક્ આયદ અઝ્ મૂએ ઊય
હમી ઝીએ તાજ્ આયદ અઝ્ રૂએ ઊય
હરાન કસ કે ઊ ફર્રે યઝદાન્ નદીદ
બેબાયદ ગેરેફ્ત આસેયારા કલીદ
પુર્ અઝ્ ગઉહરે ના બેસૂદ અફસરશ
દુરેખ્શાન્ ઝે દીબાએ રૂમી બરશ

ત્યારે ઘંટીવાળાએ ઝંખવાનો પડી બોલ્યો કે "હું લાહન મુફલેસ છું.

જો તને જવની રોટલી અને આ નાચીઝ ભાજી કામ લાગે,

તો હું લઇ આઉં એ સિવાય બીજું કશું નથી-તંગદસ્ત માણસ તો ગરીબાઇની ફર્યાદ કરતોજ રહે છે."

હવે દેશના પાદશાહને લડાઇને લીધે ત્રણ દહાડા સુધી-કશો પણ અયશઆરામ કે ખાવું પીવું મળ્યું હતું નહીં.

જેથી પાદશાહે તેને કહ્યું કે "જે કાંઇ તારી પાસ હોય તે લાવ-પણ તે ખાનું બર્સમ સાથેજ કામ લાગશે."

તે બૂરી બુન્યાદના કમોના શખ્સે તેની નઝદીક જવની રોટલી અને ભાજી મૂકી.

જ્યાં એક બાજ ધરવાની જગ્યા હતી તે તરફ-બર્સમ લાવવા માટે તે દોડયો.

નદી કિનારેથી તે ઝર્કના દસ્તૂર આગળ ગયો કે તેની પાસેથી બર્સમ માગી લાવે.

હવે પેલીગમ માહૂય ચો તરફ માણસો મોકલી-દુન્યામાં કેથેથી પણ બસ તે પાદશાહની શોધ કરવા લાગ્યો.

પેલા દસ્તૂરે ઘંટીવાળાને પૂછયું-કે "ઓ નેકબખ્ત!-તું બર્સમ કોણને માટે માગે છે?"

ખુસરૂએ તેને કહ્યું કે "મારી ઘંટીમાં-એક પેહલવાન ઘાસ ઉપર બેઠો છે.

જે કદમાં સીધાં સરોવર જેવો છે-ચેહરામાં ઝળકાટ સાથનો એક ખુરશીદજ છે.

બન્ને ભવાં કમાન જેવાં અને બન્ને આંખો દિલગીરી ભરેલી-મોઢું હાય અફસોસથી ભરેલુ અને તેનો જીવ ગમથી ભરેલો છે.

મેં તેની આગળ પોતાની લાયકાત પ્રમાણે એક જૂનુ દસ્તરખાન અને તે ઉપર જવની રોટી મૂકી.

પણ તે તો બર્સમ સાથની બાજ ધરવા માગે છે-તે માટે જો તું તેનાથી અજબ થાય તો તે વાજબી છે."

પેલા દસ્તૂરે તેને કહ્યું કે "તું અહીંથી દોડ-અને એજ પ્રમાણે માહૂએ સૂરીને કહે.

એવું નહીં બનવું જોઇયે કે તે બૂરી બુન્યાદનો પલીદ-જ્યારે આ સાંભળે ત્યારે પોતાની બુન્યાદ ઝાહેર કરે (યાને છટકી જાય)."

પછી તુરત તે ઝર્કના દસ્તૂરે તેને એક માણસને સોંપી આપ્યો-જેને તે ઘટતી રીતે માહૂયની નઝદીક લઈ ગયો.

માહૂએ પેલા એલાજ શોધનાર શખ્સથી પૂછપરછ કીધી-કે "તું સાચું બોલ બર્સમ કોણને માટે માગતો હતો?"

તે બીકણ શખ્સે એવો જવાબ દીધો કે "હું અંદર દાખેલ થવા ચાહતો હતો,

અને તે માટે ગીરનીનો દરવાઝો મેં જોરથી ઉઘાડી નાખ્યો-કે તુરતજ મારી નઝરે ગોયા એક ખુરશીદ દેખાયો

જેની બન્ને આંખો એક બીધેલાં હરણ જેવી છે-તેનાં ઝુલ્ફાં ત્રણ પોહોર ગુઝરેલી રાત જેવાં કાળાં છે.

તેના બાલમાંથી કસ્તુરીની ખુશબો આવે છે-તેના ચેહરા ઉપરથી તાજનીજ રઉનક ઝળકે છે.

જે કોઇ શખ્સે કે પાક યઝદાનનું ખોરેહ નહીં જોયું હોય-તેણે આ મારી ઘટીની કૂચી લઈ તેને જોવો જોઇયે.

તેનું તાજ કીમતી ગોહરોથી ભરેલું છે-તેની છાતી રૂમી રેશમી કપડાંથી ઝળકતી છે.

ચુ ખુરશીદ્ બશતસ્ત અઝ આસેયા
ખુરેશ નાને કશકીન્ નેશસ્તન્ ગેયા
બહારીસ્ત ગૂઈ દર્ અન્દર્ બેહેશ્ત
બબાગ્રાએ ઊ સરૂવ હેકુકાન્ નકેશ્ત

# ફેરેસ્તાદને માહૂએ સૂરી આસેયાબાન્રા બકોશતને યઝ્દગેર્દ વ પન્દે મૂબેદાન્ દર્ બારએ બાઝ્દાશતને ઊ અઝ્ કોશતનશ્.

ચુ માહુય હેબ્રા બર્ આવરૂદ ગેરૂદ
બેદાનેસ્ત કૂ નીસ્ત જોઝ્ યઝ્દગેરૂદ
બદૂ ગોફ્ત બેશતાબ્ અઝીન્ અન્જુમન્
હમ અકનૂન્ જુદા કુન્ સરશરા ઝે તન્
વગરનહ હમ અકનૂન્ બેબુરૂરમ સરત
નમાનમ્ કસી ઝેન્દહ અઝ ગઉહરત
શનીદન્દ અઝ ઈન્ સખુન્ મેહ્તરાન્
જુઝોગઈને બીદારો કુન્દાવરાન્
હમહ અન્જુમન્ ગશ્ત ઝ્ પુર્ ઝે ખશ્મ
ઝબાન્ પુર્ ઝે ગોફ્તારો પુર્ આબ્ ચશ્મ
યકી મૂબેદી બૂદ રાદૂય નામ્
બજાન્ અઝ બેરદ બર્ નેહાદહ લગામ્
બમાહુય ગોફ્ત અય બદઅન્દીશ મરદ
ચેરા દીવ્ ચશ્મે તોરા ખીરહ કરદ
ચુનાન્ દાન્ કે શાહીઓ પયગમ્બરી
દો ગઉહર્ બુવદ દર્ યક્ અન્ગુશ્તરી
અઝીન્ દૂ યકીરા હમી બેશ્કની
રવાનો ખેરદરા બપાય અફગની
નેગર્ તા ચે ગૂઈ બેપરહીઝ અઝીન્
મશવ્ બદગુમાન્ બર્ જહાન્ આફરીન્
નુખોસ્તીન્ અઝીન્ બર્ તો આયદ ગઝન્દ
બફર્ઝન્દ માની યકી કેશ્તમન્દ
કે બારશ કબસ્ત આયદો બર્ગ્ ખૂન્
બઝૂદી સરે ખીશ બીની નેગૂન્
બ્ગુનહ શવદ ઝીન્ સેપસ ઝેશ્તે તૂ
પેસર્ બેદરવદ દર્ જહાન કેશ્તે તૂ
હમી દીને યઝ્દાન્ શવદ ઝીન્ તબાહ
હમી બર્ તો નફ્રીન્ કુનદ તાજો ગાહ
યકી દીનવર્ બૂદ યઝ્દાન્ પરસ્ત
કે હરગેઝ્ નબોર્દી બબીદાદ દસ્ત
કે હોરમુઝદે ખરરાદ બુદ નામે ઊય
બદીન્ અન્દરૂન્ બુદ આરામે ઊય
બમાહુય ગોફ્ત અય સેતમગારહ મરદ
ઝુનીન્ અઝ દરે પાક્ યઝ્દાન્ મગરદ

સઘળી ધંટી તેનાથી ખુસ્રોદની મિસાલ રોશન થઇ છે-જવની રોટલી તેનો ખોરાક થયલો છે અને તેની બેઠક ઘાસ ઉપર છે.

તું કહે ગોયા તે બેહેસ્તમાંનો એક ખીલેલો બહારજ છે-તેનાં કદનાં જેવું સરોવરનું ઝાડ પણ કોઇ ખેડુતે રોપ્યું નથી."

# માહૂએ સૂરીએ ધંટીવાળાને યઝદગેર્દને મારી નાખવા માટે મોકલવો અને તેને મારી નાખવાથી દૂર રહેવા માટે તેના વઝીરોએ તેને શીખામણ આપવી.

જ્યારે માહૂએ બરાબર વિચાર કર્યો-ત્યારે તે સમજી ગયો કે તે યઝદગેર્દ સિવાય બીજો કોઇજ નથી.

આથી માહૂએ તેને કહ્યું કે "તું અહીંથી તુરત દોડ-અને હમણાજ તેનાં શરીર ઉપરથી તેનું સર જુદું કરી નાખ.

નહીં તો હું હમણાજ તારૂં સર કાપી નાખીશ-અને તારાં ખાન્દાનમાંથી કોઇને જીવતા રાખીશ નહીં."

જ્યારે સરદારો, હુશયાર જુઝોગો અને પેહલવાનોએ તેનાથી એવી રીતના સખુનો સાંભળ્યા,

ત્યારે સઘળી અન્જુમન તેની ઉપર ગુસ્સે બની-તેઓની ઝબાન ગુફ્તાર ભરેલી અને આંખો આંસુ ભરેલી થઈ.

તેઓમાં એક રાદૂય નામનો વઝીર હતો-જેણે પોતાના જાન ઉપર ડહાપણનીજ લગામ મૂકેલી હતી. ૩૭૫

તેણે માહુયને કહ્યુ કે "ઓ બદ વિચારના શખ્સ!-એહરેમને તારી આંખ શા માટે આંધળી બનાવી છે?

તું જાણ કે એક પાદશાહી અને એક પયગમ્બરી-એ એકજ વીટીમાં જડેલાં બે ઉમદા ગોહરો છે.

એ બેમાંથી જો એકને પણ તું તોડી કાઢે-તો તું પોતાના જીવનો અને અકલનોજ નાશ કરે છે.

ધ્યાન પુગાડ, કે તું શું બોલે છે? એ કામથી હજી પણ દૂર રહે-ખોદાતાલા ઉપરજ બદગુમાન ના બન.

એમ કીધાથી પહેલાં તો તારી ઉપરજ આફત પડશે-પછી તું પોતાના ફર્ઝંદો માટે એવું એક ખેતર છોડી જશે,

કે જેનાં ફળ ઝેહર લાગશે અને પાહડાં લોહી બનશે-તું તુરતજ પોતાનું સર ઊંધું પડેલું જોશે.

ત્યાર પછી તારી બૂરાઈ ખુલ્લી થશે-આ દુન્યામાં તેં વાવેલાં કડવાં ફળો તારા ફર્ઝંદને કાપવાં પડશે (યાને તેને ચાખવાં પડશે).

એમ કરવાથી યઝદાનની દીન ખરાબ થાય છે-તેમજ તાજ અને તખ્ત તારી ઉપર લઆનત નાખતાં બને છે."

બીજો એક દીનદાર યઝદાન પરસ્ત વઝીર કે જેણે કદીબી કોઈ ઉપર ઝુલ્મનો દસ્ત લમ્બાવ્યો હતો નહીં,

કે જેનું નામ ખરરાદનો બેટો હોરમઝદ હતું-અને જેનો અયશ આરામ દીનધર્મમાંજ સમાયલો હતો, ૩૭૬

તેણે માહુયને કહ્યું કે "ઓ ઝુલ્મગાર શખ્સ!-તું એમ પાક યઝદાનના બાર આગળથી પાછો ના ફર.

હમી તીરહ્ બીનમ્ દેલો હુરી તૂ
હમી ગૂર્ બીનમ્ બજાયૂરી તૂ
તનૂમન્દ બીમહુઝીઓ જાન્ નેઝાર્
હમી દૂદે આતેશ ફુની ખાસ્તાર્
તોરા ઝીન્ જહાન્ સર્ઝનેશ બીનમ્ આઝ્
બબર્ગશ્તનત્ રન્જો ગર્મો ગોદાઝ્
ફુનૂન્ મેન્દગાનીત્ નાખશ બુવદ્
ચુ રફૂતી નેશસ્તત્ દર્ આતશ બુવદ્
નેશસ્ત્ ઊઓ શાહુરૂય બરૂપાય ખાસ્ત્
બમાહુય ગોફૂત ઈન્ દેલીરી ચેરાસ્ત્
શહનશાહુ રાં કારૂબાર્ આમદી
ઝે ખાકાનો. ફગફૂર્ યાર્ આમદી
અઝીન્ તોખ્મહ્ બીકસ બસી યાફૂતન્દ
કે હર્ગેઝ્ બકોશતન્શ નેશતાફૂતન્દ
તો ગર્ બન્દઈ ખૂને શાહાન્ મરીઝ્
કે નફ્રીન્ બુવદ્ બર્ તો તા રસ્તખીઝ્
૩૭૭ બગોફૂતીનો બેન્શસ્ત્ ગેર્યાન્ બર્દદ્
પુર્ અઝ્ ખૂન્ દેલો ચશ્મ પુર્ આબે ઝર્દ્
ચુ બેન્શસ્ત ગેર્યાન્ બેશુદ્ મેહુરનૂશ
પુર્ અઝ્ દર્દો બા નાલહો બા ખોરૂશ
બમાહુય ગોફૂત અય બદે બદનેઝાદ્
કે નહ્ રાએ ફર્જામ દારી ન દાદ્
ઝે ખૂને કયાન્ શર્મ દારદ્ નહન્ગ્
વગર્ કોશતહ્ યાબદ્ નદર્રદ્ પલન્ગ્
અયા બદતર્ અઝ્ દદ્ બમેહુરો બખૂય
હમી તાજે શાહુ આયદત્ આરૂઝૂય
ચુ બર્ દસ્તે ઝહુહાક્ જમ કશ્તહ્ શુદ્
એ માયહ્ સેપેહુર્ અન્દરાન્ ગશ્તહ્ શુદ્
ચુ ઝહુહાક્ બેગ્રીફૂત્ રૂએ ઝમીન્
પદીદ્ આમદ્ અન્દર્ જહાન્ આત્બીન્
બેઝાદ્ આફરીદૂને ફરૂહોખ નેઝાદ્
જહાન્રા યકી દીગર્ આમદ્ નેહાદ્
શનીદી કે ઝહુહાકે બીદાદગર્
એ આવરૂદ્ અઝાન્ ખીશતન્રા બસર્
બરૂ સાલ્ બુગ્ઝશ્ત બીશ અઝ્ હઝાર્
બફર્જામે કાર્ આમદશ ખાસ્તાર્
૩૭૮ વદીગર્ ચુ તૂર્ આન્ સરફ્રાઝ્ મર્દ્
ફુજા આઝે ઈરાન્ વરા રન્જહ્ કર્દ્
બખીરહ્ બેકોશ્ત્ ઇરજે પાકરા
કે બખ્શાયેશ આમદ્ બદૂ ખાકરા
ફેરેસ્તાદ્ નઝદે ફરીદૂને ગોર્દ્
જહાન્રા સરાસર્ બઅન્દુહ્ સેપોર્દ્
મેનૂચહુર્ અઝાન્ તોખ્મહ્ આમદ્ પદીદ્
શુદ્ આન્ બન્દહારા સરાસર્ કલીદ્
સેદીગર્ સેયાવુશ ઝે તોખ્મે કેયાન્
કમર્ બસ્ત બી આરૂઝૂ બર્ મેયાન્
બગોફૂતારે ગર્સીવઝ્ અફ્રાસેયાબ્
બેશોસ્ત અઝ્ રવાનો ખેરદ્ શર્મો આબ્
ચુનાન્ શાહુઝાદહ્ જવાન્રા બેકોશ્ત
અઝીરા જહાન્ ગશ્ત્ બા ઊ દુરોશ્ત

હું તારૂં અંતઃકરણ અને ડહાપણ સીઆહ બનેલું જોઉં છું-તારી બગલમાં હું તારીજ ઘોર જોઉં છું.

તું બિલ્કુલજ બેજાં વગરનો અને દુઃખી જીવનો છે-તું આતશના ધૂમાડાનોજ તલબગાર બને છે.

આ જેહાનમાં તારો લોભ તને મારશે-અને જ્યારે આ જેહાનથી તું પાછો ચાલતો થશે ત્યારે તને દુઃખ અને બળાપો મળશે.

હવે પછી તારી ઝિંદગાની નાખુશ બનશે-અને જ્યારે તું મરી જશે ત્યારે તારી જગ્યા દોઝખમાં થશે."

તે બેઠો અને શેહરૂય ઉભો થયો-તેણે માહુયને કહ્યું કે "આ દલેરી શા માટે કરે છે?

શેહન્શાહને માથે લડાઇ આવી છે-ખાકાન અને ફગફૂરની મદદ માગી છે.

આ ખાન્દાનમાંના ઘણાકો ઉપર આફતો આવેલી લોકોએ જોઈ છે-પણ હરગેઝ કોઈએ તેને કતલ કરવાની ઉતાવળ કીધી નથી.

અગરજો તું ખોદાનો બંદોજ છે તો પાદશાહોનું ખૂન ના રેડ-નહીં તો તારી ઉપર રસ્તાખેઝ સુધી લઅનત રહી જશે."

તે એટલું બોલ્યો અને દુઃખથી રડતો રડતો બેસી ગયો-તેનું દિલ ખૂન ભરેલું અને આંખ પીળાં આંસુ ભરેલી હતી.

જ્યારે તે રડતો બેઠો, ત્યારે મેહરનૂશ-ફર્યાદ અને પોકાર સાથ દર્દથી ભરેલો ઉઠયો.

તેણે માહુયને કહ્યું કે "ઓ બૂરી બુન્યાદના બૂરા શખ્સ!-તું શેવટ માટેનો વિચાર કે ઈન્સાફ ધરાવતોજ નથી.

પાદશાહોનું ખૂન કરતાં મગરમચ્છ પણ શરમાય છે-અગરજો કોઈ મૂવેલું માણસ એક ચિત્તો વાઘ મેળવે છે, તો તે તેને ફાંસતો નથી.

ઓ ફાડીખાનારાં જાનવરો કરતાં પણ મોહબ્બત અને ખાસીયતમાં વધારે બૂરા શખ્સ!-તને શાહનું તાજ લેવાની અભિલાષા થઈ છે.

જ્યારે પાદશાહ જમશીદ ઝહહાકના હાથ ઉપર માર્યો ગયો-ત્યારે આસ્માન તેની મુરાદ માફક કેટલોક ફર્યો હતો,

પણ જ્યારે તમામ મુલક ઝહહાકે હાથ કર્યો-ત્યારે દુન્યામાં આત્બીન પયદા થયો.

અને તેનાથી મુબારક બુન્યાદના ફરીદૂને જન્મ લીધો-આ દુન્યાને માટે એક નવીજ બુન્યાદ ઝાહેર આવી.

તેં સાંભળ્યું તો હશે કે ઝુલ્મગાર ઝહહાક તેમ કર્યાથી પોતાનું શેવટ કેવું લાવ્યો?

હઝાર કરતાં વધારે વર્ષ તેની ઉપર પસાર થયાં-પણ શેવટે તેનો કીનાનો માગનારો આવી લાગ્યો.

બીજું. પેલો તૂર જેવો સરફરાઝ મર્દ-કે જેને ઈરાનના લોભે દુઃખી કીધો,

તેણે ખોટી રીતે પાક એરચને માર્યો-કે જેની ઉપર ખાક વટીકને દયા આવી.

પછી તેને પેહલવાન ફરીદૂનની નઝદીક મોકલી આપ્યો-અને તમામ જેહાનને ગમમાં ગિરેફતાર કીધી.

તેના તોખ્મથી મીનોચેહર પયદા થયો-અને તે સઘળી મુશ્કેલીની ચાવી હાથ લાગી.

ત્રીજું. કયાની તોખ્મના સિયાવક્ષે-લાચારીએ લડાઇનો કમરબંદ પોતાની કમર ઉપર બાંધ્યો.

અને ગર્સીવઝના કહેવા ઉપરથી અફ્રાસિયાબે-પોતાના જીવ અને અકલમાંથી શર્મ અને આબરૂ ધોઈ નાખીને,

એવા જવાન શાહઝાદાને મારી નાખ્યો-એ સબબથી જેહાન તેની સાથ સખ્ત થઇ.

જહાન્દ઼ારૂ કયખુસવ્ અઝ પોશ્તે ઊય
બેયામદ જહાન્ કરૂદ પુર્ ગોફ્તગૂય
નેયારા બખન્જરૂ બદૂ નીમ કરૂદ
સરે કીનહ્જૂયાન્ પુર્ અઝ બીમ કરૂદ
ચહારોમ્ સખુન્ કીને અર્જાસ્પ બૂદ
કે રીઝન્દએ ખૂને લોહરાસ્પ બૂદ
ચુ એસ્ફન્દેયારૂ અન્દર્ આમદ બજન્ગ્
ઝે કીનહ્ નદાદશ ઝમાની દેરન્ગ્
બપન્જુમ સખુન્ કીને એસ્ફન્દેયારૂ
કે રોસ્તમ મરૂ ઊરા ગહે કાર્ઝારૂ
બેકોશ્તો સરૂ આમદ બરૂ નીઝ રૂઝ
હમાન્ શ્ફૂત આન્ ગોર્દે ગીતી ફેરૂઝ
સરન્જામ બેન્ગરૂ કે બહ્મન ચે કરૂદ
ઝે પૂરે તહ્મતન્ બરૂ આવરૂદ ગરૂદ
શશુમ કીને પીરૂઝ શાહે બલન્દ
કે અઝ ખુશનવાઝ આમદ ઊરા ગઝન્દ
કમરૂ બસ્ત બરૂ કીને ઊ સૂફરાય
સરે ખીશતન્ અન્દરૂ આમદ બપાય
બહફતુમ સખુન્ કીને હોરૂમુઝદ શાહ્
ચુ પર્વીઝ શુદ બા દેલો દસ્તગાહ્
બબન્દૂયો ગોસ્તહ્મ કરૂદ આન્ ચે કરૂદ
નેયાસાયદ ઈન્ ચર્ખે ગરૂદૂન ઝે ગરૂદ
ઝે કેર્દારે ઈશાન્ નકરૂદ ઈચ યાદ
ચુ ખૂને પેદરૂ બૂદો મેહ્રે નેઝાદ

ચુ દસ્તૂરૂ શુદ જાને ઈશાન્ બેબોરૂદ
દરે કીનહ્રા ખારૂ નતવાન્ શુમોરૂદ
તોરા ઝૂદ આયદ ચુનીન્ રૂઝગારૂ
બેપીચી અઝ અન્દીશએ નાબકારૂ
તો ઝીન્ હરૂચે કારી પેસરૂ બેદ્રવદ
ઝમાનહ્ ઝમાની ઝે કીન્ નુઘનવદ
બેપરહીઝ અઝીન્ ગન્જે આરાસ્તહ્
અઝીન્ સુરૂદુરી તાજો ઇન્ ખાસ્તહ્
હમી સરૂ બેપીચી બગોફ્તારે દીવ
બેબુરૂરી દિલ અઝ રાહે ગયહાન્ ખેદીવ
બચીઝી કે બરૂ તૂ નઝીબદ હમી
નદાની કે દીવત ફેરીબદ હમી
બઆતેશ તનો જાને ખુદરા મસૂઝ
મકુન્ તીરહ્ ઇન્ તાજે ગીતી ફેરૂઝ
સેપાહે પરાગન્દહ્રા ગેરૂદ કુન
તો ઝીન્ સાન્ કે ગોફ્તી બેગર્દાન્ સખુન્
અઝ ઈદરૂ બપૂઝેશ બરે શાહ્ રવ
ચુ બીની વરા બન્દગી સાઝ્ નવ
વઝાન્ જાયગહ્ જન્ગે દુશ્મન બેસીચ
ઝે રાયો ઝે પૂઝેશ મેયાસાય હીચ
કઝીન્ બદ નેશાને દો ગીતી શવી
ચુ ગોફ્તારે દાનન્દગાન્ નશ્નવી
ચુ કારી કે એમરૂઝ બાયદત કરૂદ
બફર્દા શવદ ઝૂ બરૂ આરન્દ ગરૂદ



તે સિયાવક્ષની પીઠથી પાદશાહ કયખુસરૂ-પયદા થયો અને તેણે સઘળી જેહાન ચર્ચા ભરેલી કીધી.

તેણે ખંજરથી પોતાના મમાવાના બે ટૂકડા કીધા-અને કીનાખોરોનાં સર ધાસ્તી ભરેલાં બનાવ્યાં.

ચોથી વાત અર્જાસ્પ કે જેણે લોહરાસ્પનું ખૂન કીધું હતું, તેના કીનાની છે.

જ્યારે અસ્ફંદિયાર લડાઈમાં ઉતર્યો-ત્યારે તેણે તેની ઉપર કીનો ૩૭૯
લેવામાં જરાબી ઢીલ થવા નહીં દીધી.

પાંચમી વાત અસ્ફંદિયારના કીનાની-કે લડાઇમાં રૂસ્તમે તેને મારી નાખ્યો અને તેનો વખતબી પુરો થયો-તે દુન્યાને રોશન કરનારો પેહલવાન રૂસ્તમ પણ મરણ પામ્યો.

અને તું જો કે શેવટે બહમને શું કીધું?-તેણે પોતાના બાપના કીનામાં રૂસ્તમના છોકરાની ગર્દ કાઢી નાખી.

છઠ્ઠી વાત મોટા પાદશાહ પીરૂઝની છે-કે ખુશનવાઝને હાથથી તેની ઉપર આફત આવી પડી.

તેના કીનામાં સૂફરાએ કમર બાંધી-અને તે ખુશનવાઝનું પોતાનું સર તેના પગ નીચે આવ્યું.

સાતમી વાત પાદશાહ હોરમઝદના કીનાની છે-જ્યારે ખુસરૂ પર્વીઝ હિમ્મતવાન અને દરેક બાબતમાં શક્તિમાન બન્યો,

ત્યારે તેણે બંદૂય અને ગોસ્તહમ સાથે જે કરવું જોઇયે તેજ કીધું-આ ફરતું આસમાન પોતાની ગર્દશથી અટકતુંજ નથી.

જ્યારે તેને તો પોતાના બાપનાં ખૂન સાથ અને ખાન્દાનની મોહબત સાથ કામ હતું-ત્યારે તેણે તેઓનાં ગમે એવાં ભલાં કામોની કશી દરકાર કીધી નહીં.

જ્યારે ખોદાનો હોકમ થયો ત્યારે તેઓનો જીવ પણ ગયો-માટે કીનાને નજીવો ગણવો નહીં જોઇયે.

તારો પણ એવોજ વખત જલદીથી આવશે-અને તે વખતે તું આ ૩૮૦
નાલાયક વિચારથી પસતાશે.

તું જે કાંઈ રોપશે તે તારો છોકરો કાપશે-ઝમાનો કીનો લેવા માટે જરાપણ વાર લગાડશે નહીં.

આ ભરેલા ખઝાનાથી, આ વારસામાં ઉતરી આવેલાં તાજ અને આ માલ અસ્બાબથી તું દૂર થા.

તું એહરેમનના કહ્યાથી સર ફેરવે છે-અને દુન્યાના સાહેબના માર્ગ ઉપરથી દિલ ઉઠાવી લે છે.

જે ચીઝ કે તારા ઉપર ઝેબ નહીં દીયે-તે લેવા માટે તું જાણ કે એહરેમનજ તને ફરેબ આપે છે.

તું પોતાનાં તન અને જીવને દોઝખના આતશમાં ના બાળ-આ દુન્યાને સણગારનારૂં તાજ સીઆહ ના બનાવ.

તું વીખરાયલાં લશ્કરને એકઠું કર-અને જેવી રીતે સખુનો તું હવડાં બોલ્યો છે તે પાછા ખેચી લે.

અને અહીંથી માફી માગવા માટે તું પાદશાહ આગળ જા-જ્યારે તું તેને જોય ત્યારે નવેસરથી તેની તાબેદારી કર.

અને ત્યાંથી દુશ્મનની સામે લડાઇમાં જવાની તૈયારી કર-તેના વિચાર પ્રમાણે ચાલવા માટે અને તેની માફી માટે જરાપણ ઢીલ ના કર.

જો તું વિદ્વાનોનુ કહેલું નહીં સાંભળશે-તો બન્ને દુન્યામાં તારો બત દુઃખી થશે.

જ્યારે એક કામ કે તને આજેજ કરવું જોઇયે-ત્યારે તે કામ જો તું ૩૮૧
આવતી કાલ ઉપર રાખે તો તે ધૂળ મળે છે.

હમી યઝદગેર્દે શાહન્‌શાહુરા
બતરૂ ખાહી અઝ તુર્કે બદખાહુરા
કે દર જન્ગ્ શીરસ્તો બર તખ્ત્ શાહ
ફોરૂઝાન્ બકેર્દારે ખુરશીદો માહ
યકી યાદગારી ઝે સાસાનેયાન્
કે ચૂન વય નબન્દદ કમરૂ બર મેયાન્
પેદર બર પેદર શાહો દાનેશ પઝીર
ઝે નૂશીરવાન્ શાહ તા અરદશીર
પસ અઝ અરદશીરશ બહફતુમ પેદર
જહાનદાર સાસાન્ બુદ આન્ તાજવર
કે યઝદાનશ તાજે કઇ બર નેહાદ
હમહ શહરયારાને ફર્રોખ નેઝાદ
ઝે તુ બુદ બેહતર બગીતી બસી
નકરદ ઈન્ ચુનીન્ રાય હરગેઝ કસી
ચુ બહરામ ચૂબીન કે સીસદ હઝાર
એનાન્ પીચો બરગુસ્તુવાનવર સવાર
બયક તીર અઝ પેશત બર કાશતન્દ
બદ દશ્તે પયકાર બુગ્ઝાશતન્દ
૩૮૨ ચુ અઝ તોખ્મે શાહાન દેલશ સીર ગશ્ત
સરે દઉલતે રઉશનશ ઝીર ગશ્ત
ફરાઈન્ કે તખ્તે કઇરા બજોસ્ત
નબૂદશ સઝા દસ્તે બદરા બેશોસ્ત
બદાનગૂનહ ઊ કોશતહ શુદ ખારો ઝાર
ગેઝાફહ નબરદારદ ઈન્ રૂઝગાર
બેતરસ અઝ ખોદાએ જહાન્ આફરીન્
કે તખ્ત આફરીદો કોલાહો નેગીન્
તને ખીશ બર ખીરહ રૈરવા મકુન્
કે બર તુ સર આરન્દ ઝૂદ ઇન સખુન
હરાન્ કસ કે બા તુ નગૂયદ દુરોસ્ત
ચુનાન્ દાન્ કે ઊ દુશ્મને જાને તોસ્ત
તો બીમારી અકનૂનો મન ચૂન પેઝેશ્ક
પેઝેશ્કી ખોરૂશાન્ બખૂનીન સેરેશ્ક
તો અઝ બન્દએ બન્દગાન્ કમતરી
બઅન્દીશએ દેલ મકુન્ મેહતરી
હમી કીનહ બા પાક યઝદાન નેહી
ઝે રાહે હોનર જૂય તખ્તે મેહી
શબાનઝાદહરા દેલ પુર અઝ તખ્ત બૂદ
વરા પન્દે આન્ મૂબેદાન સખ્ત બૂદ
૩૮૩ ચુનીન્ બૂદ તા બૂદ ઈન્ તાઝહ નીસ્ત
ગેઝાફે ઝમાનહ બઅન્દાઝહ નીસ્ત
યકીરા બર આરદ બચર્ખે બલન્દ
યકીરા કુનદ ખારો ઝારો નેઝન્દ
નપયવન્દ બાં આન્ ન બા ઇન્ બકીન્
ન શર્મો ન દાનેશ ન આઇનો દીન્
હમહ મૂબેદાન તા જહાન્ શુદ સેયાહ
બર આઇને ખુરશીદ બેન્શસ્ત માહ
હમહ પન્દ ગોફ્તન્દ બા કીનહ જૂય
નબુદ સૂદ યક મૂ અઝાન્ ગોફ્તગૂય
ચુ શબ્ તીરહ શુદ ગોફ્ત બા મૂબદાન
શુમારા બબાયદ શુદ અંય બેખ્રદાન

તું શેહન્શાહ યઝદગેર્દને તુર્કી દુશ્મનથી ઈજા પુગાડવા માંગે છે,

કે જે લડાઇમાં એક સિંહ છે અને તખ્ત ઉપર એક ખરો પાદશાહ છે-જે ખુરશીદ અને માહતાબની માફક ઝળકતો છે.

તે સાસાનિયોમાંથી એકજ યાદગાર રહેલો છે-કે જેની માફક કોઈ બીજો કમર ઉપર કમરબંદ બાંધી શકશે નહીં (યાને રાજ્ય ચલાવી શકશે નહીં).

શાહ નોશીરવાનની તે અર્દશીર સુધી પેઢી દર પેઢીના પાદશાહો સખી અને ડહાપણવાળા થઈ ગયા છે.

અર્દશીર પછીની આગમચ તેની સાતમી પેઢીએ દેશની સંભાળ કરનારો સાસાન પાદશાહ બન્યો હતો,

કે યઝદાને જેને પાદશાહી તાજ આપ્યું હતું-તે સઘળા મુબારક બુન્યાદના પાદશાહો હતા.

દુન્યામાં તારા કરતાં તેઓ ઘણા ભલા હતા-તેઓમાંના કોઇએ એવો વિચાર કદી પણ કીધો હતો નહીં.

બેહરામ ચૂબીન કે ત્રણ લાખ-લડાયક અને ઘોડાનાં બખ્તર સાથના સવારો,

તેના એક તીરથી તેની આગળથી નાસી ગયા હતા-અને તેને માટેજ તે લડાઈનું મયદાન છોડી ગયા હતા,

તેવા શખ્સનું દિલ પણ જ્યારે પાદશાહી ખાન્દાનથી ધરાયલું થયું-ત્યારે તેનું ખીલેલું નસીબ ઊંધું પડયું.

વળી ફરાઈન કે જેણે પાદશાહી તખ્ત મેળવ્યું-પણ તે તખ્તને લાયકનો નહીં હતો એટલે તેણે ભૂંડાઇ કરવા માડી.

અને એવી રીતે તે ખુવારીથી માર્યો ગયો-આ ઝમાનો એવા બેહુદાં કામો ચાલવા દેતોજ નથી.

તું દુન્યાના પયદા કરનારા સાહેબ કે જેણે આ તખ્ત, તાજ અને નગીના પયદા કીધા છે, તેનાથી બીહ.

તું બેહુદાપણાએ પોતાનું શરીર ખુવાર ના કર-કારણકે આવા તારા સખુનો તારી આખેરી જલ્દીથી લાવી નાખશે.

જે કોઇ કે તને ખરી વાતો નહીં કહે-તો તું એમજ જાણ કે તે તારા જીવનો દુશ્મન છે.

તું હમણા એક બીમાર જેવો માણસ અને હું તે તારી બીમારી દૂર કરનારો હકીમ જેવો છું-જે હકીમ લોહીનાં આંસુએ રડતો બન્યો છે.

તું સઘળા બંદાઓમાંથી એક કમતર બંદો છે-પોતાનાં મનના તરંગોએ કરી મોટો ના બની જા.

આ કીનો તું પાક યઝદાન સાથે કરે છે-આ પાદશાહી તખ્ત તું કીર્ત્તિ ભરેલી રીતે મેળવ."

પણ તે ભરવાડના જણેલા શખ્સનું દિલ તખ્ત માટેજ આતુર હતું-જેથી તેને પેલા વઝીરોની શીખામણ કઠોર લાગી

પણ શુરૂઆતથીજ દુન્યામાં એમ બનતું આવેલું છે. એમાં કાંઇ નવું નથી-ઝમાનાનાં ખોટારાંની હદ હોતી નથી.

તે એકને બુલંદ આસ્માન ઉપર ચઢાવે છે-જ્યારે બીજાને ખુવાર, રડતો અને ગમગીન કરે છે.

પેલા સાથ નથી તેને કાંઈ સંબંધ કે નથી એની સાથ કાંઈ કીનો-તેનામાં નથી શરમ કે નથી અકલ, કે નથી રીતરેવાજ કે દીનધર્મ.

સઘળા વઝીરોએ રાત પડી અને ખુરશીદનાં સણગાર ઉપર માહતાબ સવાર થયો ત્યાં સુધી,

તે કીનાખોર શખ્સને ઘણીક શીખામણો આપી-પણ તે વાતથી એક બાલ બરાબરની ફાયદો નહીં થયો.

જ્યારે રાત અંધારી થઇ ત્યારે તેણે વઝીરોને કહ્યું-કે "ઓ અકલમંદો! હવે તમારે જવું જોઇયે.

મન્ એમશબ્ બેગર્દાનમ ઈન્‌રા બસરૂ
કે હરૂગૂનઈ દાનેશ આરમ બબરૂ
કે લશ્કરૂ બેખાનીમ દાનન્દહુ બીસ્ત
બદાન્ તા બદીન્ બદ્ નબાયદ્ ગેરીસ્ત
બેરફૂતન્દ દાનન્દગાન્ અઝ્ બરશ
બેયામદ્ યકી મૂબેદ અઝ્ લશ્કરશ
ચુ બેન્શસ્ત માહુય બા શસ્તાન્
ચે બીનીદ ગોફ્તૂ અન્દરીન્ દાસ્તાન્
અગરૂ ઝેન્દહુ માનદ્ હમી યઝ્દગેર્દ
કે હરસૂ બદ્ લશ્કરૂ આયન્દ ગેર્દ
બરહુનહ્ શુદ્ ઈન્ રાઝે મન્ દર્ જેહાન્
શનીદન્દ યકસરૂ કેહાનો મેહાન્
બેયાયદ્ મરા અઝ્ બદશ જાન્ બસરૂ
ન તન્ માનદ્ ઈદરૂ ન બૂમો ન બરૂ
ચુનીન્ દાદ્ પાસોખ ખેરદમન્દ મર્દ
કે ઈન્‌રા નુબોસ્તીન્ નબાયેસ્ત કર્દ
અગરૂ શાહે ઈરાન્ શવદ્ દુશ્મનત્
અઝ્ બદ્ રસદ્ બીગુમાન્ બરૂ તનત્
વગરૂ ખૂને ઊરા બેરીઝી બદસ્ત
કે કીન્ ખાહે ઊ દર જહાન ઈઝદસ્ત
ચપો રાસ્ત હરૂગૂનહુ અન્દૂહો દર્દ
નેગહુ કુન્ બદીન્ તા ચે બાયદ્ કર્દ
પેસરૂ ગોફ્તૂ કય બાબે ફર્ખોન્દહુ રાય
ચુ દુશ્મનશ કર્દી બેપર્દાઝ્ જાય
સેપાહુ આયદ્ ઊરા કે માચીનો ચીન્
બમા બરૂ શવદ્ તન્ગ્ રૂએ ઝમીન્
તો ઈન્‌રા ચુનીન્ ખારૂ કારી મદારૂ
ચુ ચીરહુ શુદી કામે શીરાન્ મખારૂ
ગરૂ અઝ્ દામને ઊ દેરફૂશી કનન્દ
તોરા બા સેપાહુ અઝ્ જહાન્ બરૂ કનન્દ

હું આજ રાતે એ બાબત ઉપર વિચાર ચલાવીશ-અને દરેક રીતે મારી અકલને કામે લગાડીશ.

આપણી રૈયતમાંના વીસ દાના માણસોને આપણે બોલાવીશું-કે જેથી આ બદી ઉપર શેવટે પસ્તાવું પડે નહીં."

પેલા દાનાઓ તેની આગળથી ગયા-તેનાં લશ્કરમાંથી એક વઝીર તેની આગળ આવ્યો.

હવે જ્યારે માહુય તે શસ્ત લોકો સાથ મસ્લહત કરવા બેઠો-ત્યારે તે બોલ્યો કે "તમો આ વાતમાં શું સલાહકારક જુઓ છો?

અગરજો યઝદગેર્દ જીવતો રહેશે-તો ચો તરફથી તેની આગળ પાછું ૩૮૪
લશ્કર ભેગું થશે.

આ મારો ભેદ તો દુન્યામાં ખુલ્લો થઇ ગયો છે-નાના અને મોટા સઘળાઓએ સાંભળ્યો છે,

એટલે તેની સાથ કીધેલી બદીથી મારો જીવ ખતમ થશે-નહીં આ શરીર કાયમ રહેશે કે નહીં આ મુલક રહેશે."

તે દાનેશમંદે એવો જવાબ આપ્યો-કે "તારે પહેલેથીજ આવું કરવું નહીં જોઈતું હતું.

અગરજો ઈરાનનો પાદશાહ તારો દુશ્મન થશે-તો બેશક કે તેનાથી તને બદી પહોંચશે,

પણ જો તું તેનું ખૂન કરશે તો તે વધુ ખરાબ છે કારણકે જેહાનમાં તેનો કીનો લેનારો ખોદા પોતે છે.

ચો તરફથી દરેક રીતે તને ગમ અને દુઃખજ આવશે-માટે તું આ બાબતમાં વિચાર કે તને શું કરવું જોઇયે?"

ત્યારે તેના છોકરાએ કહ્યું કે "ઓ મુબારક વિચારના બાપ!-જ્યારે તેં તેને દુશ્મનજ બનાવ્યો છે ત્યારે તો તેની જગ્યા ખાલીજ કર.

નહીં તો માચીન અને ચીનથી તેનું લશ્કર આવશે-અને આપણા ઉપર આ ઝમીનની સપાટી તંગ બનાવશે.

તું આ કામને નજીવું ના ગણ-જ્યારે તું ગાલેબજ થયો છે ત્યારે સિંહનાં તાળવાંને ધવડવા ના બેસ.

અગરજો તેઓ તેની દામનનો એક ઝુંડો ઉભો કરશે-તો તને લશ્કર ૩૮૫
સાથ આ દુન્યાથી ઉખેડીજ નાખશે."

---

## કોશતહ્ શુદને યઝ્દગેર્દ બદસ્તે ખુસ્રવ્ આસેયાબાન્.

———:૦:———

ચુ બેશ્નીદ માહુએ બી આબો શરૂમ
બરાન્ આસેયાબાન્ સરશ ગશ્ત ગરૂમ
ચુનીન્ ગોફ્તૂ બા આસેયાબાન્ કે ખીઝ્
સવારાન્ બેબરૂ ખૂને દુશ્મન બેરીઝ્
ચુ બેશ્નીદ અઝ્ આસેયાબાન્ સખુન્
ન સરૂ દીદ પયદા મરૂરા ન બુન્
શબાનગહુ ચુ બેન્શસ્ત બરૂ તખ્ત માહુ
સુએ આસેયા શુદ્ બનઝ્દીકે શાહુ

## યઝદગેર્દનું ખુસરૂ ઘંટીવાળાના હાથ ઉપર માર્યું જવું.

———:૦:———

જ્યારે આબરૂ અને શર્મ વગરના માહૂએ એવું સાંભળ્યું-ત્યારે તેણે પેલા ઘંટીવાળા ઉપર ગુસ્સો કીધો.

તેણે ઘંટીવાળાને કહ્યું કે "તું ઉઠ-અહીંથી સવારો લઈ જા અને તે દુશ્મનનું લોહી રેડ."

જ્યારે ઘંટીવાળાએ તેની એવી વાત સાંભળી-ત્યારે તેણે તે વાતનું કાંઈ ધડપૂછડું જોયું નહીં.

રાતને વખતે જ્યારે માહતાબ પોતાનાં તખ્ત ઉપર બિરાજ્યો-ત્યારે પેલો દળનારો પોતાની ઘંટી તરફ પાદશાહ આગળ ગયો.*

---

* આ બયતનો પહેલો મિસ્રો "મોહલ" નીચે મુજબ આપે છે. **શબાનગહુ અનીશને ખોરૂદાદ માહુ** તેમજ એક જૂનું કલમી શાહનામુ આ બયત નીચે મુજબ આપે છે **શબાનગાહુ અનીરાનો ખોરૂદાદ માહુ-સરૂ આમદ્ બદ્ તાજો તખ્તો કોલાહુ** યાને ખોરદાદ મહિનાના અનેરાન રોઝની રાતે તે પાદશાહનો તાજ, તખ્ત અને કોલાહ ભોગવવાનો છેડોજ આવ્યો.

ઝે દરૂગાહે માહુય ચૂન શુદ બેરૂન
દો દીદહ પુર્ અઝ આબો દેલ પુર્ ઝે ખૂન
સવારાન્ ફેરેસ્તાદ માહુય ઝુદ
પસે આસેયાબાન્ બકેર્દારે દુદ
બેફરમૂદ કાન્ તાજો આન્ ગૂશવાર્
હમાન્ મોહુરો આન્ જામએ શાહવાર્
નબાયદ કે ચકૂસદ્ પુર્ અઝ ખૂન કુનીદ
ચુ બીજાન્ શવદ જામહ બીરૂન કુનીદ
બેશુદ આસેયાબાન્ દો દીદહ પુર્ આબ્
બઝર્દી દો રોખસારહ ચૂન આફતાબ્
૩૮૬ હમી ગોફ્તં કય દાવરે કેર્દગાર્
તોઇ બરૂતર્ અઝ ગર્દશે રૂઝગાર્
બદીન્ નાપસન્દીદહ ફર્માને ઊય
હમ અકનૂન બપીચાન્ દેલો જાને ઊય
બરે શાહ શુદ દેલ પુર્ અઝ શર્મો બાક્
રોખાનશ પુર્ આબો લબાન્ પુર્ ઝે ખાક્
બનઝદીકે ઊ અન્દર્ આમદ બહુશ
ચુનાન્ ચૂન કસી રાઝ ગૂયદ બગૂશ
યકી દશનહ ઝદ બર્ તેહીગાહે શાહ
રહા શુદ બઝખ્મ અન્દર અઝ શાહ આહ
બખાક્ અન્દર્ આમદ સરો અફસરશ
હમાન્ નાને કશકીન્ બપીશ અન્દરશ
અગર્ રાહ યાબદ કસી ઝીન્ જેહાન્
બેબાશદ નદારદ ખેરદ દર્ નેહાન્
ખેરદ નીસ્ત બા ગર્દે ગર્દાન્ સેપેહર્
ન પયદા બુવદ રન્જો ખેશમશ ન મેહર્
હમાન્ બેહ કે ગીતી નબીની બચશમ
નદારી ઝે કેર્દારે ઊ મેહરો ખશ્મ
ઝે પર્વર્દહ સીર્ આયદ ઈન્ હફ્ત ગેર્દ
શવદ બીગુનહ કોશ્તહ ચૂન યઝદગેર્દ
૩૮૭ બદીન્ ગૂનહ બર્ તાજદારી નમોર્દ
હમ અઝ લશ્કરે ઊ સવારી નમોર્દ
સવારાને માહૂએ શૂરીદહ બખ્ત
બદીદન્દ કાન્ ખુસરવાની દેરખ્ત
ઝે તાખ્તો ઝે આરામગહ આરમીદ
બેશુદ હર્ કસી રૂએ ઊરા બદીદ
કુશાદન્દ બન્દે કબાએ બેનફ્શ
હમાન્ અફસરો તઉકો ઝરૂરીનહ કફ્શ
ઝે પીશે શહન્શાહ બર્દાશતન્દ
વરા બર્ ઝમીન ખાર્ બગ્ઝાશતન્દ
ફેગન્દહ તને શાહે ઈરાન્ બખાક્
પુર્ અઝ ખૂનો પહલૂ બશમ્શીર્ ચાક્
બમાહુય ગોફતન્દ કાન્ સર્ફરાઝ
બર્ આમદ ઝે તખ્તો ઝે જન્ગો ઝે નાઝ
હમહ પાય મર્દાન્ ચુ બર્ખાસ્તન્દ
ઝબાનહા બનફ્રીન્ બેયારાસ્તન્દ
કે માહુયરા બાદ તન હમચુનીન્
પુર્ અઝ ખૂન ફેગન્દહ બરૂએ ઝમીન
બેફરમૂદ તા બહન્ગામે ખાબ્
અઝાન્ જાયગહ અફગનન્દ અન્દર્ આબ્

જ્યારે તે માહુયની દરગાહમાંથી બાહેર નીકળ્યો-ત્યારે તેની બન્ને આંખો આંસુ ભરેલી અને દિલ ખૂન ભરેલું હતું.

માહુએ તુરત તે દળનારની પાછળ શિતાબી સાથ સવારો દોડાવ્યા.

તેણે હોકમ કીધો કે "તેનું તે તાજ અને કાનનું લોળક-તેમજ મોહર અને તે પાદશાહી કપડાં,

લોહીથી ખરડાવા દેતા ના-પણ જેવો તે માર્યો જાય કે તુરત તે કપડાં કાઢી લેજો."

પેલો ઘંટીવાળો આંસુ ભરેલી આંખ્યોએ અને આફતાબ માફકના ફિક્કા પડી ગયલા ચેહરાએ પાછો ત્યાં ગયો.

તે બોલવા લાગ્યો કે "એ જેહાનના પયદા કરનારા ઈન્સાફી સાહેબ!-તું ઝમાનાની ગર્દેશ કરતાં પણ ચઢિયાતો છે.

આ નાલાયક ફર્માન આપવાથી-તેનો વિચાર હજી પણ ફેરવી નાખ."

તે શર્મિંદગી અને ધાસ્તી ભરેલાં દિલે પાદશાહ આગળ ગયો-તેનો ચેહરો આંસુ ભરેલો અને હોઠો ધૂળથી ભરેલા હતા.

જેમ કોઈ કાનમાં હરફેની વાત કહેતું હોય-તેમ તે તેની નઝદીક હુશ્યારીથી ગયો.

તેણે પાદશાહની કૂખમાં એક છરી મારી-તે ઝખ્મથી પાદશાહનાં દિલમાંથી એક આહે નીકળી.

તેનું સર અને તાજ ખાકમાં પડયું-પેલી જવની રોટલી તેની નઝદીકજ પડી હતી.

આ જેહાનમાંથી છુટકો પામવાનો રસ્તો કોઇને થાય-અને તે છતાં તે આ જેહાનમાં રહે, તો તેની અંદર અકલની કોતાહી છે.

ગોળ ફરતાં આસમાનમાં કાંઇ ડહાપણ જણાતું નથી-નથી તેનો સિતમ અને ગુસ્સો દેખાતો કે નથી તેની માયા દેખાતી.

એજ ભલું છે કે તું આ દુન્યાને તારી આંખોથી જોયજ નહીં-અને તેનાં કામોમાંથી મોહબ્બત કે ક્રોધ કશું ધરાવેજ નહી.

આ દુન્યા પોતાનાજ પાળેલાથી ધરાયલી બને છે-એ તે પર્વરેશ થયલા યઝદગેર્દની માફક બેગુનાહ માર્યો જાય છે.

એવી રીતે કોઇ તાજદાર પાદશાહ મરણ પામ્યો નથી-બલ્કે તેનાં લશ્કરમાંથી કોઇ સવાર પણ એવાં મોતે મૂવો નથી.

બદબખ્ત માહુયના સવારોએ-જોયું કે તે પાદશાહી ઝાડ,

તખ્ત અને આરામગાહથી શાન્ત પડયું-દરેક જણે જઇ તેનો ચેહરો જોયો.

તેઓએ તેના આસમાની રંગના ડગલાના બંદ છોડયા-તેમજ તાજ, સાંકળી અને સોનેરી જોડા કાઢયા.

અને શેહન્શાહ આગળથી તે સઘળું ઉડાવી-તેને ઝમીન ઉપર ખુવાર છોડી ગયા.

ઇરાનના પાદશાહનું તન લોહીમાં ગર્કાવ બની પેડુ ચાક થઇને ખાકમાં પડેલું રહ્યું.

તેઓએ માહુયને કહ્યું કે "તે સરફરાઝ પાદશાહ-તખ્ત ભોગવવાથી, લડાઇ કરવાથી અને મોજમઝાહ કરવાથી ધરાઈ ચૂકયો છે."

તેના મદદગારો જ્યારે ત્યાંથી ઉઠયા ત્યારે તેની ઉપર લઅનત નાખવા લાગ્યા.

કે "માહુયનું શરીર પણ એવીજ રીતે ઝમીનની સપાટી ઉપર લોહીથી ભરેલું પડજો!"

પછી માહુએ ફર્માવ્યું કે "યઝદગેર્દને રાતને વખતે તે જગ્યાએથી ઊંચકી નદીમાં નાખી દીયે."

તને શાહ્ આઝાન્ આસેયા બર્ ગેરેફ્તૂ
હમાન્ આસેયાબાન્ બેબીન્ અય શેગેફ્તૂ
બઆબ્ અન્દર્ અફ્ગન્દ્ મૌર્દ દેલીરૂ
સરશ ગહ્ જબર્ બૂદો ગાહી બઝીરૂ
કે અઝ સુરૂદ્ આન્ કોશ્તહ્ નેશ્નાખ્તન્દ્
બેગેર્દાબે ઝરૂફ અન્દર્ અન્દાખ્તન્દ્
ચુ શબ્ રૂઝ શુદ મર્દુમ આમદ પદીદ
દો મૌર્દ ગેરાનમાયહ્ આન્ જા રસીદ
અઝાન્ સુગ્વારાને પર્હીઝગાર્
બેયામદ યકી તા લબે જૂયબાર્
તને ઊ બરહ્નહ્ ચુ દીદ અન્દર્ આબ્
બર્ આશોફ્તો આમદ હમ અન્દર્ શેતાબ્
દવાન્ તા દરે ખાને રાહેબ્ રસીદ
બદાન્ સુગ્વારાન્ બેગોફ્ત આનચે દીદ
કે શાહે જહાનબાન બધરૂફ અન્દરસ્ત
બરહ્નહ્ બદર્યાએ ઝરૂફ અન્દરસ્ત
બેરફ્તન્દ્ અઝાન્ સુગ્વારાન્ બસી
સોકૂબાઓ રહ્બાન્ ઝે હર્ દર્ કસી
ખેરૂશી ઝે રહ્બાન્ બર્ આમદ બદર્દ
કે અય તાજવર્ શાહે આઝાદ મર્દ
કસી તાજ્દારી બદીન્સાન્ નદીદ
ન પીશ અઝ મસીહ્ ઈન્ સખુન કસ શનીદ
કે બર્ શહ્રૂયારી ઝે બદ બન્દઈ
સગી બદ નેઝાદી પરાગન્દઈ
બેપર્વર્દ તા બર્ તનશ બદ રસદ
વઝાન્ બદ્રે માહ્રૂય નફ્રીન્ સઝદ
દરીગ્ આન્ સરો તાજો બાલાએ બોરૂઝ
દરીગ્ આન્ બરો શાખો આન્ દસ્તો ગોરૂઝ
દરીગ્ આન્ સરે તોખ્મએ અર્દશીર્
દરીગ્ આન્ સવારો જવાને હઝીર્
તનૂમન્દ બૂદી ખેરદ બા રવાન્
બેઓરૂદી ખબર્ ઝાન્ બનૂશીરવાન
કે દર્ આસેયા માહ્ રૂએ તોરા
જહાનદારો દીહીમ જૂએ તોરા
બદરનહ્ જેગર્ગાહ્ બેશ્ગાફ્તન્દ્
બરહ્નહ્ બઆબ્ અન્દર્ અન્દાખ્તન્દ્
હમાના કે આન્ ખાક ગેર્યાન શવદ
રવાનશ બદીન સુગ્ બેર્યાન શવદ
ખેરૂશાન્ શવદ દખ્મએ અર્દશીર્
કે નશ્નીદ કસ શાહ્ દર્ આબ્ગીર્
ફેગન્દહ્ બદીન્સાન્ બઆબ્ અન્દરૂન્
બરહ્નહ્ નેગૂન્સારો તન્ પુર્ ઝે ખૂન્
સોકૂબા અઝાન્ સુગ્વારાન્ ચહાર્
બરહ્નહ્ શુદન્દ્ અન્દર્ આન્ જૂયબાર્
બરહ્નહ્ તને શહ્રૂયારે જવાન્
નબીરહ્ જહાનદારે નૂશીરવાન
બખુશ્કી કશીદન્દ્ અઝાન્ આબ્ગીર્
બસી મૂયહ્ કર્દન્દ્ બર્નાઓ પીર્
બબાગ્ અન્દરૂન્ દખ્મઈ સાખ્તન્દ્
સરશરા બઅબ્ર્ અન્દર્ અફ્રાખ્તન્દ્

ઓ અજબ રહેલા શખ્સ! તું જો કે પેલાજ ઘંટીવાળાએ તે ઘંટી ૩૮૮
આગળથી પાદશાહનું શરીર ઉઠાવ્યું.

અને તે ઘાતકી શખ્સે પાણીમાં નાખ્યું-તેનું માથું ઘડીકમાં ઉપર અને ઘડીકમાં નીચે જતું હતું.

તેને છેક એવા ઊંડા વમળમાં નાખી દીધો હતો-કે તે મૂવેલાની લાશ પાણી ઉપરનાં પક્ષીમાંથી ઓળખાઈ શકી નહીં.

જ્યારે રાત પુરી થઈ અને દહાડો નીકળ્યો ત્યારે માણસોની આવજાવ થઇ બે ઊંચી બુન્યાદના શખ્સો તે જગ્યાએ આવી પહોંચ્યા.

પેલા બન્ને પરહેઝગાર સોગ કરનારા શખ્સોમાંથી-એક જણ નદી કિનારે આવ્યો.

જ્યારે તેણે પાણીમાં પાદશાહનું નાગું શરીર જોયું-ત્યારે તે ગુસ્સે થયો અને શેતાબી કરતો પાછો ફર્યો.

અને દોડતો કે ખ્રિસ્તી પાદરીનાં ઘર આગળ ગયો-અને જે કાંઇ જોયું હતું તે પેલા પાદશાહનો સોગ ધરાવનારા શખ્સોને કહ્યું,

કે "દેશનો સંભાળનારો પાદશાહ તો નદીમાં ડૂબેલો પડયો છે-નાગો ઝર્કની નદીમાં પડેલો છે."

તે વિલાપ કરનારાઓમાંના ઘણાકો ત્યાં આવી પુગ્યા-સાથે દરેક ઘરમાંથી પાદરીઓ પણ આવી લાગ્યા.

તે પાદરીઓમાંથી દુઃખનો પોકાર ઉઠયો-કે "ઓ આઝાદ મર્દોના તાજવર પાદશાહ!

કોઇયે એવો એક પણ તાજદાર જોયો નથી-તેમજ ક્રાઈસ્ટની આગમજ કોઇયે એવી વાત સાભળી પણ નથી, ૩૮૯

કે એક પાદશાહ ઉપર એક નાપાક ગોલામથી-એક બેબુન્યાદ છકેલ કુતરાથી,

જેને તેજ પાદશાહે પાળ્યો હતો તેનાથી તેનાં તન ઉપર આવી બદી પહોંચે-આવું કામ કરવાથી માહ્રૂયને ભાગે લઅનતજ લાયક હોજો!

અફસોસ! તે પાદશાહનાં સરનો, તેનાં તાજનો અહે તેનાં બુલંદ કદનો-અફસોસ! તેની તે છાતીનો, બાજૂનો, તેનાં હાથનો અને તેના ગોઝનો!

અફસોસ! તે અર્દશીરનાં તોખ્મના સરદારનો-અફસોસ! તે બહાદુર સવાર અને પસંદગી પામેલા જવાનનો!

જો કોઇ ડાહ્યો જીવતો માણસ-પાદશાહ નોશીરવાનનાં દખ્મા અંદર જઇને આ વાતની ખબર આપે,

કે 'દળવાની ઘંટીમાં તારી માહતાબ જેવી અઉલાદનું, તારા રાજ ચલાવનારા વારેસનું.

કલેજુ તેઓએ ખંજરથી ચીરી નાખ્યું-અને તેને ઉઘાડે શરીરે પાણીમાં ફેંકી દીધો,'

તો ખચીત કે તેની ખાક પણ એની ઉપર રડતી બનશે-અને તેનો જીવ આ ગમ ઉપર બળતો થશે.

અર્દશીરનું દખ્મુ પણ પોકારતું થશે-કારણકે કોઇયે કોઈ પણ પાદશાહને

આ પ્રમાણે નગ્ન હાલતમાં ઊંધો અને લોહી ગગડતાં શરીરે પાણીની અંદર નાખી દીધેલો સાંભળ્યો નથી." ૩૯૦

પછી પેલા વીલાપ કરનારાઓમાંથી ચાર પાદરીઓ-પોતાનાં બદન ઉપરથી કપડાં કાઢી તે નદીમાં ઉતર્યા.

અને તે પાદશાહ નોશીરવાનના નબીરા-જવાન પાદશાહનાં નગ્ન શરીરને,

પાણીમાંથી ઝમીન ઉપર ખેંચી કાઢયું-જે ઉપર સઘળા જવાન અને અને બુઢ્ઢાઓએ ઘણુંક રૂદન કીધું.

તેઓએ બાગમાં એક દખ્મુ બનાવ્યું-અને તે પાદશાહનું સર આસ્માન સુધી ઉઠાવ્યું.

સરે ઝખ્મે આન્ શાહ કર્દન્દ ખુશ્ક
બહેખ્કો બઝીરો બકાફૂરો મુશ્ક
બેયારાસ્તન્દશ બદીબાએ ઝરૂદ
કસબ્ ઝીરો રૂસી ઝબરૂ લાજવરૂદ
મયો દેખ્કો કાફૂરો મુશ્કો ગોલાબ્
સોકૂબા બેયારાસ્ત દરૂ જાએ ખાબ્
ચો ગોફ્ત આન્ ગેશાન્માયહ દેહકાને મરૂવ
ચુ બન્હોફ્ત બાલાએ આન્ શાહ સરૂવ
કે બખ્શેશ ગે ફૂરીશ ખુવદ દરૂ નેહાન્
કે ખુશ્નૂદ બીરૂન શવદ ઝીન્ જેહાન્
૩૯૧ હેગરૂ ગોફ્ત અગરૂ ચન્દ ખન્દાન્ ખુવદ
ચુનાન્ દાન્ કે અઝ ઝૂરમન્દાન્ ખુવદ
કે અઝ ચર્ખે ગરૂદૂન પઝીરદ ફેરીબ્
કે ઊરા નુમાયદ ફરાઝો નેશીબ્
હેગરૂ ગોફ્ત કાન્રા તો દાના મખાન્
કે તન્રા પરસ્તદ બખૂને રવાન્
હમહ ખાસ્તહ જૂયહો નામે બદ
નતર્સદ રવાનશ ઝે ફર્જામે બદ
હેગરૂ ગોફ્ત અગરૂ શાહરા લબ્ બેબસ્ત
નબીનદ હમી તાજો તખ્તે નેશસ્ત
ન મોહરો પરસ્તન્દએ બારૂગાહ
ન કેશવરૂ ન અફસરૂ ન તખ્તો કોલાહ
વગરૂ ખુદ નેયાયદ હમી ઈન બકારૂ
ચેરા બાયદ ઈન્ રન્જો ઈન્ રૂઝગારૂ
હેગરૂ ગોફ્ત કઝ ખૂબ્ ગોફ્તારે તૂ
સેતાયેશ નબીનમ સઝાવારે તૂ
હમી સરૂવ કેશ્તી બબાધે બેહેશ્ત
રવાનત બેબીનદ દેરખ્તી કે કેશ્ત
હેગરૂ ગોફ્ત યઝદાન્ રવાનત બેબોરૂદ
તનત્રા બદીન્ સૂગવારી સેપોરૂદ
૩૯૨ રવાને તોરા સૂદમન્દ ઇન્ ખુવદ
તને બદકુનેશરા ગઝન્દ ઈન્ ખુવદ
કુનૂન્ દરૂ બેહેશ્તસ્ત બાઝારે શાહ
બદૂઝખ્ કુનદ જાને બદખાહ રાહ
હેગરૂ ગોફ્ત કય શાહે દાનેશ પઝીરૂ
ખેરદમન્દો અઝ ગઉહરે અરૂદશીરૂ
દોરૂદી હમાન્ બરૂ કે કેશ્તી બબાધ
દુરોખ્શાન્ શુદ આન્ ખુસરવાની ચરાધ
હેગરૂ ગોફ્ત કય શહરૂયારે જવાન્
બખોફ્તીઓ બીદારૂ કર્દી રવાન્
લબે ખામોશો જાન્ બચન્દીન્ ગલહ
બેરફ્તો તનત્ માન્દ અન્દરૂ ચલહ
તો બીકારીઓ જાન્ બકારૂ અન્દરસ્ત
સરે બદસેગાલત બદારૂ અન્દરસ્ત
બેગૂયદ રવાન્ ગરૂ ઝબાન્ બસ્તહ શુદ
બેપાલૂદ જાન્ ગરૂ તનત ખસ્તહ શુદ

અગરૂ દસ્ત બીકારૂ ગશ્ત. અઝ અનાન્
રવાનત બચન્ગ્ અન્દરૂ આરદ સનાન્

સરસે તથા રિસાછત વડે, કપૂર અને કસ્તુરી ભરીને તે પાદશાહના ઝખ્મને બંધ કરી લીધો.

પીળાં રેશમી કપડાંથી તેની લાશને ઢાંકી—લાશની નીચે કસબી કપડું હતું અને ઉપર આસ્માની રંગનું રૂસી (રશ્યન મુલકનું) કપડું ઢાંકવામાં આવ્યું હતું.

અરક, સરસ, કપૂર, કસ્તુરી અને ગોલાબ પાણી સાથ-તેને તેની આરામગાહમાં ખ્રિસ્તી પાદરીઓએ મેલ્યો.

જ્યારે તેનું સર્વ આઝાદ જેવું શરીર કફને ઢાંકયુ-ત્યારે પેલા બુન્યાદી દેહકાન મર્દે (ખ્રિસ્તી પાદરીએ) કેવા સુંદર સખુનો કહ્યા?

કે "પોતાની જાતી મેહનતે એક માણુસ છુપી બક્ષેશ કરી શકે છે-અને તેથી તેઓ જેહાનમાંથી ખુશહાલ નીકળી જાય છે"

વળી એમ પણુ કહ્યું કે "જો એક માણુસ આ દુન્યામાં સદા હસતો રહેતો હોય-તો તે વિષે એમ જાણુ કે તે એક ઝોરેમંદ (ઝાલેમ) માણુસ છે.

કારણકે ફરતાં આસ્માનથી તે ઠગાય છે-જે મોડે વહેલે તેને ચઢતી પડતી દેખાયા વગર રહેશે નહીં."

વળી કહ્યું કે "તેને તું દાના ના કહેતો કે જે કોઈના જીવના ભોગે પોતાનાં શરીરને સુખ આપતો હોય.

જે બસ ધન દોલત અને ભૂડું નામજ શોધ્યા કરતો હોય-અને તેનો જીવ બૂરાં શેવટની ધાસ્તી કરતોજ નહીં હોય"

બીજું એમ કહ્યું કે "જો પાદશાહના હોઠજ બંધ થઈ ગયા-તો હવે તે તાજ અને તખ્ત પણુ જોશે નહીં.

તે નહીં પોતાની મોહર કે નહીં દરબારના ચાકરો જોશે-નહીં મુલક કે તાજ કે તખ્ત કે કોલાહ જોશે.

અને જો એ સઘળું કામ આવતું નથી-તો આવી મેહનત અને આવી ખટપટ શા માટે કરવી જોઇયે?"

વળી કહ્યું કે "તારી ભલી વાતોને ધ્યાનમાં લેતાં હું તારે લાયકની પુરેપુરી તારીફ કરી શકતો નથી.

તેં તો બેહેશ્તના બાગમાં સરોવરજ રોપ્યું છે-તેં જે ઝાડ રોપ્યું છે તે હવે તારૂં રવાન જોશે"

વળી બોલ્યો કે "યઝદાને તારો જીવ ઉપાડી લીધો છે-અને તારાં તનને આવું સોગ કરતું રાખ્યું છે.

તારાં રવાનને માટે તો એ ફાયદેમંદ છે-પણુ પેલા બદ કરતુકનાં શરીર માટે એ આફતકારક છે.

હમણાં પાદશાહનો વહેવાર તો બેહેશ્તમાં બન્યો છે-પણુ તેના દુશ્મનનો જીવ તો દોઝખનોજ રસ્તો લેશે."

બીજું એમ કહ્યું કે "ઓ દાનાઇ કબૂલ કરનારા, ડહાપણુ ધરાવનારા અને અર્દશીરની બુન્યાદના પાદશાહ!

જે નેકીના બી તેં આ દુન્યાના બાગમાં વાવ્યાં છે તેનાં નેક ફળ તું હવે મેળવજે-હવે તે પાદશાહી ચેરાગ ખરેખર ઝળકી રહ્યો છે."

વળી એમ કહ્યું કે "ઓ જવાન પાદશાહ!-તારૂં શરીર સૂતું છે પણુ તારૂં રવાન જાગૃત રહ્યું છે.

તારા હોઠ બંધ હતા પણુ તારૂં રવાન ફર્યાદ કરતું ચાલી ગયું છે-હવે તારૂં શરીર તારાં રવાનથી છૂટું પડી ગયું છે.

તું પોતે તો બેકાર બની ગયો છે પણુ તારો આત્મા કામમાંજ રોકાયલો છે-તારા દુશ્મનનું સર શૂળી વચ્ચેજ આવ્યું છે.

જો કે તારી ઝબાન બંધ થઈ ગઈ છે તો પણુ તારો જીવ બોલતોજ રહેલો છે-અગરજો તારૂં શરીર ઝખ્મી થયું છે તો પણુ તારો આત્મા તો પવિત્ર થયલો છે.

જો કે તારો હાથ લગામ પકડવાથી અશક્ત બન્યો છે-તો પણુ તારો આત્મા પોતાની ચુંગાલમાં નેઝો પકડી શકે છે."

દેગરૂ ગોફ્તૂ કય નામબરૂદારૂ ગવ
તો રફ્તીઓ કેર્દારૂ શુદ પીશરવ
તોરા દરૂ બેહેશ્તાસ્ત જાએ નેશાસ્ત
ઝમીને બલા બહરે દીગરૂ કસસ્ત
દેગરૂ ગોફ્તૂ કાન્ મરૂદ હૂ ચૂન્ તો કોશ્ત
બેબીનદ કુનૂન રૂઝગારે દુરોશ્ત
સોકુફ્ ગોફ્તૂ મા બન્દગાને તો ઈમ
નેયાયેશગરે પાકુ જાને તો ઇમ
કે ઇન્ દખ્મહ્ પુરૂ લાલહ્ બાધે તો બાદ
કફન્ દશ્તે શાદીઓ રાઘે તો બાદ
બેગોફ્તન્દો તાબૂત બર્દાશ્તન્દ
બે હામૂન્ સુએ દખ્મહ્ બુગ્ઝાશ્તન્દ
બદાન્ જાયગહ્ રફ્તૂ નાકામ શાહ્
સરૂ આમદ બદૂ તાજો તખ્તો કોલાહ્
અલા અય સુખુનગૂએ મર્દે કોહન્
બેગરૂદ અઝ્ રહે આઝો બુગ્સેલ્ સોખન્
ચુનીન્ દાદ ખાનીમ બરૂ યઝ્દગેરૂદ
હેગરૂ કીનહ્ ખાનીમ અઝ્ હફ્તૂ ગેરૂદ
વગરૂ ખુદ નદાનદ હમી કીનો દાદ
મરા ફયલસૂફૂ ઇચ્ પાસોખ્ નદાદ
વગરૂ ગોફ્તૂ મારા સખુન્ બસ્તહ્ ગોફ્તૂ
બમાનદ હમી પાસોખ અન્દરૂ નેહોફ્તૂ
ગશ્ત્ હીચ્ ગન્જીસ્ત અય પાકુ રાય
બેયારાય દેલ્રા બફર્દા મપાય
કે ગીતી હમી બરૂ તો બરૂ બુગ્ઝરદ
ઝમાનહ્ નફસરા હમી બેશમરદ
બદીન્ માયહ્ રૂઝ અન્દરીન્ કાલ્બદ
બજોઝ્ તોખ્મે નીકી નકારી સઝદ
દરે ખુર્દનત્ ચીરહ્ કુન બરૂ નેહાદ
અગરૂ ખુદ બેમાની દેહદ આન્ કે દાદ
બજોઝ્ શાદમાનીઓ જોઝ્ નામે નીકુ
અઝીન્ ઝેન્દગાની નેયાબી તો રીકુ
મકુન્ તા તવાની તો કેર્દારે બદ
કે અઝ્ દાનેશી બદ નેયાયદ સઝદ
મય આવરૂ કઝીન્ રૂઝે મા બસ્ નમાન્દ
ચુનીન્ બૂદ તા બૂદ બરૂ કસ નમાન્દ

મરા દખ્લો ખુરૂદ અરૂ બરાબરૂ બુદી
ઝમાનહ્ મરા ચૂન્ બેરાદરૂ બુદી
તગરૂગ્ આમદ એમસાલ્ બરૂ સાને મરૂગ્
મરા મરૂગ્ બેહતરૂ બુદી ઝાન્ તગરૂગ્
દરે હીઝમો ગન્દમો ગૂસ્પન્દ
બેબસ્ત ઈન્ બરૂ આવર્દહ્ ચર્ખે બલન્દ

વળી બોલ્યો કે "ઓ નામ ઉઠાવનારા પેહલવાન!-તું અહીંથી ચાલી ગયો અને તારી ભલી કરણી તારી રેહબર બની.

તારી બેઠક તો બેહેશ્તમાંજ થઇ છે-અને આ આફતકારક દુન્યા ૩૬૩
બીજા કોઇનેજ માટે રહી છે."

બીજું એમ કહ્યું કે "જેણે તારા જેવા પાદશાહને મારી નખાવ્યો-તે શખ્સ હવે સખ્તીનોજ વખત જોશે."

શેવટે પાદરી બોલ્યો કે "અમો તારાજ ગોલામો છિયે-તારા પવિત્ર રવાન માટે દુઆ ગુઝારનારા છિયે,

કે આ દખ્મુ તારો ગુલલાલાથી ભરેલો બાગ હોજો!-અને આ કફન તારૂં ખુશહાલી ભરેલું મયદાન અને જંગલ હોજો!"

એટલું બોલી તેઓએ પેલી શબપેટી ઉઠાવી-અને તે મયદાનમાંથી દખ્મા તરફ લઈ જઇ તેમાં મૂકી.

આવો પાદશાહ લાચારીએ તે જગ્યાએ ગયો-તેનું તાજ, તખ્ત અને કોલાહ સઘળું પુરૂં થઈ ગયું.

(ફિર્દોસી પોતા માટે બોલે છે કે) ઓ સખુન બોલનારા બુઢ્ઢા મર્દ!-હવે તું લોભના રસ્તાથી પાછો ફર અને સખુનો બોલવાના છોડી દે.

પાદશાહ યઝદગેર્દને આવાં મોતથી ઇન્સાફ મળેલો કહો-કે સાત ગ્રહોએ તેની ઉપર વેર લીધેલું કહો, તે સઘળું સરખુંજ છે.

અથવા તો ઇન્સાફ કે વેર જેવું એમાં કાંઈ નથી-ફીલસુફ એ વિષે કાંઇ ખોલાસો કરતો નથી.

અથવા તો જો કાંઈ ખોલાસો કરતો હોય તો તે ભેદ ભરેલો છે-માટે દરેક રીતે ખોલાસો થયલો કહેવાયજ નહીં.

ઓ પાકીઝેહ વિચારના શખ્સ! અગરજો તારી પાસે જરા પણ ખઝાનો ૩૬૪
હોય-તો તેનાથી તારાં દિલને ખુશ કર. આવતી કાલ ઉપર થોભી ના રહે.

કારણકે આ દુન્યા તારી ઉપર પસાર થઈ જાય છે-અને ઝમાનો તારી પળે પળની ગણત્રી કરતો રહે છે.

આટલા બધા દહાડા સુધી આ ખાકી શરીરમાં રહી જો તું ભલાઈનાં બી સિવાય બીજું કશું પણ રોપે નહીં તો તે વાજબીજ છે.

ભેગું કરવાના કરતાં ખાવું ખર્ચવું વધારે રાખ-જો તું જીવતોજ રહેશે તો જે સાહેબે તને આપ્યું તેજ સાહેબ તને આપ્યો જશે.

ઓ નેકબખ્ત શખ્સ! તું આ ઝિંદગાનીમાંથી ખુશખુશહાલી તેમજ નેકનામ સિવાય કાંઇ બીજું ના મેળવ.

તું બનતાં સુધી બુરૂં કામ ના કર-કારણકે દાના શખ્સથી બૂરાઈ ઝાહેર થાય તે લાયક નહીં.

તું મય હાઝેર કર કારણકે હવે આપણા દિવસ કાંઈ ઘણા બાકી રહ્યા નથી-જ્યારથી દુન્યા હસ્તીમાં આવી ત્યારથીજ એવી રીત ચાલુ થઇ છે. દુન્યા કોઇ સાથ સદા રહેતી નથી.

જો મારી આવક અને મારો ખર્ચ બરાબર હતે-તો હું એમજ જાણતે કે ઝમાનાએ મારી સાથ ભાઈબંધી રાખી છે.

આ વર્ષ કરાં મિસાલ આફતનો વરસાદ મારી ઉપર વરસે છે-એ આફતના વરસાદ કરતાં મારૂં મોત મને વધારે પસંદ આવતે.

બળતણ, ઘઉં અને ગોશ્તના (યાને મારાં ગુજરાનના) દરવાઝા-બુલંદ ફરતાં આસ્માને મારી ઉપર બંધ કર્યાં છે.

## આગાહી યાફ્તને માહૂએ સૂરી અઝ્ કોશતહ્ શુદને યઝ્દગેર્દ્ વ બર્ તખ્ત્ નેશસ્તન્.

૩૯૫ કસ્ આમદ્ બમાહુએ સૂરી બગોફ્ત
કે શાહે જહાન્ ખાક્ દારદ્ નેહોફ્ત
સોકૂબાઓ ડેરસીસો રહુબાને રૂમ
હમહ્ સુગ્વારાન્ અઝાન્ મર્ઝો બૂમ
બેરફ્તન્દ્ બા મૂયહ્ બરૂનાઓ પીર્
તને શાહ્ બોર્દન્દ્ અઝાન્ આબ્ગીર્
યકી દખ્મહ્ કર્દન્દ્ ઊરા બબાઘ્
બુઝોર્ગી બલન્દીશ્ બરતર્ ઝે ઝાઘ્
ચુનીન્ ગોફ્ત માહુએ બદ્બખ્ત શૂમ
કે ઈરાન્ નબુદ્ પીશ્ અઝીન્ ખીશે રૂમ
ફેરેસ્તાદ્ તા હર્ કે આન્ દખ્મહ્ કર્દ્
હરાન્ કસ્ કઝાન્ દર્દ્ તીમાર્ ખર્દ્
બકોશતન્દો તારાજ કર્દન્દ્ મર્ઝ
ચુનીન્ બૂદ્ માહુયરા કામો અર્ઝ
અઝાન્ પસ્ બગેર્દ જહાન્ બેન્ગરીદ્
ઝે તોખ્મે બુઝોર્ગાન્ કસીરા નદીદ્
યકી તાજ્ બા ઊ બુદો મોહુરે શાહ્
શબાન્ઝાદહ્રા આર્ઝૂ કર્દ્ ગાહ્
હમહ્ રાઝ્દારાન્શરા પીશ્ ખાન્દ્
સખુન હર્ચે બૂદશ્ બદેલ્ દર્ બેરાન્દ્
૩૯૬ બદસ્તૂર્ ગોફ્ત અય જહાન્દીદહ્ મર્દ્
ફરાઝ્ આમદ્ આન્ રૂઝે નન્ગો નબર્દ્
ન ગન્જસ્ત બા મન્ ન નામો નેઝાદ્
મગર્ દાદ્ ખાહમ્ હમી સર્ બબાદ્
બ અન્ગુશતરી યઝ્દગેર્દસ્ત નામ
બશમ્શીર્ બા મન્ નગર્દન્દ્ રામ
હમહ્ શહ્રે ઇરાન્ વરા બન્દહ્ અન્દ્
અગર્ ખીશે ઊ બુદ્ પરાગન્દહ્ અન્દ્
નખાનદ્ મરા દાનેશી મર્દ્ શાહ્
ન બર્ મોહ્ર્ આરામ ગીરદ્ સેપાહ્
જોઝ્ ઈન્ બૂદ્ માન્ ચારહ્ અન્દર્ નેહાન્
ચેરા રીખ્તમ્ ખૂને શાહે જેહાન્
હમહ્ શબ્ અઝ્ અન્દીશહ્ પુર્ ખૂન બુદમ
જહાન્દાર્ દાનદ્ કે મન્ ચૂન્ બુદમ
બદૂ રાયઝન્ ગોફ્ત અકૂનૂન્ ગુઝશ્ત
અઝીન્ કાર્ ગીતી પુર્ આવાઝ્ ગશ્ત
કુનૂન્ બાઝ્ જૂઈ હમી કારે ખીશ્
કે બુગ્સેસ્તી આન્ બસ્તહ્ ઝુન્નારે ખીશ્
કુનૂન્ ઊ બદખ્મહ્ દરૂન્ ખાક્ શુદ્
રવાને વરા ખાક્ તર્યાક્ શુદ્
૩૯૭ જહાન્દીદગાન્રા હમહ્ ગેર્દ કુન્
ઝબાન્ તીઝ્ ગર્દાન્ બનીકી સખુન

## માહૂય સૂરીનું યઝદગેર્દના માર્યા જવાથી વાકેફ થવું અને તેનું તખ્ત ઉપર બેસવું.

હવે કોઇયે આવીને માહૂએ સૂરીને કહ્યું-કે "દેશનો પાદશાહ યઝદ ગેર્દ ખાકમાં પડયો છે.

રૂમનો બીશપ, વડો પાદરી અને બીજા ખ્રિસ્ટી જોગીઓ-અને તે મુલકના તમામ વિલાપ કરનારાઓ,

જવાન અને બુઢ્ઢાઓ રડતા ગયા-અને નદીમાંથી પાદશાહનું શરીર કાઢી લઇ ગયા.

અને તેને માટે બાગમાં એક મોટું અને એક કાગડો ઉડી શકે તેથી પણ વધારે ઊંચું દખ્મુ બનાવ્યું છે"

તે બદબખ્ત નેહેસ્ત માહૂય એ પ્રમાણે બોલ્યો-કે "અત્યાર આગમચ તો ઈરાન કાંઈ રૂમનું ખેશી બન્યું નહીં હતું."

પછી તેણે માણસો મોકલીને જે કોઇયે કે તે દખ્મુ બનાવ્યું-તેમજ જેઓએ કે તે પાદશાહનાં દુઃખનો ગમ ખાધો,

તેઓને મરાવી નાખ્યા અને તે ગામ તારાજ કરી નાખ્યું-માહૂયના આચાર વિચાર અને મરતબો એવીજ રીતનો હતો.

ત્યાર બાદ તેણે દેશની આસપાસ સઘળે નઝર દોડાવી-તેણે બુઝોર્ગોનાં તોખ્મમાંથી તેવા કોઈને જોયો નહીં.

તેની પાસે એક તાજ અને પાદશાહની મોહર હતી-જેથી તે ગોવાળિયાના જણેલાને તખ્ત ભાવી આવ્યું.

તેણે સઘળા પોતાના મળતિયાઓને નઝદીક બોલાવ્યા અને પોતાનાં મનમાં જે કાંઈ ધારણા હતી, તે કહી સંભળાવી.

તેણે પોતાના વઝીરને કહ્યું કે "ઓ અનુભવી શખ્સ!-કીર્તિ અને નામના મેળવવાનો વખત હવે આવી લાગ્યો છે.

પણ મારી પાસે નથી ખઝાનો કે નથી કીર્તિ કે નથી ઊંચી બુન્યાદ-તેથી કદાચ મારે પોતાનું સર બરબાદ કરવું પડશે.

વીંટી ઉપર યઝદગેર્દનું નામ છે જેથી ઇરાનના લોકો મારી તલવારે કાંઈ ઝેર થવાના નથી.

જો કે તેના ખેશીઓ હતા તે વીખરાઈ ગયલા છે-તો પણ તમામ ઈરાન દેશ તેનોજ તાબેદાર છે

દાના શખ્સ મને પાદશાહ તરીકે ગણશેજ નહીં-અને લશ્કર અને મોહર ઉપર સંતોષ પકડશે નહીં.

અંદરખાનેથી તો મારી કાંઈ જુદીજ યુક્તિ હતી-મેં દેશના પાદશાહનું ખૂન શા માટે કીધુ ?

હું આખી રાત એના એજ વિચારથી આંસુ ભરેલો રહ્યો-ખોદા શાહેદ છે કે તે વખતે મારી હાલત કેવી હતી?"

સલાહકાર વઝીરે તેને કહ્યું કે "હવે તો સઘળું થઇ ચૂકયું-આ કામથી સઘળો દેશ ચકચાર ભર્યો બન્યો છે.

હવે જ્યારે ખિદમતનો કમરબંદ તેં તોડયો છે, તો તારાં પોતાનાં કામ પાછળજ પાછો જા.

હવે પાદશાહ તો દખ્મા મધ્યે માટી સાથ મળી ગયો છે-તેજ માટી તેનાં રવાનને સંભાળી રાખશે.

તું તમામ અનુભવી શખ્સોને એકઠા કર-ભલાઇની વાતો કરવા ઉપરજ તારી ઝબાનને તેઝ બનાવ.

ચુનીન્ ગૂય કીન્ તાજો અન્ગુશ્તરી
બમન્ દાદ શાહ્ અઝ્ દરે મેહ્તરી
શુ દાનેસ્ત કામદ ઝે તુર્કાન્ સેપાહ્
શુ શબ્ તીરહ્ તર્ શુદ મરા ખાન્દ શાહ્
બમન ગોફ્ત ચૂન્ ખાસ્ત બાન્ગે નબર્દ
કે દાનદ ઝે ગીતી કે બર્ કીસ્ત ગર્દ
તો ઈન્ તાજો અન્ગુશ્તરીરા બેદાર્
બુવદ રૂઝ કીન્ હર્દો આયદ બકાર્
મરા નીસ્ત જોઝ્ દોખ્તરી દર્ જેહાન્
હમાના કે હસ્ત ઊ ઝે તાઝી નેહાન્
તો ઝીન્ પસ બદુશ્મન્ મદેહ્ ગાહે મન્
નેગહ્દાર્ અઝીન્ હમ નેશાન્ રાહે મન્
મન્ ઇન્ તાજ મીરાસ દારમ ઝે શાહ્
બફર્માને ઊ બર્ નેશીનમ બગાહ્
બદીન્ ચારહ્ દેહ્ કારે ખુદરા ફ્રોગ્
કે દાનદ કે ઈન્ રાસ્તરસ્ત યા દોરૂગ્
ચુ બેશનીદ માહુય ગોફ્તશ કે ઝેહ્
તો દસ્તૂરીઓ બર્ તો કસ નીસ્ત મેહ્
હમહ્ મેહ્તરાન્રા ઝે લશ્કર્ બેખાન્દ
વઝીન્ બારહ્ ચન્દીન સુખુનહા બેરાન્દ
બેદાનેસ્ત લશ્કર્ કે ઈન્ નીસ્ત રાસ્ત
બરૂખી વરા સર્ બુરીદન્ સઝાસ્ત
યકી પહ્લવાન્ ગોફ્ત કીન્ કારે તોસ્ત
સખુન્ ગર્ દુરોસ્તસ્ત ગર્ નાદુરોસ્ત
ચુ બેશનીદ બર્ તખ્તે શાહી નેશસ્ત
બઅફ્સૂનશ આમદ ખોરાસાન્ બદસ્ત
બેબખ્શીદ રૂએ ઝમીન્ બર્ મેહાન્
મનમ ગોફ્ત બા મોહ્રે શાહે જેહાન્
હરાન્ કસ કઝાન્ તોખમહ્ બુદ પીશ ખાન્દ
વઝીન્ દર્ ફ્રશાન્ સુખુનહા બેરાન્દ
જહાન્રા સરાસર્ બબખ્શીદ ગેરેફ્ત
બેમાન્દહ્ સેતારહ્ બદ્ દર્ શેગેફ્ત
હરાન્ કસ કે બુદ બદ્નેહાનર્ બર્ ગુઝીદ
બદાન્ સાન્ કે અઝ્ ગઊહરે ઊ સઝીદ
ખેરદ્મન્દરા સર્ નેગૂન્સાર્ કર્દ
બદાન્રા બહર્ જાય સાલાર્ કર્દ
બઝીર્ અન્દર્ આમદ સરે રાસ્તી
પદીદ આમદ અઝ્ હર્ સુએ કાસ્તી
બમેહ્તર્ પેસર્ દાદ બલ્ખો હરી
ફેરેસ્તાદ બર્ હર્ સુએ લશ્કરી
ચુ લશ્કર્ ફ્રાવાન્ શુદો ખાસ્તહ્
દિલે મર્દ બી બર્ શુદ આરાસ્તહ્
સેપહ્રા દેરમ દાદો આબાદ કર્દ
સરે દુદએ ખીશ પુર્ બાદ કર્દ
બબા લશ્કરે જન્ગ્સાઝાને નવ્
તલાય બપીશ અન્દરૂન્ પીશરવ્
જહાન્દીદહો :નામે ઊ ગરૂસેયૂન્
યકી નામવર્ પીશે ઊ અન્દરૂન્
બશહ્રે બોખારા નેહાદન્દ રૂય
ચુનાન્ સાખ્તહ્ લશ્કરે જન્ગજૂય

તેઓને તું એ પ્રમાણે કહે કે 'આ તાજ અને વીટી-મને સરદાર તરીકે પાદશાહ પોતે આપી ગયો છે.

જ્યારે તેણે જાણ્યું કે તુર્કી લશ્કર આવ્યું છે-ત્યારે જે વખતે રાત વધારે અંધારી થઇ તે વખતે મને પાદશાહે બોલાવ્યો.

અને મને કહ્યું કે 'જ્યારે લડાઇનો પોકાર ઉઠયો છે-ત્યારે કોણ જાણે છે કે આ જેહાનમાંથી કોણની ગર્દ નીકળી જશે (યાને કોણ માર્યું જશે)?

માટે તું આ તાજ અને વીટી તારી પાસે રાખ-કારણકે એકુ એવો દહાડો આવશે કે એ બન્ને ચીઝો કામ લાગશે.

મારૂં એક છોકરી સિવાય દુન્યામાં બીજું કોઈ નથી-તું જાણ કે તે પણ અરબ લોકોની ધાસ્તીથા છૂપીજ રહેલી છે.

તું હવે પછી આ મારૂં તખ્ત દુશ્મનના હવાલામાં ના આપતો-અને એજ રવેશે મારી રાહ:રીતીને સંભાળતો રહેજે.

માટે આ તાજ પાદશાહે તરફથી મળેલા વારસા તરીકે હું ધરાઉં છું-અને તેના હોકમથીજ તખ્ત ઉપર બેસું છું.'

એમ યુક્તિ કરીને પોતાનાં કામને પ્રકાશ આપ-કોણ જાણવાનું છે કે તું ખરૂં બોલે છે કે ખોટું કહે છે?"

જ્યારે માહુએ એવું સાંભળ્યું ત્યારે તેને કહ્યું કે "શાબાશ!-તું ખરો વઝીર છે અને તારા કરતાં કોઇ બીજો ચઢિયાતો છેજ નહીં."

પછી તેણે લશ્કરમાંથી સઘળા સરદારોને બોલાવ્યા-અને એ બાબ- ૩૯૮
તમાં ઘણીક વાતો ચલાવી.

પણ લશ્કર તો સમજી ગયું કે "આ વાત ખોટી છે-આવી નફતાઈ કરવા માટે તો તેનું સરજ કપાવું જોઇયે."

પછી એક પેહલવાને તેને કહ્યું કે "અગર આ વાત ખરી હોય કે ખોટી હોય, તો પણ તે કરવાનું તારૂંજ કામ છે."

જ્યારે તેણે એવું સાંભળ્યું ત્યારે પોતે પાદશાહી તખ્ત ઉપર બેઠો-એવી રીતે તેનાં ફનફરેબથી ખોરાસાનનો મુલક તેના હાથમાં આવ્યો.

તેણે સરદારો ઉપર ઝમીનની બક્ષેશો કરવા માડી-તે બોલ્યો કે "હું દેશના પાદશાહ યઝદગેર્દની મોહર ધરાઉં છું."

જે કોઇ કે પોતાનાં ખાન્દાનમાંના શખ્સો હતા, તેઓને નઝદીક બોલાવ્યા-અને એ બાબત વિષે ઘણીક વાતો કીધી.

તેણે તમામ દેશ બક્ષેશ કરવા માડિયો-જે જોઇ સેતારા પણ અજબ રહ્યા.

તેની બુન્યાદને છાજતી રીતના જે કોઈ કે બદબુન્યાદ શખ્સો હતા તેઓને ઊંચી પદવીએ ચઢાવ્યા.

અકલમંદોનાં સર ઊંધાં નાખ્યાં-બૂરાઓને દરેક જગ્યાએ સરદાર બનાવ્યા.

સચ્ચાઈનું સર નીચું પડયું-ચો તરફ જૂઠાણુ ફેલાઈ ગયું.

તેણે પોતાના વડા બેટાને બલ્ખ અને હેરાતનો મુલક આપ્યો-ચો ૩૯૯
તરફ લશ્કર મોકલ્યું.

જ્યારે પુષ્કળ લશ્કર અને અસ્બાબ એકઠો થયો-ત્યારે તે ચંડાળનું દિલ ખુશહાલ થયું.

તેણે લશ્કરને દિરમ આપ્યા અને આબાદ કીધું-અને પોતાનાં કુટું-બીઓનાં સર ગરૂરી ભર્યાં બનાવ્યાં.

તે નવાં લડાયક લશ્કર સાથે-કે જેની હરોલમાં તલાયા લશ્કર ચાલતું હતું,

અને ગરસેયૂન નામનો એક અનુભવી નામવર લશ્કરની હરોલમાં હતો,

તેવી રીતનું લડાયક લશ્કર તેયાર કરીને બોખારા તરફ ચાલવા માડિયું.

હમી ગોફ્તે આરા સમરકન્દો ચાજ
બેબાયદ ગેરેફ્તન બદીન મોહરો તાજ
બફરમાને શાહે જહાન યઝદગેર્દ
કે સાલારે બુદ અન્દરીન હફ્ત ગેર્દ
મે બીઝન બેઆહમ બશમ્શીરે કીન
કઝ તીરહ શુદ બખ્તે શાહે ઝમીન

તે બોલવા લાગ્યો કે "સમરકંદ અને ચાજ જેવાં શેહરો મને-આ પાદશાહી મોહર અને તાજની રૂએ લેવાંજ જોઇયે.

દેશના પાદશાહ યઝદગેર્દ કે જે હફ્ત કેશ્વર ઝમીનમાં પોતે સરદાર હતો, તેનાં ફરમાનથી,

હું બીઝન ઉપર તલવારે કરી કીનો લઈશ-કે જેનાથી દેશના પાદશાહ યઝદગેર્દનું બખ્ત સીઆહ બન્યું હતું."

## આગાહી યાફ્તને બીઝન અઝ્ કોશતહ્ શુદને યઝદગેર્દ વ બર્ તખ્ત્ નેશસ્તને માહૂએ સૂરી વ લશકર્ કશીદન્ બજન્ગે ઊ.

## બીઝનને યઝદગેર્દના માર્યા જવાની અને માહુએ સૂરીએ તખ્ત ઉપર બેસવાની ખબર પડવી અને તેની લડાઈ માટે લશકર લઈ જવું.

ચુનીન તા બબીઝન રસીદ આગેહી
કે માહુય બેગ્રેફ્ત તખ્તે મેહી
૪૦૦ બદુ સુ ફેરેસ્તાદ મોહરો નેગીન
હમી રામ ગર્દદ બદુ બર ઝમીન
કુનૂં સૂએ જયહુન નેહાદસ્ત રૂય
બપરખાશ બા લશકરે જંગજૂય
બેપુર્સીદ બીઝન કે મોહરશ કે દાદ
હમી કરદ આગાન્ કાર્ ગૂયન્દહ યાદ
કે ચૂન તુ રસીદી બરીગે ફરબ્
ઝમાનહ બેબસ્ત અઝ બહો નીકુ લબ્

અઝ ઈદર્ બેશુદ લશકરી સૂએ ઊય
સવારાને ગર્દનકશો નામજૂય
તોરા ગોફ્ત મન તાજે શાહનશેહાન્
ચુ લશકર્ ફેરેસ્તી ફેરેસ્તમ નેહાન્
હમહુ તખ્તે ઝરીનો અન્ગુશ્તરી
તોરા ઝીબદ અન્દર્ જહાન્ મેહતરી
અઝ ઇદર્ સેપાહે તો બેશતાફ્તન્દ
બમરવ અન્દરૂન્ શાહરા યાફ્તન્દ
ગેરેફ્તન્દ આન્ શાહરા દર્ મેયાન્
હઝીમત ગેરેફ્તન્દ ઈરાનેયાન્
ચુ તનહા બેમાન્દ આન્ શાહે પુર્ ખેરદ
બેતર્સીદ કઝ લશકરશ બદ રસદ
૪૦૧ યકી આસેયા બૂદ બર્ રહ્ ગુઝર્
બદુ દર્ શુદ આન્ શાહે ખુરશીદ ફર્
ખબર્ યાફ્ત માહુય સૂરી કે શાહ
ફેરેસ્તાદ કસ કરદ શાહરા તબાહ
ચુ સૂરી ખોદાવન્દે ખુદરા બેકોશ્ત
બમોહર અન્દર્ આવર્દ ગીતી બમોશ્ત

એમ કરતાં બીઝનને ખબર પુગી-કે "માહુએ પાદશાહી તખ્ત લીધું છે.

તેણે ચો તરફ મોહર અને નગીના મોકલી આપ્યા-જેથી સઘળો દેશ તેને તાબે થતો જાય છે.

અને હાલ તે લડાયક લશકર લઈ લડાઈ કરવા માટે જયહૂન નદી તરફ નીકળી ચૂક્યો છે."

બીઝને પેલાને પૂછ્યું કે "તેને મોહર કોણે આપી?"-આથી પેલા ખબર કહેનારે તે બાબતની સઘળી વિગત કહેવા માંડી,

કે "જ્યારે તું ફરબ નદીના કિનારા આગળ જઈ પહોંચ્યો-ત્યારે નેકી બદીના જે બનાવો બનવાના હતા તે માટે ઝમાનાએ થોડુંક સુધી ચૂપકીદી પકડી હતી

અહીંથી ગર્દન ઉડાવનારા અને નામ શોધનારા સવારોનું એક લશકર તે (માહુય) તરફ ગયું.

તેણે તને કહેવાડિયું કે 'જો તું અત્રેથી લશકર મોકલે, તો આ શેહન્શાહોનું તાજ હું છૂપી રીતે તારી ઉપર મોકલી આપું.

તેમજ સોનેરી તખ્ત અને વીટી પણ મોકલું-કારણકે સરદારી આ દુન્યામાં તનેજ શોભે છે.'

એ ઉપરથી તારૂં લશકર શિતાબી કરતું અહીંથી ઉપડયું-અને મર્વમાં પાદશાહને પકડી પાડયો.

તેઓએ તે પાદશાહને વચમાં ઘેરી લીધો-અને ઇરાનીઓએ શિકસ્ત ખાધી.

જ્યારે તે અકલમંદ પાદશાહ એકલો રહી ગયો-અને બીધો કે લશકરથી તેને હાનિ પુગશે,

ત્યારે તે રસ્તા ઉપર આટો દળવાની ઘંટી હતી-તે મકાનમાં તે ખુરશીદના ચેહરાનો પાદશાહ ભરાઇ ગયો.

માહુએ સૂરીને તે શાહની ખબર પડી-જેથી તેણે માણસ મોકલી પાદશાહને મારી નખાવ્યો.

જ્યારે સૂરીએ પોતાનાજ સાહેબને કતલ કરાવ્યો-ત્યારે તે પાદશાહની મોહર હાથમાં લાવી સઘળો દેશ પોતાને કબ્જે કર્યો.

દો બહુરહ્ અઝીન્ નામો નન્ગ્ આને તોસ્ત
સવારાને જન્ગીઓ જન્ગ્ આને તોસ્ત
શુનીન્ ગોફ્તા બર્સામ કય શહ્‌રયાર્
ન મન્ બોર્દમ અઝ્ ચાજ્ ચન્દાન્ સવાર્
બેયાવર્દ અઝ્ મર્વ ચન્દાન્ બનહ્
બેશુદ યઝદગેર્દ અઝ્ મેયાન્ યક્ તનહ્
તોરા ગોફ્તહ્ બુદ તખ્તે ઝરીને ઊય
હમાન્ યારએ ગઉહર્ આગીને ઊય
હમાન્ તાજો ગન્જશ ફેરેસ્તમ્ બચાજ્
તોરા બાયદ અન્દર્ જહાન્ તખ્તે આજ્
બમર્વ અન્દરૂન્ રઝ્મ કર્દમ સે રૂઝ્
ચહારોમ શુ બેફ્રૂખ્ત ગીતી ફેરૂઝ્
શુદમ તન્ગ્‌દેલ રઝ્મ કર્દમ દુરોશ્ત
જફા પીશહ્ માહુય બેન્મૂદ પોશ્ત
શહનશાહે ઈરાન્ શુ તનહા બેમાન્દ
ચુ શીરે ઝેયાન્ સૂએ લશ્કર્ બેરાન્દ
બસી નામદારાને મારા બેકોશ્ત
ચુ યારાન્ નમાન્દન્દ બેન્મૂદ પોશ્ત
નદાનમ કે ચૂન્ કર્દશ અઝ્ જાન્ જુદા
ખોદાવન્દ કુશ બન્દએ બીવફા
ચુ માહુય ગન્જે ખોદાવન્દે ખીશ
બેયાવર્દ બીરન્જો બેન્હાદ પીશ
પરાગન્દહ્ શુદ મર્દે બદતન્ બચીઝ્
તો ગોફ્તી મરા ખુદ નદીદહ્‌સ્ત નીઝ્
બમર્વ અન્દરૂન્ બૂદ લશ્કર્ દો માહ્
બખૂબી નકર્દ ઊ બમા બર્ નેગાહ્
બેકોશ્ત ઊ ખોદાવન્દરા દર્ નેહાન્
ચુનાન્ પાદશાહી ચરાગે જેહાન્
સવારી કે ગોફ્તી મેયાને સેપાહ્
હમી બર્ ગુઝારદ સર્ અઝ્ ચર્ખે માહ્
ઝે તુર્કાન્ કસી પીશે ગોર્ઝશ નરફ્ત
હમી ઝૂ દેલે નામદારાન્ બેકફ્ત
નદીદમ સવારી બદાન્ ફરૂરો બોરૂઝ્
ચુનાન્ તર્કો જઉશન્ ચુનાન દસ્તો ગોરૂઝ્
ચુ આગન્દહ્ શુદ પાદશાહી ગેરફ્ત
બદીનગૂનહ્ ના પારસાઈ ગેરેફ્ત
ચુ બદ્ખાહે જન્ગી બબાલીન્ રસીદ
નબાયદ તોરા બા સેપાહ્ આરમીદ
ગેલે ખવ બપાલીઝે શાહાન્ મબાદ
ચુ બાશદ નેયાયદ ઝે પાલીઝ્ યાદ
ચુ બેશ્નીદ બીઝન્ બર્ આશોફ્ત સખ્ત
કઝ્ શાહ્‌રા તીરહ્ શુદ રૂએ બખ્ત
બેફર્મૂદ પસ્ તા સેપહ્ ગેર્દ કર્દ
ઝે તુર્કાન્ સવારાને રૂઝે નબર્દ
ઝે કાજર્બાશી બેયામદ દમાન્
નજોસ્ત ઈચગૂનહ્ બરહ્ બર્ ઝમાન્
શુ નઝદીકે શહ્‌રે બોખારા રસીદ
હમહ્ દશ્તો હામૂન સેપહ્ ગુસ્તરીદ
બલશ્કર્ શુનીન્ ગોફ્ત કકનૂન્ શેતાબ્
મદારીદ તા ઊ બદીન્ રૂએ આબ્

આ નેકી બદીમાં બે હિસ્સા ભાગ તારોજ છે-લડાયક સવારો તારાજ હતા અને લડાઇ પણ તુંજ લડતો હતો.”

પછી બરસામ એ પ્રમાણે બોલ્યો કે “ઓ પાદશાહ!-શું હું ચાચથી સવારોને મર્વ ખાતે નહીં લઇ ગયો હતો?

પણ માહુય મર્વથી લડાયક સામાન લઈ આવ્યો-અને તેથી યઝદગેર્દ એકલો પડી ગયો.

માહુએ તને કહ્યું હતું કે ‘યઝદગેર્દનું સોનેરી તખ્ત-તેમજ તેનો ગોહર મઢેલો બાઝૂબંદ,

તેમજ તેનું તાજ અને તેનો ખઝાનો ચાજ ખાતે મોકલી આપીશ-હવે આ દેશની પાદશાહત તનેજ લેવી ઘટે છે.’

મેં મર્વમાં ત્રણ દહાડા લડાઈ કીધી-જ્યારે ચોથે દહાડે દુન્યાને રોશન કરનારો આફતાબ ઝાહેર થયો,

ત્યારે મેં કંટાળી જઇ એક સખ્ત લડાઇ કીધી ઝુલ્મગાર માહુય ત્યાંથી નાસી ગયો.

જ્યારે ઇરાનનો શેહન્શાહ એકલો રહી ગયો-ત્યારે તે મસ્ત સિંહની ૪૦૨
માફક લશ્કર તરફ ધસ્યો.

અને આપણા ઘણાક નામદારોને માર્યા-પણ જ્યારે તેના મદદગારો રહ્યા નહીં ત્યારેજ તેણે પીઠ ફેરવી.

પોતાના માલેકને મારી નાખનારા તે બેવફા ગોલામે કોણ જાણે તેને કયારે કતલ કીધો?

જ્યારે માહુય પોતાના માલેકનો ખઝાનો-વગર મેહનતે લઈ આવ્યો અને પોતાની આગળ મૂકયો,

ત્યારે તે ચંડાળ પેલા માલ અસ્બાબથી ફૂગાઈ ગયો-અને ગોયા પોતે મને જોયોજ નહીં હોય તેમ કરવા લાગ્યો.

મર્વમાં આપણું લશ્કર બે મહિના રહ્યું-પણ તેણે તેની કશીબી પૂછ પરછ કીધી નહીં.

તેણે છૂપી રીતે પોતાના માલેક આવા એક દેશના રોશન ચેરાગ જેવા પાદશાહને મારી નાખ્યો.

જે એક એવો સવાર હતો કે ગોયા લશ્કરની વચમાં-જાણે માહતાબવાળાં આસ્માન કરતાં પણ પોતાનું સર ઊંચું ચઢાવતો હતો.

તુર્કીઓમાંથી કોઇ તેના ગુર્ઝ આગળ જઇ શકતું નહીં હતું-તેનાથી આપણા નામદારોનાં દિલ ફાટી જતાં હતાં.

મેં તેવાં બોરેહવાળો, કદવાળો, લોઢાંની ટોપવાળો, બખ્તરવાળો તેમજ તેવી બાઝુ અને તેવા ગોર્ઝ સાથનો એક પણ સવાર જોયો નથી.

જ્યારે તે સઘળી રીતે ભરપુર થયો ત્યારે તેણે પાદશાહી લીધી-અને ૪૦૩
એવી રીતે અપવિત્રાઇ એખ્તયાર કીધી.

જ્યારે લડાયક દુશ્મન માથે આવી લાગ્યો છે-ત્યારે તને નહીં ઘટે કે તું લશ્કર સાથે આસાયેશ લે.

પાદશાહોના બાગમાં જંગલી ઘાસની માટી હોતીજ ના!-જો હોય તો તે બાગ તરીકે ગણાયજ નહીં.”

જ્યારે બીઝને એવું સાંભળ્યું કે “તેનાથી પાદશાહનું નસીબ ઊંધું પડયું છે,” ત્યારે તે ઘણો ગુસ્સે થયો.

પછી તેણે ફરમાવ્યું જેથી તુર્કીઓમાંથી લડાયક સવારોનું લશ્કર એકઠું કીધું.

તે દોડતો કે કાચારબાશીથી નીકળ્યો-તેણે રસ્તામાં જરાપણ વીસામો લીધો નહીં.

જ્યારે તે બોખારા શેહર આગળ આવી પહોંચ્યો-ત્યારે તેણે તમામ મયદાન અને જંગલમાં લશ્કર પાથર્યું.

પછી તેણે લશ્કરને કહ્યું કે “જ્યાં સુધી તે નદી ઓળંગીને

બપયકારે મન્ પીશ આરદ્ સેપાહ્
મગર્ બાઝ્ આહમ્ અઝ્ ફીને શાહ્
વઝાન્ પસ્ બેપુર્સીદ્ કઝ્ શાહ્રયાર્
નમાનદ્ ઈચ્ ફર્ઝન્દ્ કાયદ્ બકાર્
૪૦૪ જહાનદાર્ ખુસરૂ બેશાહર્ નદાશ્ત
પેસર્ ગર્ નબુદ્ હીચ્ દોખ્તર્ નદાશ્ત
કે ઊરા બેયારીમો યારી દેહીમ
બમાહૂય બર્ કામગારી દેહીમ
બદૂ ગોફ્ત બર્સામ કય નામદાર્
સરૂઆમદ્ બરીન્ તોખ્મહ્ બર્ રૂઝગાર્
બશાન્ શાહ્રહા તાઝેયાનરાસ્ત દસ્ત
કે નહ્ શાહ્ આન્દો ન આઝર્ પરસ્ત
ચુ બેશનીદ્ બીઝન્ સેપહ્ બર્ ગેરેફ્ત
ઝે કારે જહાન્ દસ્ત બર્ સર્ ગેરેફ્ત
તલાયહ્ બેયામદ્ કે આમદ્ સેપાહ્
બબયકન્દ્ સાઝન્દ્ હમી રઝ્મગાહ્
સેપાહી બકશ્તી બર્ આમદ્ ઝે આબ્
કે અઝ્ ગર્દ્ પયદા નબુદ્ આફ્તાબ્
સેપહ્દાર્ બીઝન્ બપીશે સેપાહ્
બેયામદ્ કે સાઝદ્ હમી રઝ્મગાહ્
ચુ માહૂએ સૂરી સેપહ્રા બદીદ્
તો ગોફ્તી કે જાનશ્ ઝે તન્ બર્ પરીદ્
ઝે બસ્ જઉશનો ખૂદો ચીની સેપર્
ઝે બસ્ નીઝહો ગોર્ઝો ચાચી તબર્
૪૦૫ ધમી શુદ્ બરાબર્ સફ્ બર્ કશીદ્
હવા નીલગૂન શુદ્ ઝમીન્ નાપદીદ્

મારી સાથ લડવા માટે લશ્કર આગળ લઈ આવે-ત્યાં સુધી તમો હાલ ઉતાવળ કરતા ના ત્યાર પછીજ તેની પાસેથી હું પાદશાહનો વળતો કીનો લઇશ."

પછી તેણે પૂછ્યું કે "શું આ પાદશાહનું-કોઇ એવું ફરજંદ નથી રહ્યું કે જે પાદશાહી માટે કામ લાગે?

દેશના નેગહબાન પાદશાહનો કોઈ ભાઇ નહીં હતો-અગર છોકરો પણ નહીં હતો તો શું એકુ છોકરી પણ તે નહીં ધરાવતો,

કે તેણીને આપણે અત્રે લાવી પાદશાહી આપવામાં મદદ કર્યે-અને તેણીને માહૂય ઉપર આપણે ફતેહ અપાવ્યે?"

બરસામે તેને કહ્યું કે "આ નામદાર!-એ ખાન્દાનનો વખતજ પુરો થઈ ગયો છે.

અને ઇરાનના સઘળાં શેહરો ઉપર અરબ લોકોનો કાબૂ બેઠો છે-હવે કોઈ પાદશાહ પણ નથી રહ્યો અને કોઇ આતશની સંભાળ કરનાર પણ નથી રહ્યો."

જ્યારે બીઝને એવું સાંભળ્યું ત્યારે લશ્કર આગળ ચલાવ્યું-અને જેહાનના આવાં કામ માટે અફસોસ કરવા લાગ્યો.

હવે તલાયાએ આવી ખબર આપી કે "માહૂયનું લશ્કર આવી લાગ્યું છે-અને તે પોતાની લડાઈની જગ્યા બયકન્દ શેહરમાં બનાવે છે.

વહાણોમાં બેસી એક ભારી લશ્કર નદી ઓળંગી આવ્યું છે-કે જેની ધૂળથી આફતાબ પણ દેખાતો નથી."

આથી સરદાર બીઝન લશ્કરની હરોલમાં-આવ્યો કે પોતાની લડાઈગાહ તૈયાર કરે.

જ્યારે માહૂએ સૂરીએ તે લશ્કર જોયું-ત્યારે જાણે તેનો જીવજ તનમાંથી ઉડી ગયો.

તેનાં પુષ્કળ બખ્તરો, લોઢાંની ટોપીઓ અને ચીનાઇ બનાવટની ઢાલો-તેમજ પુષ્કળ નેઝાઓ, ગોર્ઝો અને ચાચી કુવાડીઓ જોવાથી,

તે ગમગીન થયો અને તેની સામે પોતાનાં લશ્કરની સફ ખેંચી-જેથી હવા બહુ રંગની બની અને ઝમીન અણદીઠ થઇ ગઇ.

## ગેરેફ્તાર્ શુદને માહૂએ સૂરી વ કોશતહ્ શુદનશ્ બફર્માને બીઝન્.

બીઝન્ સેપહ્રા હમહ્ રાસ્ત કર્દ્
બઈરાનેયાન્ બર્ કમીન્ ખાસ્ત કર્દ્
બેદાનેસ્ત માહૂય અઝ્ કલ્બ્ગાહ્
ખોરૂશાન્ બેરફ્ત અઝ્ મેયાને સેપાહ્
નેગહ્ કર્દ્ બીઝન્ દેરફ્શશ્ બદીદ્
બેદાનેસ્ત કુ જસ્ત ખાહદ્ ગુઝીદ્
બબર્સામ ફર્મૂદ્ કઝ્ કલ્બ્ગાહ્
બયક્ સૂ ગુઝાર્ આનમે દારી સેપાહ્
નબાયદ્ કે માહૂએ સૂરી ઝે જન્ગ્
બેતર્સદ્ ઝે જયહૂન કશદ્ બી દરન્ગ્
બતીઝી બેરવ્ ચશ્મ જુ બર્ મદાર્
કે બા ઊ દેગર્ ગૂનહ્ સાઝીમ કાર્

## માહૂએ સૂરીનું પકડાઈ જવું અને બીઝનનાં ફર્માનથી તેનું માર્યુ જવું.

જ્યારે બીઝને સઘળું લશ્કર તૈયાર કીધું-ત્યારે તેણે પ્રથમ ઇરાનીઓ ઉપર અચિન્તો હુમ્લો કરવાનો વિચાર કીધો

માહૂય તુરતજ તે ચેતી ગયો જેથી પોતે કલ્બગાહમાંથી-પોકાર કરતો લશ્કર વચ્ચેથી નાસી જવા લાગ્યો.

બીઝને નજર કીધી અને તેનો ઝુંડો જોયો-જેથી તે સમજી ગયો કે માહૂય છટકી જવા માગે છે.

આથી તેણે બરસામને ફર્માવ્યું કે "કલ્બગાહમાંથી-તું તારાં લશ્કરને એક બાજૂ લઇ જા.

એવું નહીં બનવું જોઇયે કે માહૂએ સૂરી લડાઇથી-ડરી જઇને એકદમ જયહૂન નદી પાછી ઓળંગી જાય.

તું શેતાબ દોડતો જા તેની ઉપરજ નજર રાખજે-આપણે તેની સાથ જુદી રીતેજ કામ લઇશું."

ચુ બરૂસામે ચીની દેરફૂશાહ બેદીદ
સેપહરા સરાસર બયક્સૂ કશીદ
હમી તાખ્ત તા પીશે રીગે ફરબ
પુર આઝંગ રોખ પુર ઝે દુશ્નામ લબ
મફરા બરીગે ફરબ દર બેયાફૂત
રેકાબશ ગેરાન્ કર્દો અન્દર શેતાફૂત
ચુ નઝદીકે બા ઊ બરાબર બેબૂદ
બેઝદ ખન્જર ઊરા દેલીરી નમૂદ
કમરબન્દ બેગ્રીફૂતો ઊરા ઝે ઝીન
બર આવર્દો નાગાહ ઝદ બર ઝમીન
ફેરૂદ આમદો દસ્તે ઊરા બેબસ્ત
બપીશ અન્દર અફગન્દો ખુદ બરનેશસ્ત
હમાન્ગહ રસીદન્દ યારાન્ બદૂય
હમહ દસ્ત અઝ શુદ પુર અઝ ગોફૂતગૂય
બબરસામ ગોફૂતન્દ કય શાહબર
બેબાયદ ઝદન ગર્દનશ બર ગુઝર
ચુનીન્ દાદ પાસોખ કે ઈન્ રાહ નીસ્ત
કઝીન્ યાફૂતન બીઝન આગાહ નીસ્ત
હમાન્ ગહ બબીઝન રસીદ આગહી
કે આમદ બદસ્ત આન્ બદ આઇન્ રહી
ચુ બેશ્નીદ બીઝન દેલશ શાદ ગશ્ત
બેનાઝીદ ઝન્દીશહ આઝાદ ગશ્ત
ખોરૂશી બર આવરદ બીઝન ચુ શીર
ઝે તુર્કાન્ બેરફૂતન્દ ચન્દી દેલીર
સેગાલીદહ બા વકુ દેગર સાખ્તન્દ
હમહ ચારએ કોશ્તન્ અન્દાખ્તન્દ
હરાન્ કસ કે દીદન્દ અઝાન્ બારગાહ
બેકોશ્તન્દ નાગાહ બીમર સેપાહ
બતારાજ બોર્દન્દ બારો બનહ
કશીદન્દ માહુયરા બરહનહ
ગુનહગાર ચૂન્ રૂએ બીઝન્ બેદીદ
ખેરદ શુદ ઝે મગઝશ હમહ નાપદીદ
શુદ અઝ બીમ હમચૂન તને બી રવાન્
બસર બર પરાગન્દ રીગે રવાન્
બદૂ ગોફૂત બીઝન કે અય બદનેઝાદ
કે ચૂન્ તૂ પરસ્તાર કસરા મબાદ
ચેરા કોશ્તી આન્ દાદગર શાહરા
ખોદાવન્દે પીરૂઝીઓ ગાહરા
પેદર બર પેદર શાહો ખુદ શહરયાર
ઝે નૂશીરવાન્ દર જહાન્ યાદગાર
ચુનીન્ દાદ પાસોખ કે બર બદકુનેશ
નેયાયદ મગર કોશ્તનો સર્ઝનેશ
બદીન્ બદ કુનૂન ગર્દને મન બઝન્
બેયન્દાઝ દર પીશે ઈન અન્જુમન્
બદૂ દાદ પાસોખ કે અયદૂન કુનમ
કે કીન્ અઝ દેલે ખીશ બીરૂન કુનમ
બશમ્શીર દસ્તશ બેબુરીદો ગોફૂત
કે ઈન્ દસ્તરા દર બદી નીસ્ત જોફૂત
ચુ દસ્તશ બેબુરીદ ગોફૂતા દો પાય
બેબુરન્દ તા માનદ ઈદર બજાય

જ્યારે બરસામે ચીનીએ માહુયનો ઝુંડો જોયો-ત્યારે પોતાનાં તમામ લશ્કરને એક બાજૂએ કીધું.

તે ફરબ નદીના કિનારા તરફ દોડયો-તેનો ચેહરો ગુસ્સા ભરેલો હતો અને મોઢેથી ગાળ આપતો હતો.

તેને ફરબ નદીના કિનારા ઉપર પકડી પાડયો-તેણે ઘોડાને દોડાવી તેની ઉપર ધસારો કીધો.

જ્યારે તે છેક તેની નઝદીક આવી લાગ્યો-ત્યારે બહાદુરી દેખાડી ૪૦૬
તેની ઉપર એક તલવારનો ઝર્બ માર્યો.

અને તેનો કમરબંદ પકડી ઝીન ઉપરથી-ઉઠાવીને એકદમ ઝમીન ઉપર પટકયો.

પછી પોતે ઘોડા ઉપરથી નીચે ઉતરી તેના હાથ બાંધ્યા-તેને પોતાની આગળ નાખી તે પાછો સ્વાર થયો.

તેજ વખત બરસામના મદદગારો પણ આવી લાગ્યા-જેથી તમામ મયદાન ચર્ચા ભરેલું બન્યું.

તેઓએ બરસામને કહ્યું કે "ઓ રાહબર!-એને તો આ રસ્તા ઉપરજ ગર્દન મારવો જોઇયે."

તેણે જવાબ દીધો કે "આ સૂચના વાજબી નથી-કારણકે હજી એના પકડાવાથી બીઝન વાકેફ થયો નથી."

હવે તુરતજ બીઝનને ખબર મળી-કે "પેલો બદ ચાલનો નોકર કયદ પકડાયો છે."

જ્યારે બીઝને એવું સાંભળ્યું ત્યારે તેનું દિલ ખુશહાલ થયું-પોતે શાદમાન બની સઘળા વિચારથી મોકળો બન્યો.

બીઝને સિંહની માફક એક પોકાર માર્યો-તુર્કીઓમાંથી ઘણાક દેલીરો ત્યાં ગયા.

તેઓએ એકબીજા સાથ વિચાર ચલાવીને-તેને મારીજ નાખવાનો સઘળો ઠરાવ કીધો.

માહુયની દરબારમાંના જે કોઇ શખ્સો તેઓને મળ્યા-તેઓને તુર- ૪૦૭
તજ કતલ કીધા. એમ કરી તેનું મોટું લશ્કર મારી નાખ્યું.

તેઓનો સઘળો અસ્બાબ અને સામાન લૂટી લીધો-અને માહુયને ઊઘાડે શરીરે ઘસડી લઈ ગયા.

તે ગુનેહગાર શખ્સે જ્યારે બીઝનનો ચેહરો જોયો-ત્યારે તેનાં મગઝમાંથી અકલ ગુમ થઈ ગઈ.

ધાસ્તીથી તે મૂવેલા જેવો થઈ ગયો-પોતાનાં સર ઉપર ઉડતી રેતી છાંટવા લાગ્યો.

બીઝને તેને કહ્યું કે "ઓ બૂરી બુન્યાદના શખ્સ!-તારા જેવો ગુલામ તો કોઇનો પણ ના હોતો!

તેં તે ફતેહમંદી અને તખ્તના સાહેબ દાદગર પાદશાહને શા માટે મારી નખાવ્યો?

જેના બાપદાદાઓ પાદશાહ હતા અને તે પોતે પણ પાદશાહ હતો-અને દુન્યામાં નોશીરવાનની યાદગારી તરીકે રહેલો હતો"

માહુએ જવાબ આપ્યો કે "આવાં બૂરાં કામ કરનારને-તો મારી નાખવા અને તેની ઉપર લઅનત નાખવા સિવાય બીજું કાંઇ ઘટારત નથી.

એમજ બનવાનું હતું તે બન્યું હવે તું મને ગર્દન માર-અને આ લોકોની સામે ફેંકી દે."

તેણે જવાબ આપ્યો કે "હા, હું એમજ કરીશ-કે તેમ કર્યાથીજ હું મારાં દિલમાંથી કીનો બાહેર કાઢીશ."

પછી તલવારે કરી તેના હાથ કાપી બોલ્યો-કે "આ હાથનો બદી ૪૦૮
કરવામાં કોઈ બીજો જોડિયોજ નથી."

જ્યારે તેના હાથ કાપ્યા ત્યારે તેણે હોકમ કીધો કે "એના બેહુ પગ પણ-કાપી નાખે કે જેથી એ અહીંજ પડી રહે."

બેફરમૂદ તા ગૂશો બીનીશ પસ્ત
બેબુરરન્હો બર્ બારગી બર્ નેશસ્ત
બેફરમૂદ કીનરા બહીન્ રીગે ગરૂમ
બેદારીદ તા ખાબશ આયદ બશરૂમ
બેહી બર્ કશીદન્દ સર્ તા બપાય
બર્ આમદ ઝે દર્ નાલએ કરૂરનાય
મનાદીગરી ગેર્દે લશ્કર્ બેગશ્ત
બદર્ગાહે હર્ ખયમઈ બર્ ગુઝશ્ત
કે અય બન્દગાને ખોદાવન્દે કોશ
મશૂરીદ હર્ જાય બીહુદહ હોશ
ચુ માહુય બાદ આનકે બર્ જાને શાહ
ન બખ્શીદ હરગેઝ મબીનાદ ગાહ
યકી મેહતરી બૂદ નામશ ગોરાઝ
કઝુ બૂદ માહુયરા કામો નાઝ
નેગહબાને મર્વ અન્દર્ આન્ રૂઝગાર્
ચુ માહુય શુદ કોશ્તહ બર્ ખારો ઝાર્
ફોરૂઝન્દએ ઊ ચુ મેહતર્ પેસર્
હમી સાખ્ત અઝ બહરે ઊ તાજે ઝર્
ચુ માહુયરા તીરહ શુદ રૂઝગાર્
બમર્વ અન્દર્ આમદ ઝે હર્ સૂ સવાર્
બેતૂફીદ જંગો બર્ આમદ ખોરૂશ
શુદ આન્ મરૂઝ યકસર્ પુર્ અઝ જંગો જૂશ
ગોરાઝ અન્દરાન્ તીરગી કશ્તહ શુદ
હમહ દૂદહરા રૂઝ બર્ ગશ્તહ શુદ
સે. પૂરે ગુઝીનશ બલશ્કર્ બુદન્દ
હમાન્ હર્ સે બા તખ્તો અફસર્ બુદન્દ
હમાન્ જા બલન્દ આતેશી બર્ ફોરૂખ્ત
પેદર્રાઓ હરસેહ પેસર્રા બેસૂખ્ત
અઝાન્ તોખ્મહ કસ દર્ ઝમાનહ નમાન્દ
વગર્ માન્દ હર્ કસ કે દીદશ બેરાન્દ
બુઝોર્ગાન્ બદાન્ દૂદહ નફરીન્ કુનન્દ
સર્ અઝ કોશ્તને શાહ પુર્ કીન્ કુનન્દ
કે નફરીન્ બદૂ બાદો હરગેઝ મબાદ
કે ઊરા ન નફરીન્ ફેરેસ્તી બદાદ
ગુનહગાર્ બુદ બીઝને તુરક નીઝ
વરા નીઝ હમ બર્ સર્ આમદ કફીઝ
ખેરદરા ચુનાન્ મરૂદ બીગાનહ ગશ્ત
અઝાન્ પસ શનીદમ કે દીવાનહ ગશ્ત
હમી બૂદ તા ખીશતન્રા બેકોશ્ત
ઝહી ચર્ખે ગર્દન્દએ ફૂઝ પોશ્ત

તેણે ફરમાવ્યું કે "તેના કાન અને નાખ પણ કાપી નીચે નાખો." પછી તે પાછો ઘોડા ઉપર સવાર થયો.

અને હોકમ કરી ગયો કે "એને આ ગરમ રેતી ઉપરજ-રહેવા દેજો કે એ શરમનો માર્યો સુઇ જાય."

તેના નોકરોએ તેને ચામડાંની દોરીથી પગથી માથાં સુધી બાંધી લીધો-ત્યારબાદ બીઝનની દરબારમાંથી રણશિંગડાંના આવાઝ નીકળ્યા.

એક દાંડી પીટનારો માહુયનાં લશ્કરની છાવણીમાં ફર્યો-તમ્બુએ તમ્બુ ફરી વળ્યો.

અને દાંડી પીટી કે "ઓ પોતાના શેઠને મારનારા નોકરો!-તમારી જગ્યાએથી ખબરદાર બાહેર નીકળતા ના!

માહુય કે જેણે પોતાના પાદશાહ ઉપર દયા નહીં દેખાડી તેના જેવા હાલ તમારા થશે. તમોને કદી પણ કેઠે આસરો મળશે નહીં."

હવે માહુયનો એક ગોરાઝ નામનો સરદાર હતો-કે જેનાથી માહુયને ઘણીજ ખુશહાલી અને મગરૂરી હતી,

તે તે વખતે મર્વનો નેગેહબાન હતો-જ્યારે માહુય ખુવારી સાથ માર્યો ગયો,

ત્યારે તેનાં ખાન્દાનને દીપાવનારા જેવા તેના વડા બેટા માટે સોનેરી તાજ તૈયાર કરતો હતો.

જ્યારે માહુયનો દહાડો સીઆહ બન્યો-ત્યારે મર્વમાં પણ ચો તરફથી બીઝનના સવારો દાખેલ થયા.

લડાઇ ચાલી અને પોકારો ઉઠયા-તે તમામ મુલક લડાઇ અને ગડબડ ભરેલો થયો.

તે લડાઇમાં ગોરાઝ માર્યો ગયો-અને તેનાં આખાં કુટુંબનો દહાડો બરગશ્તે થયો.

તેના ત્રણ બેટા લશ્કરમાં જોડાયલા હતા-તેમજ તે ત્રણે તખ્ત અને તાજ સાથના હતા.

તેજ જગ્યાએ એક મોટી આગ સળગાવી-અને તેમાં પેલા બાપને અને તેના ત્રણે બેટાઓને બાળી નાખ્યા.

તેનાં તોખ્મમાંથી દુન્યામાં કોઇ રહ્યો નહીં-જો રહ્યો તો તેને જે કોઇએ જોયો તેણે હાંકીજ કાઢયો.

બુઝોર્ગો તે કુટુંબ ઉપર લઅનત નાખે છે-અને પાદશાહને મારી નાખવા માટે પોતાના સર કીના ભર્યાં બનાવે છે,

કે "તેની ઉપર લઅનત હોજો! અને એમ ના બનતું કે તું ઇન્સાફને ખાતેર તેની ઉપર લઅનત નહીં નાખે."

પેલો તુર્કી બીઝન પણ ગુનેગારજ હતો-તેની ઝિંદગીનો પણ એવોજ અંત આવ્યો.

તેણે એવી તો અકલ ખોહી દીધી-કે મેં સાંભળ્યું કે ત્યાર પછી તે ગાંડો થઈ ગયો.

આવી દેવાનાપણાની હાલતમાં તે હતો, શેવટે તેણે આપઘાત કીધો-શાબાશ! ઓ વાંકી પીઠનાં આસ્માન! શાબાશ!

## તારીખે અન્જામે શાહ્નામહ્.

સરૂ આમદ્ ફુનૂન્ કેસ્સએ યઝદગેરૂદ્
બમાહે સેફન્દારૂમઝ રૂઝે એરૂદ્
ફુનૂન્ ઝીન્ સેપસ્ દઉરે દીગરૂ બુવદ્
સખુન્ ગોફ્તન્ અઝ્ દીનો મેઝ્અરૂ બુવદ્
ઝે હેજરત શુદહ્ પન્જ્ હશ્તાદ્ બારૂ
કે ગોફ્તમ મન્ ઈન્ નામએ શાહ્વારૂ
તને શાહ્ મહ્મૂદ્ આબાદ્ બાદ્
સરશ્ સબ્ઝ બાદા દેલશ્ શાદ્ બાદ્
ચુનાનશ્ સેતૂદમ કે અન્દરૂ જેહાન્
સખુન માનદ્ અઝ્ આશ્કારો નેહાન્
મરા અઝ્ બુઝોર્ગાન્ સેતાયેશ્ બુવદ્
સેતાયેશ્ વરા દરૂ ફેઝાયેશ્ બુવદ્
કે જાવીદ્ બાદા ખેરદ્મન્દ્ મરૂદ્
હમીશહ્ બકામે દેલશ્ કારૂ કરૂદ્
બદ્ માન્દમ ઇન્ નામહ્ રા યાદ્ગારૂ
બશશ્ બીવરૂ અબ્યાતશ્ આમદ્ ઝે યાદ્
જમાનમ સરૂ આવરૂદ્ ગોફ્તો શનીદ્
ચુ રૂઝે જવાની બપીરી રસીદ્
ચુ ઈન્ નામવરૂ નામહ્ આમદ્ બબુન્
ઝે મન્ રૂયે કેશ્વરૂ બેશુદ્ પુરૂ સખુન્
હરાન્ કસ કે દારદ્ હોશો રાયો દીન્
પસ અઝ્ મરૂગ્ બરૂ મન્ કુનદ્ આફરીન્
નમીરમ અઝીન્ પસ કે મન્ ઝેન્દહ્ અમ
કે તોખ્મે સખુનરા પરાગન્દહ્ અમ
બુઝોર્ગાનો બા દાનેશ આઝાદગાન્
નેશસ્તન્દ્ યકુસરૂ હમહ્ રાયગાન્
નેશસ્તહ્ નઝારહ્ મન્ અઝ્ દૂરૂ શાન્
તો ગોફ્તી બુદમ પીશ મઝ્દૂરૂ શાન્
બોઝ અહ્સન્તઅઝીશાન્નબુદ્બહ્રહ્ અમ
બેકફ્ત અન્દરૂ અહ્સન્ત શાન્ જહ્રહ્ અમ
અઝાન્ નામવરૂ નામદારાને શહ્રૂ
અલી દીલમો બૂદલફૂરાસ્ત બહ્રૂ
કે હમ્વારહ્ કારમ બખૂબી રવાન્
હમી દાશ્તન્દી બરઉશાન્ રવાન્
અબૂએકુરો રબ્વાકૂ બેસ્યારૂ ચીઝ
બદીન નામહ્ અઝ્ મેહ્તરાન્ યાફ્ત ચીઝ
ચુ બુગઝશ્ત સાલ અઝ્ બરમ શસ્તો પન્જ
ફેઝૂન્ કર્દમ અન્દીશએ દર્દો રન્જ
સરે બદ્રહાએ કેહન્ બસ્તહ્ શુદ્
વઝાન્ બન્દ્ રઉશન્ દેલમ ખસ્તહ્ શુદ્
બતારીખે શાહાન્ નેયાઝ્ આમદમ્
બપીશ અખ્તરે દીરૂસાઝ્ આમદમ્
સીઓ પન્જ સાલ અઝ્ સરાએ સેપન્જ
બસી રન્જ બોર્દમ બઉમ્મીદે ગન્જ

## શાહનામુ પુરૂં કરવાની તારીખ.

હવે માહ સફંદારમદ અને અશીશવંગ રોઝે-યઝદગેર્દ પાદશાહની તવારીખ પુરી થઇ.

હવે પછી કોઇ બીજાનીજ સત્તા ચાલશે-અને માત્ર દીનધર્મ અને ઉપદેશાસનનીજ વાતો ચાલશે.

હિજરી સને ચારસો પુરો થયો હતો-કે મેં પાદશાહોની તવારીખ લખી પુરી કરી હતી.

પાદશાહ મહમૂદ સદા તનદુરોસ્ત રહેજો-અને તેનો જીવ આત્મા ખુશ રહેજો!

મેં તેના એવા ગુણ ગાયા છે કે દુન્યામાં-તે સખુનો ઝાહેરમાં તેમજ બાતેનમાં હમેશે યાદ રહી જશે.

મોટા માણસો મારી તારીફ કરશે-તેથી તેની વખાણમાં ઉમેરો થશે.

કે તે દાનેશમંદ કવિ (ફિર્દોસી) અમર થજો!-કારણકે તેનાં (સુલ્તાનનાં) દિલની ખાહેશ મૂજબ તેણે કામ કર્યું છે.

આ કેતાબ જેમાં મારી જોડેલી સાઠ હજાર બયતો સમાયલી છે-તે મારી પાછળની યાદગારી તરીકે હું તેને સોંપી જાઉં છું.

જ્યારે મારી જવાનીનો બૂઢાપો આવ્યો છે-ત્યારે ઝમાનાએ મારા ૪૧૧
કહેવા સાંભળવાનો પણ અંત લાવી મેલ્યો છે.

જ્યારે આ નામીચી તવારીખ પુરી થઈ-ત્યારે તમામ દેશમાં મારીજ વાત ચાલવા લાગી

જે માણસ હોશ્યાર, વિચારવંત અને દીનદાર હશે-તે મારા મરવા બાદ મારી ઉપર દોઆ કરશે.

આ લખાણથી હું મરીશ નહીં, પણ અમર રહીશ-કારણકે દુન્યામાં મેં કવિતાનાં બીજ વાવ્યાં છે.

મેહનતના બદલાની કાંઈ પણ આશા વગર મોટા મોટાઓની અને દાનેશમંદ ગ્રહસ્થોની એક સભા મળી.

હું તો ગોયા તેઓનો નોકર હતો-અને તેથી તેઓથી દૂર જોતો બેઠો.

શાબાશી સિવાય તેઓથી બીજું કશુંએ મારે ફાલે આવ્યું નહીં-તેઓની શાબાશીના બોજાથી મારો પિત્તો ફાટી ગયો.

તે સભામાં બિરાજેલા નામવર શેહરીઓમાં-અલી દીલમ અને બૂદલફ નામના સભાસદોએ તે કામમાં મોટો ભાગ લીધો હતો.

મારી તવારીખનાં લખાણોને તપાસી ગોઠવવાનું કામ ઘણી બાહોશીથી ચલાવતા હતા.

આ તવારીખની નકલ કરવાનાં કામ માટે અબૂએક અને રબ્વાકને મોટાં મોટાં માણસોથી મોટાં ઇનામો મળ્યાં હતાં.

જ્યારે મારી ઉમર પાંસટની ઉપર ગઇ-ત્યારે મારાં દુઃખ અને સંક- ૪૧૨
ટમાં વધારો થયો.

આગળી પાદશાહી બક્ષેશની થેલીઓનાં મોં બંધ થઈ ગયાં-અને તેથી મારો સુખી જીવ દુઃખમાં પડિયો.

ઈરાનના પાદશાહોની તવારીખ મેં લખી છતાં મારી ઉપર મુફલેસી આવી પડી-મારો વેરી ગ્રહ મારી સામે પાછો આવી ઉભો.

આ ત્રણ પાંચ દિવસની જિંદગી ગુઝારવાની દુન્યામાં મોટી બક્ષેશ લેવાની ઉમેદમાં પાંત્રીસ વર્ષ સુધી મેં પુષ્કળ રંજ ખેંચી છે.

ચુ બરૂબાદ દાદન્દ રન્જે મરા
નબુદ હાસેલી સીઓ પન્જે મરા
ચુ સાલ અન્દરૂ આમદ બહફતાદો યક
હમી ઝીરે શેઅરૂ અન્દરૂ આમદ ફલક
હુસયને કતીબ્ અસ્ત અઝ આઝાદગાન્
કે અઝ મન નખાહદ સખુન રાયગાન્
અઝૂયમ ખુરો પૂશેશો સીમો ઝરૂ
અઝું યાફતમ જુમ્બેશી પાઓ પરૂ
નયમ આગહ અઝ અસ્લો ફરૂઓ ખરાજ
હમી ગલતમ અન્દરૂ મેયાને દવાજ
કુનૂન ઉમરૂ નઝદીકે હસ્તાદ શુદ
ઉમીદમ બયકબારૂ બરૂબાદ શુદ

જ્યારે મારા દુશ્મનોએ મારી મેહનતની બરબાદી કીધી-ત્યારે મારાં પાંત્રીસ વર્ષ ફોકટમાં ગયાં.

જ્યારે મારી ઉમર એકોતેર વર્ષની થઈ-ત્યારે ફરતાં આસ્માને આજેઝ થઈ મારી કવિતાની પૂઠ છોડી.

સદ્‌ગુણી ગ્રહસ્થોમાંનો એક ગ્રહસ્થ હુસેને કતીબ (તુસનો હાકેમ) છે-કે જે મારી બયતો ફોકટમાં માગતો નથી.

ખોરાક, પોશાક અને પૈસા મને તેનાથી મળે છે-મારી ઝિંદગી તેનીજ મદદથી ગુઝારૂં છું.

મારી આવક અને ખર્ચની મને કશી ખબર નથી-હું મારાં બિછાનામાં સુખ ચેનથી લોટું છું.

મારી ઉમર નઝદીક એંસીની થવા આવી હવે મારી ઝિંદગીની ઉમેદ કાંઈ રહી નથી.

છે ફિર્દોસી આ તારૂં વિખ્યાત નામ
જગત છોડી ફિર્દોસે તે લીધું ઠામ
શરીરે દટાયો તું નામે હયાત
સદા રહેજો આ તારી કીર્તિની વાત
કહે "શાહ બાશ" આ ઝમીનો ઝમાન
કરે આફ્રીન તું ઉપર આસમાન
હમીરો બફેર્દોસ જાએ તો બાદ!
રવાન તારૂં ખુશ રહેજો ઓ નીકઝાદ!

વૉલ્યુમ ૧૦ મું (છેલ્લું) સમાપ્ત.